# તાતાનું ખાનદાન

ટેક્ષટાઇલ્સ
નં ૭



આકાશમાં
વિહંગન

તમે ઘણી વાર દૂરથી કોઇ ધેરો અવાજ આવતો સાંભળ્યો હશે અને 'શું' છે તે જાણવાની ઇચ્છાથી તમે બહાર દોડીને જુઓ છો તો તમારા માથા ઉપરથી ઉડી જતું અને જાણે કે કોઇ દિશામાંથી એ ચિત્ર નજરે આવતું અને પાછું આકાશના અગાધ અંતરપટમાં અદૃશ્ય થઇ જતું એરોપ્લેન જોઇને તમને આનંદ થાય છે. તમને આ જોવાનું ગમે છે અને તરતજ તમને થાય છે કે 'મને પણ એરોપ્લેનમાં બેસવાનું મળે તો કેવું સારું!'

ખરેખર! એરોપ્લેન આધુનિક યુગનું એક અદ્ભુત સાધન છે. તેણે જિંદગીની દરેક વસ્તુઓનો વેગ વધાર્યો છે એટલું જ નહિ પણ તેણે સમય અને સ્થાનના અંતરાયોને દૂર કરીને દુનિયાના જુદા જુદા દેશો વચ્ચેનો એક બીજા સાથેનો વ્યવહાર વધારવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. હવે જો તમે મુંબઇથી લંડન ૨૪ કલાકમાં પહોંચવાની આશા રાખો તો તેને શેખચલ્લીના સ્વપ્ના તરીકે ગણી ન શકાય. દંતકથામાં સાંભળેલી વાતો આજે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ.

હિંદ પણ દુનિયાની પ્રગતિ સાથે દિનપ્રતિદિન આગળ વધી રહ્યું છે અને દેશના મુલ્કી હવાઇ વાહનના મોરચામાં આજે 'તાતા એર લાઇન્સ' મોખરે આવે છે. કરાચીથી કોલંબો વચ્ચે અને મુંબઇથી દિલ્હી વચ્ચે રોજ તેમની સર્વિસ દોડે છે. કલકત્તા અને હિંદની બીજી જગ્યાએ જવા માટે પણ તેઓ પાસે સગવડ છે.

આ વાર્તામાળાનો આ ભાગ
કાપી લો અને તેને ટાઇમ્કો
સ્ક્રેપ બુકમાં રાખી મૂકો




ધી તાતા ઓઇલ મીલ્સ કંપની લીં૦

## ટોમકો સેલ્સ ડીપાર્ટમેન્ટ

લાલ દરવાજા, અમદાવાદ

# આજીવન

વર્ષ સાતમું : વૈશાખ ૨૦૦૨ : મે ૧૯૪૬ : અંક સાતમો

## લગનગાળો

ધૂમકેતુ

**આ**જના તમામ પ્રશ્નો એક પ્રશ્નમાં સમાઈ જાય છે. તમામ પ્રશ્નોનું મૂળ એક જ પ્રશ્નમાં રહ્યું છેઃ અને તે પ્રશ્ન આઃ 'આપણે ક્યાં સુધી આવી ભ્રમણાત્મક સમાજરચનાને ચલાવ્યા કરીશું ?'

આપણી અત્યારની સમાજરચના કેવળ ભ્રમ ઉપર રચાયેલી છે. એમાં જે વસ્તુ મહત્ત્વની નથી એને મહત્ત્વની ગણવામાં આવે છે ને જે વસ્તુ મહત્ત્વની છે એને ગૌણ માનવામાં આવે છે. એનું એક જ ઉદાહરણ લઈએ તો વરસોવરસ ફૂટી નીકળતા વિવાહ લ્યો. એમાં ખોટો ઠાઠમાઠ, ધમાલ, કૃત્રિમતા, વ્યાવહારિક ડહાપણ અને નિમાલ્ય અસંગતિઓ નજરે પડશે. અને મૂળ જે મહત્ત્વનો પ્રશ્ન છે—સંસારમાં એવી બે વ્યક્તિઓને પાસે પાસે લાવવામાં આવે છે કે તેઓ એકબીજાના વધુ પરિચયદ્વારા, એમની પાસે જે કાંઈ શક્તિ છે, એ શક્તિનો સંપૂર્ણ વિકાસ સાધે અને લોકસંગ્રહમાં પોતપોતાની નવીનતાનો અંશ અર્પે—એ આખો મૂળ પ્રશ્ન, એના ઉપર કોઈ દિવસ કોઈ વિચાર કરવા માટે થોભતું પણ નથી. આમ કરીએ તો સારું લાગે ને આમ ન કરીએ તો ફલાણાને ખોટું લાગે. આવી કેવળ રૂઢિજન્ય કૃત્રિમતામાં જીવનનો આ મહાન પ્રસંગ પતાવી દેવામાં આવે છે. એ પ્રશ્નને આવી રીતે પતાવી દેવાની આપણી ઉતાવળે અને એ પ્રશ્નને વ્યવહારુ ગણવાની આપણી મૂર્ખાઈએ, આપણું પ્રજા તરીકેનું હીર ચૂસી લીધું છે. જે પ્રજામાંથી અનેક વિરલ વ્યક્તિઓ વારંવાર નીકળી આવતી, તે જ પ્રજાનું આજે વિરલ વ્યક્તિઓ વિષેનું દેવાળું કોઈના પણ લક્ષમાં આવતું નથી, એ ખરેખર નવાઈની વાત છે.

કેળવણીદ્વારા કે સંસ્કૃતિદ્વારા પ્રજાનો પલટો થવાની આગાહી કરવામાં આવે છે. કેવળ શક્તિવાન પ્રજા જ પોતાની સંસ્કૃતિને જીવંત રાખી શકશે

એ દીવા જેવું સ્પષ્ટ થઈ ગયું છે. શક્તિ વિષેનો પશ્ચિમી પ્રજાનો ખ્યાલ જંગલી જેવો છે, એ પણ જણાઈ ગયું છે. એવે વખતે આપણી આ પ્રજાએ, વિશ્વની સહાયતા માટે પોતાની સંસ્કૃતિમાં રહેલું અમોઘ શસ્ત્ર રજૂ તો કર્યું છે—અહિંસાનું—પણ એ શસ્ત્ર કાયરનું, ભીરુઓનું અને વ્યવહારુ ડાહી સમાજનું શસ્ત્ર ગણાવાનો ભય ખોટો નથી. દુનિયાની તમામે તમામ પ્રાગતિક શૈલીનો પૂરેપૂરો પરિચય મેળવ્યા પછી જો આ શસ્ત્ર વિશ્વશાંતિનાં ઉકેલ માટે રજૂ કરવામાં આવે, તો જ એની અસર પડે. અત્યારે તો એ એક મહાન વ્યક્તિનું સ્વપ્ન છે, અને બીજા અનેક અર્ધદગ્ધોનું રોટી માટેનું કે મહત્તા માટેનું સાધન છે. મહાન વ્યક્તિનું મહાન સ્વપ્ન—એ એક જમાનામાં ઘણી મોટી વસ્તુ ગણાતી—એ જમાનો કે જ્યારે વ્યકિતની પ્રતિભાને, સામાજિક સામાન્ય શકિતઓ કરતાં ઘણું વધારે મહત્ત્વ અપાતું. આજે આપણે એક વ્યકિતની અસાધારણ શકિત કરતાં, એક સમાજમાં પ્રસરેલી સામાન્ય સમજણની વસ્તુઓને ઘણું વધારે મહત્ત્વ આપવાની સ્થિતિમાં છીએ. ત્રણ કરોડની પ્રજામાં ત્રણ માણસો અસાધારણ રીતે મહાન હોય, તેના કરતાં ત્રીસ લાખ માણસો સામાન્ય સંસ્કૃતિના પરિચયવાળા સમજુ હોય, એ વસ્તુ અત્યારે વધારે અગત્યની છે. જે 'ડીમોક્રસી' માટે ખૂમાબૂમ કરવામાં આવે છે તેના મૂળ સિદ્ધાંતોમાં પણ આ વસ્તુ જ રહેલી છે.

પણ એનો સાર એટલો કે આપણે આપણી સંસ્કૃતિ ને કેળવણી માટે આટલો મોહ રાખતા છતાં જે એક વ્યવહારથી પ્રજાનો તંતુ સતત ચાલવાનો છે ને જેમાં ભવિષ્યની પ્રજાનું બળાબળ રહ્યું છે, તે ક્રિયાને આપણે બેવકૂફોના પ્રદર્શન જેવી બનાવી દીધી છે. એમાં આપણે કોઇ પણ પ્રકારનું વાતાવરણ જ રહેવા દીધું નથી. એને બદલે વાજાં, માંડવાં, દોડા-દોડ, થોડાં રેશમી વસ્ત્રો પહેરેલી પૂતળીઓ, દાળભાતના રેલા, મશ્કરી, હાંસી, મૂર્ખાઇભરેલા વિનોદો, મેણાંટોણાં, અને નાચતમાસા—માં એનું રૂપાંતર કરી નાખ્યું છે. વરવધૂ જે પરણવાનાં છે એમની યોગ્યતા વિષે તો ભાગ્યે જ વિચાર કરવામાં આવે છે. ક્રિયાઓએ એટલું ખોટું મહત્ત્વ મેળવ્યું છે કે જે કારણ માટે આ ક્રિયાઓ માત્ર નિમિત્તરૂપ છે એ કારણનો તો કોઇએ કોઇ દિવસ ખ્યાલ પણ કર્યો હોતો નથી. સારું સ્વચ્છ વાતાવરણ, ઊંચા પ્રકારની રસિકતા, ભાવનાત્મક મનઃવૃત્તિને ઉત્તેજિત કરે એવી વિવિધતા, કૌટુમ્બિક પરિચય ને સ્નેહ વધે એવી યોજના, ભાવિ વરવધૂની જવાબદારી વિષેનો કાંઇક આછો પણ ખ્યાલ આવે એવી ગોઠવણ, આ સઘળી મહત્ત્વની વસ્તુઓને તો આજના વરઘોડાવિવાહમાં પણ ક્યાંય સ્થાન જ મળતું નથી. જે રીતે આપણે આપણા ધર્મમાંથી પ્રાણને કાઢી મૂકીને ખોખાં પર

# બે વાદળીઓ



શ્રી. ખાંડેકર

બન્ને પુરજોશમાં જઈ રહી હતી. પરસ્પર જોરથી અટકાઈ અને ત્યારે જ તેમણે એક-બીજા તરફ જોયું.

એ બંને વાદળીઓ હતી. સફેદ વાદળી ઉપર જઈ રહી હતી. શ્યામ વાદળી નીચે આવતી હતી. સફેદ વાદળીએ તુચ્છતાપૂર્વક શ્યામ વાદળી તરફ જોયું. એક ક્ષણ માટે થોભીને તેણે શ્યામ વાદળીને પૂછ્યું: "તું ક્યાં જાય છે ?"

"હું પૃથ્વી પર જાઉં છું. પણ તું ક્યાં જાય છે ?" શ્યામ વાદળીએ પૂછ્યું.

'સ્વર્ગમાં' સફેદ વાદળીએ ઉત્તર વાળ્યો.

પ્રચંડ ગતિવાળા વાયુની જેમ, શુભ્ર વાદળીએ ઉપર ને ઉપર જવા માંડ્યું. તૂટેલા વિમાનની માફક, શ્યામ વાદળી જલ્દી જલ્દી નીચે ઉતરી રહી હતી. મત્સરી આંખો વડે શુભ્ર વાદળીએ પાછળ જોયું. કેટલી મનોહર અને સોહામણી એ શ્યામ વાદળી લાગતી હતી અને તેમાં ચમકતી, ઝગમગતી અને આંખોને આંજતી વીજળી—જાણે દિવ્યતા, ભવ્યતાનો સાક્ષાત અવતાર !

સફેદ વાદળીએ પોતાની તરફ નિરાશાભરી દૃષ્ટિએ જોયું. વિદ્યુતની એક ક્ષણ, અસ્પષ્ટ ઝલક પણ તેમાં રહી ન હતી.

પરંતુ ફરી તેણે અભિમાન અને ઉત્સાહથી ઉપર જોયું-થોડી જ વારમાં હું સ્વર્ગે પહોંચી જઈશ. એ ખુશી અને શેખીમાં તે સફેદપોશ વાદળી, પેલી કાલીકલૂટી શ્યામ વાદળીના દિવ્ય તેજને વિસરી ગઈ.

થોડી વાર પછી તેણે નજરીને નીચે જોયું. શ્યામ વાદળીની કોઈ નિશાની સુદ્ધાં જણાતી ન હતી. પરંતુ પૃથ્વી, સ્નાનસાગરમાંથી નીકળેલી એક તરુણ રમણીના જેવી સુંદર દેખાતી હતી. ગલીપચી કરાવેલાં બાળકોની જેમ તરુ અને લતા કિલ્લોલ કરી રહ્યાં હતાં. પક્ષીગણ, લીલાંછમ વૃક્ષો પર બેસીને કિલકિલાટ કરતા હતા.

સફેદ વાદળી સ્વર્ગના દ્વાર પર જઈ પહોંચી. તેને એવી આશા હતી કે, તેને ખૂબ જલ્દી ત્યાં પ્રવેશ મળી જશે; પરંતુ દ્વારપાળે તેને અંદર જવા દીધી નહિ. દ્વારપાળે કહ્યું: 'અન્દર એક જ જગા ખાલી હતી અને તે હમણાં જ પુરાઈ ગઈ છે.'

એ અભિમાની શુભ્ર વાદળીએ પોતાની પાછળ કેટલી યે સફેદ વાદળીઓ જોઈ હતી. તેણે વિચાર કર્યો: 'નહિ, કદાપિ નહિ. અહીં કોઈ વાદળી મારી પહેલાં આવી શકી નથી.' ચાટ પડીને તેણે પૂછ્યું: 'સ્વર્ગની તે જગા કોને મળી ?'

'એક શ્યામ વાદળીને.' દ્વારપાળે જણાવ્યું.

'કેમ ?' શુભ્ર વાદળીએ પૂછ્યું.

'હા, સંતપ્ત પૃથ્વીને શાન્તિ અને શીતળતા આપવા માટે તેણે પોતાનું જીવન–સર્વસ્વ હોમી દીધું છે !'

---

શરૂ કર્યાં છે, લગભગ એ જ રીતે આપણે આ સાતત્યના યજ્ઞને પણ ખોખાં જેવો બનાવી મૂક્યો છે. એનું એક અનિવાર્ય પરિણામ એ આવવાનું છે કે પ્રજા તરીકેનું આપણું સ્થાન એટલું તો નીચે જશે કે પછી વિશ્વશાંતિમાં કે સ્મૃશાંતિમાં કોઈ જગ્યાએ, જેમ પશુઓની કોઈ ગણતરી કરતું નથી, તેમ આપણી પણ પ્રજા તરીકે ગણતરી જ રહેશે નહિ.

# ગુર્જર દેશ

ગુણીઅલ મ્હારો ગુર્જર દેશ;
ભવ્ય, અનુપમ રમ્ય પ્રદેશ.

રેવાનાં નીર નિર્મળ વહેતાં, મહીસાગરનાં ગાંડાં પૂર;
વિશાળ આ સાબરનો પટ ને છલકંતુ તાપીનું ઉર!
ગાંડી ભાદર ગર્જવે તીર,
આજીનાં શા અનુપમ નીર!.

લીલી કુંજ ચરોતર ભૂમિ, રસાળ કેવો ભાલ પ્રદેશ!
ઠારે આંખો આમ્રઘટાઓ, વ્હાલેરો મ્હારો આ દેશ!
નાઘેર તણી ભૂમિ પ્રખ્યાત;
ગીર તણું જંગલ વિખ્યાત.

ચોકીઆત આબુ આ ઊભો, પાવાગઢ છે ભવ્ય વિશાળ;
વા સાથે વાતો કરતો એ સોરઠનો ગરવો ગિરનાર.
ડુંગર ધારે દહેરાં હાર;
કળા ભરી છે અપરંપાર.

અહીં નરસિંહે ભજનો ગાયાં, ગુંજે મીરાંના ગીત સૂર!
કૃષ્ણ દ્વારિકા હજૂય ઊભી ભક્તિ ભાવ જગાડે ઊર.
થયા ઘણેરા મોટા સંત,
પાક્યા અહીંયાં કૈંક મહંત.

શૌર્ય અને વીરતાના ગાતા ગાન સદાયે જ્યાં દિનરાત.
ઊભા પાળિયા ગામ ગોંદરે શૌર્ય તણા સ્મારક સાક્ષાત!
ઘણો દટાયો છે ઈતિહાસ,
શૌર્ય તણો હ્યાં વાસે વાસ.

નીપજાવ્યા મોટા વીર મૈયા; નર્મદ જેવા ગુર્જર વીર!
દયાનંદ જેવા જ્યાં જાગ્યા: સત્યમૂર્તિ શા ગાંધી ધીર!!
ત્રિલોકમાંયે વિરલ પ્રદેશ!
ગરવો મ્હારો ગુર્જર દેશ!

રમણલાલ વ્યાસ

# જીવનનાં મૂલ્ય

'રજપૂત! આમ અધૂરા જવામાં જોખમ છે. આગળ ઝેરું બેડું છે,' ગાડામાં બેઠેલા બે ચાર શેઠિયાએ બોકાનું બીડી ચાલ્યા આવતા રજપૂતને ઊભો રાખી એક સામટું બોલવા માંડયું.

રજપૂત થંભ્યો. ખભે ઊંચકેલી કડિયાળી ડાંગ પછાડીને સહેજ હસીને પૂછ્યું: 'કેટલાક આદમી છે?'

'છે સાત આઠ, પેલી તલાવડી આગળ,' એક જણે બેઠા બેઠા ગોઠણભર થઇ હાથ લાંબો કર્યો અને દૂરદૂર દેખાતી તળાવડીની પાળ તરફ આંગળી કરી ચીંધ્યું.

ઘરેણાંના ભારથી લચી પડતી, આણુંવળીને આવતી કોડભરી રજપૂતાણીએ માથા ઉપરથી બચકો ઉતારી નીચે મૂકયો અને આથમવાની તૈયારી કરતા સૂર્યનાં છેલ્લાં કિરણોએ આકાશમાં પૂરેલા રંગબેરંગી વાદળાં સામે જોઇ ઊંડો નીસાસો મૂક્યો: 'રજપૂત! પાછા વળશું?'

રજપૂતની લાલ કરડી આંખ રજપૂતાણી તરફ વળી ને જાણે આખી ને આખી બાળી દેવા શંકરનું ત્રિલોચન ઊઘડતાં જુએ ને ધ્રૂજી ઊઠે એમ કેળ જેવી એ કંપી ઊઠી. ક્રોધના આવેશમાં રજપૂત બોલ્યો નહિ, પણ મારે મન હિસાબ નથી એમ સૂચવતો તિરસ્કાર સૂચક અટ્ટ હાસ્ય કર્યો.

શેઠીઆ ઝંખવાણા પડી ગયા, ને ગાડું આગળ ચાલ્યું. આગળ રજપૂત ને પાછળ રજપૂતાણી પોતાના ગામ તરફ વહેતાં થયાં. શેઠીઆના મોંમાંથી અરેરાટી નીકળી ગઇ: 'બાઇ બિચારી સેવ્રાં જેવી છે, રજપૂત માનતો નથી; પણ જરૂર રોણું થવાનું.'

પાસે ગાડામાં બેઠેલો અઢાર વર્ષનો યુવાન બ્રહ્મપુત્ર શેઠના ચહેરા સામે જોઇ રહ્યો: 'કાકા! શું ધીંગાણું થવાનું?' એની આતુર આંખો વધારે આંખો વધારે લાંબી થઇ.

'હા જ તો. હડીલા માણસો વાર્યા ન રહે, હાર્યા રહે.'

'કાકા! ધીંગાણું કેવું હશે!' ઉત્સુક યુવાને ઊંચા થતાં પૂછ્યું.

'મા'રાજ! એમાં આપણું કામ નહિ.'

'મારે ક્યાં ભાગવું છે. જોવું ય નહિ!' આંખ ફેરવતાં યુવાને મોં ફેરવી લીધું.

'ભાઇ, લોહીની છોળ્યું ઊડે ત્યાં આંખેય કેમ ઊઘડે! કમકમાં જ આવે ને!'

'કાકા, મને ધીંગાણું જોવાની બહુ હોંશ છે. જાઉં?'

'બેસ, બેસ હવે. તારો બાપ તો લગન લઇને બેઠો છે, ને ગગાને રોઝાં જોવાં છે.'

'પણ હું તો જવાનો,' કહી યુવાન ગાડેથી કૂદી પડયો, અને ચાલ્યા જતાં રજપૂત દંપતીની પાછળ હાથમાં ડાંગ લઇને ઊપડયો.

શેઠીઆઓએ દાંત કચકચાવ્યા. હડી મોટે ચાલ્યા જતા બ્રાહ્મણ પુત્રની પાછળ એને પાછો વાળવા ગોકીરા કર્યા: 'પાછો વળ! પાછો વળ!'

આભમાંથી અંધારાનાં પડ ઊતર્યાં અને ત્રણેય માણસો ભૂતનાં ઓળા જેવાં અજવાળી આઠમના આછા પ્રકાશમાં દેખાયાં. બાવની ઉજ્જડ ભૂમિ ઉપર ગાડું આગળ વહેતું થયું. 'બામટાનો કાળ એને ખેંચી ગયો.' કહી શેઠીઆઓએ આશ્વાસન લીધું. પાછા જવાની કે એની રાહ જોવાની સ્વસ્થતા કે હિંમત એમનામાંથી સરી ગઇ હતી. રંક ગાડા–ખેડુના મનમાં ઊંડો વસવસો હતો, પણ એ શેઠની

ધાકને લીધે નોધણિયાત બની બળદનાં પૂછડાં આંબળવા લાગ્યો.

સંધ્યાની રજ શમી જતાં ચંદ્રનાં આછાં અજવાળાં ખીલ્યાં. ચોમેર દૂધ જેવું ઓફર તેજ વેરાવા લાગ્યું. અમીકિરણોમાં આહ્લાદવાને બદલે થોડે અંતરે રજપૂત દંપતી મૂંગાં મૂગાં આગળ ચાલ્યા જતાં હતાં. પુરુષના મોં ઉપર ગુસ્સાનો આવેશ હતો, સ્ત્રીની આંખમાં ભીતિ હતી.

તળાવડીની પાળ નજીક આવતી ગઇ. રજપૂતાણીથી વલોવાઇ જતાં હૈયે ધીરજ ન રહી. એના ગળે ડૂમો ભરાયો. એણે ફૂસકું મૂક્યુંઃ ' રજપૂત, પાછો વળ; મારૂં મન ના કહે છે.'

રજપૂતે મોં ફેરવી રજપૂતાણી સામે જોયું ન જોયું ને આગળ ચાલ્યો. એણે વાંકડી મૂછને વળ દીધો, ભેટે બાંધેલી પછેડીની ગાંઠ ખેંચીને સરખી કરી અને પગરખાં કાઢી ભરાયેલી ધૂળ ખંખેરી નાખી. ' મારી આબરૂને બટ્ટો બેસે ' એક જ શબ્દ એની રગેરગે પ્રસરી એને અક્કડ રાખતો.

પળેપળે વીનવતી રજપૂતાણી કોઇ પાછળ પડેલા ભિક્ષુક પેઠે લપ કરી રહી હતી અને કંજુસ શેઠીઓ સાંભળ્યું ન સાંભળ્યું કરી આગળ ચાલ્યો જાય, એમ ધૂની રજપૂત પોતાની આસપાસ વીંટળાયેલ નિર્જનતાને રુંધતો આગળ વધ્યે જતો હતો.

તળાવની પાળે ચઢતાં જ સુકાઇ ગયેલાં રોડાં ઉપર બેઠેલા ખવીશના માથા જેવા લૂંટારાઓની ટોળી એણે જોઇ. એનામાં ભરતી પેઠે ચડેલ ચરાતનનાં પૂર ઓટના લોઢમાં ડોલતાં ફીણ પેઠે અસ્થિર બન્યાં ને સરી ગયાં. કોઇ પળે શૂરવીર મનુષ્યમાંથી રામ ઊડી જતાં વિકરાળ ગણાતો માણસ બીકણ બની જાય છે અને કાયર પેઠે જાન બચાવવામાં પોતાની જાતને વેગવંતો ધસારો આપે છે. રજપૂતે પાછળ આવતી રજપૂતાણીને વીસરી, પતિ તરીકેની પોતાની રક્ષણ કરવાની ફરજ વીસારી મૂકી અને જીવન મરણના કટોકટીના મામલાને હાથવેંતમાં આવી પહોંચેલો દેખી એણે જીવ બચાવવા આંખો મીંચીને દોટ મૂકી.

લૂંટારાઓ આંતરે એ પહેલાં તો એણે લાકડીને સમણુનાં પોતાનો વિકટ માર્ગ કાપી નાખ્યો. તળાવની પાળ ઓળંગી એ ઊતરી ગયો.

સ્ત્રીથી આંતર-વેદનામાં હાય પોકારાઇ ગઇ. નિઃસહાય નિઃશસ્ત્ર અબળા આઠ આઠ લોહી તરસ્યા વરૂ જેવા લૂંટારુઓથી ઘેરાઇ ગઇ. ચોગમ એને પોતાની એકલતાના ઓળા ઊતરતા–ઝઝૂમતા દેખાયા. આંખો બંધ કરી એ બેસી ગઇ.

' ખબરદાર ! ' પાછળથી પગલે પગલું દાબીને આવતો રેણું જોવાની લાલસાવાળો સુતાન બ્રહ્મપુત્ર પાળે ચઢીને ઊભો રહ્યો. એણે અબળાની આસપાસ બોકાની બાંધીને હથીયારથી ડારતા આઠ આઠ વાટપાડુઓને ઝળુંબતા જોયા. એની આંખમાં ખુન્નસ ભરાયું. એણે હડી કાઢી. ક્રોધના આવેશથી ગુંગળાતા બ્રાહ્મણે હાકલો કર્યોઃ ' ખબરદાર ! '

અચાનક વીજળી પડતાં માણસો અંજાઇ જાય, એમ બધા સ્તબ્ધ થઇ ગયા. અને સોળે આંખો ચોમેર ચકળવકળ ફરવા લાગી. દુધિયા દાંતવાળા સુતાનને જોયો ને 'મગતરું' સમજી મશ્કરીમાં એક આગળ આવ્યો, ને કોટી કાઢી નાખીને' મ્યાનમાંથી છંડાવી ચમકારા કરતી કાળઝબી તલવાર એણે ઊંચી કરી. સુતાને ડાંગ ઊંચકી એના કાંડા ઉપર મારી અને ઝાટકો દૂર ઊડી પડ્યો. કાંડાનું હાડકું બટકી જતાં કળ ચઢી ગઇ ને ઓય કરતો એ બેસી ગયો. બાઇને લૂંટવામાં મશગૂલ બનેલા લૂંટારા ચમક્યા, અને હડી કાઢી આંખે તે પડેલા બ્રાહ્મણે ઝાટકો ઊચક્યો અને આગળ આવતા એકને ચીંર્યો. ઘા જનોઇવઢ ઊતરી જતાં

લોહીના ફૂવારા છૂટયા. મનુષ્યત્વ આવે છે ત્યારે એને પોતાની ફરજનું ભાન થાય છે. બ્રાહ્મણે નિઃસહાય અબળાના રક્ષણ અર્થે દેહને અંપઝાવવામાં પોતાનું મનુષ્યત્વ ભાળ્યું. સામે જ પરણવાના કોડભરી બાળકન્યા નજરે આવી લલચાવા લાગી, પણ એને એ લાલચ ડગાવી શકી નહિ. એણે પોતાનો ધર્મ–પોતાનું મનુષ્યત્વ અત્યારે ગૂકી પાડવામાં દેખ્યું, અને ને એણે જીવનને હોડમાં મૂકી દીધું.

લોહી દેખીને આંખ ચમકી. એકલી પડેલી રજપૂતાણીમાં જોગમાયા પ્રગટયાં, 'શક્તિનાં પૂર ઊમટયાં. એણે આવીને પાછળથી એક જણાની તલવાર ઝૂંટવી લીધી, ને માંડી ઝીંકવા. બ્રાહ્મણપુત્રને પૃથ્વી ફરતી દેખાણી. ચક્કર ખાતો, ને તેગ ઝીંકતો એ બાળ યોદ્ધો આખે શરીરે ઝાટકાના ઘાથી ચીરાઇ ગયો. ચરડ ચરડ ચામડી ચીરાઇ જતી, લોહીની નીકો વહેતી અને ઘતા અવાજ પવનની પાંખે ચડી દૂરદૂર વાતાવરણમાં વેરાઇ જતા.

રણચંડીનો હલ્લો ભયાનક નીવડયો, લૂંટારા નાઠા. લાકડાઉ ભર્યો બ્રાહ્મણપુત્ર દંપતીજીવનનાં સ્વપ્નો સેવતી અને વરેઘે ચડેલી બાળકન્યાને પીઠી ભરી પોતાની સામે ઊભેલી જોઇ રહ્યો હોય એમ ડોળા ફાડી દિગંતોમાં આંખો ચમાવવા લાગ્યો.

રજપૂતાણીએ નીચે બેસી પાલવ વડે એને પવન ઢોળવા માંડયો. ચંદ્રને લળતો નીહાળી વગડો ભયંકરતા ઓકવા લાગ્યો. લોહીની ગંધે આકર્ષાઇ આવેલાં શિયાળ દરપરિયાં મારવા લાગ્યાં. રેઢા ઉપર સ્નેહ બ્રાહ્મણે ફણસવા માંડયું. બાઇની આંખોમાંથી આંસુઓ પડતાં થયાં. 'મારા વીરા! મારી આબરૂ રાખનાર અજાણ્યા મુસાફર! તું મારો ભવોભવ આમથી ભરનો મા-જણ્યો ભાઇ હોઇશ,' રજપૂતાણીએ એના કપાળ ઉપરના લોહીથી ભીંજાઇને ચોંટી ગયેલા વાળ ઉખાડી સરખા કર્યાં, ને વ્હાલભર્યો હાથ કપાળે ફેરવ્યો. આંખો ઊઘાડીને એણે લલાટે આંગળી મૂકી હાથ જોડયા. બાઇ ચોધાર આંસુડે રડવા મંડી. ગગનમાંથી ભૂતાવળના હુંકાર સમા પવનના ફુંફાડા શરૂ થયા. ચંદ્ર લાલ બની ગયો. ચંદ્રિકા વીલાઇ ગઈ. તેજ ઓસરી ગયાં. મૃત્યુદૂત સમા અંધકારના ઓળા ઊતરી આવી કફન પેઠે વીંટળાઇ વળ્યાં.

બાઇએ એનું માથું ખોળામાં લીધું, અને હૃદય ચીરી નાખે એવો વિલાપ શરૂ કર્યો, ને બ્રાહ્મણપુત્રની આંખો એના વિલાપ સાંભળવા ખીલી થઇ ગઇ.

અંધારાનાં પૂર ઓસર્યાં. ઘોર રાત્રીનો કાળો રંગ ઊપટયો ને ઉષાના પગલે પહેરેલી સફેદ સાડીની ઉજ્જ્વળ છાંયનાં બિંબ પડયાં. પાસે થઇને વરેમાણું નીકળ્યો. મુડદાંઓ વચ્ચે બેઠેલી કોઇ ખપ્પર જોગણી જેવી લાગતી રાજપૂતાણીના સીનાએ એને ડાર્યો. એના પગ થંભી ગયા, કાળજું કંપી ઊઠયું. હૃદયમાં ફડક પેસી ગઇ. એનાથી બે ડગલાં પાછાં ખસી જતાં બોલાઇ જવાયું: 'ભૂત......'

બાઈ ઊઠી, સ્તબ્ધ બની ગયેલ વરેમાણું પાસે જઈ એણે ખોળો પાથર્યો: 'મારા વીર' વરેમાણું બ્હીકનો માર્યો ભયભીત આંખે તાકી રહ્યો.

'સાગે ગામ મારું સાસરું છે. ત્યાં જઇને કહેજે કે તલાવડીમાં કાલે વાટપાડુએ બાઇની આબરૂ ઉપર હાથ ઉપાડયો, ત્યારે કોઇ દેવદૂત સમો અજાણ્યો મેરૂ આવીને પોતાનું જીવન દાવમાં મૂકી કીર્તિ જીતી ગયો છે. એના દેહને દેન દેવા લઈ જાય.'

બાઇએ માનેલું કે રજપૂત ગયો છે તે રાહ જોતો હશે. ગામમાં સમાચાર પહોંચતાં એ દોડયો આવશે.

વરેમાણુંનું મન ધરપ્યું, ધાક મટી, ને એ વેગભેર ગામ તરફ ઊપડયો.

## ઘરની લક્ષ્મી



મોઢે ઘુંઘટડો એ ખેંચતી
મંદમંદ હસતી ભાભલડી;
આછા ઘુંઘટથી એ ઓપતી
મંદમંદ હસતી ભાભલડી.

મલકમલક એનું મુખડું મલકાય છે
લાલ લાલ મુખડે એ કેવી શરમાય છે
અમારૂં એ આંગણું ઉજાળતી મંદમંદ.

નેહભર્યો નયને મુજ વીરને નિહાળતી
કોડભર્યા દિલથી એ સૌને રિઝાવતી
મીઠી મશ્કરીઓ એ ઝીલતી મંદમંદ.

સૌના દિલમાં આનંદ રેલાય છે
અમારા ઘરની એ લક્ષ્મી કહેવાય છે
વીરાના વંશને વધારતી મંદમંદ.

**સૌ. અનુમતી ધોળકીઆ**

ગામમાં ખબર પડતાં ગામ ઊમટ્યું. સહુએ માનેલું કે રામસંગ કામ આવ્યો. આવીને જુએ તો બાઇ બેઠેલી. ખોળે રામસંગને બદલે કોઈ અજાણ્યાનું શબ લીધેલું. મેદની પાછળથી ઝીણો અવાજ આવ્યો: 'રામસંગ ક્યાં?' બાઈની આંખો પણ રામસંગને જોવા ચોતરફ ઘૂમતી. પણ રામસંગ ક્યાં?

રામસંગનો પત્તો ન હતો.

ગામને પાદર સહુ આવ્યાં ને બ્રહ્મપુત્રને અગ્નિસંસ્કાર કર્યો. ગામને ખબર પડી કે રામસંગ તો નામર્દની પેઠે બૈરીને રેઢી મૂકી નાસી છૂટેલો અને આ કોઈ બ્રાહ્મણ-પુત્ર લીધે-લગને કોડ ભર્યાં જીવનનાં મૂલ્ય મૂકતો ગયો. લોકોએ એના આત્માને રંગ દીધો: બલકાર્યો. આખા ગામમાં એક જ વાત થતી. ચોરે ને ચૌટે, હાટે ને કુવા કાંઠે રામસંગની વાત થતી.

*

ઢેલવાડામાં સાળના ફટાક બોલતા તાણો કરતી ઢેઢડી મર્મમાં બોલતી: 'આલી તેં સાંભળ્યું? ઓલ્યો રામસંગ ભાગ્યો.'

'હા, ગામમાં હાલતો ત્યારે મૂછને વળ દઈ દઈને આંકડા ઊંચા ને ઊંચા રાખતો.'

'તઈ જ ભાગી નીકળ્યો ને? બાયડીને પરણ્યો શીદ પહેરી? બૈરીને પાલવવાની ને બચાવવાની તાકાત નહોતી, ત્યારે શીદ ગયો તો તેડવા મોટે ઉપાડે!'

નાસી છૂટેલ રામસંગ પાસેની કડબની ગંજીમાં બેઠો બેઠો પોતાની મૂછનાં વાળ જોતો, સીંદરી પેઠે વળ ખાઈ જતો. પણ નામોશી એનું કાળજું કોરી ખાતી. મોઢું બતાવવાની એને હામ ન રહી. એનેય ન સમજાયું કે પોતે કેમ નાસી છૂટેલો.

રાતના અંધારામાં એક મનુષ્ય બીકતાનું કલંક ટાળવા કુવા કાંઠે આવ્યો. ખંભે પથ્થરની ફાંટ લીધી ને અંદર સીરી પડ્યો. બંધિયાર કુવામાં પછડાટનો પડછંદો પવનના બમણા જોરથી વેરાઇ ગયો.

તેવામાં વડું તળાઇને ઉપર આવે એમ સવારમાં મડદું ઉપર તર્યું. લોકોએ એને ઓળખ્યો. જીવ બચાવવા નાસી છૂટેલ રામસંગ જીવનનાં મૂલ્ય હારી ગયો, ને વેડફી નાખ્યાં.

રજપૂતાણી નામર્દની સ્ત્રી તરીકે જીવન જીવવા આ સંસારમાં લાંબો કાળ ન રહી. બીજે દિવસે એણે આત્મહત્યા કરી.*

* સોરઠી વિભૂતિઓ નામે પ્રગટ થતા પુસ્તકની બીજી આવૃત્તિમાંથી.

# ઝાંસીની વીરાંગના રાણી લક્ષ્મીબાઈની યાદ આપતી રણચંડી

"સબ મિલકર હિંદ પુકારે,
"જય આઝાદ હિંદ કે નારે,
"પિયારા દેશ હમારા,
"સુરજ બનકર જગ પર ચમકે,
ભારત નામ સુભાગા!"



# કર્નલ લક્ષ્મી

: લેખિકા :

શ્રી. કમળાબહેન રતનચંદ સુતરિયા

ગીત પૂરું થયું; સુભાષચંદ્રબોઝ—નેતાજીએ સલામી લીધી; રાષ્ટ્રધ્વજ હવામાં લહેરાતો થયો, અને એક સ્ત્રી-સરદારે નેતાજી સમક્ષ આવી, સ્ત્રીઓ માટેની છાવણીનું ઉદ્‌ઘાટન કરવા વિનંતિ કરી. આ સ્ત્રી તે 'કર્નલ લક્ષ્મી, અને છાવણીનું નામ 'ઝાંસીની રાણી.' ૨૨મી ઓકટોબર ૧૯૪૩નો એ દિવસ હતો.

૯મી ઓગસ્ટના હિંદી મહાસભાના 'ચલે જાઓ' ઠરાવને સવા વર્ષ થવા આવ્યું હતું. હજું હિંદમાં 'ચલે જાઓ'નો નાદ જોરશોરથી ગાજતો હતો. સતારા, બિહાર અને બંગાળમાં સમાંતર સરકારનું રાજ ચાલતું હતું. અહિંસક પ્રતિકારથી આઝાદી મેળવવાની જ્યોત પૂર્ણ તેજથી પ્રકાશ પાથરી રહી હતી. પુરુષો સાથે સ્ત્રીઓ પણ અહિંસક શસ્ત્રોથી સામનો કરી, જેલના સળિયા પાછળ પૂરાતી હતી—ત્યારે હિંદને બીજે છેડે, રંગૂનથી થોડે દૂર, આ જ હિંદની સબળાઓ હાથમાં સંગીનો લઈ, શસ્ત્રોના ઉપયોગની તાલીમ મેળવી, હિંદની આઝાદી મેળવવા માટે કટિબદ્ધ થઈ હતી.

હિંદની નારી તો ઘરમાં પુરાઈ રહેનારી. પુરુષ એનો સંરક્ષક. ઘરકામ અને બાળસંભાળ તેની જવાબદારી. વેલણ અને કડછી તેનાં હથિયાર. શાસ્ત્રના અભ્યાસની એ અધિકારિણી નહિ, તો શસ્ત્રની ક્યાંથી જ હોય? બહુ બહુ તો વીરતાપૂર્વક લડીને યુદ્ધમાં ખપમ થઈ જનાર પતિ પાછળ તે સતી થાય; જૌહર કરે. આને બદલે એ જ હિન્દુસ્તાનની સ્ત્રીઓ ઘરની ચાર દીવાલો તજી બહાર નીકળી હતી; તેમની ટુકડી રચાઈ હતી; તેમની છાવણીની સ્થાપના થઈ હતી. ઘડીભર હિંદના ઇતિહાસનાં ભૂતકાળનાં પાનાં જાણે ઉકેલાતાં હતાં. નાનકડા પુત્રને ખોળામાં લઈ શત્રુઓ સામે લડનાર ગુજરાતની નમણી નારી નાયિકાદેવી, બહાદુરશાહ સામે લાંબા ગાળા સુધી ટકી કેસરિયાં કરનાર રજપૂત રમણી, ઔરંગઝેબને પરેશાન કરી મૂકનાર રાણી ચાંદબીબી, માત્ર વીસ વર્ષની વયે શત્રુઓ સામે બળવો પોકારી સ્વાર્પણ કરનાર ૧૮૫૭ના હિંદના આઝાદીના બળવા સમયની ઝાંસીની રાણી લક્ષ્મી—ઇતિહાસનાં પાનાં ઉકેલાયે જતાં હતાં. સુભાષચંદ્ર બોઝ 'ઝાંસીની રાણી'ની ટુકડીની છાવણીનું ઉદ્‌ઘાટન કરતા હતા: ભારતની સ્ત્રીઓને તેઓ બિરદાવી રહ્યા હતા:—

"आपणो भूतकाळ महान अने क्रांतिवंतो छे. भारतनो भूतकाळ जो तेजस्वी न होत तो तेणे झांसीनी राणी जेवी वीरांगना उत्पन्न करी न होत. ए ज रीते प्राचीन भारतनी मैत्रेयी, महाराष्ट्रनी अहल्याबाई, बंगाळनी राणी भवानी, रझियाबेगम तथा नूरजहां जेमणे हिंदमां ब्रिटिश राज्य पूर्वना ताजेतरना ज ऐतिहासिक काळमां तेजस्वी रीते राज्यकारभार चलाव्यो हतो एवी व्यक्तिओ भारते निपजावी छे. हिंदभूमिनी फळद्रुपता पर मने पूरो विश्वास छे. मने खातरी छे के भूतकाळनी पेठे हिंद पण जरूर भारतनी नारीओना उदर उत्तम पुरुषो जाणशे."

अने—

"दुर्भाग्ये झांसीनी राणी हारी गई. ते तेनो पराजय न हतो, पण हिंदनो पराजय हतो. ते मृत्यु पामी, पण तेनो जुस्सो कदापि मृत्यु पामी शकतो नथी. पुनः एक वार हिंद झांसीनी राणीने उत्पन्न करी शके अने तेने विजय भणी कूच करावी शके"

'जय हिंद'नो ध्वनि थयो. स्त्रीओए कूच करी, अने नेताजीए सलामी आपी त्यार पछीनो इतिहास कहे छे के, 'झांसीनी राणी'नी टुकडी एक सैनिकदळमां फेरवाई गई. इम्फाल सुधी आवी संगीनो चमकावी अंग्रेज सैन्यने एक समये तेणे परेशान पण कर्युं.

सुभाषचंद्र बोझे १९४३नां ऑक्टोबरनी २२मी तारीखे आझाद हिंद फोजनी एक नवी तालीम छावणी उघाडी त्यारे ऐतिहासिक जाहेरनामुं बहार पाडेलुं. आ जाहेरनामा पर सही करनारा जुदा जुदा प्रधानोमां, श्री. सुभाषचंद्र बोझनी सही पछी तरत ज सही तरी आवे छे श्रीमती लक्ष्मी—स्त्रीओना संगठन खाताना प्रधाननी. त्यार पछी ते बने छे 'झांसीनी राणी' टुकडीनां कॅप्टन—कर्नल लक्ष्मी.

जिंदगीनी त्रण सदीओ ज मात्र वटावनार कर्नल लक्ष्मी मद्रासप्रांतनां वतनी छे. मद्रासना स्वामीनाथन् कुटुंबमां तेमनो जन्म थयेलो. तेमनां पिता मद्रासना जाणीता बॅरिस्टर हता; एटले लक्ष्मी गर्भश्रीमंत हतां. तेमनी मातानुं नाम अम्मु स्वामीनाथन् छे. शरूआतथी ज तेओ महासभाना अनन्य सेवक छे, अने आझादीनी लडतमां सक्रिय फाळो आपे छे. माताना ए गुणो लक्ष्मीने पण वारसामां मळ्यां छे. 'लक्ष्मीनी बाळवये पितानुं अवसान थयेलुं, परंतु माताए पुत्रीनी केळवणी माटे खूब लक्ष आपेलुं, एटले आजे पुत्रीमां देखता गुणो, बुद्धिनी तीक्ष्णता वगेरे माताने आभारी छे.

संगीत, नृत्य, चित्रकला वगेरेनो नानपणथी लक्ष्मीने शोख छे. टेनिसनी रमत तेनी प्रिय रमतोमांनी एक रमत छे; परंतु तेने सौथी वधु पसंद छे मोटर—प्रवास मोटर हाथमां आवे, अने तेमांय चोकलेट रंगनी मोटर हाथमां होय पछी पूछवुं ज शुं? रस्ताओनुं नियमन, झडपनी गति, खाडाटेकरा वगेरेने भूली पूरझडपे दूर दूर ते दोडी जाय. कलाकोनां कलाको सुधी 'स्टीयरींग' अने 'ब्रेक', पर काबू राखी जंगलोमां फर्या करे—रामड-पटीनो गजबनो शोख.

परंतु आ शोखे तेनी बीजी प्रवृत्तिओ पर काप नथी मूक्यो. अभ्यासमां पण तेनुं चबराकपणुं जणाई आवतुं. तत्त्वज्ञानने स्पर्शतुं कोई व्याख्यान होय तो ते कदी न चूके. मद्रास पासे आवेला अडियार आश्रममांथी फालेली थियोसोफिकल प्रवृत्तिनी तेमनां पर खूब खूब असर छे. जोके ते थियोसोफिस्ट नथी, पण थियोसोफिस्ट छे एम कहीए तो तेमां अतिशयोक्ति पण नथी.

आ बधा गुणोने लीधे तेनामां स्त्री—सहज

શરમાળપણું રહ્યું નથી. સાચું કહેવાનો ગુણ પણ તેનામાં ખીલી નીકળ્યો છે.

ત્યારે તો એ કર્નલ લક્ષ્મી નહોતી—કુમારી લક્ષ્મી હતી. પોતાની માતા સાથે ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરી રહી હતી. માતાએ વાતવાતમાં કહ્યું: 'લક્ષ્મી! કૃષ્ણમૂર્તિને જોયા?'

"કયા કૃષ્ણમૂર્તિ?"

"થિયોસોફિસ્ટ!"

"ના, ક્યાં છે? જિજ્ઞાસાથી લક્ષ્મીએ પૂછ્યું."

"આગળના ડબ્બામાં—પહેલા વર્ગમાં."

લક્ષ્મી કાંઈ ન બોલી. આગળના સ્ટેશને ગાડી ઊભી રહી એટલે તે નીચે ઊતરી, અને કૃષ્ણમૂર્તિના ડબ્બા પાસે પહોંચી, બે હાથ જોડી પ્રણામ કરી પૂછ્યું: 'આપ જ કૃષ્ણમૂર્તિ ને?'

કૃષ્ણમૂર્તિ આ પ્રકારનું સંબોધન સાંભળી આશ્ચર્ય પામ્યા અને ટૂંકમાં જવાબ આપ્યો, "હા, હું કૃષ્ણમૂર્તિ!"

"માફ કરજો, સાચું કહેવા બદલ, પણ તમારા જેવા ધર્મપ્રચારકોએ પહેલા વર્ગમાં મુસાફરી કરવાને બદલે ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી જોઈએ. તમારે તમારા વિચારોનો ફેલાવો જનતામાં કરવો છે, અને મુસાફરી જનતાથી દૂર રહી કરવી છે. એનો મેળ શી રીતે બેસશે?" લક્ષ્મીએ ટકોર કરી.

શ્રી કૃષ્ણમૂર્તિને આ ટકોરમાં સચ્ચાઈનો ખ્યાલ આવ્યો, કહ્યું: "તમારું કહેવું સાચું છે. બહેન! તમે મારી જગ્યાએ બેસો; હું તમારી જગ્યાએ જઈશ."

એક વાર પૂરઝડપે દોડી જતી મોટર ઊંધી વળી ગઈ. લક્ષ્મીને જરાયે ગભરાટ ન થયો. ઊંધી વળેલી મોટરમાંથી આસાનીથી બહાર નીકળી, કંઈ જ ન બન્યું હોય તેમ સ્વસ્થતાથી મોટરને સરખી કરવાની કામગીરી ઉપાડી લીધી.

કર્નલ લક્ષ્મી



જીવન પ્રત્યેની આવી બેપરવાઈએ તેનામાં સાહસિકતાનો ગુણ જન્માવ્યો છે. એ સાહસિકતાએ તેને જૂનાવામાં પણ નાંખી છે; તેને ઉગારી પણ છે. એક જ પ્રસંગ પરથી તેનો ખ્યાલ આવશે.

ઇન્ટર સુધી પહોંચ્યા પછી તેની પ્રવૃત્તિ વિશાળ બની. તેની સાહસિકતાના ગુણે, જીવન પ્રત્યેની બેપરવાઈએ અનેક યુવાનોને તેના તરફ આકર્ષ્યા. બુદ્ધિશાળી અને સાધનસંપન્ન યુવાનોને તેનું સૌંદર્ય આકર્ષણરૂપ બન્યું. સરકારી અમલદારો તે રૂપને મેળવવા તલસી રહ્યા, વિદ્યાપીઠનાં એક અધ્યાપક તેને જીવનસંગિની બનાવવા તૈયાર થયા. લક્ષ્મીની સૌને ના હતી—ચોખ્ખી ઘસીને ના હતી. માતાને લક્ષ્મીની ઇચ્છા આડે આવવાનું મન ન હતું. લક્ષ્મીને

"આપણો ભૂતકાળ મહાન અને કીર્તિવંતો છે. ભારતનો ભૂતકાળ જો તેજસ્વી ન હોત તો તેણે ઝાંસીની રાણી જેવી વીરાંગના ઉત્પન્ન કરી ન હોત. એ જ રીતે પ્રાચીન ભારતની મૈત્રેયી, મહારાષ્ટ્રની અહલ્યાબાઈ, બંગાળની રાણી ભવાની, રઝિયાબેગમ તથા નૂરજહાં જેમણે હિંદમાં બ્રિટિશ રાજ્ય પૂર્વના તાજેતરના જ ઐતિહાસિક કાળમાં તેજસ્વી રીતે રાજ્યકારભાર ચલાવ્યો હતો એવી વ્યક્તિઓ ભારતને નિપજાવી છે. હિંદભૂમિની ફળદ્રુપતા પર મને પુનઃ વિશ્વાસ છે. મને ખાતરી છે કે ભૂતકાળની પેઠે હિંદ પણ જરૂર ભારતની નારીઓના ઉપર ઉત્તમ પુષ્પો ઉગાડશે."

અને—

"દુર્ભાગ્યે ઝાંસીની રાણી હારી ગઈ. તે તેનો પરાજય ન હતો. પણ હિંદનો પરાજય હતો. તે મૃત્યુ પામી, પણ તેનો જુસ્સો કદાપિ મૃત્યુ પામી શકતો નથી. પુનઃ એક વાર હિંદ ઝાંસીની રાણીને ઉત્પન્ન કરી શકે અને તેને વિજય ભણી કૂચ કરાવી શકે."

'જય હિંદ'નો ધ્વનિ થયો. સ્ત્રીઓએ કૂચ કરી, અને નેતાઓએ સલામી આપી. ત્યાર પછીનો ઇતિહાસ કહે છે કે, 'ઝાંસીની રાણી'ની ટુકડી એક સૈનિકદળમાં ફેરવાઈ ગઈ. ઇમ્ફાલ સુધી આવી સંગીન ચમકાવી અંગ્રેજ સૈન્યને એક સમયે તેણે પરેશાન પણ કર્યું.

સુભાષચંદ્ર બોઝે ૧૯૪૩ના ઑક્ટોબરની ૨૨મી તારીખે આઝાદ હિંદ ફોજની એક નવી તાલીમ છાવણી ઉઘાડી ત્યારે ઐતિહાસિક જાહેરનામું બહાર પાડેલું. આ જાહેરનામા પર સહી કરનારા જુદા જુદા પ્રધાનોમાં, શ્રી. સુભાષચંદ્ર બોઝની સહી પછી તરત જ સહી તરી આવે છે શ્રીમતી લક્ષ્મી—સ્ત્રીઓના સંગઠન ખાતાના પ્રધાનની. ત્યાર પછી તે બને છે 'ઝાંસીની રાણી' ટુકડીનાં કેપ્ટન—કર્નલ લક્ષ્મી.

જિંદગીની ત્રણ સદીઓ જ માત્ર વટાવનાર કર્નલ લક્ષ્મી મદ્રાસપ્રાંતનાં વતની છે. મદ્રાસના સ્વામીનાથન્ કુટુંબમાં તેમનો જન્મ થયેલો. તેમનાં પિતા મદ્રાસના જાણીતા બૅરિસ્ટર હતા; એટલે લક્ષ્મી ગર્ભશ્રીમંત હતાં. તેમની માતાનું નામ અમ્મુ સ્વામીનાથન્ છે. શરૂઆતથી જ તેઓ મહાસભાનાં અનન્ય સેવક છે, અને આઝાદીની લડતમાં સક્રિય ફાળો આપે છે. માતાના એ ગુણો લક્ષ્મીને પણ વારસામાં મળ્યાં છે. 'લક્ષ્મીની બાળવયે પિતાનું અવસાન થયેલું, પરંતુ માતાએ પુત્રીની કેળવણી માટે ખૂબ લક્ષ આપેલું, એટલે આજે પુત્રીમાં દેખાતા ગુણો, બુદ્ધિની તીક્ષ્ણતા વગેરે માતાને આભારી છે.

સંગીત, નૃત્ય, ચિત્રકલા વગેરેનો નાનપણથી લક્ષ્મીને શોખ છે. ટેનિસની રમત તેની પ્રિય રમતોમાંની એક રમત છે; પરંતુ તેને સૌથી વધુ પસંદ છે મોટર–પ્રવાસ મોટર, હાથમાં આવે, અને તેમાંય ચોકલેટ રંગની મોટર હાથમાં હોય પછી પૂછવું જ શું? રસ્તાઓનું નિયમન, ઝડપની ગતિ, ખાડાટેકરા વગેરેને ભૂલી પૂરઝડપે દૂર દૂર તે દોડી જાય. કલાકોનાં કલાકો સુધી 'સ્ટીયરીંગ' અને 'બ્રેક' પર કાબૂ રાખી જંગલોમાં ફર્યા કરે—રખડપટ્ટીનો ગજબનો શોખ.

પરંતુ આ શોખે તેની બીજી પ્રવૃત્તિઓ પર કાપ નથી મૂક્યો. અભ્યાસમાં પણ તેનું ચબરાકપણું જણાઈ આવતું. તત્ત્વજ્ઞાનને સ્પર્શતું કોઈ વ્યાખ્યાન હોય તો તે કદી ન ચૂકે. મદ્રાસ પાસે આવેલા અડિયાર આશ્રમમાંથી ફાલેલી થિયોસોફિકલ પ્રવૃત્તિની તેમનાં પર ખૂબ ખૂબ અસર છે. જો કે તે થિયોસોફિસ્ટ નથી, પણ થિયોસોફિસ્ટ છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ પણ નથી.

આ બધા ગુણોને લીધે તેનામાં સ્ત્રી–સહજ

શરમાળપણું રહ્યું નથી. સાચું કહેવાનો ગુણ પણ તેનામાં ખીલી નીકળ્યો છે.

ત્યારે તો એ કર્નલ લક્ષ્મી નહોતી—કુમારી લક્ષ્મી હતી. પોતાની માતા સાથે ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરી રહી હતી. માતાએ વાતવાતમાં કહ્યું: 'લક્ષ્મી! કૃષ્ણમૂર્તિને જોયાં?'

"કયા કૃષ્ણમૂર્તિ?"

"થિયોસોફિસ્ટ!"

"ના, ક્યાં છે? જિજ્ઞાસાથી લક્ષ્મીએ પૂછ્યું."

"આગળના ડબ્બામાં—પહેલા વર્ગમાં."

લક્ષ્મી કાંઇ ન બોલી. આગળના સ્ટેશને ગાડી ઊભી રહી એટલે તે નીચે ઊતરી, અને કૃષ્ણમૂર્તિના ડબ્બા પાસે પહોંચી, બે હાથ જોડી પ્રમાણ કરી પૂછ્યું: 'આપ જ કૃષ્ણમૂર્તિ ને?'

કૃષ્ણમૂર્તિ આ પ્રકારનું સંબોધન સાંભળી આશ્ચર્ય પામ્યા અને ટૂંકમાં જવાબ આપ્યો, "હા, હું કૃષ્ણમૂર્તિ!"

"માફ કરજો, સાચું કહેવા બદલ, પણ તમારા જેવા ધર્મપ્રચારકોએ પહેલા વર્ગમાં મુસાફરી કરવાને બદલે ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી જોઇએ. તમારે તમારા વિચારોનો ફેલાવો જગતમાં કરવો છે, અને મુસાફરી જનતાથી દૂર રહી કરવી છે. એનો મેળ શી રીતે બેસશે!" લક્ષ્મીએ ટકોર કરી.

શ્રી કૃષ્ણમૂર્તિને આ ટકોરમાં સચ્ચાઇનો ખ્યાલ આવ્યો, કહ્યું: "તમારૂં કહેવું સાચું છે. બહેન! તમે મારી જગ્યાએ બેસો; હું તમારી જગ્યાએ જઇશ."

એક વાર પૂરઝડપે દોડી જતી મોટર ઊંધી વળી ગઇ. લક્ષ્મીને જરાયે ગભરાટ ન થયો. ઊંધી વળેલી મોટરમાંથી આસાનીથી બહાર નીકળી, કંઇ જ ન બન્યું હોય તેમ સ્વસ્થતાથી મોટરને સરખી કરવાની કામગીરી ઉપાડી લીધી.

કર્નલ લક્ષ્મી



જીવન પ્રત્યેની આવી બેપરવાઇએ તેનામાં સાહસિકતાનો ગુણ જન્માવ્યો છે. એ સાહસિકતાએ તેને મૂંઝાવામાં પણ નાંખી છે; તેને ઉગારી પણ છે. એક જ પ્રસંગ પરથી તેનો ખ્યાલ આવશે.

ઇન્ટર સુધી પહોંચ્યા પછી તેની પ્રવૃત્તિ વિશાળ બની. તેની સાહસિકતાના ગુણે, જીવન પ્રત્યેની બેપરવાઇએ અનેક યુવાનોને તેના તરફ આકર્ષ્યાં. બુદ્ધિશાળી અને સાધનસંપન્ન યુવકોને તેનું સૌંદર્ય આકર્ષણરૂપ બન્યું. સરકારી અમલદારો તે રૂપને મેળવવા તલસી રહ્યા, વિદ્યાપીઠનાં એક અધ્યાપક તેને જીવનસંગિની બનાવવા તૈયાર થયા. લક્ષ્મીની સૌને ના હતી—ચોખ્ખી ઘસીને ના હતી. માતાને લક્ષ્મીની ઇચ્છા આડે આવવાનું મન ન હતું. લક્ષ્મીને

પરણવું પસંદ નહોતું. તેને અભ્યાસ કરવો હતો. નવી દુનિયા જોવી હતી. નવી દુનિયાને વિષે ખૂબ ખૂબ જાણવું હતું. લગ્ન એને બંધન સમાન જણાતું. એનાથી તે દૂર દૂર નાસતી. એટલે તેણે વધુ શિક્ષણ મેળવવાનો નિર્ણય કર્યો, અને મેડિકલ કૉલેજમાં તે દાખલ થઇ.

ત્યાં બેંગલોરના એક યુવાન વિમાની સાથે તેને પરિચય થયો. એનું નામ શ્રી. બી. કે નાન્જુન્દ. આજે પણ સિલોન જતી તાતા-સર્વિસમાં તે વિમાની છે. તેણે લક્ષ્મીના હૃદયને સ્પર્શ કર્યો. યુવાન વિમાની, જિંદગી પ્રત્યેની તેની પણ લાપરવાહી, સાહિકતાનો ગુણ–લક્ષ્મી તેની નજીક ખેંચાઇ. મોટરદ્વારા પ્રવાસ ખેડી ખેડી કંટાળી ગયેલી લક્ષ્મીને આ યુવાને આકાશી ઉડ્ડયન કરાવ્યું. વિમાનોમાં સાથે પ્રવાસો ખેડ્યાં. બંને એકબીજાની ખૂબ નજીક આવતાં ગયાં, અને એક દિવસ સૌના આશ્ચર્ય વચ્ચે લક્ષ્મીએ તે યુવાન વિમાનીનો સ્વામી તરીકે સ્વીકાર કર્યો. લક્ષ્મીને મેળવવા મથતા અનેક જુવાનો આશ્ચર્ય પામ્યા.

પરંતુ આ પ્રવાસ સુખી અને સરળ ન નીવડ્યો. બેપરવા લક્ષ્મીને આ લગ્નજીવન આશીર્વાદમય ન થયું. ટૂંક સમયમાં જ તેણે છુટાછેડા લીધાં, અને જેટલી ઝડપથી વિમાની પ્રવાસ આરંભાયો હતો, એથીયે વધુ ઝડપથી તેનો અંત આવ્યો. ત્યારબાદ તેણે મદ્રાસ મેડિકલ કૉલેજના એક અધ્યાપક અયહામ નામનાં સિરિયન ક્રિશ્ચિયન સાથે લગ્ન કર્યું.

૧૯૩૭માં તેણે મેડિસિન અને સર્જરીની સ્નાતિકા થયા બાદ તબીબી તરીકેની કારકીર્દિ આરંભી. પરંતુ તેના પતિની સિંગાપુરમાં પ્રેક્ટિસ ચાલતી હતી, આથી તેની સાથે ૧૯૪૦માં તે સિંગાપુર ગઇ; અને સિંગાપુરને જ પોતાના નિવાસસ્થાન તરીકે પસંદ કર્યું.

આ દરમિયાન વિશ્વયુદ્ધની જ્વાળા પ્રસરતી હતી. હિંદમાં પણ મહાત્મા ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો હતો. પરદેશમાં જ્યાં જ્યાં હિંદીઓ વસતા હતા ત્યાં ત્યાં હિંદની આઝાદીની તમન્ના પોષાયે જતી હતી. સિંગાપોરના હિંદીઓ તેનાથી મુક્ત નહોતા. મલાયામાં વસતી હિંદી સ્ત્રીઓ આ પ્રવૃત્તિને સીંચ્યે જતી હતી. તેમાં સૌથી પહેલું નામ હાથ આવે છે શ્રીમતી ચેયાદેવીનું. ત્રિચૂરનાં તેઓ વતની, પણ સિંગાપોરમાં ઘણા વખતથી રહેતાં હતાં. એમ. એ. સુધીનો અભ્યાસ, અને હિંદનાં આઝાદીનાં વાતાવરણની અસર એટલે સિંગાપુરમાં પણ તેમણે આ પ્રવૃત્તિ ઉપાડી લીધી. સ્ત્રીઓનું તેમણે સંગઠન કર્યું અને 'લોટસ ક્લબ' નામની સ્ત્રી–સંસ્થા સ્થાપી. એવાં જ બીજાં બહેન શ્રીમતી રાઘવન હતાં. બંગાળી બહેન શ્રીમતી ગોહો અને સર મિરઝા ઇસ્માઇલનાં સગાં શ્રીમતી નઝાગી ગણાવી શકાય. શ્રીમતી ચેયાદેવી આઝાદ હિંદ સ્ટેશન સિંગાપુરથી બ્રોડકાસ્ટ પણ કરતાં. આ 'લોટસ ક્લબ'માં લક્ષ્મી પણ જોડાયાં, અને સ્ત્રી–સંગઠનની પ્રવૃત્તિને વેગ આપ્યો.

જાપાનીઓએ સિંગાપુર લઇ લીધું તે પહેલાં લક્ષ્મીની માતાએ પુત્રીને દેશમાં આવવાનો આગ્રહ કર્યો હતો, પણ પુત્રીએ ચોખ્ખી ના કહી. સિંગાપુરમાં રહી, ગભરાયેલાં હિંદીઓને તેણે સહાય કરી, સાંત્વન આપ્યું. અને એક દિવસ, આઝાદ હિંદ રેડિયો પરથી સંભળાયું કે સિંગાપુરમાં આઝાદ હિંદ સરકારની સ્થાપના થઇ છે; સુભાષચંદ્ર બોઝ તેના નેતા છે; ડૉ. લક્ષ્મી તેમની કારોબારીના એક સભ્ય છે.

ઝાંસીની રાણીની રેજિમેન્ટના કેપ્ટન તરીકે લક્ષ્મીની નિમણૂક થયા પછી તેની વ્યવસ્થા-શક્તિ, સાહસિક ગુણ અને દેશની આઝાદી માટે પ્રાણ આપવાની ન્યોચ્છાવર-શક્તિએ હિંદીઓમાં જ નહિ, પણ હિંદની બહાર પણ

તેણે સ્ત્રી-શક્તિને ઉજ્જવલ કરી છે.

સ્ત્રીઓની ટુકડીને તાલીમ આપવાની જવાબદારી લક્ષ્મીની હતી. આ સૈન્યમાં કોમનો ભેદભાવ નહોતો; તેમાં માંસાહારી અને નિરામિષાહારી હતાં. સૌ સાથે હળીમળી રહેતાં, અને લશ્કરી તાલીમ લેતાં. 'ઝાંસીની રાણી'ની ટુકડીમાંની એક બહેનના શબ્દોમાં કહીએ તો "બધી થઈને આ ટુકડીમાં લગભગ સાતસો જેટલી બહેનો હતી. લશ્કરી ગણવેશમાં સૌ રહેતી. રોજ સવારે ધ્વજવંદન થતું. નાસ્તા પછી કવાયત થતી. ત્યારબાદ વ્યવસ્થિત રીતે લશ્કરી કૂચ થતી. દરેક બહેનને આધુનિક ઢબનાં શસ્ત્રો વાપરવાની તાલીમ અપાતી. પિસ્તોલ, રાઈફલ, મશીનગન વગેરે શસ્ત્રો વાપરતાં સૌ શીખતાં. નાનકડી મોટર-તોપ ચલાવવાની પણ તાલીમ અપાતી. આ ટુકડીમાં બે વિભાગ હતા–નર્સિંગ અને લડાયક. મોટો ભાગ લડાયક વિભાગનો હતો. નર્સિંગ વિભાગની બહેનોને પણ શસ્ત્રોની તાલીમ અપાતી. દર અઠવાડિયે અઠવાડિક કૂચ થતી. તે સમયે અટક્યા વગર ત્રીસ ત્રીસ માઈલ ચાલવું પડતું." શરૂઆતમાં સ્થાપના પછી આ ટુકડીને 'સેવિકા' તરીકે કામ કરવાનું હતું. એટલે મોટો હોસ્પિટલની જવાબદારી તેમને સોંપાયેલી. સ્ત્રીઓએ આ ફરજ સંભાળી લીધી, પણ રણક્ષેત્રના મોરચે પોતાને નહિ મોકલવા બદલ ધીમેધીમે તેમનાં મનમાં વસવસો ઉત્પન્ન થવા લાગ્યો.

પ્રસંગ મળતાં કર્નલ લક્ષ્મીના પ્રમુખપદે મળેલી એક સભામાં સ્ત્રીઓએ આ વસવસો ઠાલવ્યો: "અમે ભરતી થયાં છીએ, તે મેદાને જંગ પર જઈને દુશ્મનો સામે ઝુઝવા; પાછળ રહીને માંદાઓની સારવાર કરવા નહિ." છતાં આશ્ચર્યની વાત એ છે કે વસવસો ઠાલવ્યા પછી, તેમણે હોસ્પિટલના કામમાં જરાય કચાશ આવવા દીધી નહિ. સાથે સાથે લોહીથી લખાયેલ એક વિનંતિપત્ર સુભાષચંદ્ર બોઝ

કર્નલ લક્ષ્મી: ગણવેશમાં



પર મોકલી રણમોરચે તેમને મોકલવા આગ્રહ કર્યો: "અમારા માટે અમે વીરાંગના ઝાંસીની રાણીનું નામ પસંદ કર્યું. શ્યોનાન (સિંગાપુર) ખાતે અમારી પહેલી તાલીમ છાવણી તમે ઉઘાડી મૂકી, ત્યારે તમે પોતે જ અમને કહ્યું હતું કે, 'તમે પણ ઝાંસીની રાણીની પેઠે રણમેદાનમાં જઈ દુશ્મન સામે લડી શકશો. ફોજમાં અમને જોઈને દુશ્મનો હિંમત હારી બેસશે. બ્રિટિશ સૈન્યના હિંદી સૈનિકો દેખીને આપણા જ પક્ષમાં ચાલ્યા આવશે.' આથી તમને વિનંતિ કરીએ છીએ કે અમને યુદ્ધના મોરચા ઉપર મોકલવા માટે સત્વર આદેશ આપો."

## એક પ્રસંગ

એકવાર કેપ્ટન લક્ષ્મીના પ્રમુખપદે સ્ત્રીઓની સભા હતી, તેમાં નેતાજી ' આઝાદી જંગમાં સ્ત્રીઓનો ફાળો ' એ વિષય ઉપર બોલવાના હતા. ત્યારે આગલી હરોળમાં બેઠેલી કેટલીક બરમી સ્ત્રીઓ માટે વહેમ પડતાં તેમને તપાસતાં તેમના અંબોડાના વાળમાંથી રિવોલ્વરો મળી આવી હતી. તપાસ કરતાં નેતાજીને ' પોઇન્ટ બ્લેન્ક રેઇન્જ ' પર ગોળીબાર કરી ઠાર કરવાનું કાવતરું રચાયું હતું. તે કેપ્ટન લક્ષ્મીએ પકડી પાડયું હતું.

અને ટૂંક સમયમાં જ ઝાંસીની રાણીના દળની બે ટુકડીઓને મેદાને જંગમાં જવાની પરવાનગી મળી ગઈ. હિંદની સરહદ પર, સંગીનો સાથે આક્રમણ કરવાની તેમને છૂટ મળી. હિંદનો જે વિસ્તાર જિતાય તેના ગવર્નર તરીકે કર્નલ ચેટરજીની નિમણૂક થઈ. આ યુદ્ધનું વર્ણન એક સ્ત્રી-સૈનિકના મુખેથી જ સાંભળવા જેવું છેઃ–

" આ રણક્ષેત્રનું વર્ણન આપું ! આ લડાઈનું વર્ણન આપું ? નાના નાના ડુંગરાઓ અને સાંકડી ખીણવાળું એક વિશાળ જંગલ અમારું મુખ્ય મથક હતું. તે ગામોએ સ્ત્રી-સૈનિકોને જન્મારામાં પણ નહિ દીઠેલાં. અમે તો પ્રદર્શનની પૂતળીઓ જેવાં બની ગયાં. સ્ત્રીઓ અને પુરુષો માઇલોના માઇલો સુધી પ્રવાસ ખેડીને અમને જોવા આવે.

" એ ગામમાં અમે પણ ઘણા દિવસ સુધી પડી રહ્યાં. રોજિંદી કવાયતો કરતાં કરતાં આખરે અમને ફરમાન મળ્યું—લડાઇ માટે તૈયાર રહેજો. અમારે લાંબી મજલ કાપવાની હતી. મળસ્કું થતાં પહેલાં ત્રણ વાગ્યે અમે નીકળ્યાં. સર્વત્ર અંધકાર હતો. રાત અંધારી હતી અને બત્તીઓ લેવાની મનાઈ હતી. અમને ચેતવણી આપવામાં આવી હતી— અવાજ નહિ, યુદ્ધનાદો નહિ, શાંતિથી અને ઝડપથી આગે કૂચ જ કરવાની.

"અમને લાગ્યું કે અંધારામાં ને અંધારામાં અમે જાણે અનંત યોજન પસાર કરી ગયાં છીએ. આખરે એક ડુંગર પર અમે પહોંચ્યાં. ત્યાં અમને એકેક ખાસ જગ્યા સંભાળીને ગોઠવાઇ જવાનો આદેશ મળ્યો. સામે એકાદ માઇલને છેટે બ્રિટિશ લશ્કર હતું. વચ્ચેની ધરતી કોઇના બાપની નહોતી ! બ્રિટિશ લશ્કરને કલ્પનાયે નહોતી કે, અમે આંહીં સુધી પહોંચી આવ્યા છીએ. તે લોકો તો અમારી નીચેની ખીણ સુધી બરાબર કૂચ કરતા આવી પહોંચ્યા. હવે બંદૂકો ચલાવવાનો હુકમ ક્યારે અપાશે એની જ વાટ અમે જોઇ રહ્યાં હતાં. અમને લાગ્યા કરતું હતું કે, શિકાર હાથમાંથી છટકી જાય છે ! પણ આખરે હુકમ છૂટ્યો....

" ધારું છું કે એ વખતે અમને ભાન જ ન રહ્યું કે અમે સ્ત્રીઓ છીએ. અમે જાણે કઠ-પૂતળીઓ જેવાં બની ગયાં હતાં. ઘોડા દબાય, ગોળીઓ છૂટે. બંદૂકો ભરાય, ફરી ઘોડા દબાય, ફરી ગોળીઓ છૂટે . . . ફરી પાછી સંગીનો ચડાવો અને હુમલો કરો."

જગતના ઇતિહાસમાં અજોડ ગણનાપાત્ર થઇ શકે એવો જંગ ઝાંસીની રાણીની ટુકડીએ મોરમીન આગળ ખેલ્યો. સોળ સોળ કલાક સુધી, ઘાયલ થવાં છતાં દુશ્મનો સામે તેમણે ઝીંક ઝાલી.

પરંતુ સ્ત્રીઓની આ ટુકડીઓ વધુ શૌર્ય દાખવે તે પહેલાં વિશ્વયુદ્ધે પલટો લીધો. જાપાનીઓએ પીછે હઠ કરી. ' જયહિંદ 'નો નાદ રંગૂનમાં શમી ગયો. સુભાષચંદ્ર બોઝે પ્લેનમાં ઉડ્યું. કર્નલ લક્ષ્મીએ રંગૂનમાં જ રહેવાનો નિશ્ચય કર્યો.

જ્યારે જાપાને શરણાગતિ સ્વીકારી ત્યારે કર્નલ લક્ષ્મી કાલ્વા હોસ્પિટલમાં ઘાયલ થયેલા-ઓની સારવાર કરતાં હતાં. ત્યાંથી તેઓ

રંગૂન પાછા ફર્યાં અને પોતાની પ્રેક્ટિસ શરૂ કરી; આઝાદ હિંદ ફોજના સૈનિકોની શુશ્રુષા ચાલુ રાખી અને આઝાદીની જ્યોત જલતી રહે તે માટે પોતાની કેટલી પ્રવૃત્તિઓ પણ ચાલુ રાખી.

રંગૂન પર અંગ્રેજોનું વર્ચસ્વ જામતું જતું હતું. આઝાદ હિંદ ફોજના સૈનિકો પર સરકારની કરડી નજર હતી. છતાં કર્નલ લક્ષ્મીએ ગાંધી જયંતિ ઊજવી, આઝાદ હિંદ સરકાર દિન ઊજવ્યો અને 'લાલ કિલ્લામાં આઝાદ ફોજના ત્રણ અમલદારો સામે થયેલા મુકદ્દમા સામે વિરોધ દર્શાવવા મળેલી સભામાં હાજરી આપી વિરોધ વ્યક્ત કર્યો. સરકારની નજર વધુ કરડી બની. બર્મી સંરક્ષણ ધારા અન્વયે રંગૂન છોડી ચાલ્યા જવાની, તેમના પર નોટિસ બજી. બીજે દિવસે બીજી નોટિસ મળી અને ત્રીજી સવારે એક લશ્કરી લોરીમાં તેમને ઉપાડી, વિમાનદ્વારા મીક્તીલા પહોંચાડી, મોટરદ્વારા કાલો લઈ જઈ ત્યાં તેમને મુક્ત કરવામાં આવ્યાં.

લશ્કરી લોરીમાં તેમને દૂરના વિસાની મથકે લઈ જવામાં આવતાં હતાં ત્યારે એક લશ્કરી અમલદારે પ્રશ્ન કર્યો: "આપણે મોરચા પર મળ્યા હોત તો તમે શું કરત ?" જવાબ મળ્યો: "તો, મારી ગોળીથી તરત તમને વીંધી નાખત." લશ્કરી અમલદાર આ જવાબ સાંભળી સડક જ થઈ ગયો.

થોડા વખત ઉપર જ કર્નલ લક્ષ્મીને હિંદ આવવાની છૂટ મળી, એટલે હિંદમાં આવી દિલ્હી થઈ તેઓ મદ્રાસ પહોંચી ગયાં છે. હિંદના સ્ત્રી-સંગઠનને મજબૂત કરવાનું હવે તેમણે બીડું ઝડપ્યું છે.

હિંસક કે અહિંસક યુદ્ધે જોકે હિંદ માટે ધાર્યું પરિણામ તરતમાં નથી મેળવ્યું, પણ આઝાદીની ચિરાગ તેનાથી જરૂર વધુ પ્રજ્વલિત બની છે. તેમાંય 'ઝાંસીની રાણી'ની

દિલ્હીમાં



રેજિમેન્ટે હિંદી સ્ત્રીઓ સમક્ષ સંગઠન, શૌર્ય, સાહસિકતાનું વીરલ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. સ્ત્રીઓ પણ પુરુષની સાથે ખભેખભો મિલાવી કૃત્ય કરી શકે છે; સંગીનો ઊંચકી શકે છે; શત્રુઓને ખાળી શકે છે—હિંદની સ્ત્રીઓ કોઈ પણ દેશની સ્ત્રી કરતાં; કોઈવાય તો જરા પણ ઊતરે તેમ નથી તેની પ્રતીતિ કરાવી છે.

આજે પણ કર્નલ લક્ષ્મીનું નામ યાદ આવતાંની સાથે જ, આઝાદ ફોજમાં ગવાતા કૂચ-ગીતના ભણકારા શ્રવણે અથડાય છે:

"સબ મિલકર હિંદ પુકારે
"જય આઝાદ હિંદ કે નારે
"પિયારા દેશ હમારા
"સૂરજ બન કર જગ પર ચમકે
ભારત નામ સુભાગા !"

## રાષ્ટ્રીય મંગલાષ્ટક

શ્રી. સરોજિની મહેતા.

જેણે સત્ય તણી ધ્વજા ગ્રહી કરે અન્યાયને જીતવા,
હિંસા દોષવતી મનાવી સઘળી વાણી અને કર્મની;
લીધો ભેખ સ્વતંત્ર દેશ કરવા, સામ્રાજ્ય જેને પડે,
વંદે અદ્‌ભુત આત્મતેજ નીરખી, એવા નમું **ગાંધીજી**. ૧.

તેજસ્વી કુલમાંહિ જન્મ ધરીયો, લક્ષ્મી તણો લાડિલો,
વિદ્યાલંકૃત બુદ્ધિજ્યોત ઝળકે, રૂપે બીજો મન્મથ;
અર્પી દ્રવ્ય, શરીર, આત્મ સઘળું સ્વાધીનતા કારણે.
કીર્તિ ભારતની **જવાહર**! કરી વિસ્તારિણી વિશ્વમાં. ૨.

સૂતેલા કૃષિકાર સૌ જગવીયા, કીધા કટિબદ્ધ ને,
હંફાવ્યું જડ રાજતંત્ર બળિયું, સત્યાગ્રહો આદરી,
ગર્જે સિંહ સમા રણે નિડર જે, યોદ્ધા યશસ્વી મહા,
શૂરા શ્રી **સરદાર**નો વિજય હો સ્વાતંત્ર્ય-યુદ્ધે સદા. ૩.

જિહ્વાગ્રે વળી લેખિની મંહિ વસ્યાં જેને શ્રી વાગીશ્વરી,
મેધાની પ્રતિભા થકી જગતમાં દીપાવ્યું નારીત્વને;
કારાવાસ સહ્યો પ્રફુલ્લ વદને એ હિંદના બુલબુલે.
અદ્વિતીય **સરોજિની** તણું રહ્યું વ્યક્તિત્વ તેજેભર્યું. ૪.

મૌલાના પદને વિભૂષિત કર્યું ધર્માન્ધતાત્યાગથી,
સદ્‌વૃત્તિ, સમધારણા, નિડરતા, કૌશલ્યને દાખવી;
હંકારી રથ રાષ્ટ્રનો વિષમ ને કષ્ટે ભર્યો મારગે.
**આઝાદે** નિજ નામ સાર્થક કીધું આઝાદીના જંગમાં. ૫.

સાધ્યું પશ્ચિમ પૂર્વનું સુભગ ને સંવાદી સંમેલન,
આદર્શો નિજ વિશ્વભારતી તણા મૂર્ત સ્વરૂપે રચ્યાં;
કાવ્યોનાં કુસુમે પ્રસાર્યું જગમાં સત્યકીર્તિનું સૌરભ,
કીધું ધન્ય **રવીંદ્રનાથ**! જીવિત જ્ઞાનાન્વિતા ભક્તિથી. ૬.

પુત્રીરત્ન પ્રભાવશાળિ પિતૃને સંસ્કારિણી માતનું,
રંભા તુલ્ય સ્વરૂપ મુક્તિયજ્ઞને અર્પી દીધું પ્રેમથી;
આપીને પડકાર શત્રૂ દળને માતૃભૂમિ ગૌરવ
સ્થાપીને નવ ખંડ માંહિ, **વિજયાલક્ષ્મી** વિજેતા બની. ૭.

તોડયાં બંધન આપ ને પર તણાં આઝાદીના મંત્રથી,
મુક્તિસૈન્ય રચી સ્વશક્તિથી કરી મુગ્ધ પ્રજા સર્વને,
પોકારી 'જય હિંદ' ઘોષ, નવલું જેણે પુર્યું ચેતન,
નેતાજી શ્રી **સુભાષ**ની અમર હો કીર્તિ જ્વલંતોજ્વલા. ૮

## નવદંપતીના ઝગડા માટે ઉત્તમ ઔષધ



# અશ્રુબિન્દુ

અનુવાદક
સૌ. જયપ્રભા શાસ્ત્રી. બી. એ.

*

નરેન પરણીને આવ્યો એને ત્રણ જ મહિના થયાં ત્યાં તો એ નવવધુ તારા સાથે ઝગડો કરી બેઠો. ઝગડાના કારણની તો બે-માંથી એકેમને ખબર ન હતી. પણ નજીવા કારણમાંથી વિપરીત પરિણામ આવતાં વાર નથી લાગતી. નિસાસા નાખતો નરેન ભીંત તરફ મોઢું કરીને સૂઇ રહ્યો અને નવવધુ પોતાનાં પાલવ વડે આંસુ લૂછતી મોતની ઇચ્છા કરવા લાગી.

નરેન એને જો-તેના પિયર એકાદ મહિના માટે જવાનું કહે છે તો એટલા થોડા દિવસ માટે શું કામ, એ તો કાયમને માટે સાસરી છોડી પીયર રહેવા ખુશી હતી. એણે રોષપૂર્વક સંભળાવ્યું: "તમુને હું જો ન ગમતી હોઉં તો મારે પીયર ચાલી જવા દો. તમને ગમતા સમાચાર થોડા દિવસમાં પત્રદ્વારા મળી જશે. પછી તમને ગમે તેવી રૂપાળી કોઇ છોકરી સાથે પરણી જઇ જીવન સફળ કરજો. એટલે આ દુઃખમાંથી તમેય છૂટો ને હુંય છૂટું."

નરેને પણ ક્રોધમાં એને ઘણું ઘણું સંભળાવી દીધું. જીભાજોડી ઉપરથી મૌન સુધી કલહ પહોંચ્યો ત્યારે નરેનને લાગ્યું કે સ્ત્રીઓને મન આત્મહત્યા એ સ્નાન કરવા કે કપડાં ધોવા જેવી સહેલી વાત હતી, પણ કપડાં ધોવાં કે સ્નાન કરવું અને આત્મહત્યા વચ્ચે જે તફાવત છે એનું સ્મરણ આવતાં નરેન ભારે વિમાસણમાં પડી ગયો.

આખા દિવસની જીવલેણ નોકરી, ત્યાર પછી આ વાગ્યુદ્ધનો વધારાનો પરિશ્રમ અને છેવટે ગંભીર દુઃખદાયક ચિંતા—છતાં સર્વ ચિંતા હરનાર નિદ્રાદેવી નરેન ઉપર પોતાનો અધિકાર જમાવી બેઠી. પણ એટલામાં તારાએ એની ઉંઘ ઉડાડી દીધી. ધીમું રૂદન તારાથી દાબ્યું દબાયું નહિ ત્યારે તારાથી મૂક્તકંઠે રડી પડાયું. એ રૂદનના અવાજે નરેન પોતાના નસિબને ધિક્કારતો ઉભો થયો અને ઓરડામાં આંટા મારવા લાગ્યો. રૂદન વધતું ગયું એટલે એણે ટેબલ ઉપરથી તમાકુની દાબડી લઇ સડાકો લીધો ને છેવટે રેગ્યુલેટરને બે નંબર આગળ ઠેલી પંખાને વધારી દઇ ફરીથી સૂઇ ગયો.

વહેલી સવારે ઉઠતાં તેણે જે જોયું એનાથી તો તેના શરીરનું લોહી પાણી થઇ ગયું. તારા નિર્જીવ અને અચેતન જેવી ચત્તોપાટ જમીન ઉપર પડી હતી. મોઢા ઉપરથી લોહી ઉડી-ગયેલું ને આખું શરીર ઠંડુ હીમ જેવું !

પાડોશમાં જ એક દાક્તર રહેતા હતા. તે લોકોમાં ખૂબ જાણીતા ને હોંશીઆર ગણાતા. તેમની વીઝીટ ફી પણ ત્રીસ રૂપીઆ જેટલી હતી. એલોપથી અને હોમીઓપથીમાં એ એક્કા ગણાતા. એટલે નરેન લાગલો દાક્તરને ઘેર પહોંચી ગયો ને રાતની બધી વાત માંડીને કહી. અને એકદમ આવી તારાની તબીયત જોવા

આગ્રહ કર્યો. દાક્તર ઘણા વિચિક્ષણ હતા. તે બધું સમજી ગયા. તેમણે ધીમેથી નરેનને કહ્યું: "ભાઇ, મારે આવવાની જરૂર નથી. એને ફીટ આવી છે. જઇને એના મોઢા ઉપર પાણી છાંટજો. થોડીવારમાં એ શુદ્ધિમાં આવી જશે. પછી એને બજારમાંથી આ ચીઠ્ઠીમાં લખી છે તે દવા લાવીને એક ટીપું આપજો."

નરેને ઘેર આવી નોકરને દવા લેવા મોકલ્યો અને પોતે ઠંડું પાણી છાંટવા માંડ્યું. થોડીવારે તારાએ ભાનમાં આવી આંખો ઉઘાડી અને નરેન સામે ટગર ટગર જોઇ રહી. નરેન ગભરાઇને બેબાકળો બની ગયો હતો. તેણે તારાને શુદ્ધિમાં આવેલી જોઇ મનમાં નિશ્ચય કર્યો કે 'હવે કદિ તારાની સાથે ઝઘડો નહિ કરૂં. એક નાની વાતમાંથી આવું થઇ ગયું તો મોટી વાતમાં શુંનું શું થાય? એક ફીટથી આટલું વિત્યું તો આત્મહત્યા કરી બેસે તો જીવાય જ કેમ?' એ વિચારથી નરેનને આખા શરીરે પરસેવો વળી ગયો.

થોડીવારે તારા ઉઠીને બેઠી થઇ અને ઉભી થઇ ઓરડામાંથી બહાર જવા ડગ ભર્યો ત્યાં તો નરેને આડા ઉભા રહી બે હાથ પહોળા કરી એને રોકી. તારાએ નરેનનો હાથ તરછોડી કહ્યું: 'મને મારા પિયર ક્યારે જવા દેશો? હું તો આજે જ ચાલી જવાની છું. આજે જ પહોંચીને કાલે જ......'

આત્મહત્યાની કલ્પનાથી નરેન ગભરાઇ ગયો. તેણે એકદમ તારાના મોં ઉપર હાથ દાબી દઇ એને બોલતાં અટકાવી અને તારાની સામે નરમઘેંશ જેવો બની નરેન આજીજી કરવા લાગ્યો: 'ના ના. પિયર જવાની તું વાત જ કરીશ નહિ.'

એટલામાં નોકર બજારમાંથી દવા લાવ્યો. દવા હતી 'ઇગનેશીઆ–૬'. નોકરે પડદો ખસેડી જોયું અને નરેનને ઢીંચણીએ પડી તારા પાસે પિયર જવાની ના પડાવવા આજીજી કરતો જોઇ તે શરમાઇ ગયો. નરેને ઉઠીને દવા લીધી અને દવાનું ટીપું લઇ તારાના મુખ પાસે ધરતાં તેની આંખમાંથી આંસુ સરી પડ્યું.

તારા હસી પડી. એના મ્હોં ઉપર શરમની સુરખી ફરી વળી. વિષમતા દૂર થઇ અને જાણે ગઇ રાત્રે જ પરણીને આવી હોય એવી નવવધુ જેવી શરમાળ બની નીચું જોઇ મંદ મંદ હસી પડી. તેણે દવાની વાટકી દૂર ખસેડતાં કહ્યું: 'રહેવા દો. હવે દવાની જરૂર નથી.'

'પણ તું પિયર તો નહિ જતી રહેને!'

'ના, હવે પિયર શું કામ જઉં?' કહી તારા ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

નરેનના હૃદય ઉપરથી મોટો ભાર ઉતરી ગયો હોય એમ એણે નિરાંત અનુભવી. એકદમ પડતાં એણે ટેબલ ઉપર પડેલ હોમીઓપથીની ગૃહચિકિત્સા ઉઘાડી વાંચ્યું. 'મહા મનોવેદનાના ફળે થતા સર્વ રોગોનું મહાઔષધ: એક ટીપું 'ઇગનેશીઆ–૬'. તેની સામે નરેને ભવિષ્યના નવદંપતીને ઉપયોગી થાય તેટલા માટે ઝીણા અક્ષરે લખ્યું—'અથવા આંસુનું એક ટીપું.'

એટલામાં પડદો ખસેડી ચાની ટ્રે સાથે આવતી તારાને જોઇ નરેને એકદમ પુસ્તક ઉપાડીને અભરાઇ પર સંતાડી દીધું. તારા હસી પડી.*

*બંગાળી ઉપરથી.

# આપણો નારી-આદર્શ

લેખક
શ્રી. ધી. રા. ભારદ્વાજ

*

રામાયણ અને મહાભારતે બે પુરુષ આદર્શો આપ્યા છે–રામ અને કૃષ્ણ. એક છે મર્યાદા પુરુષોત્તમ અને બીજા છે પૂર્ણ પુરુષોત્તમ. રામની મર્યાદા કદિ લોપી ન શકાય. એમનો ભકતો પ્રત્યેનો પ્રેમ હૃદયમાં છલોછલ ભર્યો હોવા છતાં સુક્ષ્મ સ્વરૂપે જ તે પ્રગટ થાય, અને એમનું મર્યાદા પાલન જીવનભરના નિકટ સાથી લક્ષ્મણ કે સીતાનો ત્યાગ કરાવતાં પણ ન અટકે, એવું આકરૂં ગૃહસ્થ–તપસ્વીનું જીવન તે રામનું. કૃષ્ણજીવનના આદર્શમાં તો મુક્તવિહાર કરતો કન્હૈયો. એનાં અંતઃપુરમાં તો સુદામોયે પહોંચી જાય. એ તો સદૈવ આનંદની અવધિ રેલાવતા લીલા વિસ્તાર્યે જાય. છતાં કૃષ્ણનું જીવનવૃત્ત પણ રામના જેટલું જ ઊંચું તો ખરૂં જ. જેમ આ બે પુરુષ આદર્શો વાલ્મિક અને વ્યાસે આપણને આપ્યા છે એવાજ બે નારીઆદર્શો પણ એમણે આપણને આપ્યા છે–સીતા અને દ્રૌપદીના.*

બાલ્યાવસ્થામાં જ શિવધનુષ્યથી રમનારી સીતાને દુર્બળ તો કેમ ગણી શકાય? છતાં એના સમગ્ર પાત્રાલેખનમાં સીતાને સૌમ્ય ક્ષમામૂર્તિ તરીકે જ મૂક્વામાં આવી છે. રાવણ એના દેહને ઉપાડી હરણ કરી જાય, છતાં એના મુખમાં શાપનો એક શબ્દ પણ નથી. અશોક વનમાં રાક્ષસીઓ સાથેના સંવાદમાં પણ એને મુખેથી, 'મારો રામ આવ્યા પછી તમારાં આવા કે તેવા હાલ થશે,' તેનું ઉચ્ચારણ માત્ર પણ નથી. અરે ખુદ રામ પણ જ્યારે એનો ત્યાગ કરે છે ત્યારે પણ ઉપાલંભ તો શું, પણ કચવાટનો એક ભાવ પણ જેના મુખ ઉપર ન ફરકે. અને છેલ્લી વેળા જ્યારે વાલ્મિકી ઋષિને કંઠે

**मा निषाद् त्वमगमः शाश्वती समा...**

વાળો શ્લોક ચડી આવે છે ત્યારે પણ રખેને ઋષિ રામને શાપી બેસશે એ ભયે એમને સીતા વારે છે. એ છે ક્ષમાની–સૌમ્યતાની અવધિ. સીતા રાવણને શાપી જાણત, અરે જરૂર પડયે તો તેને ભસ્મ પણ કરી શકી હોત.! છતાંયે રાવણ એના દેહને ભ્રષ્ટ કરતાં અચકાયો એ કંઇ સતીના શાપના ભયે તો નહિ જ, એ તો અટકયો હતો પૂર્વના કોઇ એક શાપના ભયે જ.

અને પતિપરાયણતાની માત્રા પણ સીતામાં પૂર્ણસ્વરૂપે છે. રામના એક પણ વર્તન અને આજ્ઞા વિષે એ કદાપિ શંકા પણ સેવી કેમ શકે? અશોકવનમાં કેદ પડયા પડયા પણ એ તો, 'મારો રામ જરૂર મને છોડાવવા આવશે.' એ શ્રદ્ધા પર જ નિર્ભર છે.

સ્વયંવરમાંયે પિતાની પ્રતિજ્ઞાનું પરિણામ એને શિરોમાન્ય જ છે. શિવધનુર્ભંગ કરતો વીર દેવ, દાનવ કે માનવ ગમે તે હો, એ એને તો સ્વામિ તરીકે સ્વીકાર્ય જ છે. વડીલોની આજ્ઞા પરત્વે પણ એનું એક શબ્દનું પણ ઉચ્ચારણ નથી. જે રામને ગમ્યું તે સીતાને ગમ્યું. દશરથની પ્રતિજ્ઞા કે કૈકેયીની હઠ સામે એને કશું કહેવાનું હોય જ નહિ. એ તો જીવનની સર્વ મર્યાદાને રામની ઇચ્છા–રામના અનુગમનમાં સમાવી દે છે.

જ્યારે દ્રૌપદીનો આદર્શ એથી તદ્દન ઉલટો જ છે. એતો છે વિરાટ રાજાની પુત્રી, કાળઝાળ સમી બળતી અગ્નિની ઝાળ. સ્વયંવરમાં પણ એ તો કડક રીતે પોતાના વ્યક્તિત્વનો પરિચય આપે છે. એ તો બેધડક કહી દે છે કે, 'સ્વયંવરની કસોટી ગમે તે હો, પણ તેને પાર ઉતારનાર વીર જો દાસીપુત્ર હશે તો હું તેને નહિ વરૂં.' અને સમગ્ર જીવન દરમ્યાન પણ એ એકેએક અન્યાયનું વેર લેવા તલપતી ચંડી જ બની રહે છે. જે ચોટલાને દુઃશાસને ખેંચ્યો એ એના લોહીથી જ ભીંજવીને [illegible]

---

* રામ અને કૃષ્ણ'માંથી.

ભોગી શકાય, આસન માટે જાંઘ બતાવનાર દુર્યોધનને પણ એ કડક રીતે કહી નાખે છે—'એ આસન તો છે મારા ભીમની ગદાનું!' અને એ રીતે દુર્યોધનનાં મૃત્યુનું બીજ પણ ત્યાં જ રોપે છે.

વનવાસમાં કે ગુપ્તવાસમાં પણ એ કોઈનું સાંખીને રહે જ નહિને! કીચકની છેડતીને સમયે ગુપ્તવાસમાં બહાર પડી જવાનો પૂરેપૂરો ભય હતો, અને પરિણામ હતું ફરીને વનવાસ વેઠવાનું, છતાં સાંખી રહે એ દ્રૌપદી જ નહિ.

અને વડીલોની મર્યાદા પાળતાં છતાં એમને પણ એમની પોતાની મર્યાદાનું ભાન એ કરાવી જ આપે છે. રાજસભાની અંદર પોતાની બેહાલી થતી હતી ત્યારે પણ એણે ભીષ્માદિને જે રીતે ભોંઠા પાડ્યા છે એમાં એના ચારિત્ર્યાલેખનની ટોચ આવેલી છે. વડીલો હોય તો ભલે રહ્યા! એમની ભૂલ હોય તો એમની આજ્ઞા ઉવેખવાની જરૂર છે અને જ્યારે એના પતિઓ એને હારી બેઠેલા છે, ત્યારે એ કાંઈ પતિઆજ્ઞાને દેવાજ્ઞા તરીકે સ્વીકારી તો ન જ લે. ત્યાંયે એ પ્રશ્ન પૂછી ઊઠે છે કે 'પોતાની જાતને ગુલામ બનાવી મૂકેલા એના પતિઓ એના સ્વામિત્વનો અધિકાર ધરાવે છે ખરા કે?'

અને જ્યારે ભીષ્મે નપાંડવી પૃથ્વી કરવાનું પણ લીધું ત્યારે તે જ રાત્રે કૃષ્ણની સહાય લઈ ભીષ્મની પૂજા કરી અખંડ સૌભાગ્યનું વર પામવાની સાથે જ એ વીજળી ઝબુકી ઊઠી, ભીષ્મને પણ ડામે જ છે કે 'મહારાજ! શું બોલો છો? સવારે તો નપાંડવી પૃથ્વી કરવી છે અને મારું સૌભાગ્ય અખંડ રાખવાનું વરદાનેય આપવું છે!' એને એથી જ વ્યાસે તો એને મહામાયા કહી છે. એનો ભય તો સહુને રહેજ છે. કૃષ્ણ પોતે પણ એ ભયથી પર નથી.

પણ આ બે આદર્શો તો થયાં પૂર્વ અને પશ્ચિમ જેટલાં વિભિન્ન. બે પોતપોતાની રીતે તો પૂર્ણ આદર્શો છે જ; છતાં આર્યાવર્તને તો ઇતિહાસ અને કાળમર્યાદા પ્રમાણે પોતાનો આદર્શ ઘડવોયે પડે. એ બન્ને આદર્શોને એક કરતો આદર્શ પણ આપણા શાસ્ત્રકારોએ પુરાણોમાં ગૂંથ્યો છે. એ છે સાવિત્રીનો આદર્શ. એનામાં સીતાની ક્ષમાશીલતા અને સૌમ્યતાની સાથે સાથે દ્રૌપદીની સત્યાગ્રહી દઢતા પણ છે. એ પળે પળે ક્રોધને વશ થતી નથી, છતાં એકવાર એક દઢ નિશ્ચય પર આવ્યા પછી તો એ ખુદ યમનો સામનો કરી તેને હંફાવવા માટે પણ કમર કસે છે.

જીવનસાથીની પસંદગીમાં યે એ તો એ જ જાતનાં મક્કમ મનથી જ નિર્ધાર કરે છે. પતિ અને વડીલોની એની સેવા-સુશ્રુષા તો સીતાની યાદ અપાવે છે. સીતાની જેમ જ એ અરણ્યમાંયે પતિનું અનુગમન કર્યે જ જાય છે. પણ એ સીતાની જેમ પતિના પૌરુષ અને શૌર્યના અવલંબન પર નિર્ભર નથી. એ તો પળેપળ સાવચેત છે. પોતાની આત્મશક્તિ પર જ એ નિર્ભર છે. અને જ્યારે પતિનું મૃત્યુ થાય છે ત્યારે યે એ તો એ જ અચળ શાંતિથી પતિનું માથું ખોળામાં લઈને બેસી જાય છે. એની કૂંડી તાકાત બોલતી રહે છે: 'જોઉં છું હવે કોણ સામે આવે છે?' એને યમનોયે ડર નથી.

અને યમના આગમને પણ સીતાની જેમ અકળાઈ ઊઠી એ વિવશ બની જતી નથી, કે નથી દ્રૌપદીની જેમ ક્રોધને વશ થતી. એ તો પોતાની કૂંડી તાકાતનો પડછો યમને યે બતાવ્યે જાય છે. અને હૃદયમાં ભરેલી જ્વાળામુખી જેવી શક્તિને હિમની જેમ ઠારીને બહાર કાઢતી કાઢતી એ યમને યે પ્રશ્નો પૂછ્યે જાય છે. યમની પાછળ પગલે પગલું માંડતી એ આખરે એને હંફાવે છે અને પોતાનું જ ધાર્યું કરે છે.

આજે જ્યારે ભારતનો નર સત્યવાનની જેમ નિષ્પ્રાણ બન્યો હોય, ગુલામીનો યમ જ્યારે એના પ્રાણને હરી રહ્યો હોય ત્યારે તો ઘેર ઘેર સીતા અને દ્રૌપદીના આદર્શના સમન્વય જેવી સાવિત્રીઓની જ આપણને જરૂર છે.

## આઝાદી માટે શસ્ત્રો સજનાર સોરઠી વીરાંગનાઓ



# શ્રી. લીલાવતી મહેતા અને કુ. રમા મહેતા

મલાયા અને બરમામાં યોજાયેલ આઝાદ હિંદ ફોજના નારીદળમાં લેફ્ટેનન્ટ કર્નલ લક્ષ્મીની આગેવાની નીચે જોડાયેલ ગુજરાતી બહેનોમાં કાઠીયાવાડના ઓખામંડળ પ્રાંતના મૂળ વતની શ્રીમતી હીરાબહેન બેટાઈનો પરિચય આ જીવનના ગયા અંકમાં આપેલો છે. તે પછી એ ફોજની વીરાંગનાઓ ધીમે ધીમે હિંદમાં પાછાં આવે છે તેમાંનાં બે બહેનો—શ્રી. લીલાવતીબહેન અને તેમનાં પુત્રી કુ. રમાબહેન દેશમાં આવી પહોંચ્યાં છે.

રંગુનના ગુજરાતી કુટુંબોમાં રાજકોટના વતની અને ધંધાર્થે રંગુન જઈ વસેલા ડૉ. પ્રાણજીવનદાસ મહેતાનું નામ જાણીતું છે. મહાત્મા ગાંધીજીએ જેમની સેવાઓનાં વખાણ કર્યાં છે, એ ડૉ. મહેતાનું ઘર ગુજરાતીઓ માટે પ્રેરણાસ્થાન હતું અને ગુજરાતી પ્રવાસીઓને આશ્રયસ્થાન હતું. ડૉ. મહેતાએ દેશની દરેક પ્રવૃત્તિઓમાં પણ પોતાનો ફાળો આપ્યો છે. તે ડૉ. મહેતાના સૌથી મોટા પુત્ર શ્રી. છગનલાલભાઈનાં પત્ની શ્રીમતી લીલાવતીબહેન પોતાનાં બધાં બાળકો સાથે આઝાદ ફોજમાં જોડાયાં હતાં અને સક્રિય તથા સંપૂર્ણ ફાળો આપ્યો હતો.

રંગુનમાં આઝાદ હિંદ ફોજની 'ઝાંસીની રાણી' ટુકડી સ્થાપવામાં આવી ત્યારે શ્રીમતી લીલાવતીબહેન અને બંને પુત્રીઓ કુ. નીલમ અને રમા એમાં જોડાયાં હતાં. મોટાં પુત્રી કુ. નીલમની ઉંમર એ વખતે સોળેક વર્ષની હતી. હાલમાં નીલમબહેનનાં લગ્ન થયાં છે અને તે તેઓ રંગુનમાં જ રહ્યાં છે. કુ. રમાબહેન તેમના માતા શ્રી. લીલાવતીબહેન સાથે મુંબઈ આવી પહોંચ્યાં છે. મુંબઈમાં તેમનું જાહેર સન્માન કરવામાં આવ્યું ત્યારે તેમણે આઝાદ ફોજની વીરાંગનાઓએ આપેલા ફાળા સંબંધી અનેક હેરત પમાડે તેવા પ્રસંગો વર્ણવ્યા હતા.

શ્રી. લીલાવતીબહેનના બે કિશોર પુત્રોમાંથી એક પુત્ર તો આઝાદ હિંદ ફોજની પ્રવૃત્તિ જ્યારે રંગુનમાં જોરશોરથી ચાલતી ત્યારે જ ટાઈફોઈડમાં પટકાઈ પડ્યો હતો. આઝાદ હિંદ ફોજમાં જોડાવાનાં સ્વપ્નો સેવતા અને આખરી ઘડી સુધી રાષ્ટ્રગીત ગાતા એ પુત્રનો દેહાંત થયો ત્યારે પણ આ માતાએ, પોતાના હૈયા

## ચૈતરી મોગરો

સખિ, ખીલ્યો આ ચૈતરી મોગરો !
એની પાંદડીએ પ્રસરે પમરાટઃ
સખિ, ખીલ્યો આ ચૈતરી મોગરો !
જાણે તારલાનો છોડ ભૂમિ ઊતર્યો,
લીલાં પાંદડાંમાં એનો ચળકાટઃ સખિ—
બ્હેનબાએ કળીઓ એની ચૂંટી,
ગૂંથી વેણી એની મારે માટઃ સખિ—
મ્હેંક મ્હેંકે છે મ્હારો અંબોડલો,
અજબ મ્હારી એ વેણીનો ઘાટઃસખિ—
ફુલરાજા શો એ બટ મોગરો,
એનો કુંડલ સમોવડ ઘાટઃ સખિ—
ચૈત્ર માસે ખીલે પૂર બ્હારમાં,
પૂરે સુન્દરતા મ્હારે સોહાગ ! સખિ—

જનાર્દન પ્રભાસ્કર

શોકની ઊર્મિને દેશદાઝભરી સવિશેષ વીરતાની લાગણી રૂપે વહેતી કરી અને બન્ને પુત્રીઓ તથા એક પુત્ર સાથે પોતે એ જંગે આઝાદીમાં માથું મૂકીને ઝૂકાવ્યું. પોતે આઝાદ હિંદ ફોજ માટે 'રીક્રુટીંગ ઓફીસર'નું કામ કરતાં અને આઝાદ હિંદ સરકાર માટે ફાળો ઉઘરાવતાં. બન્ને દીકરીઓ તો ઝાંસીની રાણી રેજીમેન્ટમાં રીતસર જોડાઇ ગઇ હતી અને કિશોર પુત્ર આઝાદ હિંદ ફોજની બાલસેનામાં શામેલ થયો હતો. એમ એ કાઠિયાવાડી કુટુંબે સર્વ ભયો અને સર્વ સુંવાળપ છોડીને માતૃભૂમિની આઝાદીના કપરા જંગમાં સંપૂર્ણતઃ ઝૂકાવી દીધું હતું.

'ઝાંસીની રાણી ટુકડીમાં તમારો દૈનિક કાર્યક્રમ શો હતો ?' એવા પ્રશ્નના ઉત્તરમાં કુ. રમાબહેને એ ટુકડીનો કાર્યક્રમ વર્ણવ્યો હતો. એમણે કહ્યું કે, 'બધી થઇને લગભગ સાતસો જેટલી બહેનો એ ટુકડીમાં હતી. લશ્કરી ગણવેશમાં સૌ રહેતી અને અત્યંત કડક શિસ્તને આધીન રહેતી. રોજ સવાર સાંજ ધ્વજવંદન થતું. નાસ્તા પછી ડ્રીલ થતી અને ત્યાર પછી રીતસરની લશ્કરી પરેડ થતી. સૌ બહેનોને એ વખતે આધુનિક ઢબનાં શસ્ત્રો વાપરવાની તાલીમ અપાતી. પિસ્તોલ, રાઇફલ, મશીનગન, બ્રેન ગન વગેરે શસ્ત્રો વાપરતાં અમે શીખ્યાં હતાં. નાનકડી મોટર–તોપ ચલાવવાની તાલીમ પણ અમને મળી હતી. ટુકડીમાં બે ભાગ હતાઃ નર્સીંગ અને લડાયક. પણ મોટો ભાગ તો લડાયક વિભાગમાં જ હતો. નર્સીંગવાળી બહેનોને પણ શસ્ત્રોની તાલીમ તો મળતી જ. મરવાનું સૌને સાથે હતું. સૈનિક જીવન જરાયે સુંવાળું નહોતું. દર અઠવાડિયે અઠવાડિક પરેડ થતી. તે વખતે ત્રીસ માઇલની લમાલ કૂચ કરવી પડતી હતી. આરંભમાં એ બધું આકરું લાગતું પણ એની મઝા ઓર હતી.'

કુ. રમાબહેન અને એમનાં માતા શ્રી. લીલાવતીબહેન જ્યારે વાતો કરતાં ત્યારે સહેજે લાગતું કે આ બેમાંથી વધારે જુસ્સો માતાનો છે. માતાની વય ચાળીસ વર્ષની છે; પણ જુસ્સો તો પચ્ચીસ વર્ષના ભરજુવાન મર્દને પણ નીચું જોવરાવે એવો છે.

નેતાજી વિષે વાત કરતાં શ્રી. લીલાવતીબહેને એક પ્રસંગ કહ્યો હતો. એમણે કહ્યું કે, 'નેતાજી એક વખત એક ઇસ્પિતાલની મુલાકાત લેવા જતા હતા ત્યાં દુશ્મન વિમાનો ચડી આવ્યાં. નેતાજી રસ્તામાં જ હતા. મોટરમાંથી ઉતરીને એક નજદીકના ઝુંપડામાં ચાની ગામડી હોટેલ હતી ત્યાં ઉભા રહ્યા. ઉપરથી બોમ્બ વરસ્યા. તાકીને ફેંકવામાં આવેલો એક બોમ્બ બરોબર નેતાજીની મોટર ઉપર પડ્યો અને મોટરગાડીનાં ભુક્કેભુક્કા ઉડી ગયા; પણ નેતાજીને આંચ સરખી પણ આવી નહિ.'

તેમની ઇચ્છા અહીં હિંદમાં રહી ગાંધીજીની રાહબરી નીચે દેશની આઝાદી માટેનું કોઇપણ કાર્ય કરવાની છે. તેમનો જુસ્સો હજી એવો ને એવો જ છે. વતનમાં આવ્યાથી એમને ખૂબ આનંદ થયો છે.

ગૃહજીવનમાં સ્વર્ગ ખડું કરતી ગૃહિણી



# મંગળમયી

મૂળ લેખકઃ
શ્રી. રામનાથજી 'સુમન'

અનુવાદકઃ
શ્રી. અરવિન્દ એમ. શાહ.

*

મને યાદ છે કે, મનોરમા અભ્યાસ કરતી તે કોઈને ગમતું નહિ: અભ્યાસમાં બહુ હોંશીયાર ન હતી. પરીક્ષાનાં ઉત્તિર્ણ થઈ નવી સખીયો વધારવાનો શોખ હતો. કોઈનું કાંઈપણ કામ કરતી, કોઈ સહિયર માંદી પડતી તો તેની સેવા ચાકરી કરતી; કોઈ છોકરું રડતું તો તે ગોદમાં લઈ રમાડતી; ઘરમાં બધાંને હસાવતી હતી. તેના અભ્યાસ પ્રત્યેના ઓછા ધ્યાનને લીધે– પિતાને લાગતું કે પુત્રીના અભ્યાસ પાછળ નાણાંનો દુરવ્યય થાય છે. પિતાશ્રી આ અંગે તેને વઢતા ને મારતા અને કહેતા કે 'શકુન્તલાને જો ! તે કેવી સરસ રહે છે ? ટાપટીપથી સુંદર વસ્ત્ર પહેરે છે. ભણવામાં હોંશીયાર છે. વક્તૃત્વ-હરિફાઈમાં તો તેણે 'કપ' પણ જીત્યો છે. તું માત્ર એવી શું છે કે જે ત્રીજા વર્ગમાં આવી છું અને કામમાં નકામો સમય ગુમાવે છે ?'

આ છતાં શકુન્તલા અને મનોરમા બન્ને સૌ પોતપોતાના માર્ગે જ રહ્યાં. આજે બન્ને વિવાહીત છે. મનોરમાને એક પુત્ર પણ છે. જેના વિષે પિતાશ્રીને ચિંતા હતી તે આજે સુખી અને સંતોષી છે. બે વર્ષમાં મનોરમાએ પતિ, શ્વસરાપક્ષ અને પતિના ઘરને સ્વર્ગના આનંદથી ભરપૂર બનાવ્યું. તેના આવ્યા પછી આખા ઘરની રોનક ફરી ગઈ હતી. તેનું જીવન બધાને આનંદ આપનારું હતું અને પરિણામે ઘરની ઘરડી ડોશીઓ પણ મૃત્યુને ભેટવા પોતાની જાતને ભાગ્યશાળી માનતી (કારણ તેમની પાછળ તેમને ઘરની ચિંતા ન હતી.) પતિને પત્ની તરફથી પુરતો સંતોષ હતો. મનોરમા હમેશાં સર્વ કોઈનું કામ કરવા તૈયાર રહેતી, આથી ઘરની પ્રત્યેક વ્યક્તિનો તેના પ્રત્યે પ્રેમ હતો. કોઈ તેનાથી દૂર જવાનું પસંદ ના કરતું.

જ્યારે બીજી બાજુ શકુન્તલા બી. એ. ઓનર્સમાં સારા નંબરે ઉત્તિર્ણ થઈ. બહુ સારે ઘરે લગ્ન થયું. લગ્ન થયે પુરું એક વર્ષ પણ ના થયું ત્યાં તો શ્વસુર-ઘરના ટૂકડે ટૂકડા થઈ ગયાં. સસરા કંટાળી ગયા, સાસુ આંસુ સારવા લાગી અને પતિ જીવનસંસર્ગ પછીના પ્રથમ આકસ્મિક બનાવે વિમૂઢ બની ગયો. તેને લાગતું કે સીધા-સાદા આનંદી જીવનમાં આ શું થઈ ગયું ?

શકુન્તલા તેના કોલેજના દિવસો યાદ કરવા લાગી. તેને તેના કોલેજ સમયની સફળતાઓ, પ્રસંશાઓ, સાથે ભણતી સખીઓ અને તેના પ્રોફેસરનો દમામ આજે નષ્ટ થતા લાગ્યાં. આથી તેને લાગ્યું કે કોઈ મારી પરવા ન કરે તો હું શા માટે કોઈની પરવા કરૂં ?

આ બે ચિત્રો નૈતિક રીતે પોતાનો પ્રશ્ન રજૂ કરે છે. મનોરમાની રહેણીકરણી તેના વિવાહિત જીવનમાં કામ લાગી. શકુન્તલાનો અભ્યાસ ગૃહજીવનમાં કામમાં ન લાગ્યો.

ઉલ્ટું તેનામાં અહંકાર આવ્યો. વિવાહીત જીવન એ એક જાતનું વિજ્ઞાન છે અને તેની કળા જુદી છે—ન્યારી છે.

સ્ત્રી કરતાં પુરૂષ વધુ ચતુર છે. પરંતુ પુરૂષ ગમે તેટલો—અભ્યાસ વગેરેમાં હોંશિયાર હોય છતાં ગૃહસ્થ—જીવનમાં અને વ્યવ્હારમાં સ્ત્રીએ આગળ બચ્ચા જેવો છે. પુરૂષમાં એવી કઇ શક્તિ છે કે જે સ્ત્રીના કાર્યમાં બાધક રૂપ થાય. સ્ત્રી હસીને, રડીને, ઘરને સ્વર્ગ અગર નરક બનાવી શકે છે.

પ્રાસંગિક બાબત ઉપર આવતાં હું કહેવા માગુ છું કે, સાવધાની, ચતુરાઇ અને આત્મ-નિયન્ત્રણથી સ્ત્રી મંગળમય બની શકે છે. અને પોતાની બેદરકારીથી તે પિશાચ પણ બની શકે છે. સંસારમાં સહાનુભૂતિ અને પ્રેમનું મૂલ્ય અધિક છે. જે સ્ત્રી સાચો પ્રેમ કરી શકે છે તે ઘરમાં મધુર વાતાવરણ જમાવી શકે છે. અને જેના જીવનમાં મસ્તી વધી ગઈ હોય, જેનું હૃદય બહુ સંકુચિત થઇ ગયું હોય તેવી સ્ત્રી બહુ જ ઓછી સુખી હોય છે. જીવન એક કોયડો છે. તેને સમજવો મુશ્કેલ છે. જે સમજી શકે છે તે જીવનનો સાચો આનંદ માણી શકે છે. તેની વિરૂદ્ધ જે જાય છે તે જીવનનો સાચો આનંદ પ્રાપ્ત કરી શકતી નથી.

ગૃહસ્થ જીવનનું સાચુ સુખ સ્ત્રી પુરૂષના સહયોગ ઉપર નિર્માયેલું છે. આ સહયોગની અસર હૃદયમાં જેટલી ઉંડાણથી ઉતરે તેટલા પ્રમાણમાં સુખી થવાય. જ્યાં આ પ્રમાણે અંતરથી હાર્દિક સહયોગ છે ત્યાં મુશ્કેલીઓ આવીને ચાલી જાય છે. જીવનને દુઃખી કરવાને બદલે તેનામાં પ્રકાશ અને ઉત્સાહ સ્ફૂરે છે. જીવન વસંતની માફક માત્ર ઉપરથી નહિ પરંતુ અંદરથી સૌરભ પેદા કરે છે. આ પછી મૃત્યુનો ભય અને અંધકારનું આવરણ દૂર થાયછે.

સ્ત્રીએ સૌથી પ્રથમ કોઈપણ હિસાબે પતિ સાથે આંતરિક સંપર્ક (સહયોગ) સાધવો જોઇએ. પતિના જીવનના ઉંડાણમાં ઉતરવું જોઈએ. પતિ માટે થાય એ બધુંજ કરવું જોઇએ. આ એવી વસ્તુ છે કે જે જીવનને પ્રકાશથી ભરી દે છે અને માત્ર એક મૃદુ ઉચ્ચારથી જીવનના મહાન પ્રશ્ન ઉકેલાઇ જાય છે.

જો તમે પતિ સાથે આંતરિક એકતાથી એક થઇ શકશો તો તમે જાતે જ તેના પ્રત્યેક કાર્યમાં રસ લેશો. તેના પ્રતિની સહાનુભૂતિથી તમારૂ હૃદય તેનાં પ્રતિ આકર્ષાશે. પછી તમે કોઇ દીવસ તેની નિંદા કરી શકશો નહિ. એક અમેરિકન બાઈએ લખ્યું છે કે, પત્ની માટે 'પતિ સર્વદા હિતકર છે' આથી એમ માનવું ઠીક નથી કે, પતિમાં દુર્ગુણ નથી અને દેવતા છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, પત્નીએ હંમેશાં પતિનું ભલું ઇચ્છવું જોઈએ. તેના સારાં કાર્યોને અપનાવવા જોઇએ. કારણ, સારો અગર ખરાબ પણ એ તમારો પતિ છે. તમને જીવનમાં જે ચીજ મળી છે તેનો સર્વોત્તમ ઉપયોગ કરવો જોઇએ.

જે સ્ત્રી ગૃહજીવનની સફળતા ઇચ્છે છે તથા જેના હૃદયમાં પતિને માટે હૃદયથી સહાનુભૂતિ છે તેને ચોક્કસ વિચાર આવશે કે, ઘર એ પતિ માટે સુખસદન હોવું જોઈએ કે જ્યાં જીવન-યાત્રા રૂપી પંથ ચડાવતાં થાક દૂર થાય, બે ઘડી એક સાથે રહીને ચિંતાઓ દૂર કરી શકે, જ્યાં પ્રવેશ કરતાં પ્રસન્નતા અને ઉમંગ હોય. પતિ જ્યારે ઘેર આવે ત્યારે ઉમંગભેર સ્વાગત કરો અને એવી વાત કરો કે જેથી તેના હૃદયની કળી ખુલી જાય. બે મીઠી વાતો કરો કે પ્રસન્નતા અને સાન્ત્વના સાથે ઉંડી સહાનુભૂતિભર્યા બે શબ્દો બોલો અને પછી સફળતા તમારી છે! સ્વર્ગ તમારૂં છે.

તમારો પતિ દેવતા નથી, સંસારની કમજોરીઓની અસર તેને પણ થાય છે. તમારી જેમ તમારા પતિમાં ગુણ અને દુર્ગુણ

બન્ને છે. તેનાથી ભૂલ પણ થાય. જીવનમાં એવું ઘણીવાર બને છે કે જ્યારે બીજાને મ્હોંએ આપની ભૂલ કબૂલતા નથી. કોઈવાર એમ પણ બને કે તમે નિર્દોષ હો છતાં પતિ ક્રોધની ક્ષણોમાં અયોગ્ય એવું કહી નાંખે. તો તમારે સામા થવું ન જોઈએ. કારણ, તર્ક–ન્યાય તમારી બાજુમાં છે. તમે તમારા પતિની અનુચિત વાતોનો વિરોધ કરો તો બીલ્કુલ અનુચિત ના જ કહેવાય. જીવન માત્ર તર્કના બળ ઉપર ચાલતું નથી, પણ તર્ક અને સામાન્ય આચાર ઉપર ચાલે છે. ગૃહસ્થજીવનમાં ન્યાય અને ઔચિત્ય તમારી તરફેણમાં હોવા છતાં દલીલ વકિલથી જુદી રીતે કરવાની છે. કદાચ પતિએ ક્રોધમાં કંઇ કહ્યુ અને તેનો ઉત્તર તમે ઉત્તેજનાપૂર્વક આપ્યો તો તેનાથી કોઈનો વિજય નહિ થાય, પણ વધુ કલેશનું કારણ બનશે. ક્રોધનો ઉત્તર ક્રોધમાં ન હોઈ શકે. કેટલીક વાર ઝેરનો પ્યાલો પીતાં અહીત થઇ જાય છે. શાંતિના સમયમાં તે અનુચિત વાત કહેતાં કલેશ ન થતાં તે (પતિ અગર પત્ની) લજ્જા પામશે.

દર વરસે હજારો શિક્ષિત છોકરા છોકરીઓનાં લગ્ન થાય છે; પણ તેમાંનાં બહુ જ યુગલ સુખી હોય છે. ઘર ઘરમાં કલેશ–વ્યથા છે. એનું કારણ–સમાજની અવ્યવસ્થા બતાવાય છે. સુખી ના હોવાના કારણમાં સહાનુભૂતિ કે સાચા પ્રેમનો અભાવ નથી; સુખી ના થવાની ઇચ્છા છે એમ નથી, પણ તેઓ સુખી થવાની કળાથી અજાણ છે. ગૃહસ્થ જીવન ક્રિયાત્મક પ્રયોગાત્મક વિજ્ઞાન છે. શરીર આત્માનું વિરોધી તત્વ નથી. એ આત્માનો–અધિષ્ઠાન છે, જેના સંયોગથી આત્મા પોતે પ્રકાશિત થાય છે. શારીરિક–આકર્ષણ એ આકર્ષણનું બાહ્ય–રૂપ છે. આ સમજણનો સદુપયોગ થઈ શકે તો પૃથ્વી ઉપર સ્વર્ગ ખડું થાય.

કામના સમયે કામ અને જે સ્થાન ઉપર જે ચીજ થવી જોઇએ એ થતી નથી એ જ દુઃખનું કારણ છે. રંગોનું વિખરાવવું એ મૃત્યુ છે અને તેનું સંયોજન એ જીવન અથવા સૃષ્ટિ છે. સૌન્દર્ય સૃષ્ટિ કેવળ વ્યવસ્થામાં જ છે. કુટુંબમાં અનેક લોક રહે છે તેમાં નારી મુખ્ય છે. ઘરની વ્યવસ્થા એ તેની ફરજ છે. જેમ પરમકૃપાળુએ સૃષ્ટિની વ્યવસ્થા કરી છે, તેમ સ્ત્રીએ ગૃહની વ્યવસ્થા જાળવવાની છે. ચતુર નારી સમયનો બહુ સુંદર ઉપયોગ કરી શકે અને સૃષ્ટિ ઉપર સ્વર્ગનું સૌન્દર્ય ઉતારી શકે. જીવનમાં સર્વે સાથેનો સારો સંબંધ ટકાવી રાખવો એ કઠિન છે. ઉદારતા, સહાનુભૂતિ અને ઉચ્ચ માનવભૂમિકાથી કઠિનાઇ દૂર થવી જોઇએ કે જેનાથી જીવનનો પંથ સરળ અને સુખદાઇ થઇ શકે.

મેં એવી સ્ત્રીઓ જોઇ છે કે જેણે પોતાના વ્યવહાર અને ચારિત્ર્યથી અત્યંત કઠોર અને ક્રોધી સસરાપક્ષને પોતાની તરફ માનથી જોતાં કરી આશિર્વાદ મેળવ્યા છે.

એ નારી ધન્યવાદને પાત્ર છે કે જે પતિનો પ્રાણ બનવા છતાં ઘરના સર્વેનો સંતોષ ચાહે છે. તેને પતિનો પ્રેમ, સાસુ–સસરાના આશિર્વાદ, જેઠાણીયોનો અનુરાગ, દીયરોનો સ્નેહ અને નોકરોની ભાવભરી દ્રષ્ટી બધું જ પ્રાપ્ત થયેલ છે. જેમ શરીરમાં હૃદય છે તેમ ઘરની પ્રતિધ્વનિ એ સ્ત્રી છે. બધામાં વ્યાપેં છે. આવી નારી ઉપર કલ્યાણનો વર્ષાદ કાયમ વરસ્યા જ કરે છે. આવી સ્ત્રી ઘરનો દીવો છે, તે કલ્યાણી છે; મંગલમયી છે.

---

## કારોબારમાં સ્ત્રીપ્રતિનિધિના સ્થાન પરત્વે

# મહાત્માજીનું



# મંતવ્ય

ગાંધીજીને કોઈએ પ્રશ્ન પૂછ્યોઃ કે 'એવું જોવામાં આવે છે કે કોંગ્રેસ કોઈ પણ સંસ્થા કે સમિતિમાં સ્ત્રીપ્રતિનિધિઓને ચૂંટવા રાજી હોતી નથી. ખરું જોતા જુદી જુદી સંસ્થામાં સ્ત્રીઓ વધારેમાં વધારે ચૂંટાય એ ન્યાયી અને જરૂરી છે. આનો ઉકેલ કેમ કરાય?'

ગાંધીજીએ તેનો જવાબ આપ્યોઃ

'આવી બાબતોમાં સમાન હક્ક કે કોઈ વિશેષ પ્રમાણ રાખવાના વિચારથી હું અંજાતો નથી. લાયકાત એ જ એક કસોટી હોવી જોઈએ. પણ અત્યારસુધી સ્ત્રીઓને પાછળ રાખવાની નીતિ ચાલી છે. હવે તો સરખી લાયકાત હોય ત્યારે તેથી ઊલટી નીતિ દાખલ કરવી જોઈએ. એમ પસંદગી આપવાથી પુરુષોની બધી જગ્યાએ સ્ત્રીઓને મળે તોય ભલે. જાતિ ઉપરથી સભ્ય ચૂંટવાની પદ્ધતિ ભયંકર છે. સ્ત્રીઓએ કે કોઈ પણ મંડળે બીજાની મહેરબાની ઉપર નભવું ન જોઈએ. તેઓએ ન્યાય માગવો, પણ મહેરબાની કદી માગવી નહિ. તેથી પાશ્ચાત્ય કેળવણીનો પ્રચાર કરવાને બદલે નાગરિકને કર્તવ્યપાલન સારુ લાયક બનાવે એવી કેળવણીનો પ્રાંતિય ભાષા દ્વારા પ્રચાર કરવો ઘટે છે. સ્ત્રીઓ તો આ ઉદ્યમ કરે જ, પણ પુરુષોનો એ વિશેષ ધર્મ છે. આ જરૂરી સુધારણામાં જો પુરુષો પહેલ કરે તો તે મહેરબાની નહિ, પણ સ્ત્રીઓ પ્રત્યેનો ધર્મ બજાવ્યો કહેવાશે.'

*

એક બહેને ગાંધીજીને પત્ર લખ્યો છે કેઃ

'કોંગ્રેસ તરફથી વધારે પ્રમાણમાં સ્ત્રીઓને ચૂંટણીઓમાં ઉભી રાખવામાં આવતી નથી. એ ફરીઆદના જવાબમાં આપે જે લખ્યું છે કે, 'ગુણ એ જ લાયકાતની કસોટી હોય' એ વાંચી મને આનંદ થયો. આપનું એ મંતવ્ય યોગ્ય જ છે અને એને સંમત સહુ કોઈ સમજુ સ્ત્રીપુરુષો હોય જ. 'ગુણ એ જ પૂજાસ્થાન છે; લિંગ કે વય નહિ.' એ...કવિના શબ્દો યથાર્થ છે. પરંતુ વસ્તુસ્થિતિ જુદી છે, એ આપના લક્ષ બહાર નહિ હોય. મ્યુનિસિપાલિટી, લોકલ બોર્ડ વગેરેની ચૂંટણી વખતે અથવા તો મંત્રીમંડળની રચના વખતે કેવળ ગુણની જ લાયકાત જોવામાં આવતી નથી. કોમ, જ્ઞાતિ, પ્રાંતિયતા વગેરેનું ધોરણ, પણ રખાય છે. દલીલ એ કરવામાં આવે છે કે, આ બધાનું હિત વિચારવું જોઈએ. એ જ દલીલ લક્ષમાં રાખીને પસંદગી થતી હોય તો સ્ત્રીઓના હિતનું શું? આ ધોરણ બરાબર છે કે કેમ, એ વસ્તુ પણ સ્પષ્ટતા માગી લે છે.'

તેના જવાબમાં ગાંધીજી જણાવે છે કેઃ

'ઘણાં ખોટાં થતાં હોય તો એક વધારેમાં ખોટું શું? સંક્ષેપમાં ઉપરનો કામળ આમ સૂચવે. પણ એમ કરવા જઈએ તો ખોટાંના ક્ષેત્ર વધ્યા જ કરે, ને આપણે ખોટાંના કુંડાળામાં ફરતી ફર્યો કરીએ. તેથી બહેનોને તો હું એ જ કહું કે, પોતે જ્ઞાનપૂર્વક ત્યાગની મૂર્તિ થઈ પોતાને ને પ્રજાને શોભાવે, ચડે ને ચડાવે.

## મુંબઇ ધારાસભાની સ્ત્રી સભ્યો



શ્રી. હંસાબહેન મહેતા, શ્રી. તારાબાઈ મોડક, શ્રી. લીલાવતી મુનશી, શ્રીમતી ગોરે, શ્રી. ઇન્દુમતી શેઠ અને શ્રી. ધલાવા સાંબરાણી.

જ્યાં લગી આપણે ન્યાતજાત પ્રમાણે પસંદગી કરીએ છીએ ત્યાં લગી બહેનો અલિપ્ત રહી, જે થતું હોય તે જોયા કરે ને પોતાની પ્રતિષ્ઠા જમા કર્યાં કરે. એ કેમ થાય, એ વિચારીએ. આજે બહેનો રાજકારણમાં ઓછો ભાગ લે છે, લે છે તે સ્વતંત્ર વિચાર નથી કરતી. જેમ તેનાં માબાપ કે પતિ કહે તેમ કરે છે, અને પોતાનું પરાધીનપણું જોઇ સ્ત્રીઓના ખાસ હકની દલીલ ઉપર નજર નાખે છે. આમ કરવાને બદલે સ્ત્રીઓ બધી બહેનોને મતદારના પત્રક ઉપર ચડાવે, વહેવાર કેળવણી આપે કે અપાવે, તેમને સ્વતંત્ર વિચાર કરતી કરી મૂકે, ન્યાતજાતની જંજાળમાંથી છૂટે ને પુરુષો જ તેમની શક્તિ ને તેમનો ત્યાગ ઓળખાને તેમને આગળ મૂકે એવો વખત આણે. બહેનો આ બધું કરતી થઇ જાય તો ડહોળાએલું વાતાવરણ સ્વચ્છ કરશે. આટલું તો બહેનો પરત્વે. પુરુષોનો ધર્મ છે કે, તેઓ ઉપરની ગંદકી જ્યાં હોય તેમાંથી નીકળી જાય. ન્યાતજાતનો વિચાર મનમાંથી કાઢે, એટલે આચારમાં તો ન જ આવે. આ બધું સહેલાઇથી કરવા સારુ સ્ત્રી પુરુષ બન્ને અતિશુદ્ધ ને તેમાંય મહેતર બની જાય.

જ્યાં તેઓ યોગ્ય સ્ત્રીને પડતી મૂકતા હોય ત્યાં પોતાની ચાલ સુધારે ને સ્ત્રીઓને, પોતાને પણ આંટી દે એવી થવામાં જે પ્રોત્સાહન અપાય તે આપ્યે જાય. આમ બન્ને પક્ષ કરે તો વહેલી શુદ્ધિ થઇ જાય. તેમ બન્ને કરો કે ન કરો, બહેનોનો ધર્મ તો સ્પષ્ટ છે.'



શ્રી. હંસાબહેન મહેતા મુંબઇ ધારાસભાના ડેપ્યુટી સ્પીકર થવાનાં છે.

## પરપ્રાંતીય લોકગીતોમાં સરખું સ્થાન ધરાવતાં

# રાજસ્થાની લોકગીત



સંપાદક
શ્રી. રમણિકલાલ કિશનલાલ મહેતા

*

સુણો, એ ભંવર, મોંને સપનો સો આયો, જી રાજ
સુપને રો અરથ બતાવો, જી રાજ
કહો, એ ગોરી, થાંને કિણ વિધ આયો, જી રાજ
સપને રો અરથ બતાવો, જી રાજ.
હંસ સરોવર, ઢોલા, ગાજત દેખ્યો, જી રાજ
માન-સરોવર જળ ભરયો, રાજ
વાગાં મોંયલા ચંપલા મેં ફુલન દેખ્યા, જી રાજ
કુલડા વિણે દોય કામણી, રાજ.
પોળાં મોંયલા હસતી મેં ઘૂમત દેખ્યા, જી રાજ
હરી હરી દૂબ ઘોડા ચરે, રાજ
આંગણિયાં રો ચોક મે પૂરત દેખ્યો, જી રાજ
ઉપર કુંભ-કળસ ધર્યો, રાજ.
મહલાં માંયલો દિવલો મેં જગતો બી દેખ્યો, રાજ
દિવલા રી જોત સુહામી, રાજ.

*

હંસ-સરોવર, ગોરી, પીર તુમારો, જી રાજ
માન-સરોવર થાં રો સાસરો, રાજ
વાગાં માંયલા ચંપલા બૈ વીર તુમારા, જી રાજ
કુલડા વિણે થાંરી ભાવજ, રાજ.
પોળાં માંયલા હસતી બૈ જોઠ તુમારા, જી રાજ
હરી-હરી દૂબ સુવાસણી, રાજ
આંગણિયાં રો ચોક બો કંવર તુમારો, જી રાજ
કુંભ-કળસ થાંરી કુળવહૂ, રાજ
મહલાં માંયલો દિવલો બો કંત તુમારો, જી રાજ
દિવલા રી જોત સાયબણી, રાજ.

ધન-ધન, જી, વસદેવજી રા છાવા, જી રાજ
સપના રો અરથ ભલો દિયો, રાજ.
ધન-ધન, એ સાજનિયાં રી જાયી જી રાજ
સપના રો અરથ ભલો લિયો રાજ.

ભાવાર્થ:-પત્નીએ એક સ્વપ્ન નિરખ્યું છે. એનો અર્થ તે પોતાના પતિને પૂછે છે.

હે નાથ! સ્વપ્નમાં મેં હંસવાળા સરોવરને જળથી ભરપૂર જોયું. બાગમાં ચંપાને ખીલતાં અને બે સુંદરીઓને ફુલ વીણતાં દીઠી. ડેલીએ હાથીઓને ઝૂલતાં અને અશ્વને હરિયાળું ઘાસ ચરતાં જોયાં. આંગણામાં મેં ચોક પૂરતાં અને એના પર મંગળકળશ મૂકતાં દીઠાં.' મેં મહેલમાં દીવો ઝગહળતો દીઠો. એની જ્યોત સોહામણી હતી.

પતિ એનો અર્થ સમજાવે છે. હે ગોરી! હંસોનું સરોવર એ તારૂં પિયર છે અને માન સરોવર તારૂં સાસરૂં. બાગમાંનો ચંપો એ તારો ભાઇ છે અને ફૂલ વીણનારી તારી ભાભીઓ છે. ડેલીએ ઝૂલતો હાથી એ તારો જેઠ છે અને હરિયાળું ઘાસ એ તારી-દીકરીઓ છે. આંગણનો ચોક એ તારો કુંવર છે અને મંગલકુંભ એ તારી કુલવધૂ છે, મહેલમાંનો દીવડો એ તારો કંથ છે અને દીવડાની જ્યોત ગૃહિણી (ખુદ તું) છે.

આ સાંભળને પત્ની હર્ષપૂર્વક કહે છેઃ 'હે વસુદેવજીના પુત્ર, તમને ધન્ય છે. તમે સ્વપ્નાનો અર્થ ઠીક બતાવ્યો.' પતિ પણ પ્રસન્નતા પ્રકટ કરે છે. 'હે સજ્જનની પુત્રી! તને ધન્ય છે. તેં સ્વપ્નાનો અર્થ ભલે જાણ્યો.'

ઉપરના ગીતમાં આદર્શ કુટુંબની કલ્પના છે. આ પ્રકારની પ્રેમભરી મધુર વાતોથી પરસ્પરમાં પ્રેમ વધે છે અને ગૃહસ્થજીવન સુખી અને સ્વર્ગીય બને છે.

હવે આજ ભાવનાઓના પડઘા પાડતા

ગુજરાતી ગીતો આપણે જોઈએ.
હું તો સૂતી રે મારા રંગ રે મોલમાં,
સૂતાં તે સપનાં લાગીયાં જી રે!
ઊંડાં જળહળ રે મેં તો સપનામાં દીઠાં,
માનસરોવર ભર્યાં દીઠાં જી રે!
આંગણે હસ્તી રે મેં તો સપનામાં દીઠાં
કુંભકળશ ત્યાં ભર્યાં દીઠાં જી રે!
આંગણે આંબલો રે મેં તો સપનામાં દીઠો,
જાય જાવંત્રી ઝુંગેઝુંગે જી રે!
મોતીના ચોક રે મેં તો સપનામાં દીઠા
લીલી હરિયાળી ત્યાં બહુ ફળી જી રે!
મેડીએ દીવડો રે મેં તો સપનામાં દીઠો,
કંકુ કેસર કેરાં છાંટણાં જી રે!
સૂતા જાગો રે મારી સગી નણદીના વીરા,
સપનાના અરથ ઉકેલજો જી રે!
ઊંડાં જળહળ રે ગોરી મૈયર તમારું
માનસરોવર તારું સાસરું જી રે!
આંગણે હસ્તી રે ગોરી વીરો તમારો
કુંભકળશ તારાં કુળનાં જી રે!
આંગણે આંબલો રે ગોરી સસરા તમારા
જાય જાવંત્રી સાસુ તારી જી રે!
મોતીના ચોક રે ગોરી કંથ તમારો
લીલી હરિયાળી નણંદ તમારી જી રે!
મેડીએ દીવડો રે ગોરી કુંવર તમારો,
કંકુ કેસરીઆં વવારું તમારાં જી રે!
ઘણું જીવજો રે મારી નણદીના વીરા
સપનાના અરથ ભલા કર્યા જી રે!
ક્યાંક ક્યાંક એક સ્વપ્નું વધુ પણ બોલાય છે:
મેં તો જાણ્યું રે ઘર વચ્ચે ગહૂંલી શી પૂરી
લીલુડાં તોરણ બંધાઈ રહ્યાં રે.

* *

ઘર વચ્ચે ગહુંલી તે ગોરી દીકરી તમારી
લીલુડાં તોરણ જમાઈ તારો રે.*
જેવાં સુંદર સ્વપ્નાં, તેવા જ સુસંગત એના અર્થો. અજાણ્યા જીવનસાથીએ કંઈક એવી આશા એ સહચરીના અંતઃકરણમાં મેલી દીધી, કે નિદ્રામાં આવાં રૂપાળાં સ્વપ્નાં મળ્યાં: અને સ્વામીએ એ સ્વપ્નસૃષ્ટિને બન્ને કુટુંબોનાં આત્મજનો વડે વસાવી દીધી.

બીજું એક ગુજરાતી ગીત જોઈએ:
આજ રે સપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીયું રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો ઘમ્મર વલોણું દીઠું જો,
દહીં દૂધના વાટકા રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
હીંમલા ને પોતીયાં રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની થાળી રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો પારસ પીપળો દીઠો જો,
તુળસીનો ક્યારો રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો.
ફુલડીયાંની શેર્યું સાહેલી મારા સપનામાં રે.

* * *

ડોલતો ડુંગર ઈ તો અમારો સસરો જો,
ખળખળતી નદીએ રે સાસુજી મારાં નાતાં'તા રે.
ઘમ્મર વલોણું ઈ તો અમારો જેઠ જો,
દહીં દૂધનાં વાટકા રે જેઠાણી મારાં જમતાં'તાં રે.
લવીંગ લાકડી ઈ તો અમારો દેર જો,
હીંગળે ને પોતીએ રે દેરાણી મારાં રમતાં'તાં રે.
જટાળો જોગી ઈ તો અમારો નણદોઈ જો,
સોનાની થાળીએ રે નણંદ મારાં ખાતાં'તાં રે.
પારસ પીપળો ઈ તો અમારો ગોર જો,
તુળસીનો ક્યારો રે ગોરાણી મારાં પુજતાં'તાં રે.
ગુલાબી ગોટો ઈ તો અમારો પરણ્યો જો,
ફુલડીયોની શેર્યું સાહેલી મારી ચુંદડીમાં રે.*

આ ગીતમાં સાસરીઆના કુટુંબસુખથી વંચિત એવી કોઈ અતિ દુઃખીઆરીએ પોતાના ભૂખ્યા મનોરથો તૃપ્ત કરવા માટે નિદ્રામાં ને નિદ્રામાં સુંદર કુટુંબસૃષ્ટિ સરજી દીસે છે. સસરાને ભવ્ય ડુંગર સ્વરૂપે દેખ્યો, ડુંગરમાંથી

*ચુંદડી ભાગ ૧ ગીત ૬૬, પૃષ્ઠ ૬૫

* ર. રાત ભા. ૨. આ. ૧ પૃ. ૨૨

# ભાભી



આજ મારે આંગણે ઘૂમે છે ભાભી ને
પાનીએથી કુમકુમની છોળો ઉડે,
ભાભી ઘૂમે, ખૂબ ઘૂમે, છોળ ઉડે કંકુની,
રંગ એનો ઉપાને ભેટી પડેઃ આજ....!

ભાભીને મુખડે તો સ્મીત ઉડે આછું, ને
વિશ્વ બધું આનંદે રાચી રહે;
જાય આ શિયાળો રાજ આવે વસંત ને
પાંદડીએ ફૂલફૂલ મ્હેકી રહેઃ આજ....!

ભાભી મારી ગીત ગાય મીઠું મધુરું ને
કોયલનો કંઠ એ ઝીલી રહે;
એના તો સૂર આખા જગમાં તો જાગે, ને
જગમાં સંગીતધૂન જામી રહેઃ આજ....!

ભાભીની તાળીએ પૂણ્ય દેતું તાળીઓ ને
કંઠેથી સત્યસૂર ટપકી પડે;
ઘૂમતી એ ભાભીની આંખમાં ને અંગથી,
હેતના ફૂવારા રાજ વરસી રહેઃ આજ....!

કુ. બાબુલચંદ્રી.

નિસરતી સ્નેહસરિતમાં સાસુજીને ન્હાતાં કલ્પ્યાં, કુટુંબને રસકસ વડે પોષનારા જેઠને વલોણાની ઉપમા દીધી, અને વડીલપદે બેઠેલાં જેઠાણીને એ રસકસમાંથી મોટો હિસ્સો માગતાં આલેખ્યાં. દેર તો હંમેશાં ઝીચુકો—લવીંગની લાકડી જેવો, અને દેરાણી તો નાનેરું બાળ, એટલે ઢીંગલીએ પોતીએ જ રમતી હોય; નણંદ-પતિ તો વિનોદ કરવા યોગ્ય છે અને ભોજાઈ તો ઘણુંખરું એમજ ઇચ્છે છે કે નણદોઈ બાવો બને તો ઠીક! લાડકવાયી નણુદી તો સોનાની થાળીમાં જ જમે. પોતાના ગુરુજીને પારસ–પીપળાની પવિત્રતા અર્પી. ગુરુપત્નીને તુળસીનો ક્યારો પૂજતાં કલ્પ્યાં; અને સુખી જીવનની છેલ્લી રેખ તો ખીજી કઈ હોય? પતિને ગુલાબના ગોટા જેવો કલ્પે છે. પોતે પણ જાણે તેની સાથે જીવનરસ લૂંટતી હોય ને, એટલે પોતાની ચુંદડીમાંથી ફૂલોની ફોરમો ફૂટતી જુવે છે.

વળી બીજું એક ગીત મળી આવે છેઃ
આ સમણામાં પારસ પીપળો દીઠો જો,
પીપળાની તે લાખ મારા સમણામાં.
આ સમણામાં વ્હેતો દરીઓ દીઠો જો,
— દરીઆની તે નદીઓ મારા સમણામાં.
આ સમણામાં ઘર વચ્ચે થાંભલો દીઠો જો,
થાંભલાની તે ખીલી મારા સમણામાં.

*

પારસ પીપળો એ તો મારો દીએર જો,
પીપળાની તે લાખ મારી દેરાણી.
વ્હેતો દરીઓ એ તો મારો જેઠ જો,
દરીઆની તે નદિઓ મારી જેઠાણી.
ઘર વચ્ચે થાંભલો એ તો મારો સસરો જો,
થાંભલાની તે ખીલી મારી સાસુ જો.
સ્વ. રણજીતરામ સંપાદિત
'લોકગીત' માંથી પૃ. ૨૬ ]

*રાજસ્થાની ગીત: 'રાજસ્થાન લોકગીત'માંથી અને ગુજરાતી સમાનગીતો શ્રી. ઝવેરચંદ મેઘાણી અને સ્વ. રણજીતરામના સંગ્રહોમાંથી લીધા છે.

શત્રુના સકંજામાંથી છટકેલી બહાદુર નારી



# ગ્વેન પ્રીસ્ટવુડ

*

ગ્વેન પ્રીસ્ટવુડ અસલ શાંઘાઇના રહેવાસી અને એક બ્રિટિશ-અમેરિકન શેમેકો કંપનીના ઓફિસરની દીકરી. જન્મેલી લંડનમાં પણ નાનપણમાં જ તેને ચીન લઈ જવામાં આવેલી. તે પછી અભ્યાસ પૂરો કરાવવા માટે એને ઇંગ્લેંડ અને બેલ્જિયમ મોકલવામાં આવેલી. અભ્યાસ પૂરો થઈ ગયો એટલે એ ચીન પછી ફરી અને મિ. પ્રીસ્ટવુડ કરીને ત્યાંના એક પ્રસિદ્ધ બૅરોની સાથે તરત પરણી પણ ગઇ. ગ્વેન ચીનમાં પુષ્કળ ફરેલી અને કેટલીયે સ્થાનિક બોલીઓ તે શીખી ગયેલી. પરિણામે એ ચીનને માતૃભૂમિની જેમ ચ્હાતી થઈ ગયેલી.

યુદ્ધની ફાટી નીકળ્યું એટલે તેને હોંગકોંગ જવું પડ્યું અને ત્યાંની એક વેપારી પેઢીમાં જોડાઇ ગઇ. પરંતુ યુદ્ધ વિસ્તરતું જ રહ્યું અને ૧૯૪૧ ના ડિસેમ્બરમાં તે સેન્ટ જહોન બ્રિગેડમાં એમ્બ્યુલન્સ હંકારવા લાગી. હજી હોંગકોંગ પડ્યું નહોતું, ને સતત વરસતા તોપમારા હેઠળ તેર કલાક સુધી પરસેવો નીતારવાનું ચાલુ હતું. આખરે એ બ્રિટિશ બંદર પડ્યું. ગ્વેને ધાર્યું હતું કે પોતે જે ઠેકાણે રહેતી હતી ત્યાં તેને રહેવા દેશે, પણ જાપાનીઓ એ ઘર પર ટાંચ લાવ્યા ને ત્રણ કલાકમાં ઘર ખાલી કરી ચાલ્યા જવાનો હુકમ દીધો. મિત્રો સાથે નજીકના પર્વતની તળેટીમાં તેણે આશ્રય લીધો. ત્યાં લગી એ લોકોને રંજાડ વેઠવી પડેલ નહિ, પણ પછી હુકમ છૂટ્યો કે બધાં યુરોપિયનોએ સામુદાયિક પરેડમાં હાજર રહેવું. હવે એ મંડળીએ નાસી છૂટવાનો નિર્ધાર કર્યો. ચીનનો એક બાગવાન તેમને સલામત સ્થળે લઇ જવાનો હતો. નક્કી કરેલો સમય આવી પહોંચ્યો, પણ નક્કી કરેલ ઠેકાણે બાગવાન દેખાયો નહિ, એટલે રાહ જોઈ થાકી એ લોકો હતાં ત્યાં પાછાં ફર્યાં ને બીજે દિવસે એક કલાકની ટાંટિયાતોડ પછી પરેડના મેદાનમાં ગયાં. ત્યાંથી એ લોકોને એક સ્ટીમ લોંચમાં ખડકીને સ્ટેન્લી દ્વિપકલ્પમાં લઇ જવામાં આવ્યાં અને ફોર્ટ સ્ટેન્લીની કેમ્પમાં યુદ્ધકેદીઓ તરીકે એમની નોંધણી થઈ. તે દિવસથી ત્રણ હજાર અભાગિયાં ભેગી ગ્વેનની પણ આકરી ત્રાસયાત્રાનો આરંભ થયો.

એ કેમ્પમાં જતાં પહેલાં સાથે લેવાનો સરસામાન સમેટવાનો હુકમ મળ્યો તે વખતની પોતાનું મનોદશાનું વર્ણન કરતાં ગ્વેન કહે છે: 'એ વાત જ માન્યામાં નહોતી આવતી. મગજમાં એ કેમે કરી ઉતરતી જ નહોતી, એટલે હું ગાંડાની-માફક વર્તવા લાગી. કેમ્પમાં તો 'આ આપો ને તે લ્યો'નો વિનિમય-વ્યાપાર જોરમાં ચાલતો હતો; પણ હું બાઘાની જેમ નકામી નકામી વસ્તુઓને સમેટવા બેસી ગઈ.'

કેમ્પમાં સુખ તો શેનું હોય, પણ દુઃખની કોઈ અવધ નહોતી, અમને સુડતાલીસ જણને એક જ મકાનમાં ગોંધવામાં આવેલાં. અને મારા વાળી ઓરડીમાં અમે આઠ જણ

જેમતેમ સમાસ કરતાં હતાં. એકત્રીશ જણ વચ્ચે ન્હાવાવાની ઓરડી માત્ર એક જ હતી. આથી સંકડાશમાં સુખેદુઃખે રહેવાં માટે અને તેટલી ઉત્તમ વ્યવસ્થા અમે આપસઆપસમાં સમજીને ઉપજાવી લીધેલી. અમારામાંનાં ઘણાને ભોંય પર સૂઈ રહેવું પડતું. પહેલપહેલાં તો આ બધું માયાવી દુઃસ્વપ્ન જેવું લાગતું ને અમે મૂરખાં અમારાં મનને મનાવતાં કે એવું કાંઈ લાંબો વખત ચાલવાનું નહિ, પણ અમારી કલ્પના કરતાં, માંદગી અને ભૂખમરાની વાસ્તવિકતા વધારે તીવ્ર હતી. અર્ધો શેર ચોખા ઉપર ને માછલીઓના થોડા ટુકડા ઉપર દિવસ આખો ખેંચી કાઢવાનો આવતો. કેરોસીનના ડબલામાં અમે ખોરાક રાંધતાં. આમ ને આમ મારું બાવીસ શેર વજન ઘટી ગયું.

દિવસો પર દિવસો જવા લાગ્યા. બધાં ન્હાવરાં ને ચીંથિયાં બની ગયાં. કંઈ કંઈ મોંમાથા વિનાની અફવાઓ કૅમ્પમાં વહી આવતી. ઘડીકામાં આશા ઉપજતી, ઘડીકમાં તે ભાંગીને ભુક્કો થઈ જતી. ગ્વેન પ્રીસ્વુડનો કંઠે પ્રાણ આવી ગયો. આ ભૂખના દુઃખ કરતાં તો મરવું સારું એમ તેને થયું. જીવન પર આવીને તેણે ભાગી છૂટવાનો સંકલ્પ કર્યો. એક નકશો ને હોકાયંત્ર એણે જેમ તેમ કરીને મેળવી રાખેલાં. નાસી છૂટવા માટે એમના વિના તો ચાલે જ નહિ. ત્રણ ત્રણ અઠવાડિયાં સુધી એક બીજા સાથીદાર સાથે ગડમથલ કરી જોઇ. યોજનાઓ ઘડી અને ભાંગી. ચોકીદારોની હીલચાલનો અભ્યાસ કર્યો. ઝવેરાત આપીને રોકડ નાણું મેળવ્યું, ખોરાક જતો કરીને ભાગી છૂટવા માટે જરૂરી એવો પહેરવેશ મેળવી લીધો અને સને ૧૯૪૧ના માર્ચની એક અંધારી રાતે પેલા સાથીદાર બાથર્સ્ટના સંગાથમાં સંત્રીઓને હાથતાળી આપીને કૅમ્પમાંથી ગ્વેન ભાગી.

મુક્ત ચીનમાં પહોંચવા માટે એક હજાર માઇલનો પંથ પગપાળા કાપવાનો હતો. ક્ષણે ક્ષણે પકડાઇ જવાની ધાસ્તી હતી. બેવાર તો એ લોકો પકડાતાં રહેજમાં બચી ગયાં. 'એક વખતે એક નિર્જન અવાવરા મકાનમાં છુપાઇ રહેલાં, ત્યાં જાપાનીઓ આવી ચઢ્યા. એટલે ફચરાપટ્ટીને કાટમાળના ઢગલામાં સંતાઇ ગયાં. હું ખૂબ બીધી હોઇશ કેમ કે મારા જમણા પગની એક નસ કેમે કરી ફરકતી મટે નહિ મારાથી સ્થિર પડી રહેવાતું નહિ ને હું હાલતી એટલે ઢગલો હાલતો.' એક પ્રસંગનું વર્ણન કરતાં ગ્વેન ઉપરનો અનુભવ ટાંકે છે. બીજે એક પ્રસંગે એને ચીની ભાઇબુનો વેશ પહેરવો પડેલો, કેમ કે પરદેશી લેબાશમાં દૂરથી પણ એ ઓળખાઇ જાત.

રાતે ચાલવું ને દિવસે ક્યાંક સંતાઇ રહેવું એ ક્રમ કેટલાય દિવસ સુધી ચાલ્યો. એમ કરતાં એક દિવસ એક ગેરીલા ટુકડીનો એમને ભેટો થઇ ગયો. એ ટુકડી એમની સાથે દોસ્તીદાવે વર્તી. બાથર્સ્ટ તો એ ટુકડીઓ સાથે જ ભળી જઇને એ બહાદુર ચીનવાસીઓ સાથે ખભેખભા મિલાવી જાપાનીઓ સામે લડવાનું નક્કી કરી લીધું ને ગ્વેને અને એકલીએ બાકીની યાત્રા પૂરી કરી. એ સુંગસી પહોંચી. હવે બધું સરળ બની ગયું હતું. ત્યાંથી વિમાનમાર્ગે ચુંગકીંગ પહોંચી. કેદી જીવનના ત્રાસ અને કષ્ટનો હવે અંત આવ્યો હતો ને મુક્તિના પ્રદેશમાં તેણે પગ મૂક્યો હતો. ભાગી છૂટનારામાં ગ્વેન સૌથી ગંહેલી હતી, એટલી ઘણી કિંમતી બાતમી એણે બ્રિટિશ અને અમેરિકન સત્તાધારીઓને પૂરી પાડી. પૂરો આરામ લઇને ઇંગ્લેંડ થઇને એ અમેરિકા ગઈ અને ત્યાં Through japanese barbed wire નામનું પોતાના રોમાંચક અનુભવો વર્ણવતું પુસ્તક લખ્યું એ ઘણું જ લોકપ્રિય થઈ પડતાં ઇંગ્લેંડ, ઓસ્ટ્રેલિયા અને હિંદમાં તેની આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ. એક નારીના અદ્ભુત પરાક્રમની એ ગાથા છે. અત્યારે ગ્વેન પ્રીસ્ટવુડ મુંબઈમાં રહે છે ને એક બીજું પુસ્તક લખે છે.

# 'કોંગ્રેસ રેડીઓ'ની સંચાલિકા



# કુ. ઉષા મહેતા

નાનો પાતળો બાંધો છતાં મક્કમ નિશ્ચય ધરાવતા કુ. ઉષા મહેતા એ એક વખતના ખેડાના સબ જજ શ્રી. હરિપ્રસાદ નારશંકર મહેતાનાં પુત્રી થાય. તેમનાં માતુશ્રી મહિમનબહેનનાં આ એકનાં એક પુત્રી ઉષાબહેન ખૂબ લાડીલાં છે કેમકે ચાર ભાઇઓથી નાના આ ઉષાબહેન તેમનું છેલ્લું સંતાન છે ઉષાબહેનનો જન્મ આજથી લગભગ અઠાવીશ વર્ષ ઉપર ઓલપાડમાં તેમના મોસાળમા થયો હતો તેઓ મૂળ વતની તો ઓલપાડ તાલુકાના સરસ ગામના છે અને જ્ઞાતિએ મોતાળા બ્રાહ્મણ છે.

પ્રાથમિક શિક્ષણ ખેડામાં મેળવ્યું અને પિતા પેન્શન પર ઉતર્યાં ને ભાઇઓ મુંબઇમાં જ ધંધે વળગ્યા હોવાથી કુ. ઉષાબહેને પાછળી જીંદગી મુંબઈમાં જ ગાળી છે નાનપણથી જ શાન્ત અને સરળ સ્વભાવના ઉષાબહેન માત્ર અભ્યાસમાં જ પ્રવૃત્ત હતા. એમ. એ. થયા પછી ૧૯૪૨માં તેઓ પી. એચ. ડી નો અભ્યાસ કરી 'ડોક્ટર'ની પદવી માટે તૈયારી કરતા હતાં તેવામાં 'ઓગસ્ટ ૪૨'ની, ક્રાંતિનો પવન ફૂંકાયો ને ઉષાબહેનના નાજુક હૃદયમા ખળભળાટ મચી ગયો. તેમણે તરત જ નિર્ણય કરી લીધો અને આજના વાતાવરણમાં પોતાનું સ્થાન અને પોતાની પ્રવૃત્તિઓ તેમણે મિત્રો સાથે મળીને નક્કી કરી લીધા

કદાચ ગાંધીજી હાકલ કરે, આખરી આઝાદી જંગ જામે, સરકાર નેતાઓની સામુદાયિક ગિરફતારી કરે, અખબારોના મોઢાં બંધ કરે, સભાસરઘસો સામે પ્રતિબંધ મૂકે, કોંગ્રેસને અને તેની પ્રવૃત્તિને ગેરકાયદે ઠરાવે તો?

તો રેડિયો ટ્રાન્સમિટર જ એક માત્ર એવું સાધન રહે કે જેના દ્વારા જનતાને જંગ જારી રાખવાના સૂચનો આપી શકાય, પરદેશી સરકારના સિતમોને જાહેર કરી શકાય, કાર્યક્રમ બતાવી શકાય, આ દેશના સમાચારથી વાકેફ કરી શકાય ટ્રાન્સમિટર, તેમને ચળવળની સફળ દોરવણી માટે માત્ર અનિવાર્ય લાગ્યુ, એટલું જ નહિ, પણ જો એક જોરદાર ટ્રાન્સમિટર હોય તો હિંદ સરકારના પરદેશોમાંના અવળા પ્રચારને ખુલ્લો પાડી શકાય અને અમેરિકા જર્મની અને ખુદ ઇંગ્લેંડને હિંદમા રોજબરોજ બનતા બનાવોથી વાકેફ કરી શકાય એ વિચારે તેમને પુલકિત બનાવ્યાં, તેમનાં હૈયાં હચમચાવી દીધાં

શ્રી બાબુભાઇ ખખ્ખર તથા કુ૦ ઉષાબહેન મહેતાએ આ કાર્ય હાથ પર ધરવાનો અડગ નિરધાર કર્યો, અને એ યાદગાર ૯ મી એ જ્યારે નેતાઓની હિંદભરમાં એકસામટી ધરપકડ કરવામાં આવી, ત્યારે આ યોજના પાર પાડવાની ઝડપી તૈયારીઓ તેમણે કરવા માંડી.

પરંતુ પૈસા લાવવા ક્યાંથી? આ એક

પ્રશ્ને તેમને મુંઝવણમાં મૂકી દીધા. તરતજ કુ૦ ઉષાનાં ભાભી શ્રીમતી મનુબહેને પોતાના તમામ ઘરાણાં એ કાર્ય માટે આપી દેવાની તૈયારી બતાવી. પરંતુ એનો સ્વીકાર કરવો કે નહિ એ પ્રશ્ન પણ મૂંઝવનાર નીકળ્યો. એ બહેનનાં ત્યાગ અને દેશદાઝે તેમને વિચારમાં નાંખી દેવા સાથે જ પોતાની યોજનામાં આગેકૂચ કરવાનું પ્રેરક બળ સીંચ્યું.

છેવટે શ્રી બાબુભાઇએ નાણાંની મુશ્કેલીનો તોડ લાવવાનું બીડું ઝડપ્યું. એમણે એક નિષ્ણાત ટેકનિશિયન પાસે ટ્રાન્સમિટર તૈયાર કરાવ્યું. તે નિષ્ણાત પાછળથી સામી હરોળમાં જઇને ઉભા રહ્યા.

આ જ વખતે શ્રી૦ વિઠ્ઠલભાઇ ઝવેરીની રાહબરી નીચે આવું એક યુવકોનું બીજું મંડળ પણ પોતાની પ્રવૃત્તિ પાંગરી રહ્યું હતું. આ ઉપરાંત શહેરમાં બીજાં પણ વેરવિખેરાયલાં ઘણાં મંડળો હતાં–એ પણ આંદોલનને જોરશોરથી ચલાવવાની આવી યોજનાઓ વિચારી રહ્યાં હતાં.

તે સમયે ડૉ૦ રામમનોહર લોહીયા મુંબઇમાં હતા, તેમણે આવા મંડળોને સંગઠિત કરવાનું કાર્ય સફળતા પૂર્વક હાથ ધર્યું. જો કે બીજાં મંડળો ખસી ગયાં, છતાં શ્રી. વિઠ્ઠલભાઇના ને શ્રી. બાબુભાઇના મંડળે ત્યારથી તે ધરપકડની ઘડી સુધી સંપૂર્ણ સહકારની ભાવનાથી કામ કર્યું અને આમ અનેક રહસ્ય અને રોમાંચક ઘટનાઓથી આનંદદંપ ઉપજાવી જતો.'Vojce of freedom યા તો' This is Congress Radio calling' speaking somewhere from India'નો અવાજ હિંદની હવામાં ગૂંજવા લાગ્યો.

આ કોંગ્રેસ રેડિયો માત્ર સામાન્ય રેડિયો જ નહોતો. એની પાસે પોતાનું જોરદાર ટ્રાન્સમિટર હતું, બ્રોડકાસ્ટિંગ મથક હતું, રેકર્ડીંગ યંત્ર હતું, અને બધા બ્રોડકાસ્ટીંગ સ્ટેશનોને હોય છે એવી સ્વતંત્ર ટેલ-સાઇન પણ હતી.

રેડિઓ ચલાવવો એ કોઇ આસાન વાત નહોતી, બચ્ચાની રમત નહોતી, એ તો જીવ-સટોસટનો ખેલ હતો. ટ્રાન્સમિટર માટે જરૂરી ભાગો મેળવવાં એ ભગીરથ કાર્ય હતું. શ્રી. બાબુભાઇની કુશાગ્ર બુદ્ધિ અહિં પોતાનો ચમત્કારો બતાવી ગઇ. ઘણીવાર એ કોઈ જાદુગરની માફક હોટલમાંથી, કોટના ગજવામાંથી, ટીફીનના ડબ્બામાંથી કે એવા જ કોઇ વિચિત્ર સ્થાનેથી મહામુશ્કેલીએ મેળવેલા ભાગો રજૂ કરતા ત્યારે એ જોનારને આનંદાશ્ચર્યમાં ગરકાવ કરી દેતા! વિઠ્ઠલભાઇને પણ એમના ટ્રાન્સમિટર માટે ઓછી જહેમત નહોતી ઉઠાવવી પડી. ખૂદ મિલિટરીવાળા પાસેથી પણ એ ટ્રાન્સમિટરના ભાગો લઇ આવતા હતા.

અને ચબરાક મનાતી મુંબઇની પોલીસની ચકોર આંખ ચોમેર ઘૂમતી ફરતી હતી. એને થાપ આપવી એ પણ આસાન વાત નહોતી. પોલીસ અને આઝાદ રેડિયોના કાર્યકરો વચ્ચે ઘણી વાર સંતાકૂકડી રમત મંડાતી અને છેવટે પોલીસ હારી જતી; એને પરાજય સ્વીકારવો પડતો. ઘણી વાર પોલીસને એમ લાગે કે રેડિયો મથક ઝડપી લેવું એ રમત વાત છે, હાથવેંતમાં છે, અને બીજે જ દિવસે એને ભાન થતું કે એ મથક તો મુંબઇથી માઈલો દૂર છે!

રેડિયો મથક માટે અનુકૂળ જગા મેળવવી તે દિવસોમાં પણ હાડમારી માગી લેતી. આવા પ્રસંગે દેશમાંથી આવનાર કલ્પિત કાકા, મામા, બહેન કે ભત્રિજો આ કાર્યકરોની વહારે ચડતાં. એકાદ ફ્લેટ ભાડે રાખતા, ઘરવખરી અને સરસામાન સાથે ત્યાં ઘર માંડતા, આવનાર કાકા કે ભત્રિજાની આતુર નયને રાહ જોતા; દરમ્યાન બીજી કોઇ જગા શોધી કાઢતા.

એટલે પોલીસને શક ન પડે માટે, ઘર... ખાલી કરવાનો બધો વેશ આબેહૂબ આબાદ

ભજવાતો. ઘેરથી મોટર કે બીજા વાહનમાં બધો સરસામાન સ્ટેશને લઈ જવામાં આવતો અને ત્યાંથી રેડિયો મથકે પહોંચતો. આ પ્રમાણે વાલકેશ્વર, ગિરગામ, ગામદેવી, ભાયખાલા, ચોપાટી વગેરે સ્થળોએ રેડિયો મથક બદલાતાં રહ્યાં અને પોલીસને થાપ આપવા તથા શંકાને નિવારવા ઉપર જણાવેલ નાટક ભજવવા પડતાં. અને આવું નાટક પણ લગભગ દર પંદર દિવસે ભજવવું પડતું!

એકવાર બાબુભાઈ અને ઉષા મહેતા કોઈ શાંત ને સલામત જગાની શોધમાં નીકળ્યાં અને સાથે જ તેમને એક અતિ સાનુકૂળ જગા સાંપડી ગઈ. આ સ્થળે તો મહિનો બે મહિના સુધી લાગલાગટ કામ ચલાવશું તો પણ વાંધો નહિ આવે એ વિચારે આનંદની લાગણી અનુભવી. પણ એમને ક્યાં ખબર હતી કે એ તો માત્ર ક્ષણજીવી જ નિવડવાનો હતો!

બન્ને જણા મકાન માલિકને ઘરનું ભાડું આપવા ગયા. બેઠા, થોડિક પ્રાસંગિક વાત થઈ. એટલામાં એમની નજર એક વિચિત્ર દેખાવના યંત્ર જેવી વસ્તુ પર પડી: 'આ શું છે, શેઠજી!' તેમણે જિજ્ઞાસા સંતોષવા પૂછ્યું. તેણે જવાબ આપ્યો: 'એ તો ગેરકાયદે રેડિયોને પકડી પાડવાનું યંત્ર છે.' બન્નેના મનમાં વિજળીકે ઝપે વિચાર ઝબકી ગયો. સાથે જ આખા શરીરે ભયની ઝણઝણાટી અનુભવી.

પરંતુ અંતરના ભાવોને અંતરમાં અટકાવી દઇ બાબુભાઇએ બાજી સફળતાપૂર્વક સંભાળી લીધી. તેમણે ગેરકાયદે ચાલતા કોંગ્રેસ રેડિયોને ભાંડવામાં પોતાનો હિસ્સો નોંધાવ્યો અને શેઠજીને જરાયે શંકા આવવા ન દીધી. અને વિધાતાએ અને ગ્રહના પ્રતાપે જ આપણને બચાવી લીધા, એમ મનોમન પ્રભુનો આભાર માનતાં સ્મિતપૂર્વક તેમણે શેઠજીની વિદાય લીધી.

બહાર નીકળીને તરત જ બાબુભાઇએ ઉષાબહેનને ચેતવણી આપી, 'આજે તો પ્રભુકૃપાએ ઉગરી ગયા, પરંતુ આ ખાદીની સફેદ સાડી ક્યાંક દિ' સપડાવી દેશે' ઉષાબહેને પોશાક ચાલુ રાખવાનો ઘણો આગ્રહ દાખવ્યો, પણ છેવટે સંજોગો આગળ તેમણે નમતું તોળ્યું ને શંકા નિવારવા માટે પોશાકમાં થોડોક ફેરફાર કર્યો.

પરંતુ દેશકાર્યના પંથ પર ગુલાબોને બદલે અનેક કાંટા વેરાયલાં હોય છે. જગાની મુશ્કેલીને પહોંચી વળ્યા ત્યારે કાયદેસરના ટ્રાન્સમિટરે, કોંગ્રેસ રેડિયો પરથી રજૂ થતા કાર્યક્રમોમાં દખલગીરી પહોંચાડવાનો પ્રયત્ન આરંભ્યો. બધું તૈયાર થાય, કોંગ્રેસ રેડિયોનો અવાજ હિંદના આકાશમાં મેદાને પડે, અને સામેથી દખલગીરી શરૂ થાય! કાર્યકરો આથી કંટાળ્યા, પણ એમ કંટાળ્યે કંઇ મુશ્કેલીનો અંત આવે એમ હતું નહિ. નિષ્ણાતોની સલાહ લેવાઈ અને અંતે એ દખલગીરીનો સામનો સામી દખલગીરીથી કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. એને અમલી બનાવ્યો. એમાં સારી સફળતા સાંપડી; ત્યાર પછી કોંગ્રેસ રેડિયોનો સંદેશ વધુ સ્પષ્ટ સાંભળવા લાગ્યો.

વળી, એક જ ટ્રાન્સમિટર રાખવું જોખમભર્યું હતું. એ જો બંધ થાય તો સમગ્ર કાર્યતંત્ર તૂટી પડે. આથી આખા હિંદમાં રેડિયો મથકોની પરસ્પર સાથે સંકળાયેલી એક સળંગ સાંકળ ઉભી કરવાની યોજના ઘડાઈ; જેથી જો કોઇ મથક પકડાઈ જાય તો પણ કાર્ય ચાલુ રહે. આ ઉપરાંત પોલીસને થાપ આપવા માટે મોટરમાં ટ્રાન્સમિટર રાખી રોજ જુદે જુદે સ્થળેથી રેડિયો ચલાવવાની પણ વિચારણા થઇ હતી. પરંતુ એકંદરે એ બહુ અનુકૂળ ન લાગ્યું અને એ વિચાર પડતો મૂકવામાં આવ્યો. વળી, થોડા સમય માટે સવાર સાંજ બે રેડિયો મથકેથી કાર્યક્રમ રજૂ કરવામાં આવતો. આમાંથી એક વિઠ્ઠલભાઈ ને બીજો બાબુભાઈ ચલાવતા.

કોંગ્રેસ રેડિયો જનતાને કટોકટીના સમયે દોરવણી આપવા માટે શરૂ થયો હતો, અને એનો આ હેતુ ઘણે અંશે પાર પડયો. પૂર્વમાં જાપાન હિન્દની ધરતી પર ગમે તે પળે આક્રમણ કરે એવી સ્થિતિ હતી. દેશમાં કૂગાવો કૂદકે ને ભૂસકે આગળ વધતો જતો હતો. આષ્ટી–ચીમુરમાં હત્યાકાંડ રચાયો હતો. યુ.પી. અને બીહારમાં દમનનો કોરડો બેફામ વિંઝાઇ રહ્યો હતો. સત્યાગ્રહ અને અહિંસામાંથી લોકોની શ્રદ્ધા ઘડીભર ડગમગતી જતી લાગતી હતી.

આ સ્થિતિમાં કોંગ્રેસ રેડિયો પર દોરવણી માગતા રોજના સંખ્યાબંધ પત્રો આવતા અને એ પત્રોના યોગ્ય જવાબ અપાતા. તેમને ઉચિત દોરવણી આપતી. ૪૨ની લોકક્રાંતિ આટલો લાંબો કાળ ચાલી શકી તેમાં આ દોરવણીનો ફાળો નાનો સૂનો નથી જ!

આ દોરવણી આપના તથા બીજા કાર્યક્રમના ભાષણો મુખ્યત્વે ડૉ૦ લોહિયા તથા ઘણીવાર શ્રી. અચ્યુત પટવર્ધન તૈયાર કરતા. આ ઉપરાંત ભૂગર્ભવાસ સેવતા ગુજરાતના જાણીતા બહારવટિયા શ્રી. છોટુભાઇ પુરાણી, પત્રકારો, શિક્ષકો અને બીજા અનેક કોંગ્રેસ-કાર્યકરોએ કાર્યક્રમ રજૂ કરવામાં પોતાનો વત્તો ઓછો ફાળો નોંધાવ્યો હતો.

કોઈને પ્રશ્ન થશે કે, આ સમયે પત્ર-વ્યવહાર પર સખ્ત સેન્સરશીપ હતી, તાર ટેલીફોન વ્યવહાર જોખમી હતો, અને બીજા સંદેશ વ્યવહારના સાધનો તો હતા નહિ, તો પછી કોંગ્રેસ રેડિયો પરથી દરરોજ જે સંખ્યાબંધ સમાચારો વહેતા મૂકવામાં આવતા તે ક્યાંથી મળતા? અખબારોને મોઢે તો તાળાં મરાયાં હતાં. એટલે આ સમાચાર ઘણાને વજુદ વગરના લાગતા. અને છતાં સાચી વાત તો એ છે કે, જનતા અતિ રસપૂર્વક એ સમાચારો સાંભળતી અને છુટથી એની ચર્ચા કરી એનો ફેલાવો કરતી.

રાષ્ટ્રીય લડતના એમાં રોજબરોજ આવતી ભરતી ઓટના સમાચારો મેળવવા માટે પણ એક સાંકળ રચવામાં આવી. મુંબઈમાં મહા-સમિતિ તો ગેરકાયદે ઠરતાની સાથે જ એક ભૂગર્ભ મહાસમિતિ અસ્તિત્વમાં આવી. અનુભવી કાર્યકરો પોતપોતાના વિભાગમાં પહોંચી ગયા, સ્થાનિક લડતને દોરવણી આપવા લાગ્યા અને સ્થાનિક સમાચારો વિશ્વાસુ સંદેશવાહકો મારફતે મુંબઈની વડી કચેરીને પહોંચાડવામાં આવતા. આ વડી કચેરી અને રેડિયો–કાર્યકરો વચ્ચે સંપર્ક સાધવામાં આવ્યો, રોજબરોજના સમાચાર આમ મળતા રહેતા ને કોંગ્રેસ રેડિયો પરથી જનતાની જાણ માટે હવામાં મુકવામાં આવતા.

ચીમુર–આષ્ટિનો ઘોર હત્યાકાંડ તથા ગોરા સૈનિકોના જુલમોને લગતી વિગતો જાહેર કરવા પર જ્યારે પ્રતિબંધ મૂકાયો ત્યારે વિશ્વાસુ સંદેશવાહકો જાનના જોખમે આ સમાચારો કડીબંધ પૂરા પાડતા, અને આ પ્રથમ કોંગ્રેસ રેડિયોએ જ ચીમુરઆષ્ટિની બહેનોની લૂંટાયેલી લાજની તથા બીજા જુલમોની રૂંવાડાં ખડા કરે તેવી વિગતો બહાર પાડી.

આ તો માત્ર એક ઉદાહરણ આપ્યું. બાકી બિહારની લડત પૂરજોશમાં આગળ ધપતી હતી, જનતાનું રાજ ત્યાં સ્થપાયું હતું, સરકારી અફસરો જનતાના કેદી બન્યા હતા, ના-કરની લડત પરાકાષ્ટાએ હતી. સંયુક્ત પ્રાંતમાં તો જાણે જ્વાળા મુખી ફાટયો હતો. દક્ષિણમાં સતારામાં ભાંગફોડની પ્રવૃત્તિ પૂર-જોશથી ચાલતી હતી. ગુજરાત પણ કોઇ પ્રાંતથી પાછું પડે તેમ નહોતું. આ પ્રમાણે દેશભરના સાચા સમાચારો–પ્રતિબંધિત સમાચારો કોંગ્રેસ રેડિયો પરથી જાહેર થતા.

આ રેડિયોની લોકપ્રિયતા અજોડ હતી, રેડિયો મથક ચલાવવાનો કાર્યક્રમ અપૂર્વ હતો. જનતાને એ ગમી ગયો અને અપનાવી લીધો;

સરકારે એ કાયક્રમ રેડિયો પર લેવાની મનાઇ ફરમાવી હતી, પરંતુ એ દિવસોમાં એવા મનાઈ હુકમો તો લોકો ઘોળીને પી જતા હતા. રેડિયોનો સમય થાય અને લગભગ દરેક ઘેર આ શબ્દો સાંભળવા મળતાઃ–'ધીસ ઇસ કોંગ્રેસ રેડિયો; કૉલીંગ ઑન ફ્રીનાઇન મીટર, સ્પીકીંગ સમવ્હેર ફ્રોમ ઇન્ડિયા.'

આમ કોંગ્રેસ રેડિયો પરથી સમાચાર, ભાષણો, લડત ચલાવવાની સૂચનાઓ, દેશના જુદા જુદા વર્ગને હાકલો અને સંદેશા વગેરેનો કાર્યક્રમ રજૂ કરવામાં આવતો અને આ કાર્ય માટે પ્રવચકો અને લેખકોનું એક જુથ પણ તૈયાર કરવામાં આવ્યું. પરંતુ અનુભવે શીખવ્યું કે મૌખિક કાર્યક્રમ બરાબર સ્પષ્ટ સંભળાતો નથી. એને બદલે રેકર્ડનો ઉપયોગ કરવામાં આવે તો રેડિયોની કાર્યક્ષમતા અનેકગણી વધે. આથી રેડિયો મથકની જેમ બીજું એક 'સ્પીચ રેકર્ડીંગ મથક' ઉભું કરવામાં આવ્યું. શ્રી. વિઠ્ઠલભાઇ ઝવેરીને આ વિભાગની સોંપણી કરવામાં આવી. તે કોરી રેકર્ડ લાવતા, રેકર્ડીંગ યંત્રદ્વારા ભાષણ, સૂચના કે સમાચારની રેકર્ડ ઉતરવામાં આવતી. એ તૈયાર થાય કે વિઠ્ઠલભાઈ તરત એનું નામકરણ કરતા, અને બ્રોડકાસ્ટીંગ વિભાગ સંભાળનાર શ્રી. બાબુભાઇ ખખ્ખરને હેમખેમ પહોંચાડતી. આ પછી કોંગ્રેસ રેડિયોનો અવાજ વધુ સ્પષ્ટ બન્યો અને સાથે જ કાર્યકર ઝડપાઇ જવાનો ભય ઘણે અંશે ઓછો થયો.

સમાચારો એ રેડિયોનો દૈનિક કાર્યક્રમ હતો. ઘણીવાર ભાષણો પણ અપાતાં અને એમાં મુખ્યત્વે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ કોંગ્રેસની નીતિનું સ્પષ્ટીકરણ અને સમર્થન કરવામાં આવતું. 'વિશ્વશાંતિ' એ નામનું ભાષણ આ વસ્તુ વધુ સ્પષ્ટ કરે છે.

આ સમયે બનારસમાં એક નોંધપાત્ર બનાવ બની ગયો. હિંદી સિપાહિઓએ લોક ઉપર ગોળીબાર કરવાની ચોકખી ના સુણાવી અને ગોરા સૈનિકોએ તેમનાં ખૂન કર્યાં. આ બનાવ ધ્યાનમાં રાખી કોંગ્રેસ રેડિયોએ હિંદભરના પોલીસોને ઉદ્દેશીને એક હાકલ બહાર પાડી:

'તમને શું ગમશે ? આઝાદ હિંદના મિત્રો બનવાનું કે તેનાં કાયમી દુશ્મન બનવાનું ? તમારા કેટલા યે દેશબંધુઓએ આ આંદોલનમાં ઝંપલાવ્યું છે. તમે પણ આવો.'

કિસાનો અને કામદારોને પણ ખાસ અપીલ અવારનવાર કરવામાં આવતી અને મહાસમિતિ વતી આઝાદ હિંદમાં 'કિસાન-મઝદૂર પ્રજારાજ' હશે એવી ખાતરી આપવામાં આવતી.

ઘણીવાર પ્રશ્ન પૂછાતા. ચિમુર આદિમાં બહેનોની લાજ લૂંટાઇ ત્યારે એનો સામનો કેમ કરવો, એવો એક પ્રશ્ન પૂછાયો હતો અને એનો જવાબ લાક્ષણિક અને કોંગ્રેસની નીતિ સાથે સુસંગત હતો. 'અહિંસક સામનો કરી બનતો પ્રયત્ન કરી છૂટો......લાજ લૂંટવાનો પ્રશ્ન રાજકરણની સીમાની બહાર છે...હિંદી માટે એની કલ્પના પણ અસહ્ય છે.'

'હિંદ છોડો' ના ઠરાવની સમજુતી માગતા પણ ઘણા પ્રશ્નો પૂછાતા અને કોંગ્રેસ રેડિયો પરથી એના જવાબો અપાતા. આવા એક લાક્ષણિક પ્રશ્નોનો જવાબ આ રહ્યોઃ 'અત્યાર સુધી આપણે ચળવળ ચલાવતા, પણ આ તો લોકક્રાંતિ છે. ક્રાંતિમાં બે જ વસ્તુ હોય–વિજય કે પરાજય ! આ ક્રાંતિ એક પક્ષ કે કોમની નથી, સમગ્ર ભારતવર્ષની છે. અમે આશા રાખીએ છીએ કે, બ્રિટિશ સામ્રાજ્ય બળીને ખાખ ન થાય ત્યાંસુધી તમે જંપીને બેસશો નહિ.' આજ પ્રમાણે જાપાની આક્રમણ અંગેના પ્રશ્નોના પણ ઉત્તરો પણ આપવામાં આવતા.

આ ભાષણો મુખ્યત્વે ડૉ. રામમનોહર લોહિયા અને ક્વચિત્ શ્રી. અચ્યુત પટવર્ધન તૈયાર

કરતા. રેડિયો પર મુખ્ય વક્તા પણ તેઓ જ હતા. શરૂઆતમાં તો ફક્ત એક જ કાર્યક્રમ રજૂ થતો. પરંતુ પાછળથી સવારે અને સાંજે હિંદુસ્તાની અને અંગ્રેજી એમ બે ભાષામાં બે કાર્યક્રમ નિયમિત રજૂ થતા. કાર્યક્રમ પહેલાં દરેક રેડિયો મથકની હોય છે તેવી 'કૉલસાઇન' વાગતી. પછી ' હમારા હિંદોસ્તાં ' ગવાતું અને રાષ્ટ્રગીત 'વંદેમાતરમ્'થી કાર્યક્રમ પૂરો થતો.

કૉંગ્રેસ રેડિયોની એક વિશિષ્ટતા હતી, 'સાચી કોમી એકતા' ને વર્ગોની સંવાદિતતાનું એ પ્રતિક બની ગયો હતો. એ કાર્યમાં હિન્દુઓ હતા, મુસ્લિમ બિરાદર હતા, ખ્રિસ્તી ભાઈ પણ અલિપ્ત નહોતા રહ્યા. દૂર રહેતી પારસી કોમના પ્રતિનિધિ પણ હતા. એમાં વેપારી ને વિદ્યાર્થી, પુરુષ અને સ્ત્રી, બધાં જ પોતપોતાનું યોગ્ય પાત્ર ભજવતા હતાં.

ગીરફતારીનો ભય માથે સદા ઝઝૂમતો હતો, મુંબઈની પોલીસ એને પકડવા આકાશ-પાતાળ એક કરી રહી હતી. પરંતુ સામે પક્ષે કાર્યકરો પણ એટલા જ ચબરાક હતા. ઘણી વાર તો કાર્યકરો પોલીસને હાથતાળી આપી છટકી જતા. છેવટે પોલીસને લાગ્યું કે, જો શહેરની મોટી રેડિયોની દુકાનો પર દરોડા પાડવામાં આવે તો કદાચ ફાવીએ અને એમણે આ વિચારને અમલી બનાવ્યો.

શહેરની પ્રસિદ્ધ રેડીઓની દુકાનો પર તેમણે અણધાર્યો દરોડો પાડયો. તેના સંચાલકોને ગીરફતાર કર્યાં. પોલીસની નેમ ફળી. એની આ બાજીમાં એ ફાવી. એ અમુક મહત્ત્વના નામો સંચાલકો પાસેથી કઢાવી શકી અને આ પછીનું બીજું જ પગલું એ જાણવા મળેલા નામધારીઓની ગીરફતારી કરવાનું હતું. આમાં રેડિયો મથકના ઇજનેરી નિષ્ણાત, ટ્રાન્સમિટર, તૈયાર કરવામાં મદદરૂપ બનનાર વગેરેને પોલીસે ઝડપી લીધા.

આ બનાવ બન્યો ૧૨મી નવેમ્બર ૪૨ના દિવસે. એક બાજુ પોલીસ ગીરફતારી ચલાવી રહી હતી. બીજી બાજુ રેડિયો કાર્યકરો ગુપ્તતેગો ચલાવતા હતા. પોલીસની ચાલની એમને ગંધ આવી હતી. જો કોઈની ધરપકડ થાય તો શું કરવું, એ પર લાંબી વિચારણા ચાલી, અને અંતે સર્વાનુમતે એવો નિર્ણય કરવામાં આવ્યો કે, દરેકે એક સૈનિકની અડગ વફાદારીથી કામ કરવું. કોઈ પકડાય તો બીજાના નામ, કોઈપણ ભોગે ન આપવા. અને એક લાલ રૂમાલને ' ગુપ્ત સંજ્ઞા ' ઠરાવવામાં આવી. બીજા વિભાગોનાં કાર્યકરો માટે પણ બચાવની બીજી યોજના વિચારવામાં આવી, પરંતુ કુ. ઉષાના કાર્ય અને જવાબદારી વિષે આખરી નિર્ણય થાય તે પહેલાં જ કૉંગ્રેસ રેડિયોનો સમય થવા આવ્યો અને કાર્યકરો વિખરાયાં. કુ. ઉષાએ એના સાથીદારોને જણાવ્યું કે, "મારો પ્રશ્ન કંઈ બહુ મહત્ત્વનો નથી. હું તો માત્ર યથાશક્તિ અલ્પ ભાગ ભજવું છું. 'આઈ એમ જસ્ટ એ સ્ક્રુ ઈન ધી મશીન.' એટલે મારે વિષે ચિંતા કરવાની જરૂર નથી."

સભા પુરી થઈ અને કુ. ઉષા બાબુભાઈની ઑફિસે ગયાં, ત્યાં બીજા પણ કાર્યકરો હતાં. દરમિયાન પોલીસ જાણી શકી કે, કૉંગ્રેસ રેડિયોના ' કાવતરા ' પાછળ શ્રી. બાબુભાઈ ખખ્ખર અને શ્રી. વિઠ્ઠલભાઈ ઝવેરી મુખ્ય ભાગ ભજવે છે. એટલે બપોરે જ બાબુભાઈની ઑફિસે પોલીસે દરોડો પાડયો. આ સમયે બાબુભાઈની ઑફિસમાં ચંદ્રકાન્ત ઝવેરી, કુ. ઉષા મહેતા તથા અન્ય કાર્યકરો હાજર હતાં. જેવી ખબર પડી કે ઑફિસ પર પોલીસ દરોડો પાડનાર છે કે તરત ઑફિસમાંથી બધી અગત્યની ફાઈલો અને કાગળો જે—પોલીસ માટે મજબુત પુરાવારૂપ બનત તે—ચંદ્રકાન્તે તથા બીજાઓએ ઠેકાણે કરી દીધાં.

તરત જ ધમધમ કરતી પીળી પાઘડીની ધાડ આવી પહોંચી. કુ. ઉષાએ અહીં એક

આબાદ નાટક ભજવ્યું. તેમણે એક નિર્દોષ, સામાન્ય, અભણ છોકરીનું પાત્ર લીધું અને 'મારી આ બિમાર છે, બાબુભાઇ હવે હું શું કરું? ડોકટરને જઇને શું કહું?' રડવા જેવાં થઇ તેમણે પૂછ્યું.

આ અભિનયની સફળતા એમની મદદે આવી. પોલીસને લાગ્યું કે, આ દુબળીપાતળી છોકરીને અટકાવવાની કશી જરૂર નથી. આવી મોટી ઓફિસના કાર્યમાં એને શી મતાગમ હોય? અને કુ. ઉષા મહેતા ત્યાંથી ઉતાં ભણાવી આબાદ પોબાર ભણી ગયાં.

અને ત્યાંથી અભણ છોકરી સીધી પહોંચી ડૉ. લોહિયા પાસે,– અને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યાં. એટલામાં ખબર પડી કે, બાબુભાઇની સાથે એક બીજા રેડિયોના ટેકનિશિયનની પણ ધરપકડ થઇ છે. આ બાજુ બિરાદર ચંદ્રકાન્ત પણ ફાઇલો સાથે રફુચક્કર થઇ ગયો અને સહિસલામત જમાએ મૂકી આવ્યા.

બનાવો ઝડપથી બનતા જતા હતા. પરિસ્થિતિ અણધારી વણસી ગઇ હતી. કોંગ્રેસ રેડિયો સાંજે ચલાવવો કે નહિ એ એક મૂંઝવતો મહાપ્રશ્ન થઇ પડ્યો. છેવટે નિર્ણય કર્યો કે, કોઇ પણ સંજોગોમાં કોંગ્રેસ રેડિયો તો ચલાવવો જ.

સાંજે પાર્ક કુ. ઉષા, ચંદ્રકાન્ત ઝવેરી તથા બીજા કાર્યકરો ભેગા મળ્યાં ને પરિસ્થિતિ પર વિચાર ચલાવ્યો. આજે કોંગ્રેસ રેડિયો ચલાવવાના જોખમનું એમને પુરું ભાન હતું. એના પરિણામો સમજતાં હતાં અને સાથે જ પોતાની જવાબદારી પણ સમજતા હતાં. એક શિસ્તબદ્ધ સૈનિકની ફરજના ખ્યાલે જેમ અને પ્રેરણા આપ્યાં અને સીધા રેડિયો મથક પર કાર્યક્રમ પાર પાડવાને અને એને અંતે પોલીસના હાથમાં ઝડપાવાને આગેકદમ ઉપડયાં. ચંદ્રકાન્ત ઝવેરીને પોતે જે પગલું ભરે છે તેની પર વિચાર કરવા અને યોગ્ય લાગે તો પાછું ડગ ભરવા વિનંતી અને ચેતવણી આપવામાં આવી; પરંતુ એક સૈનિકની ફરજના ઉંચા ખ્યાલ સામે એ સર્વ નિષ્ફળ નિવડી.

કાર્યક્રમ નિયમિત સમયે શરૂ થયો, અને સફળતાપૂર્વક પાર પાડ્યો. એ પૂરો થવાની તૈયારીમાં હતો, એટલામાં જ બારણે ટકોરા સંભળાયા. કુ. ઉષા અને શ્રી. ચંદ્રકાન્તને ખાતરી થઇ ચૂકી કે એ ટકોરા પોલીસના જ હતા!

જે ખંડમાં રેડિયો ટ્રાન્સમિટર હતું તે ખંડમાં પોલીસ આવે તે પહેલાં ત્રણ તોતિંગ બંધ બારણા તોડવાં પડે એમ હતાં. પોલીસે તે પણ કર્યું અને છેવટે શિકાર સપડાયાના વિજયના આનંદે મલકાતી પોલીસે પ્રવેશ કર્યો.

ડે. પોલીસ કમિશ્નર, એના લશ્કરી રેડિયો નિષ્ણાત અને પચાસ પીળી પાઘડીના જૂથે ખંડ ભરી દીધો. હુકમ કરવા ટેવાઇ ગયેલા પોલીસ અધિકારીએ 'વંદેમાતરમ'ના રાષ્ટ્રગીતની વાગતી રેકર્ડ બંધ કરવાનો હુકમ કર્યો, પરંતુ એ હુકમનો અનાદર કરવામાં આવ્યો, એટલું જ નહિ, પરંતુ નિશ્ચલ શાંતિથી બન્ને પોતાની જગાએ બેસી રહ્યાં.

'વંદેમાતરમ્' સંપૂર્ણ ગવાયું અને કુ. ઉષા તથા ચન્દ્રકાન્ત, બન્નેને આ યાદગાર દરોડાની, આ રેડિયો મથકની પોલીસને ખબર આપનાર એક વખતના કાર્યકર ટેકનિશિયનની દગાની, અને ટ્રાન્સમિટર તથા પોતાની ધરપકડના સમાચાર કોંગ્રેસ રેડિયો પરથી જાહેર કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી.

પરંતુ એ પાર પડે તે પહેલાં દગાખોર ટેકનિશિયને ફ્યુઝ ઉડાવી દીધો. આખા ખંડમાં ગાઢ અંધકાર છવાઇ ગયો. લોકોને લાગ્યું કે રેડિયો મથક પર કંઇક ધમાલ થઇ લાગે છે, કારણ કે 'વંદેમાતરમ્' ગવાઇ રહ્યા પછી પણ કંઇ ખખડાટ સંભળાઇ રહ્યો હતો.

ખંડમાં અંધકાર છવાતાં પોલીસ વધુ ગભરાઇ. એને ભીતિ લાગી કે, આ તકનો

લાભ લઇ કદાચ શિકારીઓ છટકી જશે તો ?

એક કલાકની મહેનત પછી પોલીસ એક ફાનસ શોધી લાવી. અને બધી વિધિઓની શરૂઆત થઇ. બધી વસ્તુઓની યાદી તૈયાર થઇ અને મકાનના ભૈયાજીને પંચ તરીકે સહી કરવા બોલાવી મંગાવવામાં આવ્યો.

બિચારો ભૈયાજી! એ તો આવા બનાવોથી દિગ્મૂઢ બની ગયો હતો. સહી આપવાની એની લેશમાત્ર તૈયારી નહોતી. એ તો કહેઃ 'સાબ, હમ તો ગરીબ લોક હૈ, હમ કયા સમઝે ઇન બાતોમેં' પોલીસે પોતાનો લાક્ષણિક 'દમ' ભીડાવવો શરૂ કર્યો. 'મગર સાબ! મુઝે કયા માલુમ યહ રેડિયો કયા હૈ!' અને પોલીસ ગર્જી ઉઠી, 'મૂર્ખ, ઇતના ભી દેખતા નહિ કે તુમ ઉસમેંસે ગાન સુના રહે હો.'

અને ભૈયાજી ખડખડાટ હસી પડયો. 'અરે, એક લકડે કા ટૂકડા કૈસા ગા સકતા હૈ!' છેવટે ઉષાએ અને ચંદ્રકાન્તે ભૈયાજીને સમજાવ્યું કે, સહી આપવામાં કશો જ વાંધો નથી, ત્યારે જ ભયાજીએ સહી આપી.

પોલીસની વિધિ સાડા ત્રણ કલાકને અંતે પતી અને બધા ખંડની બહાર નીકળ્યાં. દાદરને દરેક પગથિયે અને નીચે ભોંયતળીયે પોલીસો પોતાના સત્કાર માટે ઉભા રહ્યા છે, એ વિચારે ગિરફતાર થયેલા કાર્યકરોના મોં પર એક સ્મીતલહરી પસરી ગઇ—જાણે એમને 'ગાર્ડ ઓફ ઓનર' મળ્યું ! અણધારી ગીરફતારીથી અને ભવિષ્યના પરિણામથી જરા પણ અશાંત બન્યા સિવાય તેઓ સ્મીત વેરતા અને એક પ્રકારનું ગૌરવ અનુભવતા બહાર આવ્યા.

હિંદ રક્ષણ. ધારા નીચેના, પીનલકોડ નીચેના તથા બીજા [illegible] આરોપો નીચે કુ. [illegible] માં આવ્યો [illegible] રમી નવેમ્[illegible] જેલમાં રાખવામાં આવ્યાં. પરંતુ આટલા બધા આરોપોનો બોજો પણ એમને મુદ્દલ ભારે નહોતો પડયો અને જેવા ને તેવા ખુશમિજાજમાં રહેતાં. એમની સાથે એ વખતે મઝગાંવ પોલિસ ચોકી બાળવાના આરોપ નીચે પકડાએલાં શ્રીમતી કાવેરી દીવેચા પણ હતાં.

જેલમાં પણ પોતે જાણે ઘેર જ હોય એવા ખુશમિજાજથી કુ. મહેતા રહેતાં. એમના માતા એમને દરરોજ આર્થરરોડ જેલમાં નિયમિત બે વખત વેણી માટે ફૂલ તથા ખાવા માટે ભોજન આપી જતાં. ત્યાં રહીને એમણે સારા જેવાં પુસ્તકો એકઠાં કરેલાં અને બધો વખત વાંચવામાં જ ગાળતાં. કેસ ચાલતી વખતે કોર્ટમાં પોતાનો બચાવ કરવાની કુ. ઉષાને જરાપણ ઇચ્છા ન હતી અને ત્યારબાદ તેમને ગુન્હેગાર ઠરાવી યરવડા જેલમાં લઈ જવામાં આવ્યાં.

એમનાં માતુશ્રીને કુ. ઉષાના આ કારાવાસે બહુ ઉદ્વિગ્ન બનાવી દીધેલાં, કારણકે એમની સંતતિમાં પુત્રી માત્ર કુ. ઉષા જ હતાં; પરંતુ એમને પોતાને એ કારાવાસને લઈને મુદ્દલ ઉદ્વેગ નહોતો ઊપજ્યો.

કુ. મહેતા જેલમાં હતાં ત્યારે ડૉ. લોહિયા તરફથી એમને સંદેશો મળેલો કે: 'તમારી ધરપકડના દિવસે તમને વાણીપ્રવચન કરવા માટે મોકલવામાં હું સાચો હતો કે ખોટો, એનો નિર્ણય એક દિવસ ઇતિહાસ કરશે.'

યરવડા જેલમાં ચાર વર્ષની સખ્ત કેદની સજા ભોગવી રહેલાં કુમારી ઉષા મહેતાનો તા. ૪થી એપ્રિલના રોજ છૂટકારો થયો છે. મુંબઇમાં કોંગ્રેસ પ્રધાનમંડળ પદારૂઢ થયા પછી મુક્ત થએલાં સૌ પ્રથમ રાજદ્વારી કેદી કુ. ઉષા મહેતા છે.

જેલમુક્ત થયા પછી કુ. મહેતાએ ડૉ. લોહિયાને અંજલિ આપતાં જણાવ્યું છે કે 'ડૉ. લોહિયા તો સમગ્ર કાર્યતંત્રના આત્મા હતા.'

## વીતરાગી સાધ્વી સન્નારી



# શ્રી. નાનીબહેન ગજ્જર

લેખક:
**શ્રી. જ્યોત્સ્નાબહેન શુક્લ**

*

શ્રીમતી નાનીબહેન ગજ્જરને વિદેહ થયાને આજે એક વર્ષ પૂરું થયું છે. એમના જેવાં વીતરાગી સાધ્વી સન્નારીના અવસાનને માટે શોક કરવાનો ન હોય, પરંતુ એમની પુણ્યતિથિને દિવસે એમનાં સુકૃત્યોનું સ્મરણ કરીને, ભાવભરી અંજલિ આપું છું.

સુરતના સ્વ. કલ્યાણદાસ ગજ્જરનાં પુત્રી અને સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સ્વ. ત્રિભુવનદાસ ગજ્જરનાં એ બહેન થાય. સત્તર વર્ષની કુમળી વયે એ વિધવા થયાં. ઉગતી ખીલતી કળી જેવી બાલિકા પર વૈધવ્યનો કારમો ઘા પડે ત્યારે શું થાય, એ તો શબ્દોમાં ઉતારવું અશક્ય છે. પણ નાનીબહેન સામાન્ય કોટીનાં વિધવા નહોતાં. વૈધવ્ય પ્રાપ્ત થતાં જ પોતાનાં જેવી અસંખ્ય બાળવિધવાઓની વિષમ દશાના વિચારો એમને આવવા લાગ્યા. તે પોતાનું દુઃખ ભૂલી ગયાં, અને સ્ત્રીસેવાના કાર્યમાં જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો.

એ જુનો જમાનો હતો. સ્ત્રી-જગતની દૃષ્ટિએ તો એ અંધકાર યુગ હતો, એમ કહીએ તો ચાલે. સ્ત્રી-કેળવણી નામની જ હતી. ચાર પાંચ ચોપડી ગુજરાતી ભણેલી બાળાની ગણના ભણેલીમાં થતી! નવ નવ ને દશ દશ વર્ષની બાળાઓનાં લગ્ન થતાં ને એવી બાળાઓ વિધવા બનતાં કશાય જ્ઞાન વિનાની એ નિર્દોષ બાળાઓ પાસે જન્મટીપની સજા માફક ફરજિયાત વૈધવ્ય પળાવવામાં આવતું. એ બાળાઓને કે, યુવતીઓને સંસાર સુખથી વંચિત રાખવામાં આવતી, એટલું જ નહોતું, પરંતુ એને પાપી, અપરાધી ને અપશુકનિયાળ માનીને અનેક પ્રકારના સીતમો એના પર ગુજારવામાં આવતા, અને માનવસમાજરૂપી એ સળગતી ચિતામાં એ જીવતી સળગ્યા કરતી.

શ્રીમતી નાનીબહેન પોતે તો ગજ્જર કુટુંબની હુંફાળી છાયામાં રહેતાં હતાં, પણ વૈધવ્ય દશા ભોગવતી અસંખ્ય બહેનોના આ જીવન જોઈને એમનું હૈયું કકળી ઉઠ્યું અને એમના જેવાં જ એક નાગર બહેન બાઈઝોરી મુનશી સાથે મળીને એક સ્ત્રીમંડળની સ્થાપના કરી. એ મંડળદ્વારા સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર કરીને તેમનાં નિરસ જીવનમાં સાત્વિક આનંદ પ્રગટાવવાની અને એમ કરીને એ જીવનોમાં સમાજસેવામાં ઉપયોગ કરવાની એમની અભિલાષા હતી. સન ૧૮૯૮-૯૯ ની એ સાલ. સમાજની કરડી નજર નીચે, વિવિધ પ્રકારની ટીકાઓ, અને પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે આ બહેનોનું કામ ધીમેધીમે વિકસતું હતું.

એ જ અરસામાં ૧૯૦૦-૧ માં સુરતની

પ્રજામાં જેણે ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી હતી એ ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. પરિણામે કેટલીયે યુવતીઓ અને કુમળી બાળાઓ વિધવા બની. આ બનાવથી નાનીબહેનને પારાવાર દુઃખ થયું. સમાજ સીતમની ભઠ્ઠીમાંથી આ નિર્દોષ સ્ત્રીઓને ઉગારી લેવાનો એમણે નિશ્ચય કર્યો અને એ માટે પ્રવૃત્તિશીલ બન્યાં. નિરાધાર બહેનોને એમણે પોતાની સાથે રાખી અને તેમના ઘવાયલાં હૈયાંને આશ્વાસન આપ્યું. ૧૯૦૭ માં 'વનિતા વિશ્રામ'ની સ્થાપના કરીને સ્ત્રીઉન્નતિનાં બીજ રોપ્યાં અને સામાજિક ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો. આ મંગલ પ્રવૃત્તિને સૌએ ઉમળકાથી વધાવી તો નહોતી જ લીધી. તે સંસ્થાની તેમ જ એ બંને બહેનોની પણ ખૂબ ખૂબ ટીકાઓ થતી. આ સંસ્થા વિધવા બહેનોને સ્વેચ્છાચારિણી બનાવશે, અને હિંદુ સંસ્કૃતિનું નામ નિશાન ભૂંસાઈ જશે, એવી પણ ટીકા થતી! પરંતુ અર્થ વિનાના ખોટા લોકાપવાદથી ડરી જાય એવાં એ બહેનો નહોતાં. એમનું કાર્ય સાચું હતું. વૈધવ્યના કારમા દુઃખ દાવાનળમાં સળગતાં એ જીવનો ઉપર વાત્સલ્યનું અમૃત સિંચન કરવું એ એમનું વ્રત હતું. છૂંદાઈ પીસાઈ જતાં એ જીવનોને જ્ઞાનરૂપી વારિથી પોષવાં ને સન્માર્ગે વાળવાં એ એમની મહેચ્છા હતી. આ મહેચ્છાની સિદ્ધિને માટે તેમણે કઠીન તપશ્ચર્યા સ્વીકારી ને આશ્રમની બહેનોને ઉજ્જવળ દૃષ્ટાંત મૂક્યું. આશ્રમની વગોવણી કરનારાંઓ મૂંગાં બન્યાં. આશ્રમની સુવાસ દૂર દૂર સુધી પ્રસરવા લાગી, અને સુરતનું 'વનિતા વિશ્રામ કુમારિકા, સધવા અને વિધવા સૌના વિશ્રામ અને નિર્દોષ આનંદનું સ્થાન બન્યું.

એ પછી તો ઠેરઠેર એવા આશ્રમો ખુલવા લાગ્યા. મુંબઈ, અમદાવાદ, રાજકોટ વગેરે સ્થળે નાનીબહેનની દોરવણી નીચે જ આશ્રમો સ્થપાયાં. આજે સાત વનિતા વિશ્રામો જુદી જુદી જગ્યાએ ચાલે છે અને દુઃખી અને અસહાય બહેનોનાં જીવનમાં અમૃત સિંચન કરી તેમના જીવનને પરમાર્થે વાળે છે. આમ શ્રીમતી નાનીબહેને પોતાનું દુઃખ ભૂલીને જીવનનો સદુપયોગ કર્યો, એટલું જ નહિ, પણ બીજા અનેકને સેવાકાર્યની દિશા આપીને માનવજીવનનું મૂલ્ય આંકતાં શીખવાડયું. બાલવયમાં વિધવા બનેલાં નાનીબહેનને પોતાનું કંઈ સંતાન નહોતું, પણ કેટલીય દુઃખી બહેનોનાં એ માતા બન્યાં હતાં. એ વિધવા હોય કે ત્યકતા હોય, ગમે એ હોય, પણ કુદરતનો ને સમાજનો ભોગ બનેલી એ સ્ત્રીને નાનીબહેનના હૈયામાં પુત્રી કે બહેન જેવું સ્થાન મળતું અને એ દાઝેલા હૈયાને નાનીબહેનની છાયામાં માતાની ગોદ જેવી હૂંફ મળતી.

એટલે જે જમાનાને અંધકાર યુગ તરીકે ઓળખાવી શકાય. એવા જમાનામાં, અસંખ્ય વિધવા બહેનો જ્યારે અંધારા ખૂણામાં નિરંતરની ચિંતામાં જીવતી સિઝાતી હતી ત્યારે, આપમેળે આ કાર્યની શરૂઆત કરનારા શ્રીમતી નાનીબહેન ખરેખર એક વિરલ વ્યક્તિ હતાં. તેમની દૃષ્ટિ વિશાળ હતી. સ્ત્રીમાંય સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ અનેક પ્રકારના સીતમોથી અથવા ત્યકતા બનીને ગૂંગળાઇ રહી છે એમ તેમને લાગ્યું અને આ તેમની દૃષ્ટિએ જ આશ્રમનું નામ 'વિધવાશ્રમ' રાખવાને બદલે 'વનિતા વિશ્રામ' રખાવ્યું હશે એમ માનું છું.

જે કાળમાં સ્ત્રી ઉંબર બહાર પગ નહોતી કાઢતી, ઘરનાં પુરુષવર્ગ સાથે પણ નિઃસંકોચ બોલી નહોતી શકતી, લગ્ન, મરણ કે દેવદર્શન સિવાયના કોઈ પ્રસંગની સ્ત્રીને કલ્પના પણ નહોતી આવતી તે કાળમાં નાનીબહેનનું આ પગલું એક મહાન કાર્ય હતું. અને એ માટે સ્ત્રીસમાજ એમનો સદૈવ ઋણી રહેશે.

નણંદોના ત્રાસથી સિઝાતી સ્ત્રી



# સહનશીલતાની મૂર્તિ

લેખિકા

**શ્રી. કલ્પનાબહેન**

*

કાળી ઘનઘોર રાત્રી હતી. સર્વત્ર શાંતિ પથરાઈ રહી હતી. દરેક જીવ જાણે નિશ્ચિન્ત પોઢી ગયો હતો. ધરતીની ગોદમાં સૌ લપાઈને પડ્યાં હતાં અને આખા દિવસનો થાક વહાલી માડીની ગોદમાં જાણે વીસરતાં હતાં.

પણ આવી શાંત રાત્રીને સમયે એક અગાસીમાં બે વ્યક્તિઓ કાંઈ ગુસપુસ કરી રહી હતી. કોણ હશે! કોઈને થાય કે અત્યારે શા સારુ આ અધરાતે આજુબાજુના શાંત વાતાવરણને તેઓ ખલેલ કરતાં હશે? એ ભાઈબહેનને શું મોટા પ્રશ્ન ચર્ચવાના હતા? કે શું તેમને ડીટેક્ટીવ વાર્તાઓની જેમ કોઈ મોટા પ્લાનો વિચારવાના હતા? કે પછી તેમને તેમની સંપત્તિની ચિંતા પડી હતી?

ત્યાં બહેન ભાઈને કહે છે, 'ભાઈ, આપણી ભત્રીજી કરુણકાન્તાનાં લગ્ન આપણે તારા સાળાની સાથે કર્યાં. હવે તો બિચારીને ઘર માંડવું પડશે. સાસરિયામાં ઘણા માણસો છે.. નાનાં નાનાં છોકરાંઓ છે.. તે બધાંની વેઠ આ બિચારી કરુણકાન્તા કેમ કરીને ઉપાડશે?' અને ભાઈ કહે છે, 'વાત સાચી, પણ કરીએ શું?' એટલે બહેન શિખામણ આપે છે, 'એહો? એમાં શું છે? રસ્તો કાઢીએ એટલે કરુણકાન્તા આ ત્રાસમાંથી છૂટે. મેં તો તેને શીખવ્યું હતું કે તું તારા વરને કહેજે કે આપણે બન્ને એક બંગલો રાખીને મઝિયારામાંથી મુક્ત થઈએ અને લહેરથી સ્વતંત્ર જીવન ગાળીએ. પરંતુ કરુણકાન્તાનો વર શશિકાન્ત કાંઈ જ લેખવતો નથી. તે તો કહ્યાં કરે છે કે મારાથી સ્વતંત્ર વાસનો જરા સરખો પણ વિચાર થઈ શકતો નથી. મારે મા નથી. પિતા ઘરડા છે. અને આ નાનાં નાનાં મારાં ભાઈબહેનોને આપણે કોને શરણે મૂકીએ? એમને રઝળતાં મૂકી આપણે લહેર શી કરવી? તું આ ઘરની કુલદીપિકા થવા આવી છે. તારી તો ફરજ છે કે તારે આ બધાંને સાચવવાં. વળી આપણે જુદાં કોનાથી રહેવાનું હોય?' ભાઈ બોલી ઊઠ્યો, 'એમ?-વાત તો વિચારવા જેવી છે.'

ત્યાં બહેને ફૂંફાડો માર્યો: 'શું કપાળ? હવે મેં બીજો પાસો નાખ્યો છે. મેં વાત વહેતી મુકાવી છે કે શશિકાન્ત કરુણકાન્તાને મારે છે. એટલે તે બિચારી સાસરે રહેતી નથી, અને પિયરમાં દહાડા કાઢે છે. હવે જો, તારે કામ કરવાનું છે. તારે સૈદ્ગુણાને પિયર જવા જ ન દેવી. ઘરમાં તેની પાસે કાળાતોડ વેઠ કરાવવી. એટલે શશિકાન્ત એની બહેનની લાગણીને કારણે ઢીલો થશે. પછી નીચો રહીને જુદા રહેવા માટે કરુણકાન્તાને પગે પડવા આવશે.'

'પણ, બહેન!' ભાઈની કંપતી વાણી સંભળાઈ: 'સદ્ગુણાનો વાંક શો? પાડાને વાંકે પખાલીને ડામ શા દેવા? આપણી ભત્રીજી નમતું આપે તો ન ચાલે?'

'જા, રોયા! આખરે બાયડીનો થઇ ગયો ને?' સરસ્વતીબહેને ઉગ્રસેનને ધધડાવી નાંખ્યો. અને સદ્ગુણા ઉપર આખું કટક ચડી આવ્યું.

સદ્ગુણા સુખી માબાપની દીકરી હતી. નામ પ્રમાણે જ તે સદ્ગુણી હતી. તેનામાંથી ખોડ તો શોધી જડે તેમ હતું જ નહિ. સત્યની મૂર્તિ સમાન તે હતી. જેનું અહોભાગ્ય હોય તેને ત્યાં જ આવી દીકરી હોય. અને એવી તે કોઇ ભાગ્યશાળીને ઘેર વહુ થઇને આવે! સદ્ગુણાની જ્ઞાતિમાં તેમના જેવું ખાનદાન અને સંસ્કારી કુટુંબ ભાગ્યે જ મળી આવે. અને આથી માતપિતાએ પોતાની અભણ જ્ઞાતિમાંથી એક ખૂબ જ સુધરેલા અને ભણેલા કુટુંબમાં પોતાની દીકરી પરણાવી, અને પોતાની તમામ ચિંતા ટળી ગતી હોય એમ માનીને ગંગા નાહ્યા જેટલો આનંદ અનુભવ્યો.

લગ્ન બાદ કેટલાંક વરસો વીત્યાં. સદ્ગુણાએ કેટલીય લીલીસૂકી જોઇ નાંખી, અનેક જાતનાં સુખદુઃખ પતિપત્નીએ અનુભવ્યાં. એકબીજાના જીવનસાથી બની તેઓ બીજાને પણ તેમના જીવનની અદેખાઇ આવે તેવું જીવન ગાળતાં. આ પ્રમાણે એકધારી રીતે પચીસ વર્ષો તો બહુ સહેલાઇથી વીતી ગયાં. પણ સદ્ગુણાનું નસીબ બહુ જોર કરતું નહોતું. વિધિએ કાંઇ જુદું જ નિર્માણ કરેલું. પરિણીત જીવનનો રજત મહોત્સવ ઊજવવાનું તેને તો ખૂબ જ મન હતું. પણ મનમાં નહિ અને ચિત્તમાં નહિ એ રીતે જાણ્યે અજાણ્યે રજત મહોત્સવ ઉજવાવો શરૂ થઇ ગયો! મહોત્સવ તો એક દિવસનો હોય કે સાત, પણ સદ્ગુણાનું ભાગ્ય મોટું. આથી તેનો એ મહોત્સવ ઘણાં વર્ષો થયાં હજુય ચાલ્યાં કરે છે! આજ કેટકેટલાંયે વર્ષો વીત્યાં તોપણ તેનો મહોત્સવ ઉજવાય છે! કોણ જાણે ક્યારે તે અટકશે!'

સુખ અને દુઃખ બંને નિર્માણ સાથે જ થયેલાં જ છે. સદ્ગુણાની જ્ઞાતિમાં ભણેલા મૂરતિયા તો મળે જ નહિ. એટલે તેના ભણેલા ભાઇ સાથે સદ્ગુણાના પતિએ પોતાની ભત્રીજી પરણાવી. તે ભત્રીજીનું નામ હતું કરુણકાન્તા. પણ સારું ભણી હતી. પોતાનાં માબાપ હોવા છતાં, તે તો ફોઇ સરસ્વતી પાસે જ અહર્નિશ રહેતી, અને તેને જ પોતાની મા ગણતી. પણ સરસ્વતી તો નામ પ્રમાણે જ સરસ્વતી! તેના જમાનામાં સ્ત્રીકેળવણી બિલકુલ નહોતી, છતાં પણ તેણે યુનિવર્સિટીની ઉપાધિ મેળવી હતી. આજીવન કુંવારી રહેવાના તેના કોડ હોંસીલી માતા અને સુધારક વિચારના ભાઇઓની મદદથી પૂરા પડ્યા. તેના દેખીતા સારા ગુણોને લીધે અત્યાર સુધી તેના આખા કુટુંબમાં તેનું માન વધુ, તેની આજ્ઞા કોઇ ઉથાપે નહિ. બધાં જ પડ્યો બોલ ઝીલે. આખરે બધા ગુણોને ડુબાડે તેવો એક દુર્ગુણ તેનામાં ઝળકી આવ્યો, અને બધાનાં હૈયા પરથી તેનું સ્થાન નીચે ઊતર્યું. તે બધાંને લડાવ્યાં કરે અને પોતે દૂર રહીને બધો તમાસો જોયા કરે! સદ્ગુણાના જીવનમાં ઝેર મેળવનાર પણ તે જ. પોતે અપરિણીત. આથી કરુણકાન્તાને પણ ઘરસંસાર માંડવા દીધો નહિ, અને કરુણકાન્તાને કરુણાની મૂર્તિ સમાન બનાવી!

આમ તો કરુણકાન્તા પરણવા માટે ઘણી આતુર હતી. તે કોડભરી કન્યાનાં લગ્ન પોતાની કાકીના ભાઇ સાથે થયાં. લગ્ન પહેલાં પણ બે જણાં રોજ સાથે ફરતાં. પરંતુ લગ્ન બાદ તે નવદંપતીના મન દિવસે દિવસે ઊંચા થવા લાગ્યાં અને એમાંથી કોઇનો મેળ મળ્યો જ નહિ. લગ્નજીવનનો લહાવો લેવા બંને કમનસીબે જ રહ્યાં. માણસ ખાય નહિ અને ખાવા દે નહિ એ ઉક્તિ અનુસાર કરુણકાન્તાએ લગ્નજીવનનો લહાવો લીધો નહિ,

પણ આદર્શ જીવન ગાળનાં પોતાનાં કાકાકાકીના જીવનને પણ ધૂળમાં મેળવી દેવામાં કારણભૂત બની.

'કામ ના કરું,' એવું કોઈએ શીખવાડેલું સૂત્ર રાખીને તેણે કેળવણીને પણ વગોવી. લગ્ન બાદ સ્ત્રી તો સાસરે જ શોભે, એવી હિંદુ સમાજની માન્યતા અને આદર્શને પણ ઠોકરે લગાવીને કરણકાન્તા પીંછના પારેવા કરીને પિયેરિયાને સમજાવવા લાગી, સાસરાની સાથે પતિનો પણ ત્યાગ કર્યો, અને અભ્યાસ આગળ વધારવા માંડ્યો.

કરણકાન્તા પોતાની મરજીથી પિતા પાસે આવીને રહી, પરંતુ સદ્ગુણાને તો નણદીનાં મહેણાં સાંભળવાનાં રહ્યાં. તેના પતિ પણ આ ક્ષણે તેના જીવનસાથી છે તેમ ભૂલીને દુશ્મન હોય તેમ વર્તવા લાગ્યા. પોતાની ભત્રીજીનો પક્ષ લઈને જીવનસહચરી સાથે વાક્બાણથી રોજ યુદ્ધ કર્યા કરે. યુદ્ધનો તો અંત જ નથી. આજ કેટકેટલાંયે વર્ષો વીત્યાં છતાં પણ એક-ધારી રીતે યુદ્ધ ચાલ્યાં કરે છે. સદ્ગુણા બિચારી શું કરે? પોતાનો ભાઈ ગમે તેવો સારો હોય પણ કરણકાન્તા ઘર માંડવા તૈયાર ના હોય ત્યાં એ શી રીતે ઘર મંડાવી આપે! સદ્-ગુણાને પોતાના ભાઈને ત્યાં જવાનું પણ બંધ કરાવ્યું. સદ્ગુણાનાં બાળકો ઉપર સાસરિયાનો જ હક્ક એમ કહ્યા કરે, અને જો તેને ભાઈને ઘેર જવાની ઈચ્છા હોય તો બાળકોને લીધા વગર જાય. પોતાનાં બાળકોમાં સારા સંસ્કાર રેડવાને બદલે રોજ તેમને પોતાના કલહનો પાઠ જાણે ભણાવવાના આવ્યા! કુમળા માનસ પર આની કેવી માઠી અસર થશે તે વિચારવાનો કોઈને વખત નહોતો!

સદ્ગુણા તે સાચે જ ત્યાગની પ્રતિમા-સહનશીલતાની મૂર્તિ. હજુ કોણ જાણે કેટકેટલું સહન કરવાનું તેને માટે વિધાતાએ નિર્મ્યું હશે? સદ્ગુણાને તો, કરણકાન્તા બંને રીતે

## મુરલી

મુરલી મુરારિની વાગી,<br>
ઓ સખી, મુરલી મુરારિની વાગી.<br>
મુરલીના નાદે, મારું મનડું નાચે;<br>
વિશ્વ બધું ડોલે, ઓ સખી, મુરલી વાગી.

મુરલીનો નાદ સુણી,<br>
ગોપ–ગોપી ઘેલાં બની,<br>
રાધા–રાણી સંગે રમે<br>
શ્યામ રમે હોરી :ઓ સખી, મુરલી વાગી.

કેસુડાંનાં રંગ ઉડે, કેશરની છોળ ઉડે,<br>
રંગે રંગાણી હો રાધા ગોરી :<br>
ઓ સખી મુરલી વાગી.

કુ. કિશોરી મ. અંતાણી

સગી થાય. બંનેના જીવન ધૂળમાં મળી ગયાં. તકરારનું મૂળ કારણ જ સરસ્વતી, છતાં પણ વાંક તો સદ્ગુણાનો જ નીકળે! હિંદુસમા-જમાં જ્યાં સ્ત્રીનું સ્થાન અધમ જ મળ્યું છે, ત્યાં ભણેલા કે નહિ ભણેલા, બધા વહુને તો ઉંદરડી સમાન જ ગણે ને? આ સૂત્ર અનુ-સાર નિર્દોષને જ દંડવો જોઈએ ને!

સરસ્વતીનો પડતો બોલ ફક્ત બે જ વ્યક્તિ ઝીલી રહી છેઃ એક તો કરણકાન્તા અને બીજી વ્યક્તિ તે સદ્ગુણાના પતિદેવ. સદ્ગુણા વિના વાંકે સહન કરી રહી છે. પોતાના જીવનમાં હવે બિલકુલ રસ રહ્યો નથી તેમ માનવા છતાં પણ બધું મૂંગે મોઢે સહન કરી રહી છે. હજુ તેને અચળ શ્રદ્ધા છે કે પ્રભુ તેને પહેલાંના જેવું સુખ પાછું અપાવશે.

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.'

## વૈભવસંપન્ન મહારાણીની ખીદમતમાં રૂંધાતી

# દાસી

: લેખિકા :

શ્રી. સૌદામિનીબહેન મહેતા.

*

પાંચ વર્ષ પહેલાં શિવરાત્રીને દિવસે હું દિલ્હીથી અમદાવાદ જવા બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની મીટરગેજની ટ્રેનમાં મુસાફરી કરવા નીકળી હતી. ઉત્તર હિંદુસ્તાનનો શિયાળો એટલે ટાઢ તો કહે મારું કામ. એ ૧૯૪૨નું વર્ષ હતું, એટલે લડાઈ પૂર જોસમાં ચાલતી હતી. જાપાનીઝ લશ્કર ફૂદકે ને ભૂસકે બ્રહ્મદેશમાં આગળ વધતું હતું અને ક્યારે કલકત્તા પર હુમલો કરશે તે કહી શકાય એમ નહોતું. એ સ્થિતિમાં અમે અમારાં બાળકોને કલકત્તાની બહાર રાખવાનું યોગ્ય ધારીને અમદાવાદ રાખ્યાં હતાં. એટલે હું અમદાવાદ અને કલકત્તા વચ્ચે ફેરા આંટા મારતી હતી; કારણ કે એક ઘર કલકત્તામાં અને એક ઘર અમદાવાદમાં. સરસામાન વહેંચી શકાય પણ લાગણીના કંઇ બે ટુકડા થઇ શકે છે! એ વખતમાં આગગાડીમાં મુસાફરી કરવામાં પારાવાર મુસ્કેલીઓ પડતી અને લશ્કરી સીપાઇઓથી ભરેલી ટ્રેનોમાં મુસાફરી કરવામાં બહુ જ જોખમ છે, એમ અનેક મિત્રો કહેતા, છતાં અનેકવાર લાંબી મુસાફરીઓ મેં છેક એકલીએ કરી હતી, પણ ઇશ્વરકૃપાથી કંઇ કડવો અનુભવ મને થયો નહિ. છતાં એટલું કબૂલ કરવું જોઇએ કે, જો સ્ત્રીઓના ડબામાં મારી સાથે બીજી કોઇ સ્ત્રી ન હોય તો મને સહેજ બીક લાગતી. ને શિવરાત્રીની રાતે સ્ટેશન ઉપર પહોંચતાં મેં જોયું કે મારા ડબામાં એક કિશોર વયની, સુંદર ગુલાબી ગાલવાળી, આસામની પહાડી જાતની 'ખાસી' કન્યા બેઠેલી હતી. તેની પાસે પુષ્કળ સામાન હતો અને તેને મૂકવા રજપુતાનાના કોઇ રાજાના ઘણા નોકરો આવ્યા હતા. આવું વિચિત્ર ટોળું જોઇ મને નવાઇ લાગી; પરંતુ મારું પોતાનું મન તે વખતે ખૂબ જ ઉત્તેજાયેલું હતું એટલે એ ખાસી કન્યા વિષે વધુ જાણવાની જિજ્ઞાસા દબાઇ ગઇ. તે દિવસે દિલ્હીની અખિલ ભારત મહિલાપરિષદની શાખાનો એક ભવ્ય મેળાવડો થયો હતો અને તેમાં મેડમ ચીઆંગ-કાઇ-શેકે અત્યંત જુસ્સાભરેલું ભાષણ કર્યું હતું. એક સ્ત્રીમાં આટલો બધો દેશપ્રેમ, કામ કરવાની આવી અગાધ શક્તિ, સેંકડો વર્ષોથી સામાજીક અન્યાય નીચે કચડાએલી પોતાની બહેનોને જાગ્રત કરીને તેમની પાસે યુદ્ધને સમયે દેશસેવા કરાવવાની કુશળતા જોઇ, મેડમ ચીઆંગ માટે મારા અંતરમાં અગાધ માન ઉપત્પન્ન થયું હતું. તે જ સભામાં શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિતે ખૂબ છટાભર્યા વક્તૃત્વથી મેડમ ચીઆંગનો સત્કાર કર્યો હતો. એ બધું જોઇને હિંદની સ્ત્રીઓનું ભાવિ ઊજળું છે એમ મને ખાત્રી થઇ ગઇ. આવા ચિત્રવિચિત્ર તરંગો મારા મનમાં ઊઠતા હતા, એટલે મને ઉંઘ આવતી નહોતી. પેલી ખાસી કન્યા પણ વ્યાકુળ હતી અને ઉંઘી શકતી નહોતી. એટલે અમારી વચ્ચેનું મૌન તૂટ્યું અને મેં એ કિશોરીને, તે કોણ હતી તે વિષે સવાલ પૂછ્યો. ઉત્તરમાં તેણે જણાવ્યું કે, તે...... મહારાજાનાં બીજાં રાણીની ......ખાનગી મંત્રી હતી. ......રાજા અને રાણી તે દિવસે દિલ્હીથી એરોપ્લેનમાં ઊડીને પોતાને ગામ જવાનાં હતાં. એટલે તેમનો બધો સરસામન લઇને તે ટ્રેનમાં તે ગામ જતી હતી. તેનું નામ 'રોઝી' હતું અને તેનું સૌંદર્ય ખરેખર ખીલેલા ગુલાબ જેવું હતું. આવી મુગ્ધાને બિચારીને રજવાડામાં નોકરી કરવી પડે અને રાજાના નોકરો સાથે મુસાફરી કરવી પડે, એ વિચારથી મારું હૈયું ચિરાઇ ગયું. મેં

રોઝીને પૂછ્યું: 'તું છેક આસામથી—ગામ કેવી રીતે આવી? તને આ રજવાડામાં ફાવે છે?'

રોઝી એ કહ્યું: 'ગયે વર્ષે ...નાં રાજારાણી શીલોંગ હવા ખાવા આવ્યાં હતાં, ત્યારે અમારી મીશનની શાળા જોવા તેઓ આવ્યાં હતાં.

રાણીએ અમારા પાદરી સાહેબને કહ્યું કે 'મારાં કપડાંઘરેણાં તૈયાર કરી આપે એવી, અંગ્રેજી ઢબમાં મ્હાજમાનની મિજબાની આપવાની હોય તો મદદ કરે એવી એક દાસી મારે જોઈએ છીએ.' આથી પાદરીએ મારી વિધવા માતાને બોલાવીને કહ્યું કે, તારી દીકરી રોઝીને માટે મેં એક સારી નોકરી શોધી છે. રાણીને ઘેર તે ખાઈપીને સુખી રહેશે; માટે તારે ફીકર રાખવી નહિ.' મારી ગરીબ માતાને પોતાની સત્તર વર્ષની કન્યાને દૂર રજપુતાનામાં મોકલવાની ઇચ્છા નહોતી, તેથી તે રડી પડી ને તેણે પાદરીને પગે લાગીને કહ્યું કે 'ટૂંકા પગારની નોકરી હશે તો ચાલશે; પરંતુ મારી દીકરીને શીલોંગમાં નોકરી અપાવો. જુવાન છોકરી મારી નજર આગળ હોય, તો હું એને સંભાળી શકું' પરંતુ નિષ્ઠુર પાદરીને દયા ન આવી અને તેણે ગુસ્સાથી કહ્યું કે 'ગરીબની છોકરીને આવાં લાડ ના હોય. હું જ્યાં મોકલું છું ત્યાં જવું જ પડશે. મેટ્રીક સુધી અમે મફત ભણાવી છે, તે અમારો હુકમ માથે ચ્હડાવવા માટે.' મારી માતા બિચારી લાચાર હતી. મારાથી ન્હાનાં ત્રણ ચાર ભાઈબહેનોનું તેને ચાલે તેમ નહોતું. એટલે આંસુભરેલી આંખો સાથે અમે માદીકરી છૂટાં પડ્યાં, અને હું શીલોંગના સુંદર પહાડો અને માની મીઠી હૂંફ છોડીને અહીં રજપુતાનામાં આવી છું.'

અમારી ટ્રેન જે જે સ્ટેશને ઊભી રહેતી, તે સ્ટેશને રંગબેરંગી સાફાવાળા કદાવર રજપુત રાજનોકરો અમારા ડબ્બા આગળ આવતા અને રોઝી સાથે વાતો કરી આનંદ પામતા. આ જોઈ મારો જીવ બહુ બળ્યો. એટલે રોઝીને પૂછ્યું: આ રજવાડાના નોકરોની તને બીક નથી લાગતી? તું એ લોકો સાથે ઝાઝી છૂટ ના લઈશ. આસામના પહાડી લોકો જેવા તેઓ નિર્દોષ નથી હોતા. ત્યારે જવાબમાં રોઝી બોલી: 'બહેન, હું સમજું છું કે આ નોકરો મને સતાવવા મારા ડબ્બા આગળ ઘડીઘડી આવે છે. સારૂં છે કે તમે મારી સાથે છો. પણ તમે આ લોકોની વિરુદ્ધ જોરથી ના બોલશો. એમાંથી કોઈ સાંભળી જશે તો મારા ભોગ લાગશે. હું જ્યારે પહેલવહેલી રાજમહેલમાં આવી ત્યારે ભયથી કંપતી હતી, પણ હવે ટેવાઈ ગઈ છું હવે, ભાગ્ય જ્યાં ઘસડી જશે, ત્યાં જઈશ. રાજમહેલમાં આટલા બધા માણસો વચ્ચે હું મારી જાતને કેવી રીતે સંભાળી શકું?'

મેં એને પૂછ્યું: 'તારે શું કામ કરવાનું? આખો દિવસ રાણીની પાસે રહેવાનું હોય છે?'

રોઝી કહે: 'રાણીનાં કપડાંવા, કબાટ ગોઠવવાના, રોજ એમનાં કપડાં તૈયાર કરીને રાખવાનાં, બુટ મોજાં ઇત્યાદિ સાફ રાખવાનાં વગેરે મારૂ કામ. જ્યારે હું રાણીના કબાટ જોઉં છું અને એમાં સેંકડો રંગીન કસબી રેશમી સુતરાઉ સાડીઓ જોઉં છુ, ત્યારે મને એમ થાય છે કે, અરેરે મારી બિચારી મા પાસે બે સારી જાડી સાડીઓ અને થોડા ગરમ કપડાં હોત તો શીલોંગની સખત ટાઢમાં એને ધ્રૂજવું ના પડત; અને મારાં ન્હાનાં ભાઈબેન રોજ રાતે ટાઢથી ધ્રૂજતાં ફાટેલા ધાબળા ઓઢીને સૂતાં મારી નજર આગળ તરી આવે છે, ત્યારે મને એમ થાય છે કે, આ રાણીના અનેક ગરમ ઓઢવાનામાંથી બેચાર મારાં ભાઈબહેનને મળે તો કેવું સારૂં! રાજમહાલમાં મને કોઈ સતાવે તેનું તો હવે મને કંઈ લાગતુ નથી, પણ આ રાજવૈભવ જોઈને મારા ઘરની ગરીબાઈ માટે રોજ આંસુ પાડું છું. મીશનમાં શીખવેલી જીસસની પ્રાર્થના કરું છું, ત્યારે જરા મન શાંત થાય છે. બાકી મીશનના

# રસોઇ ઘર

સંપાદિકા:

**સૌ. મણીબહેન એચ. મહેતા**

લખાવનાર :

**સૌ. જશવંતીબહેન એમ. દેશાઇ**



## (૧) લીલા ચોળાના ઘુઘરા

**સાધન**—ચોળા શેર ૧, લીલાં કુણાં શ્રીફળ ૦॥, આદુ તોલો ૦॥, લીંબુ નં. ૩, હીંગ ચણાભાર, મીઠું તોલો ૧, મરચાં લીલાં નં. ૧૦ લવીંગની ભુકી તોલો ૦॥, ઘઉંનો આટો શેર ૦॥ તેલ ૧ શેર, કોથમીર જુડી ૧.

**કરવાની રીત**—લીલાં ચોળા તાજા એક શેર લાવી બારીક સમારી દેવા અને ધીમે તાપે હવેજનાંખી ચડવા દેવાં. લીલા મરચાનાં મગીયાં કરી ઝીણા સમારી, આદુ ઝીણું સમારી તેમાં નાંખી દેવું અને ધીમી આંચે ચોડવવું. ચડી ગયા બાદ ૩ લીંબુંનો રસ કાઢી તેમાં નાખી દેવો. લીંબુનો રસ નાખ્યા પછી કોથમીર ઝીણી સમારીને નાખવી અને એક પહોળા વાસણમાં થંડુ થવા પાથરવું. પાથર્યા પછી અર્ધા શ્રીફળનું ખમણ બારીક કરી ઉપર ભભરાવી દેવું. ત્યારબાદ લવીંગની બારીક ભુકી છાંટી દેવી. પછી ઘઉંના લોટને મુઠીવળતું તેલનું મોણ દઇ પુરીના જેવી કણેક બાંધી તેની પુરી કરવી. પુરી તૈયાર થાય એટલે ચોળાનું પુરણ તેમાં ભરી બેઉ બાજુથી પુરીને એવડીવાળી કરતી નખથી સાંકળી વાળવી અને

---

પાદરી ઉપર એવો ધિક્કાર છૂટે છે કે હું તમને તેનું વર્ણન કરી નથી શકતી.' વાત કરતાં કરતાં રોઝીની આંખમાં આંસુ આવી ગયાં. લગભગ મધરાત સુધી વાતો ચાલી ને અંતે અમે બંને ઊંઘી ગયાં. સવારના પહોરમાં પાંચ વાગે સ્ટેશન આવતા રાજાના સીપાઇઓ અમારા ડબ્બાને ઘેરી વળ્યા અને રોઝી અને રાણીનો સામન ઉતારીને લઇ ગયા. રંગબેરંગી સાફાવાળા ટોળાની વચ્ચે ચાલતી ફૂલની કળી સમાન રોઝીની સામે મેં જ્યાં સુધી નજર પહોંચી, ત્યાં સુધી જોયા જ કર્યું. જાણે મારી પોતાની છોકરીને અજાણ્યા રજવાડામાં મોકલતી હોઉં એવું દુઃખ મને થયું. સ્ટેશનની બહાર રોઝી ચાલી ગઇ, ત્યારે મારી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. સ્ટેશન છોડીને ટ્રેન આગળ ચાલી. મારા ડબ્બામાં હું એકલી પડી ગઇ. ઉંઘ ઉડી જ ઉડી ગઇ. જાતજાતના વિચારો મને આવ્યા. આ દેશમાં ખ્રિસ્તી પાદરીઓ ઘણાં સારાં કામો કરતા હશે, પરંતુ એ કુમળી કન્યા પર આવો જુલમ થતો હોય તેના કરતાં એ બધા સારા અને ખોટા પાદરીઓ આ દેશ છોડીને ચાલ્યા જાય તો સારૂં. એમ ઘડીક મનમાં થઇ ગયું. એક ગરીબ ખ્રિસ્તી છોકરીના સૌંદર્યનો અને એની બુદ્ધિનો આવો દુરૂપયોગ થાય છે એ જોઇ હૃદય કંપી ગયું.

જે ઇસુના ધર્મનો સંદેશો પહોંચાડવા પાદરીઓ હિંદમાં આવીને વસ્યા છે તે ધર્મ શું ગરીબ નિરાધાર સ્ત્રીઓ પર જુલમ કરવાની રજા આપે છે ? કોઇ નિર્દોષ કુંવારી કન્યાનું જીવન નષ્ટ કરવા કરતાં વધારે પાપ શું હોઇ શકે ?

હજી મને ઘણીવાર વિચાર થાય છે કે રોઝીનું શું થયું હશે ? એ એની માને ફરી મળી હશે કે નહિં ?

(જ્યોતિર્ધર)

નખલી વાળતી વેળા પુરણ બહાર ન નીકળે તેની સંભાળ રાખવી. આવી રીતે તૈયાર કરી એક કઢાઈમાં તેલ મુકી તળી કાઢવાં અને ગરમા ગરમ ઉપયોગમાં લેવા.

### ચણાની વાટી દાળની પુરણપોળી

**સાધન**—ચણાનીદાળ શે ૦ll, જાયફળ નં. ૦ll, દુધ શે ૧ll, ખાંડ શે ૧ll, ઘી શે ૦ll, એલાયચી ભુકી તે ૦, મેંદાનો આટો શે ૦, કેશર તો. એઆની ભાર.

**કરવાની રીત**—ચણાનીદાળ શે ૦ll, દોઢ શેર દુધમાં કલાઈવાળા વાસણમાં ચુલા ઉપર મુકી ધીમે તાપે બાફવું. નીચે દાઝ ન પડે તેની સંભાળ રાખી બફાઈ જાય એટલે નીચે ઉતારી વાટવું. અને તે વટાઈને એકરસ થાય એટલે ઘી મુકી ચણાની દાળને બદામી રંગની થતા સુધી સેકવી. પાણી ન રહે તેમ કરવું. પછી તેને ઉતારી દોઢ શેર ખાંડમાં જરા પાણી નાંખી ચાસણી થાય એટલે તેમાં કેસર નાંખવું. નીચે ઉતારી ઠરે એટલે જાયફળ તથા એલાયચીની ભુકી તેમાં છાંટી દેવી. અને તેમાંથી ૦ll તોલા વજન જેવડા લાડુ કરવાં. ત્યારબાદ મેંદાના (ઘીનું) મોણ દઇ પુરી વણવી તેમાં પુરણ ભરી વેલણથી પુરીઓ વણવી. અંદરથી પુરણ દેખાય તેવી પાતળી વણવી. પછી લોઢીમાં મુકી બંન્ને બાજુ બદામી થતાં સુધી સેકી ઉતારી ઘી ચોપડી વપરાશમાં લેવી.

### અખરોટનો મેસુબ.

**સાધન**—અખરોટ શેર ૦, બદામનાં બીજ શેર ૦, ખાંડ શેર ૦ll, દુધ તો. ૨, કેસર ૦)- ભાર ઘી, શેર ૦ll,

**કરવાની રીત**—બદામનાં બીજ ગરમ પાણીમાં ફાડવા ઉતરાં કાઢી સાફ કરી તેનો બારીક લોટ કરવો. અખરોટના ટુકડા કરી તેનાં અંદરનો ગર્ભ આટો થાય તેવો ઝીણો ખાંડવો. પછી પોલે હાથે ચાળવું. તે બંન્નેનો રવો મેળવી દેવો અને ઘીમાં બદામી રંગ થતાં સુધી શેકવો. પછી અર્ધા શેર ખાંડમાં પાણી શેર ૦ નાંખી ચુલે મુકવું. તેમાં દોઢ તોલો દુધ નાંખી ચાસણી કરવી. દુધ નાંખવાથી મેલ હશે તે ઉપર આવશે, તે એક ઝારાથી કાઢી નાંખવો. પછી તે ખાંડની ચાસણી ત્રણતારી થાય એટલે બંન્ને મેળવેલા—અખરોટ અને બદામનો ભુકો નાંખતાં જવો. પછી તુરત તેમાં ઘી નાંખતાં જવું ને હલાવતાં જવું. દાઝવા દેવું નહીં તે ખાસ ખ્યાલ રાખવો. કઢાઈમાં ચારે તરફથી ફેરવ ફેરવ કરવું. ઘી સોસાઈ જાય એટલે બીજું નાંખવું. પાછું હલાવી બીજીવાર ઘી નાંખવું. તેવીજ રીતે ઘી નાંખતાં જવું ને ઘી છોડી દીયે અને ખુલે ત્યારે અને

(અનુસંધાન પૃ ૫૦૭ ઉપર)

## 'સુંદર' ભાખરી

કુતુરના સરકારી ખોરાક ખાતા તરફથી આ ભાખરી દર્શાવેલી છે. તેમાં સર્વ પોષક તત્ત્વો હોય છે. તે સ્વાદિષ્ટ લાગે છે ને સસ્તી પણ છે.

**તે બનાવવાની રીત નીચે મુજબ છે.**

| | |
|---|---|
| ચાળ્યા વગરનો ઘઉંનો લોટ | પોણો શેર |
| ચણાનો લોટ | એક નવટાંક |
| કુંભળી. | એક નવટાંક |
| તાંદળજા કે મેથીની ભાજી | એક નવટાંક |

બન્ને જાતના લોટ ભેળવી દસ આનીભાર એટલે અડધા રૂ. ભારથી જરા વધારે માખણ નાંખી તેનું મોણ દેવું. પછી તેમાં મીઠું મરચું ભાવે તે મુજબ નાંખવું. લોટમાં ઉપરની બીજી ચીજો મેળવી કઠણ કણેક બાંધી ભાખરી વણીને શેકવી.

આ ભાખરી બે માણસને માટે પુરતી થઈ રહે છે. માખણને બદલે ઘી કે તેલ ચાલે. આટલી ભાખરીનું ખર્ચ આશરે ચાર આના આવે. ખાતાએ એનું નામ સુંદર ભાખરી પાડ્યું છે.

વિદ્યાબહેન ર. નીલકંઠ

# માબાપોને મૂંઝવતા પ્રશ્નો

લેખક

*

**પ્રશ્ન**—મારી દીકરી અલકે પલકે માંદી પડે છે. ઋતુનો ફેરફાર થાય ત્યારે તો સારી પેઠે તાવ કે સળેખમનો હુમલો આવી જાય. અમારા કુટુંબ સાથે ઘર જેવો સંબંધ બંધાયો છે એવા દાક્તર વૈદની દવા મળી રહે છે એટલે માંદગી ખાસ લંબાતી નથી; પણ દવા પાવામાં પંચાત બહુ કરવી પડે છે. બેબી દવા પીવામાં અખાડા કરે છે. તેના બાપુજી તો થાકીને દવા પાવાની વાત જ પડતી મૂકવાનું કહે છે. પણ માંદગીમાં દવા વગર તે કાંઇ ચાલે? સમજાવટથી તો કદીય માને નહિ. કાંઇને કાંઇ લાલચ દઇને પણ દવા પીવરાવ્યે છૂટકો. પણ હવે તો એમાંય બહુ કવરાવે છે. કોઇ વાતની લાલચ, બીક કે ડરામણીને ગણકારતી નથી. તો માંદુ બાળક દવા પીવામાં આમ કરે તો શું કરવું?

**જવાબઃ**—મારું ચાલે તો હું તો બાળકને દવા પાવાની બંધી જ કરું! આમ વાંચીને તમે કદાચ ચોંકશો. પણ ચોંકવા જેવું નથી, એમ તમે ઊંડો વિચાર કરશો તો દેખાઇ આવશે. સારા દાક્તર વૈદ આપણા કુટુંબીજન જેવા હોય ત્યારે તો દવાની વાતમાં બાળક પર ત્રાસ જ ગુજરે છે એમ કહું તો કોઇ દાક્તર વૈદ વિષે હીણું ભાખું છું એમ ન માનશો. ખરી રીતે તો દાક્તર વૈદ આપણા મિત્ર હોય તો આપણામાં આરોગ્ય અને રોગ વિષેનું સાચું જ્ઞાન આવવું જોઇએ. પણ બને છે એથી ઉલટું. સંબંધો આપણને દવાના રવાડે ચડાવી દે છે.

તમારી બેબી વારેઘડીએ માંદી પડી જાય છે એનો ખરો ઉપાય તેને વારે વારે દવાનાં વાટકા પીવડાવવા એ નથી. માંદગીનાં કારણો તમારે પકડી પાડવા જોઇએ. એવાં કારણો તો આપણે સહેજે જાણીને દૂર કરી શકીએ. દવા મેળવવાનું સુલભ હોતાં જરા જરામાં દવા લેવી, પાવી એ તો બેબીના શરીરને ભયંકર હાનિકર્તા થઇ પડશે. તેનો દવા તરફનો કંટાળો સ્વાભાવિક છે. તમે જે પ્રયોગો (!) વડે તેને દવા પાઓ છો એ તો એથીય બદતર છે. એટલે પહેલી વાત તો વારંવાર દવાનો આસરો લેવાનું બંધ કરીને માંદગીનાં કારણો કેમ દૂર કરવાં એ જાણજો. કોઇ ખાસ માંદગી વખતે દવા આપવાના પ્રસંગે પણ તેને અણગમતા એવા ઢીચારા પાઇદેવાનું તો નહિ જ કરતા. હું તો એટલે સુધી પણ કહું કે દવા વગર ચલાવી લો. એથી સરવાળે બાળકને તો લાભ જ થશે. કારણો દૂર થતાં યોગ્ય સારવાર અને ખોરાકના ફેરફારથી અચૂક આરામ થશે. જ્યારે ઘણીવાર તો આપણો બધો આધાર દવા બની જાય છે અને સારવાર અને પથ્યાપથ્ય તરફ દુર્લક્ષ થાય છે. એથી રોગ ટળતો નથી, પણ એક યા બીજા સ્વરૂપે કાયમને માટે શરીરને વળગે છે. સહેજ તબિયતમાં ફેરફાર જણાય કે દવા લેવી જ જોઇએ એ સુધરેલો વહેમ છે.

*

**પ્રશ્નઃ**—સૂર્યોદય પહેલાં ઊઠવાનો અને સવારનાં કામો પ્રભાતમાં વહેલાં પતાવી દેવાનો ચાલ આપણાં ઘરોમાંથી ઘસાતો જાય છે. ઘરનાં અમે પણ બધાં કાંઇ

વહેલાં ઊઠનારાં ન ગણાઈએ. પણ મારા પુત્રે તો મોડાં ઊઠનાર તરીકે રેકર્ડ કર્યો છે! ઘ બંદા સાડા આઠ નવ સુધી જગાડીએ નહિ તો પથારી જ ન મૂકે. આમ કાંઈ મોડે સુધી જાગતો પણ નથી. દશ પહેલાં સુઈ જાય છે. મોડો ઊઠે, પછી દાતણપાણી જેમતેમ પતાવે. નાસ્તાનું તો બધાંએ ક્યારનું પતાવ્યું હોય એટલે ભાઈશાબ માટે વધ્યું ઘટ્યું જે કાંઈ હોય તેથી મને કમને પણ તેણે નભાવવું રહ્યું. તેના બાપુ તેને લેઇટ લતીફ કહીને ખીજવે પણ ખરા. પણ ભાઈબંધના પેટનું પાણી હાલે તો ને! નવ વાગે સૂતો હોય તો પણ ઊઠવામાં તો એટલો જ મોડો. આ ટેવને લીધે તેનો એકે કાર્યક્રમ વખતસર ન પતે. દાતણપાણીનું ઝટઝટ પતાવે, નાસ્તામાં જેવું તેવું ચલાવી લેવું પડે, નાહવા ધોવામાંય ઠેકાણું ન રહે, શાળાની તૈયારીનું કામ પણ જોઈએ તેવું ન થાય, અને આ બધાને લઈ જમવામાં પણ તેને ઉતાવળ કરવી પડે. નવ વર્ષનો તો થયો. આ વર્ષે જ તે અંગ્રેજી પહેલા ધોરણમાં પાસ થઈને ચડયો. તેની મોડી ઊઠવાની ટેવ કેમ કરીને ટાળવી?

જવાબઃ—તમે જે કહ્યું તેમાંથી તમારા દીકરાનો વર્તાવ જોતાં તેને સમધારણ બાળક કરતાં બીજી કોઈ રીતે કમ માની શકાય નહિ. તેની મોડા ઊઠવાની ટેવનાં કારણો તપાસ માગે છે. મોડો ઊઠે છે છતાં તેનામાં સ્ફૂર્તિનો અભાવ હોવાનું તમે લખ્યું, છતાં લાગતું નથી. મોડા ઊઠવામાં મોડા સૂવાનું કારણ પણ દેખાતું નથી.

એક વાતમાં સંતોષ લઈ શકાય તે એ કે તમે તેની આ ટેવ માટે ચિંતા સેવો છો, છતાં કશી ટીકા કે ટોક ટોક કરતાં નથી એ છે. આવી ટેવો માટે આપણે સમભાવથી ધીરજવડે ઉપાય શોધવા તૈયાર હોતા નથી. એટલે ટેવ તો જતી જાય, પણ આપણી અધીરાઈ બાળકને પડતું માનસિક નુકશાન કરે છે. તમે એને પોતાની રીતે પોતાનું ગોઠવી લેવામાં જે રીતે મોકળો મૂક્યો છે એ હકીકત તમારે પક્ષે અભિનન્દનને પાત્ર છે. છતાં તેની આ ટેવ તરફ દુર્લક્ષ તો ન થઈ શકે. સંભવ છે કે કોઈ શારીરિક કારણે તેને લાંબો વખત ઊંઘવાનું જરૂરી હોય, તેથી તે મોડો ઊઠતો હોય. તેની ઊંઘ કેટલી સ્વસ્થ છે, રાત્રે તે વચ્ચે વચ્ચે જાગી ઊઠે છે કે, ઊંઘતાં શ્વાસ લેવા મૂકવાની ક્રિયા નાક વાટે જ કરે છે કે કેમ એવી સામાન્ય હકીકતો પણ ઊંડે ઊતરીને તપાસી જોવાની જરૂર છે. વધેલા કાકડાથી શ્વસનક્રિયામાં ખામી હોય, પેટ સાફ ન રહેતું હોય કે સૂવાનું સ્થાન અયોગ્ય હોય એ બધું અસ્વસ્થ ઊંઘનું કારણ બને. અને અસ્વસ્થ ઊંઘ મોડા ઊઠવાનું પ્રમુખ કારણ બને.

---

( અનુસંધાન પૃ. ૫૦૫ )

ઉપર ચડે ત્યારે કેસર નાખી દેવું. તેનો રંગ જોવો. બહુ આકરો ન થાય તેવો ચડી આવે એટલે એક વાસણમાં ઢાળી દેવો અને તુરત દુધ તોલો ૦॥, અને પાણી તોલો ૦। મેળવી બંન્ને હાથથી ઢાળેલા મેસુબમાં છંટકાવ કરવો કે અંદર જાળી પડી જાય. વાસણને ઘી ચોપડવાની જરૂર નથી. પછી થોડી વારે તેમાં આંકા કરવાં અને એ તે આંકા મળી જાય ત્યાં સુધી ઠરવા દેવું. આ ચીજ બનાવતાં થોડા અનુભવની જરૂર છે. શરૂઆતમાં ઉપર લખ્યા મુજબ અર્ધા ભાગનો કરવો. વજન અરધું અરધું લઈ શીખી શકાય છે. એક વાર હાથ બેસી જશે અને બનાવટમાં ખંત રાખશો તો બીજી વાર જરૂર તમે બનાવી શકશો.

# જીવન-વિજ્ઞાન

: સંપાદક :

શ્રી. 'અજય'

•

[સાધારણ લખી વાંચી જાણતી બહેનો પણ સહેલાઈથી સમજી, વિચારી શકે, એવું જરૂરજોગું અને ઉપકારક જ્ઞાન તથા જાતિય પ્રશ્નો વિષે એકદમ સરળ શિક્ષણ આપતી પત્રમાળા]

## પ્રકરણ ૧ લું.
## રજોદર્શન અથવા ઋતુસ્રાવ

રજોદર્શન, (રજસ્વાલા-ઋતુસ્રાવ)— Menstruation or Monthly Course એ સ્ત્રી ઉમ્મરલાયક થયાનું ચિહ્ન છે.

બે અંડાશયો (ગર્ભસ્થાનની ઉપલી બે બાજુ બે ફળીકોષ વળગેલા હોય છે તેને અંડાશય કહે છે)માં સ્ત્રીબીજ નામના સૂક્ષ્મ દાણા (ova) જેવું કે ઈંડાં થાય છે. દરેક ઈંડાનું કદ એક ઇંચના ૧૨૦ થી ૨૪૦મા ભાગ જેટલું હોય છે. દર મહિને રજોદર્શન (ઋતુસ્રાવ) વખતે એક ઇંડું પાકીને અંડાશયની સપાટી ઉપર આવે છે અને ફળવાહીની (રજવાહીની પણ કહેવાય છે) ઝાલર આગળ ધકેલાય છે. ફળવાહીનીનો અંડાશય (સ્ત્રીઅંડ) તરફનો છેડો ખૂબ વિશાળ અને ફુલની પાંખડીઓની જેમ ફુમતાવાળો હોય છે તે ઇંડાને (જે પ્રવાહી રૂપે ઈંડાની સફેદી જેવું હોય છે) ગર્ભાશયમાં ઢાલવે છે. આ ક્રિયાને દર ચાર અઠવાડિયે-૨૮ દિવસે-તેનું ઠલવાવું તેને રજસ્વલાપણું, ઋતુ આવવું, આભડછેટ વગેરે નામથી ઓળખવામાં આવે છે. સ્ત્રીજાતિમાં આ ક્રિયા બાર ચૌદ વરસની ઉમ્મરથી શરૂ થઈ લગભગ ૪૫-૫૦ વરસની ઉમ્મર સુધી ચાલુ રહે છે. દરમહિને ત્રણ દિવસ સુધી સ્ત્રીને યોનિમાર્ગમાંથી આર્તવ-લોહી વહે છે. આ ક્રિયા ચાલુ રહે છે ત્યાં સુધી સ્ત્રી ગર્ભધારણ કરવાની લાયકાત ધરાવે છે. ૪૫ વર્ષની ઉમ્મરે અગર તે પછી ઋતુસ્રાવ બંધ પડે છે. પરંતુ અંડાશયમાં ઈંડાના પરિપક્વ થવાની ક્રિયા દરમ્યાન સ્ત્રીપુરુષનો સમાગમ થાય છે તો પુરુષનું તત્ત્વ-શુક્રાણું-તે ઇંડા સાથે મળીને બંને તત્ત્વોનું ગાભણ થયેલું ઇંડું તૈયાર થાય છે અને આ સંયુક્તતત્ત્વનો ગર્ભ બનીને ગર્ભાશયમાં રહે છે અને તે નવ માસ સુધી પોષાય છે.

આ સ્રાવ શરૂ થતાં પહેલાં કન્યાના શરીરમાં સંગીન ફેરફારો થાય છે, શરીરની ખીલવણી ઝડપી બને છે, ઠગરા મોટા થાય છે, બગલમાં અને જનનેન્દ્રિયની ઉપર વાળ ઉગવા માંડે છે, મજ્જાતંતુ વધારે કાર્યસાધક બને છે તેમજ કામવાસના પણ ઉત્પન્ન થાય છે. તેની સાથે જ ગર્ભાશય, બીજકોષ વગેરે અવયવોની ખીલવણી થાય છે. એટલે કે રજસ્વલામાં પ્રવેશી ચૂકેલી કન્યા ગર્ભ ધારણ કરવાને લાયક બને છે.

સ્રાવ શરૂ થતાં પહેલાં કન્યાના સ્વાસ્થ્યમાં-તંદુરસ્તીમાં બગાડો થાય છે, પણ તેમ થાય છે જ એવો નિયમ નથી. કેટલીક કન્યાઓને આ બાબતમાં કાંઇ પણ માહિતી કે સૂચના મળેલી નહિ હોવાથી એકાએક લોહીનો સ્રાવ થતાં તેઓ ગભરાઇ જાય છે. તો પણ ઘણે ભાગે પહેલાં કેટલાક માસ સુધી તો ઋતુસ્રાવથી ત્રાસ થાય છે.

ગર્ભ રહ્યા પછી ઋતુસ્રાવ બંધ પડે છે અને બાળક અવતર્યા પછી તે ધાવતું હોય ત્યાંસુધી સામાન્યપણે ઋતુસ્રાવ થતો નથી; આથી ઘણી માતાઓ જલ્દી ગર્ભ ન રહે તે માટે બાળકને લાંબા વખત સુધી ધવરાવવાનું જારી રાખે છે; પરંતુ આથી ઘણી વખત માતા અને બાળક બંનેને સોસવું પડે છે,

કારણ, લાંબો વખત બાળકને ધવરાવવાનું ચાલુ રાખવાથી માતાની તંદુરસ્તીમાં બગાડો થાય છે, તેથી ધાવણમાં ફેરફાર પડે છે એટલે બાળકોની તંદુરસ્તીને પણ હાનિ પહોંચે છે.

સ્રાવ શરૂ થતાં પહેલાં કે તે દરમ્યાન સ્રીને ઘણો ત્રાસ થાય છે, પેટ ફુલીને જડ થયા જેવું લાગે છે, બેચેની જણાય છે, યોનિમાર્ગમાં જરા અગન બળે છે, અને સહજ કામવાસના થાય છે, વારે વારે મૂત્ર વિસર્જન કરવું પડે છે, સ્તન ફુલે છે અને દુઃખે છે, થાક લાગે છે, માથું દુઃખે છે, ભૂખ ઓછી લાગે છે, કોઈવાર ઉલટી થાય છે, રહેજ તાવ આવે છે, વગેરે ચિહ્નો કોઈમાં સાધારણ તો કોઈમાં વત્તાઓછાં દુઃખદાયક જણાય છે.

ઋતુસ્રાવ બંધ થાય ત્યારથી માંડીને ફરી વખત દેખાય તે દરમ્યાનનો સમય ૨૮ દિવસનો ગણી શકાય અથવા ચાર અઠવાડી-આનો સમજવો જોઈએ.

આ ચોક્કસ સમયની ગણના સંપૂર્ણ તંદુરસ્તીવાળી અને જેનાં જનન અવયવો પુરી રીતે વિકસેલાં છે તેને માટે નિશ્ચિત હોવાનું સમજવું, ઘણી સ્રીઓમાં જોવામાં આવ્યું છે કે તેમને ઋતુકાળ બરાબર સમયસર આવે છે. એકપણ દિવસનો ફેરફાર થતો નથી; છતાં બહારના આહારવિહારની પણ તેના ઉપર અસર થતી જોવામાં આવે છે.

પણ જે સ્રીઓને ઘરનું કામકાજ કરવાનું હોય છે અને જેઓને નિયમિત શરીર પુરતી કસરત મળી રહે છે તેવી સ્રીઓને અનિય-મિતતા વેઠવી પડતી નથી.

જે સ્રીના સ્રાવ—આર્તવ—નો રંગ સસલાના રંગ જેવો અથવા લાખના રંગ જેવો હોય, જેના ડાઘ કપડાં ઉપર પડવા છતાં સાધારણ પાણીથી ધોવાથી સાફ થઈ જાય, જે અતિશય ઓછાઅળકાવાળું ન હોય, તેમજ અત્યંત પાતળું પાણી જેવું પણ ન હોય, જેમાંથી વધુપડતી અપ્રિય બદબો ન આવતી હોય તેને 'શુદ્ધ-આર્તવ' કહી શકાય.

આ માસિક સ્રાવ ૩ થી ૫ દિવસ ચાલુ રહે છે. આથી વધારે દિવસ ચાલુ રહે તો તે અસ્વાભાવિક સ્થિતિ—દુઃખદાયક સ્થિતિ—ગણાય. સ્રાવનો રંગ સ્વાભાવિક રીતે કુદરતી લોહી કરતાં કંઇક મેલો હોય છે. લોહીમાંથી ચોક્કસ પ્રકારની વાસ આવે છે. સાધારણ રીતે આ લોહી બેથી ચાર ઔંસ જેટલું વહે છે, પણ વ્યાયામ, પ્રવાસ, કામોત્તેજન, ગરમ પીણાં, ગરમ પાણીનું સ્નાન વગેરે કારણોથી તે વધે છે. અને ટાઢ તેમજ માન-સિક ઉશ્કેરણીથી ઓછું થાય છે. (આ સ્રાવ ઝેરી હોય છે અને માસિક માંદગી ભોગવતી —છેટે બેસતી—સ્રીના સ્પર્શથી કે તેણી નજીક જવાથી ફૂલો કરમાઇ જાય છે.)

માસિક સ્રાવના પ્રસંગે સ્રીઓને ઓછા વધારે પ્રમાણમાં ત્રાસ થાય છે, એટલે આ કંઇ રોગ નથી, પણ તેને લીધે કેટલાંક રોગોને મદદ મળે છે. દા. ત. પરમીયો હોય તો આ અરસામાં તેનાથી વધારે ત્રાસ થાય છે અને ચેપ લાગુ પડવાનો સંભવ રહે છે.

રજસ્વાલા સ્રીએ પુરતાં કપડાં અને સ્વચ્છતા જાળવવાની અત્યંત જરૂર છે, નહીં તો લોહીના ગઠ્ઠા બાઝીને તેમાંથી બદબો નીકળે છે અને યોનિમાર્ગમાં રોગજંતુનો ફેલાવો થાય છે. ઘણી કન્યાઓને ફક્ત અસ્વચ્છતાને લીધે જ પ્રદરનો રોગ લાગુ પડે છે.

જ્યારથી નવો જમાનો શરૂ થયો છે, ત્યારથી ઘણી માતાઓ પોતાની યુવાન પુત્રીને માસિકધર્મના નિયમો સમજાવતી જ નથી. તેઓ તો માસિક ધર્મને આફત સમજતી હોય તેમ જોવામાં આવે છે. માસિક ધર્મના નિયમો તરફ જ્યારથી બેદરકારી વધતી ગઈ છે ત્યારથી સ્રી-શરીરના આર્તવની અસ્વા-ભાવિકતા અને ચિત્ર-વિચિત્ર વ્યાધિઓ એટલી

બધી જોવામાં આવે છે કે સેંકડે પંચાસી ટકા સ્રીઓ અટકાવને કારણે જ પીડાતી જોવામાં આવે છે.

બાર પંદર વરસની યુવાન બાળાને એના નિયમોનું જ્ઞાન કયાંથી હોય? એટલે ઘરની વૃદ્ધાઓ અથવા માતા તેમને મર્યાદિત ભાવે તેના દિલમાં ઠસાવે તો જરૂર એ આખા જીવનમાં ભૂલી ન શકે; પરંતુ જ્યાં માતાઓ જ સાચા નિયમો ન જાણતી હોય ત્યાં પોતાની પુત્રીઓને કેવી રીતે સમજાવે?

રજસ્વલાના નિયમોનું પાલન કરવા માટે આયુર્વેદ શાસ્ત્રે ખૂબ આગ્રહ કરેલો જણાય છે. તે તો મુખ્યત્વે ગર્ભાધાન અને ભાવી ઉત્તમ સંતતિને માટે ઉત્તમ રજ અને રજસ્વલાના નિયમોનું પાલન કરવાની મહત્તા ઉપર ખૂબ ભાર આપે છે.

જરા શી ગફલત કે બેદરકારીને કારણે ઘણી સ્રીઓ રોગને પોતાના શરીરમાં ઘર કરવા દે છે, અને પાછળથી ઘણી પીડાય છે. આમ ન થાય માટે ઋતુસ્રાવના દિવસોમાં સ્રીઓએ નીચે જણાવેલા કેટલાક ખાસ નિયમો અવશ્ય પાળવા જરૂરના છેઃ—

(૧) આયુર્વેદ ખાસ આજ્ઞા કરે છે કે રજસ્વાલા સ્રીએ રજની શરૂઆત થાય તે દિવસથી જ સખત બ્રહ્મચર્ય પાળવું.

(૨) ઋતુ સમયે દરેક સ્રીએ અંદર લંગોટ કે ચડ્ડી પહેરવી, લંગોટનું કપડું તદ્દન સ્વચ્છ હોવું જોઈએ. લંગોટ હંમેશા સાબુ વડે સાફ કરી તડકામાં સુકવી રાખવું, મેલું વસ્ત્ર કદી વાપરવું નહીં. લંગોટ પર લોહીના ડાઘા પડે કે તરત તેને બદલી નાખવો, અને બીજો સ્વચ્છ તડકામાં સુકવેલો લંગોટ પહેરવો.

(૩) ઋતુ બંધ ન થાય ત્યાં સુધી સ્નાન-કરવું-નહિ; કારણ કે એ સમયે ગર્ભાશય અને તેની આજુબાજુના અંગોમાં લોહીની વૃદ્ધિ-ભરાવો-થાય છે, અને ત્યાં એકાએક ઠંડી લાગવાથી ચામડીની અંદર આવેલી ઝીણી ઝીણી લોહીની શીરાઓ સંકોચાય અને તેમાંનું લોહી શરીરની અંદર આવેલા કેટલાંક ભાગોમાં જવાથી ત્યાં લોહીનું પ્રમાણ વધી જઈ તેમાં એક પ્રકારનો દાહ-બળતરા પેદા થાય છે. આવી રીતે એકાએક ઠંડી લાગવાથી ગર્ભાશય અને તેની સાથે જોડાયેલાં બીજા અંગો પાકી પણ જાય છે. માટે આવી સ્થિતિમાં ઠંડી ન લાગે અને સ્વચ્છ રહેવાય તેની ખાસ સાવચેતી રાખવી.

(૪) ઋતુ બંધ ન થાય ત્યાંસુધી કદીપણ ઠંડી જમીનપર સુંવું કે બેસવું નહિં. (ઠંડી લાગવા ન દેવી એ ઋતુમતી સ્રીને માટે સૌથી વધારે સાવધાની ભર્યું છે.)

(૫) જ્યાંસુધી સ્રાવ ચાલુ રહે છે ત્યાં સુધી રજસ્વાલા સ્રીએ સાસુ અગર બીજી ઘરમાં ઉમ્મરલાયક સ્રીઓ પાસે સુંવું. આવી સ્થિતિમાં કદિ પતિ પાસે જવું નહીં.

(૬) ઋતુમતી સ્રીએ કોઈજાતની મહેનતનું કામ કરવું જ નહીં. આ ખાતર જ આપણા ધર્મશાસ્રમાં રજસ્વલા સ્રીને અસ્પર્શ્ય ગણવામાં આવે છે. આ નિયમ પાળવામાં નથી આવતો તો સ્રાવ ઉચિત સમયે બંધ ન થતાં ઘણો સમય લંબાવે છે.

(૭) ઋતુમતી સ્રીએ મુસાફરી કરવી નહિ. આવી રીતે વર્તવાથી ઘણી વખત ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થઇ જાય છે. અને એ સિવાયની બીજી પણ ઘણી પીડા પેદા થાય છે.

(૮) ખોરાક નિયમિત લેવો. બદહજમી થાય તેવો કાંઇપણ ખોરાક ખાવો નહિ; ઝાડો સાફ આવે તેવા ઉપાય લેવા.

**ઋતુકાળ દરમ્યાન અસ્વાભાવિક લક્ષણોઃ**

(૧) ઋતુ સમયે ઘણી સ્રીઓને પેડુ અને કમરમાં પીડા થાય છે.

આવી સ્થિતિમાં ઋતુમતી સ્રીએ કોઈપણ જાતનું કામકાજ કરવું નહિ. અને પથારીમાં સુઈ રહી સંપૂર્ણ આરામ લેવો. આ પ્રકારનો આરામ એ એક પ્રકારની

અગત્યની સારવાર છે એ ભૂલવું ન જોઈએ.

એક મોટી શીશીમાં ગરમ પાણી ભરી તે વડે પેડુ ઉપર શેક કરવો, અથવા તો રબ્બરની કોથળીમાં ઉનું પાણી ભરી પેડુ ઉપર રાખવામાં આવે તો તેથી પીડામાં ઘણો ઘટાડો થશે. અને કાંઈપણ સાધન ન હોય તો એક લોટામાં ગરમ પાણી ભરીને લોટો પેડુ ઉપર રાખવાથી પણ આરામ થાય છે. મતલબ કે, આ સ્થિતિમાં પેડુ ઉપર સતત શેક કરવો એ અગત્યની વસ્તુ છે.

ઘણી વખત કોઠો (હાજત) નિયમિત સાફ ન થતો હોય તો પણ આવી જાતની પીડા થાય છે. આ માટે એક ઔંસ એરંડીયું તેલ ગરમ પાણી સાથે સવારમાં પી જવું, આથી જુલાબ લાગશે.

ઉપલા ઉપાયથી પીડા જો ઓછી ન ન થાય તો લાયક વૈદ ડાકટરની સલાહ લેવી.

(૨) જો અત્યંત ઓછો સ્રાવ થતો હોય–

અકસ્માત શરદી લાગવાથી રક્તસ્રાવ નિયમિત આવતો નથી. અને એથી પણ પેડુમાં પીડા થતી લાગે છે. આ રોગમાં શરૂઆતથીજ સાવચેતી રાખવામાં ન આવે તો પાછળથી ગર્ભાશય નામનો હઠીલો રોગ લાગુ પડે છે. અને રોગી આખું જીવતર કષ્ટ ભોગવે છે.

આ રોગની શરૂઆત થતી જણાય કે તરત નીચેના નીયમો જાળવવા કાળજી રાખવી. अ પેડુ ઉપર ઘઉંના ભુસાની પોટિશ મૂકવી. દર કલાકને અંતરે પોટિશ બદલવી. ब ઉપર જણાવેલ શીશી કે રબ્બરની કોથળીમાં ગરમ પાણી વડે પેડુ ઉપર શેક કરવાથી પણ ફાયદો થાય છે. क એક મોટા ટબ (Tub) કુંડી-માં ગરમ પાણી રેડી તેમાં કેડ સુધીનો ભાગ ડૂબે એ રીતે બેસી રહેવાથી અગર ગરમ પાણીની પીચકારી લેવાથી પણ સાર સાફ આવે છે.

આમ છતાં ઉચિત પરિણામ ન આવે તો પછી સારા વૈદ્ય-ડોક્ટરની સલાહ લેવી. [ચાલુ]

# બાળઉછેર



સૌ. ભવ્યલત્તા રણજિતભાઈ વૈદ્ય

*

( ગતાંકથી ચાલુ )

## [૨] બાળકની સંભાળ.

બાળક છોકરી રૂપે જન્મે તો, ઘણી કોમોમાં જે ઘૃણા ભર્યું વલણ દાખવવામાં આવે છે તે બીલકુલ અજુગતું છે, તેમ હાનીકારક પણ છે. છોકરીને પેટ પૂરતું ખાવા ન આપવું, એની છોકરા જેટલી કાળજી ન રાખવી —કારણ એ તો પારકા ઘરની વસ્તી છે—આ ઘણું ભૂલ ભરેલું છે. તે છોકરી ભવિષ્યમાં માતા બનવાની છે અને દેશને ચરણે રત્નો ધરવાની છે તે ખ્યાલ રાખવો જોઈએ. આવી બેદરકારીને પરિણામે તેના આરોગ્યના નબળાં પાયા નખાય છે, એને ભવિષ્યની પ્રજા નબળી ઉત્પન્ન થાય છે, માટે પુત્ર અને પુત્રીના ઉછેરમાં જરાપણ ભેદભાવ ન રાખવો જોઈએ.

માતાના હાથ જગ પારણું ઝુલાવે છે એ માતા જ જગતને જન્મ આપે છે, જતન કરી જીવાડે છે, અને જગત ઉપર પ્રેમની આણ વર્તાવે છે. માતા પરમ દૈવત છે. એ જ પ્રજાને પાડનાર કે ચડાવનાર મહાનશક્તિ છે. પ્રજાનું સુખ-એની દોલત માતાના આરોગ્ય પર નિર્ભર છે. નિરોગી અને નરવી માતાઓ જ

રામડા જેવા દૂધમલ બાળકને જન્મ આપીને ઉછેરી શકે છે. અને એ જ બાળકો વડે પ્રજા સમૃદ્ધ બને છે. જ્યાં માતા જ રોગીષ્ઠી હશે, દીન દુઃખી હશે, તેની કુખે તે કેવી પ્રજા જન્મવાની હતી ? કોઈ પણ કોમ કે પ્રાંતની ઉન્નતિ કે પડતીની પારાશીશી એની સ્ત્રીઓનું આરોગ્ય છે. ગુજરાતી સ્ત્રીનું આરોગ્ય ઉવેખાતું ઘટશે, એના શરીરને વળગેલી વ્યાધીઓ, એના મનને દબાવતી આધિઓ, અને ઉપાધિઓ જશે ત્યારે જ આપણી ઉન્નતિની ઉષા ઉઘડવાની: તે પહેલાં તો હરગીઝ નહિ.

હવે આપણે બાળકની ઉછેર ઉપર વિચારીએ. કહેવત છે કે, અથાણું બગડયું તેનું વર્ષ બગડયું. તે પ્રમાણે જેનું અર્ધાંગ ( પછી તે પતિ હોય કે પત્ની હોય ) ખરાબ મળ્યું તેનો તો ભવ જ બગડયો, એ શું ખોટું છે ? જેનો ભવ બગડે તેનું ભાવિ પણ બગડેજ તે સ્વભાવિક છે. માટે બાળકને સારી રીતે ઉછેરવું તે સ્ત્રીઓના જીવનની મહાન ફરજ છે.

સુવાવડના નવ દશ માસ પછી બાળક માતાનું દૂધ છોડે ત્યાં સુધી માતાએ અથાણાં, રાયતાં, ભડથાં વિગેરે તમતમતા સ્વાદ ઓછા કરવાનો સંયમ સેવવો. અને દોઢ બે વર્ષ પછી પણ માતાએ ફરી રજોદર્શન થાય ત્યારથી બે વર્ષ આરામ લેવો જોઇએ કે જેથી આગલા દોઢ બે વર્ષમાં ગર્ભાશયને ધાવણ કાળમાં પોતાને લાગેલો ધસારો એ ભરપાઇ કરી શકે, નહિતો બાળક પારોગલું બને, માતા નંખાઇ જાય, અને નવું બાળક નમાલું જન્મે: એમ ઘણી રીતે નુકશાન થાય છે. વળી બે બાળકના જન્મ વચ્ચે, ત્રણથી પાંચ વર્ષનો ઓછામાં ઓછો ગાળો હોય તો જ બાળક અને માંના બંનેના ઉછેરમાં ને વિકાસમાં અનુકુળતા રહે.

'ગર્ભ રહે જે દિનથી, ધાવે જ્યાં લગી બાળ;
માતપિતાએ પાળવું, બ્રહ્મચર્ય દિનરાત.'

સામાન્ય રીતે પહેલા દશ દિવસ બાળકને ઝભલાં પહેરાવતા નથી, તે ભૂલ છે. જો કે તેને ઓઢાડી રાખે છે, પણ તે બાળકના હાથપગનાં હલનચલનથી નીકળી જાય છે અને અને તેને શરદી લાગી જવાનો વધારે સંભવ રહે છે. બાળકનું પેટ, છાતી, ગળું, સાથળ, બગલ વગેરે બરાબર ઢાંકવું જોઇએ. બાળકને બાંય વગરનાં અને ખુલ્લાં ગળાનાં ઝભલાં ન પહેરાવવાં, પણ દરેક અંગનું રક્ષણ થાય તેવી જાતના કપડાં સીવડાવવાં જોઇએ. નર્સ સલાહ આપે તે પ્રમાણે બાળકની નાળ ઉપર પાટો બાંધવો અને નાળ ઉપર, ગરમ ઘી કરીને લગાડવું. ચોમાસું હોય તો પેટ ઉપર ગરમ પાટો બાંધવો એ બહુ જરૂરી છે, પણ તે બહુ સખત બાંધવો નહિ; નહિતો બાળકને ઉલટી થવાનો સંભવ છે. હોસ્પીટલમાં તરત જન્મેલા બાળકને ગરમ ઓઢવાનામાં વીંટાળી રાખે છે. તેથી બાળકને જરાપણ શરદી લાગવાનો ભય રહેતો નથી. ઘેર સુવાવડ કરી હોય તો માત્ર મોઢું બહાર રહે તેવી રીતે બાળકને વીંટાળી દેવું. બાળક એકાદ માસનું થાય ત્યારે તેને વીંટળાઇ રહેવું ન ગમે, કારણકે હાથપગ છુટા રાખી તેને હલાવવા ગમે છે. તેવે વખતે કપડાં વધારે, સારી રીતે પહેરાવી ઓઢવાનું લઇ લેવું જાઇએ.

બાળકને બે વસ્તુની બહુ જરૂરની છે—તાજી હવા અને સૂર્યનું અજવાળું. અને તે આપણને મફત મળી શકે છે. તે ઉપરાંત પૂરતી સંભાળ અને માતાનું દૂધ મળે તો બાળકની તંદુરસ્તી સારી રહે છે.

આખા ઘરમાં જે ઓરડામાં સૌથી વધારે તડકો આવતો હોય તે ઓરડામાં બાળકને ગાદી ઉપર સુવાડી રમાડવાનું રાખવું. બાળક એ ઘરનું મુખ્ય માણસ-છે ને તેને ખાતર બધી સગવડતા કરવી જોઇએ, ઘણાંને બાળકને ખોળામાં લઇને જ બેસી રહેવાની ટેવ હોય છે. (ચાલુ)

## મારી સાસુએ કરેલી

# મારી સુવાવડ

લેખક,

**શ્રી. જટુભાઈ વૈદ્ય**

( અંકથી ચાલુ )

અલબત્ત નવા જમાનાને બિલકુલ ન ગમે એવા કેટલાક ભોગ પણ મારે થવું પડતું. કોઈની નજર લાગે એવી માન્યતાને લીધે મને જેને તેને ત્યાં ન જવા દે. એક મહિનેજ માથે નાહવા દે. કહેશે કે, 'આપણા કુળમાં માતાજીની એવી આજ્ઞા છે.' બહારગામ પણ ન જવા દે, કહેશે કે 'નદીનાળાં બે જીવસોતી સ્ત્રીએ ન ઓળંગાય.' મારા પિતા કહેતા કે, આવી માન્યતાઓના મૂળમાં ઘણે ભાગે શારીરિક સાચવણીનો અને મનને સ્વસ્થ રાખવાનો ઉદ્દેશ હોય છે. એ બધું તો ઠીક, પણ ખાસ નજર નહિ લાગવાને માટે હનુમાનજીની મળી, ચાર શેરીના ચોકની ધૂળ અને અડદ એક કાળા ગજકણના લુગડાના કકડામાં સીવી માદળીયું બનાવી એના દોરામાં એક લોઢાનો કરડો તથા કોડો પરોવી મારા હાથને કાંડે બાંધે. આવા વહેમની પ્રક્રિયા મને ન ગમતી, પણ સારા સાથે થોડું નરસુંએ રહેવાનું તો હોય જ ને?

નવો જમાનો રજોદર્શન વખતે અને સુવાવડ વખતે દુધ ન ખાવાની માન્યતાને વહેમ જ ગણે છે ને? અહીં એનુંયે મારે ભોગ થવું પડતું એમ તમે કહો છો ને? હા, પરંતુ એ સિવાયના બધા વખતમાં સ્ત્રીઓને ખૂબ દુધ ખાવાની જરૂર છે એમ તેઓ માનતાં અને મને ખવરાવતાં, એટલે એમનો એ વહેમના ભોગ બનવાથી મને કશી ખોટ ગઈ નથી. પણ મને સગર્ભાવસ્થામાં દુધ માખણ અને ઘીથી તરબોળ રાખતાં એટલે શરીર વધારે સરસ રહેતું.

અમારા ઘરમાં તામસી ખોરાક તો વધારે હતો જ નહીં, છતાં સગર્ભાવસ્થામાં મરચાં, ખટાશ, અથાણું, કઠોળ, તેલમાં તળેલા પદાર્થો, ઢોકળાં, ચવાણું, કે આચરકુચર કહી શકાય એવો કોઈ ખોરાક મને ખાવા દેતાં નહોતાં. કાયમ સાત્વિક આહારની ભલામણ કરતાં અને લેવરાવતાં; છતાં સગર્ભાવસ્થાની શરૂઆતથી તો મુખ્યત્વે સત્વગુણી ખોરાક જ લેવાની ફરજ પાડતાં. અન્નથી શરીર, પ્રાણ અને મન બંધાય છે એવી મારા સસરાની માન્યતા હતી, એ માન્યતાને અનુસારે અમારૂં સૌનું આહારનું ધોરણ હતું, છતાં ખાસ આવા પ્રસંગે વધુ કાળજી રખાતી હતી.

સગર્ભાવસ્થા દરમીયાન મારી દરેક ઇચ્છા જાણવાનો અને તેને યુક્તિથી પૂરી કરવાનો ખૂબ પ્રયત્ન કરે. શારીરિક આરામની સાથે મને માનસીક આરામ અને આનંદ આપવા માટે પણ ઘણાં જ તત્પર રહે. કહેશે કે, જો તમારૂં મન અત્યારે જરાય કચવાય તો ગર્ભનો જીવ પણ દુઃખી થાય અને બાળક શારીરિક ખોડખાંપણવાળું કે માનસીક વિકૃતિવાળું જન્મે.

મને હેળ કેવીક વસમી લાગતી? આના જવાબમાં મારે કહેવાનું કે, મારાં સાસુની સાચવણીથી મારૂં શરીર પહેલેથી જ ખૂબ સચવાયેલું એટલે હેળ વસમી પડવાની જ નહોતી. વળી સગર્ભાવસ્થાની શરૂઆતથી જ મારા બાપુ મને મરચાં ખટાશ કઠોળ ગળપણ મિષ્ટાન્ન અને ભારે અગર વાયડો ખોરાક ફરસાણ ઇત્યાદિ બંધ કરી સાદો સુપથ્ય અને પૌષ્ટિક ખોરાક જ લેવા દેતાં એટલે સગર્ભાવસ્થામાં મને કશા ઉપદ્રવો ન થતાં, તંદુરસ્તી જ રહેતી; છતાં કોઈ વાર આ વખતમાં મારૂં શરીર બગડે તો તેના ઉપાયો તેઓ જાણતાં અને હાજર જ રાખતાં. ઘણુંખરૂં તો ગંઠોડાની ફાકી સાકરમાં લેવાથી કે સુંઠનો ભુકો મીઠા ઘીમાં લેવાથી પતી જતું. એનાથી ભુખ લાગતી અને વાયુ ન જણાતો. કદાચ પેટમાં બળે કે ઉનવા વરતાય તો પાણા ધરાખનું

પાણી પાતાં કે લીંબડાની ગળો પલાળીને પાતાં. જો તાવ આવે તો ખદિરાદિ ચૂર્ણ થોડુંક પલાળીને એનું પાણી પાય. વખતે સળેખમ ઉધરસ થઈ આવે તો મરી પલાળી મધમાં અને ઘીમાં થોડુંક ચટાડી દે. બકારી અને ઉલટી થાય તો તુલસીનાં પાન અને એલચીના દાણા વાટી એનું પ્રવાહી પાઈ દે, એટલે તરત જ રાહત મળી જાય. જો કે પણ ભવિષ્યમાં વારંવાર દવાઓ લેવાની એઓ વિરુદ્ધ હતાં, છતાં આવા સાદા પ્રયોગો જ્યારે જરુર પડે ત્યારે વાપરીને ઉપદ્રવો થયા હોય તો મટાડી દેતાં. કબજીઆત ન થવા માટે ઔષધમાં જીરુ ક્યારેક આપે. ક્વચીત એરંડિયું દુધમાં પાય એટલે પેટ સાફ રહે. જો કે આવે વખતે વિના કારણ વારંવાર રેચ પણ ન દેવો જોઇએ, એવું તેઓ માનતાં. એમની માન્યતા એવી હતી કે, જે સ્ત્રીઓ સંપૂર્ણ નિરોગી છે અને પથ્ય ભોજન કરનારી છે, આહાર વિહાર નિદ્રામાં નીયમીત છે, જેમને ઝાડો પેસાબ સાફ આપતાં રહે છે એમને ખાસ કરીને હેળના ઉપદ્રવો ઝાઝા થતા નથી અને હેરાન થવું પડતું નથી. આ માન્યતા સાચી છે એવો મારો અનુભવ તમે પણ કબુલ રાખશો.

આ અરસામાં સહેજ પણ શરીર નરમ થાય તો મગનું પાણી અથવા દુધ ભાત ખીચડી જેવો હલકો જ ખોરાક લેવા દે.

પહેલી સુવાવડ વખતે જ્યારે મારા પિતાએ અને પોતાને ત્યાં તેડી જવાની ઇચ્છા બતાવી ત્યારે મારાં સાસુએ ના પાડી કહ્યું કે, તમે રહ્યા શહેરના; તમારી સ્ત્રીઓને બરાબર ખબર ન પડે કે સુવાવડ કેવી રીતે કરાય. પણ તમે છો વસતારી માણસ. એમાં જો સુવાવડની તક બરાબર ન સચવાય કે સારવાર બરાબર ન થાય તો શરીર કથળે. બિચારીને આખી જીંદગી કમઠાવું પડે માટે અહીં રહેવા દો.

મારા પિતાએ વિનવણી કરી કે "તો સુવાવડ ઇસ્પીતાલમાં કરાવું. ત્યાં બધી બરાબર સારવાર કરાવું." મારા સાસુ કહે, "એ હું ન માનું. ત્યાં ગમે એવી લાગવગ થતી હોય પણ 'આ મારું છોકરું' 'આ મારી વહુ' એવું કોઇ ત્યાં પોતાપણું ન હોય, માટે મારે આની સુવાવડ મારે હાથે જ અને મારી નજરે કરાવવી છે."

જેમ મને મારા પિતાને ત્યાં જવા ન દીધી-તેમ પોતે પણ એકવાર મારી સુવાવડ ખાતર તેમના ભાઇના એકના એક દીકરાનાં લગ્નમાં પણ નહોતા ગયાં. મારા મામાજીએ એક રાત પણ આવી જવા માટે માથાના મોવાળા જેટલા લોટ્યા પણ તેઓ એકનાં બે ન થયાં. મેં પણ વિનવ્યા કે હજી મને 'છૂટાછેડા' આવવાને થોડી વાર છે. તમારા ભાઇને બહુ દુઃખ લાગશે માટે એક દી' જઈ આવી મન સાચવી લ્યો. મને કહે કે 'પુરા દી બેઠા પછી તને એક ક્ષણવાર પણ રેઢી ન જ મુકાય. અને ગામની કોઇ દાઈનેય સાચી ખબર ન પડે. વળી મારી ગેરહાજરીમાં તને કાંઈ થાય અને તારી સારવાર એ ટાણે બરાબર ન થાય તો જીંદગીનું સાલ તારા શરીરમાં પેસી જાય. મારો ભત્રીજો તો મારા વગરે પરણીને ઘેર આવશે.'

આઠમા માસમાં તો મારી બહુ જ સંભાળ રાખે. ચેતવણી આપે કે 'આ માસ ભારે ગણાય છે. જો આમાં પ્રસવ થાય તો બાળક અથવા માતા—એક તો જોખમમાં આવી જ પડે છે.' આ માસમાં મને જરાકે કામ કરવા ન દે અને પૂરેપૂરો આરામ આપે.

આઠમો માસ અધુસરે ત્યારે અઢી શેર ઘી અને અઢી શેર ગોળના મેથીના લાડવા વાળે. એમાંથી દરરોજ એક લાડુ મને આપતા. પુરા દી અધવારે ત્યાં સુધી મેથી ખવરાવે. આ સમય દરમીયાન એક શેર મેથી તો મારા પેટમાં જાય જ. તેઓ એમ કહેતાં કે આ મેથીના સેવનથી જુની કબજીઆત મટે-

છે સુખરુપ પ્રસવ થાય છે અને બાળકને પુષ્ટ મળે છે.

તમે એમ પૂછો છો કે કડવી ઝેર મેથી શે ભાવતી ? પહેલાં ન ભાવતી પણ હવે તો ભાવે છે. વળી હું બહુ ઝીણછુટી પણ નહોતી અને કદાચ બચપણમાં અણસમજણી હોઇશ ત્યારે તોછડા વેણ કર્યાં હશે તોયે પ્રેમાળ સાસુએ ડહાપણ પૂર્વક અણભાવતા પણ ગુણકારક ખાદ્ય પદાર્થો ખાવાની ટેવ પાડી છે અને હવે તો હું એના ગુણો પ્રત્યક્ષ અનુભવી ચુકી છું. એટલે બીજાં કશાં બહાનોનો સવાલ રહેતો જ નથી.

ખરેખર મારો તો એવો અભિપ્રાય બંધાઈ ચુક્યો છે કે, સગર્ભાવસ્થા કે સુવાવડ દરમીઆન આપણો ધેરાપૂર્વથી ચાલ્યો આવતો અને શાસ્ત્રાનુમોદીત ખોરાક ખાવાથી અાપણાં શરીર વધારે સુધરે છે અને એના ત્યાગથી જ આપણાં શરીરોની આવી દુર્દશા આવી છે. ઉપરાંત દરેક સુવાવડે પુષ્ટ અને સબળ બનવાને બદલે આપણે કૃશ તથા નિર્બળ બનીએ છીએ.

પુરા દિ બેસે ત્યારથી તો એમની ચીંતાનો પાર જ નહીં. બધી તૈયારી બરાબર કરી રાખે. ઝીણામાં ઝીણી વાત પણ ભુલે નહિ. પ્યાળનો સરસ બાવળ કે બોરડીનો સુંદર, ધોળકીને સુંઠ, ગોટા ઊંચી જાતના ગંઠોડા, બંધીલો વજ, મેથી, સુવાદાણા, તીખાં વગેરે જોઈતી બધી ચીજો સારામાં સારી અગાઉથી મગાવી લઈ, ઝાટકી, જરુર પ્રમાણે આખી કે ખાંડીને ડાબલીઓ ભરી મુકે શેરડીના વાડેથી મગાવીને સરસમાં સરસ ગોળની ભેલીઓ પણ ઘરમાં સંઘરી મુકેલી હોય જ. પાંચ વરસનો જુનો ગોળ ગળશુથી માટે તો અમારે ઘેરથી જ ગામમાં સૌ માગી જાય છે. ઘેર દુઝાણુ હોય તો ભેંસોનું ઘી મારે કાજે જુદું જ ભરી રાખે, નહિ તો ગામડામાંથી કુરીયાદાર તાજું લીલવણી માખણ જેવું ઘી અડધો મણ જેટલું મગાવી રાખે. સુવાવડમાં જોઈતી દરેકે દરેક ચીજ સારામાં સારી લાવે. એમણે એકવાર ગામડામાંથી ઘી મંગાવ્યું. એમને પસંદ ન પડયું એટલે ગામમાં જ્યાં જ્યાં ભેંસોના દુઝણાં હતાં ત્યાં ત્યાં બધે ફરી વળ્યાં. શેક લેવાનાં છાણાં પણ આખો-ભરવાડવાડો ખુંદીને ચોકખા બકરાંની લીંડીઓનાં ધુળ કે ઘાસ વગરનાં ધુમાડો ન થાય અને શેક બરાબર થાય એવાં લાવે, મારા પ્રસુતિના ખાટલા નીચે શેક વખતે કદી પણ ધુમાડો થયો નથી. અને મેં કે મારા બાળકે ગુંગળામણ અનુભવી નથી. શેક નાખવાની રીત પણ સમજપૂર્વક અને કળામય હતી. રાખના ઢગલાના ગંદવાડ વચ્ચે સળગતા છાણાંનો શેક મારે લેવો પડયો નથી. શેકની રીત હું સમજાવું. એક મોટી રીબમાં બહાર છાણાં સળગાવી. ધૂમાડા વગરના અંગારા થાય ત્યારે મારે માટે શેક સારુ જ પાથરેલ બીજા કાથીથી ભરેલા ખાટલામાં કંતાનનું એવડું ત્રેવડું શણીયું બીછાવી મને સુવરાવે. પછી નીચે બે સોઢાની ચોકીમાં સહેવાય, ખમાય એટલા એટલા નિર્ધૂમ છાણાંના અંગારા આપતાં જાય. દાઝી ન જવાય કે ખાટલાનાં પાતર ન બળે એની કાળજી રાખે. આવી રીતે પહેલી રાતે અને વહેલી પરોઢમાં એકથી બે કલાક શેક લેવાનો—દિવસ રાત ધુંધવાતા છાણાંથી બીલકુલ નહિ. એમનો એવો મત છે કે, રોજ બે ત્રણ કલાક સરસ રીતે શેક લેવાય તો યે ફાયદો થાય અને કેડનો દુઃખાવો ન થાય. રાત દિવસ સુવાવડના ખાટલા નીચે શેક નાંખવાની જરૂર નથી. એનાથી ધૂમાડો થાય અને માતા ને બાળક ગુંગળાય; તેમજ આંખો બગડે. કેટલીકવાર સાવચેત ન રહેવાય તો સુવાવડી સ્ત્રી દાઝી ગયાના પણ દાખલા બને છે એ પણ આપણે સાંભળ્યા છે. (ચાલુ)

સંસારનો અનેક જટિલ પ્રશ્નોનું નિરાંતે સરલીકરણ થવા દેવા માટેની સામ્યવાદી રશિયાની પ્રતિષ્ઠા આજ સુધી હતી. 'રજિસ્ટર કરેલા લગ્નમાં દંપતીને 'ઝાગ્સ' નામની સંસ્થાની નજીક પડે તે શાખામાં માત્ર ત્રણ રૂબલની ફી જ ભરવાની હોય છે. ત્યાં પરણવાના-આરોગ્ય વિષે અને આગલાં લગ્નો તેમજ એ લગ્નોથી થયેલાં સંતાનો માટે પૂછપરછ થાય છે. આટલું થયું એટલે તેમના લગ્નોનો ઔપચારિક સ્વીકાર' થાય છે. તલ્લાક લેવી એ સોવિયેટ રશિયામાં જરાય અઘરી વાત નથી. એમાં બહુ વાર પણ નથી લાગતી. બેમાંથી એક જણ બીજાની હાજરીમાં તલ્લાક માટેની અરજી પેશ કરે કે તરતજ તલ્લાક મળી જાય છે.

આ કેટલી સાદી, કેટલી મુક્ત યોજના છે! નહિ કંઇ જંજાળ, નહિ કંઇ ખટપટ! રહેવાય ત્યાં સુધી ભેગા રહે, ન રહેવાય ત્યારે છૂટા પડે. બાળકોના પણ ઔરસ અનૌરસ જેવા ભેદ નહિ. જેને કોઇ ન સાચવે તેને રાજ્ય પોતે સાચવે, પછી ફીકર શી?

પરંતુ જીવનની જટીલતા આવા સરલીકરણને ભાગ્યે જ દાદ દેતી હોય છે. અનુભવે કરીને રશિયાને આ મુક્ત સરલ ધારાઓ મર્યાદિત કરવા પડ્યા છે. 'જરાજરામાં થતાં લગ્નો, છૂટાછેડાની સરળતા, અને 'મુક્તપ્રેમ'ના સિદ્ધાન્તો હવે રશિયામાં ગતકાલની વસ્તુઓ બની ગઇ છે. છાપાંઓ વારંવાર ભાર દઇને કહ્યા કરે છે કે 'લગ્ન એ જીવનપર્યંત નભાવવાં જેવો સંબંધ છે.' કુંવારાઓ કુંવારીઓ અને નાના પરિવારવાળા નાગરિકોને ખાસ પ્રકારના કર ભરવાના હોય છે.

માતૃપદને રાજ્ય તરફથી બથ્થાં, પ્રસુતિ વખતે મફત સારવાર અને એવીતેવી રીતેથી ઉત્તેજન આપવામાં આવે છે. દશ કે તેથીય વધારે સંતાનોવાળી માતાને 'સોવિયેટ યુનિયનની વીર માતા' નો ઇલ્કાબ એનાયત થાય છે ને છાપામાં તેમના નામ આવે છે.

૧૯૪૪ના જુલાઇમાં સુપ્રીમ સોવિયેટની ખાસ ડીક્રીથી છૂટાછેડાના કાયદાને પૂબ તંગ બનાવી દેવામાં આવ્યો છે. જેને છૂટાછેડા જોઇતા હોય તેને સ્થાનિક વર્તમાનપત્રોમાં એને માટે જાહેરાત કરવી પડતી હોય છે. મુશ્કેલીના શ્રીગણેશ ત્યાંથી જ મંડાય છે. કેમકે ચાર પાનાનાં વર્તમાનપત્રોમાં જાહેરાત માટે અવકાશ મળતાં મહિનાના મહિના નીકળી જાય છે. છૂટાછેડા માટેની પ્રાથમિક અરજી લોક અદાલતને કરવાની હોય છે ને શા માટે છૂટાછેડા જોઇએ છે તેની વિગતો કારણો સહિત ૧૦૦ રૂબલની ફી ભરવાની હોય છે. અદાલતનું કામકાજ જાહેરમાં ચાલે છે. લોકઅદાલત પહેલાં તો સમાધાન કરવાનો યત્ન કરી જુએ છે. એ જો નિષ્ફળતા જાય અને છૂટાછેડા મંજુર થાય તો ૫૦૦ થી માંડી ૨૦૦૦ રૂબલ સુધીની રકમ બેમાંથી એક કે બન્ને જણ પાસેથી વસુલ લેવાનો ધારો છે.

જે દિવસે છૂટાછેડાનો નિયમધારો જાહેર થયો તે જ દિવસે નિઃસંતાન નાગરિકો ને ઓછા સંતાનવાળા કુંટુમ્બોને ભરવા પડનાર કરની પણ જાહેરાત થયેલી. કહે છે કે આનેલીધે છૂટાછેડાની સંખ્યામાં ૭૦ ટકા જેટલો ઘટાડો થઇ ચૂક્યો છે.' (પ્રજાબંધુ)

*

જાપાનમાં થોડા વખત પર ૩૩ વર્ષની એક આધેડ બાઇએ માંદગીથી અશક્ત બનેલી પોતાની ૧૭ વર્ષની પુત્રીનો વધ કર્યો હતો ને તેનું માંસ રાંધીને કુટુંબીઓને ખવડાવ્યું. પરંતુ પાછળથી આ વાતની ખબર ત્યાંના અધિકારીઓને થતાં તેમણે એ બાઇની ધરપકડ કરી તેની સામે કેસ ચલાવ્યો હતો. તેમાં એને ૧૪ વર્ષની સખત મજૂરીની કેદની સજા થઇ. જાપાનમાં મનુષ્ય-વધનો બનાવ આ પહેલ વહેલો જ બન્યાનું કહેવાય છે.

# સૌરભ





તા. ૨૭ એપ્રીલે દિલ્હીની વડી ધારાસભામાં ડૉ. દેશમુખે રજુ કરેલું હિંદુ પરિણીત સ્ત્રીના અમુક સંજોગોમાં જુદા રહેવાના તથા ભરણ-પોષણ મેળવવાના હક્ક અંગેનું બીલ પાસ થયું.

આ બીલમાં એવી જોગવાઇ કરવામાં આવી છે કે, જો હિંદુ પરિણીત સ્ત્રીનો પતિ તેનાથી લાગુ નહિ પડેલા એવા કોઇ પણ ધિક્કારપાત્ર દરદથી પીડાતો હોય, પતિ સાથે રહેવું સ્ત્રી માટે બિનસલામત કે અનિચ્છનીય બને એવો જુલ્મ પતિ સ્ત્રી પર વરસાવતો હોય, જો પતિ સ્ત્રીનો ત્યાગ કરે કે ફરીથી પરણે, જો તે ધર્માંતર કરીને હિંદુ મટી જાય, તે ઘરમાં રખાત રાખતો હોય કે રખાત સાથે રહેતો હોય તો અને બીજા કોઇ પણ વાજબી કારણસર સ્ત્રીને અલગ રહેવાનો અને ભરણ-પોષણ મેળવવાનો અધિકાર છે.

*

રેવા સ્ટેટના મહારાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે, તે સંબંધે 'બોમ્બે ક્રોનિકલ'માં પંડિત સુંદરલાલજીએ એક લેખ લખ્યો છે. તે લેખમાં તેઓ આપણા રાજા-મહારાજાઓને અપાતા શિક્ષણનો એક દાખલો ટાંકે છે:

થોડા વખત પહેલાં હું એક રાજવી સાથે વાતો કરતો હતો. આ રાજવીની પ્રથમ પત્ની હયાત હતી. પ્રથમ પત્ની વતી તેને સંતાનો પણ હતાં, છતાં આ રાજવીએ બીજીવાર લગ્ન કર્યાં હતાં. મેં એ રાજવી સામે તેમના આ કાર્ય વિષે વિરોધ દર્શાવ્યો, તેમજ બીજા પણ મૂકાતા આક્ષેપો તેમની સમક્ષ રજુ કર્યાં. તે રાજવી ખુરશી પરથી ઊભો થઇ ગયો. તેના મોં પર રતાશ આવી. તેણે એ ઓરડામાં હાજર રહેલા નોકરચાકરોને નિશાની કરી વિદાય કર્યાં. જ્યારે ઓરડામાં મારા અને તેના સિવાય કોઇ ના રહ્યું, ત્યારે તેણે મને તેની વિતકકથા કહેવા માંડી. આ વિતકકથા તેના પતનના પગલે પગલે વધુ કરુણ બનતી જતી હતી. હું એના જ શબ્દો તો ટાંકી નહિ શકું, હું મારી ભાષામાં તેનો સાર જ આપીશ. તેણે મને વર્ણવ્યું કે, એ જે આઠ દશ વર્ષ ચીફ્સ કોલેજમાં હતો તે દરમિયાન કેવી રીતે તેના આઠથી દશ શિક્ષકો બદલવામાં આવ્યા, તદુપરાંત તેણે જણાવ્યું કે તેના યુરોપીઅન શિક્ષકોએ જ ધીરે ધીરે પણ ચોક્કસ રીતે તેને મદિરા અને માનિની (સ્ત્રી)ના સંસર્ગમાં લાવવા માંડ્યો. તેમજ જ્યારે તેના આ વિદ્વાન ગણાતા તેમજ શિક્ષક એટલે ગુરુ જેવા વડિલ તેમની પત્ની સાથે ખાટલા પર ક્રિડા કરી રહ્યા હોય ત્યારે જ આ રાજકુમારને ભણવા માટે આવવાનું તેડું આવતું. તેને બોલાવીને તેને ખાટલાની સામે જ ખુરશી પર બેસાડી તેને આવી છૂટથી સ્વાભાવિક રીતે વર્તતા શીખવાડવામાં આવતું; અને આવો સુંવાળો સહચાર સર્વેએ કરવો જોઇએ એમ આડકતરી રીતે ઠસાવવામાં આવતું. આટલું ઓછું ન હોય તેમ, એ રાજકુમારને નગ્ન ચિત્રો બતાવી એ ચિત્રો વખાણતાં શીખવાડવામાં આવતું અને આ શિક્ષણ અમલમાં સરળતાથી મૂકી શકાય તે માટે તેની સમક્ષ તેના યુરોપીઅન શિક્ષકની પુત્રી કેટલીય

વખત લગભગ નગ્ન દશામાં હાજર થતી. આ કરુણ કથની કહ્યા પછી એ રાજવીએ મને કહ્યું કે આવા શિક્ષણના અંતે તો મેં જે કંઇ સાચવી રાખ્યું છે તે પણ તમને આશ્ચર્યજનક લાગવું જોઇએ.

*

જાણીતા મીલમાલિક શેઠ નવિનચંદ્ર મફતલાલ ગગલભાઇ સામે મુંબાઇ હાઇકોર્ટમાં મી. જસ્ટીસ ચાગલા સમક્ષ કેસરબાઇ મોતીરામ ઢોલવાળકર અને તેના પુત્ર રમેશચંદ્રે કઢાવેલી નોટીસ ઓફ મોશનની સુનાવણી નીકળતાં પહેલાં વાદીએ જણાવ્યું હતું કે, જૂન ૧૯૪૪ થી તે પ્રતિવાદીની એકલાની રખાત તરીકે રહેતી હતી અને તેનાથી બીજા વાદી (પુત્રનો) જન્મ થયો હતો. આથી બીજા વાદીને પ્રતિવાદીની સ્થિતિ પ્રમાણે ઘટતું ભરણપોષણ મેળવવાનો હક્ક છે.

આ દાવાનો નિકાલ થતાં સુધી બીજા વાદીને માસિક રૂપીઆ હજારનું ભરણપોષણ અપાવવાને આ નોટીસ ઓફ મોશન કઢાવવામાં આવ્યું હતું.

પ્રતિવાદીએ દાવાનો ઇન્કાર કર્યો હતો કે, તે પહેલી વાદીને ત્યાં ગયો હતો ખરો, પણ તે તેની એકલાની રખાત તરીકે રહેતી ન હતી, તેમજ બીજા વાદીનો જન્મ તેનાથી થયો ન હતો. આ દાવાની સુનાવણી તા. ૨૪ મી જુન પર મુલતવી રહી છે.

*

વોશિંગ્ટનમાં તા. ૨૨ મી માર્ચે અમેરિકાનાં એકવીસ પ્રજાસત્તાક રાજ્યોની સ્ત્રી-પ્રતિનિધિઓની એક પરિષદ મળી હતી. એ પરિષદે સર્વાનુમતે સ્વીકારેલી એક જાહેરાતમાં, દુનિયાભરમાં જે સ્ત્રીપુરુષોનાં જીવન હોડમાં મૂકાયાં છે તેમને એવું આવાહ્ન કરવામાં આવ્યું હતું કે, સુલેહશાન્તિના કોલકરારો ઘડી રહેલાં મહારાજ્યો સમક્ષ તેઓ એવી માગણી મૂકે, કે ન્યાયના ધોરણ પર એ કોલકરારો રચાય. એ જાહેરાત જુદાં જુદાં રાજ્યોના અધ્યક્ષોને સીધી પહોંચાડવી. અને તમામ અમેરિકન પ્રજાસત્તાકોના લોકો સમક્ષ એ રજુ કરવી. એટલું જ નહિ, પણ મે મહિનાની પહેલી તારીખે પેરિસમાં મળવા નિર્મીયલી સુલેહ પરિષદને એ પહોંચતી કરવી, એવી ભલામણ કરવામાં આવી છે. યંત્રો કે શસ્ત્રસરંજામ ગમે તેટલાં વધારવામાં આવે તો પણ અન્યાયના પાયા પર રચાયેલી સુલેહને જાળવી રાખવાને એ 'અસમર્થ' નિવડશે, એવું માનવાવાળી આ બહેનોએ જે સિદ્ધાન્તોને અમેરિકાનાં તમામ રાજ્યો ને પ્રજાનું અનુમોદન મળી રહે તેમ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છેઃ

(૧) સુલેહની તમામ શરતોમાં માનવતાને જ પ્રથમ સ્થાન મળવું જોઇએ; (૨) રાજ્યોની સત્તા માટેની સાઠમારીને નહીં, પરંતુ લાગતાવળગતા લોકોનાં હિતોને તમામ કરારો અને સંધિઓમાં અગ્રસ્થાન મળવું જોઇએ; (૩) જાતિ, લિંગ, ભાષા કે ધર્મના વિષેના કોઇ પણ ભેદભાવ વિના સંયુક્ત-રાષ્ટ્રોના હક્કનામા પાછળના હેતુઓ અનુસાર સંધિઓ ને કોલકરારોએ માનવ-અધિકારો અને માનવીના મૂળગત સ્વાતંત્ર્યને ઉત્તેજન આપવું જોઇએ, ને તેનું સન્માન કરવું જોઇએ; (૪) એ કરારોમાં એવી જોગવાઇ થવી જોઇએ કે, 'પ્રત્યેક પ્રજાને પોતાના શાસનનું મનપસંદ સ્વરૂપ ઘડી લેવાની છૂટ રહેશે અને વ્યક્તિના અધિકારોને સંપૂર્ણ બાંહેધરી મળશે; (૫) એ કોલકરારોએ વેપારધંધાનો માર્ગ મોકળો બનાવી દેવો જોઇએ કે જેથી પ્રત્યેક દેશ પોતાની સાધનસંપત્તિ પૂર્ણપણે ખીલવીને પોતાનાં નિર્વાહના સાધનો પ્રાપ્ત કરી શકે ને પોતાની પ્રજાનું જીવનધોરણ ઊંચું આણી શકે.

સતયુગ આવતાં પહેલાં, આ બહેનોએ સતયુગના ધારાધોરણો માન્ય કરાવવાનો આગ્રહ સેવ્યો લાગે છે. પણ એમની શ્રદ્ધા વંદ્ય છે.

અને સતયુગ પણ એની ગેળ આવતો નથી. એને હાઈ આવવાનો હોય છે. જે સિદ્ધાન્તો અમેરિકન બ્હેનોની પરિષદે પ્રતિપાદિત કર્યા છે તેના મૂળમાં રહેલી ભાવનાને અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાએ ક્યારનીય અપનાવી છે એ તો સુવિદિત છે. વસ્તુતઃ પરાધીનતાનાં દુઃખ જેણે જેણે ચાખ્યાં છે તે સર્વને આ ભાવનાને અનુમોદન આપવાનું રુચશે. દુનિયાનાં દુઃખો તો અનેક સ્વાર્થી પર વજાસન માંડીને બેઠેલાં મહારાજ્યોએ જ સરજ્યાં છે એમ વર્તમાન ઇતિહાસ પોકારીને કહે છે. તેવા જે દેશની સ્ત્રીઓ હિંમત કરીને ન્યાયના પક્ષે આગળ આવશે તે દેશ એ ભાવનાને જિતાડશે એવી આશા પડે છે. રાજકુમારી અમૃતકોર થોડા વખત પર 'બ્હેનોને' એ નામે જે પુસ્તિકા પ્રગટ કરી છે તેમાં પણ આ જ ભાવનાનું સમર્થન કરતાં દુનિયાભરની સ્ત્રીઓ એક થાય એવી વાંચ્છા વ્યક્ત કરી છે.

*

ગણિતશાસ્ત્રનો ચમત્કાર બતાવનાર ૧૫ વર્ષની કુ. શકુંતલા હાલમાં મુંબઈ ખાતે આવી છે અને ત્યાં ગણિત ઉપર પ્રયોગો બતાવશે. નાનપણથી શકુંતલાએ ગણિતની ગહન શક્તિઓ કેળવી છે અને મોટી રકમોના ગુણાકાર, ક્ષેત્રફળ, ઘનફળ વગેરે થોડી ક્ષણોમાં જ રજુ કરી શકે છે. તેણે મહાન્ હિન્દીઓને પણ તેના પ્રયોગોથી છક કરી નાખ્યા છે.

*

હિન્દુ સમાજના ઉચ્ચ ગણાતા વર્ગોમાં પરિણીત સ્ત્રીઓને પતિ વરફથી ગમે તેટલો ત્રાસ, જુલમ અને મારપીટ થતા હોય, પતિ લંપટ, વ્યસની, અસાધ્ય રોગવાળો, ગાંડો હોય, પતિ તેની હયાતિમાં બીજી સ્ત્રી સાથે પરણ્યો હોય, અગર ઘરમાં જ રખાત તરીકે બીજી સ્ત્રી રાખતો હોય, તોપણ તે સ્ત્રીને પતિથી છૂટા થવાનો કોઈ માર્ગ નથી. કાયદો આ બાબતમાં તેને મદદ આપતો નથી. આવા અસહ્ય સંજોગોમાં કેટલીક વખત એવા દાખલા બને છે કે સ્ત્રી ધર્માન્તર કરે, ઈસ્લામ ધર્મ અંગીકાર કરે—અને પછી પોતાના પતિને પણ તે ધર્મ સ્વીકારવાની નોટીસ મોકલે, પતિ તે નોટીસનો અનાદર કરે અગર તે ન સ્વીકારે, તો પછી તેણે ઇસ્લામ ધર્મ અંગીકાર કરેલો હોવાથી તેને હિન્દુ ધર્મ મુજબના કાયદાનો બાધ આવતો નથી, એમ ગણીને તે પોતાને હિન્દુ પતિથી છૂટી થયેલી ગણી ઇસ્લામી ધર્મના માણસ સાથે લગ્ન કરે છે. આવા કેટલાક દાખલા બન્યા છે, હિન્દના પ્રાન્તની અદાલતોએ આ જાતનો ફરી લગ્ન કરવાનો સ્ત્રીનો હક્ક માન્ય કર્યો છે. પરંતુ મુંબઈમાં થોડા વખત ઉપર એક કેસ બન્યો તે આ બાબતમાં ધ્યાન રાખવા બાબત છે.

એક ઇરાની સ્ત્રીએ એવું જણાવ્યું કે ૧૯૪૪ ના એપ્રિલમાં તેને સ્વપ્નું આવ્યું અને તેને પરિણામે તેણે ઇસ્લામી ધર્મ અંગીકાર કર્યો. પોતાના પતિ ખોદાદાદને તેણે ઇસ્લામ ધર્મ સ્વીકારવાનું જણાવ્યું, પરંતુ ખોદાદાદે તે માન્ય કર્યું નહિ. આ દંપતી વીસ વર્ષ ઉપર ઇરાનમાં પરણેલાં હતાં, અને લગ્ન પછી તેઓ મુંબઈમાં આવી વસ્યા હતાં. પતિએ ઇસ્લામ ધર્મ અંગીકાર કરવાની ના પાડી તે કારણે પોતે ઇસ્લામ ધર્મ સ્વીકારેલો હોવાથી પોતાને લગ્ન બંધનમાથી મુક્ત કરવાની અરજ એ ઇરાની બાઈએ મુંબઈની હાઈકોર્ટમાં કરી હતી. આ કોર્ટના જજ મિ. જસ્ટીસ બ્લેગડને આ અરજી ના મંજુર કરી હતી. તેમનું કહેવું એ હતું કે, માત્ર ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યાથી પોતાના અગાઉના ધર્મમાં સામાજિક બન્ધનોથી મુક્ત થવાય એ જાતનો કાયદો મુસ્લીમ રાજ્યોમાં પ્રવર્તે છે, પરંતુ હિન્દ જેવો દેશ જેમાં માત્ર મુસ્લીમ કાયદો પ્રવર્તતો નથી, ત્યાં એ કાયદો લાગુ પાડવો એ ન્યાયયુક્ત

ગણાય નહિ. એમણે જણાવ્યું કે "આ બાઈની અરજી નામંજુર કરવાથી એની કે એના પતિની કૌટુમ્બિક સ્થિતિ સુધરતી નથી. પરંતુ એવી જાતની અરજી મંજુર કરવામાં આવે તો પારસી અને ખ્રિસ્તીઓના પરિણીત જીવનના હક ઉપર પત્નીના ધર્માન્તરને કારણે તરાપ મારવા જેવું થાય અને બિચારી નિર્દોષ હિંદુસ્ત્રી તો અત્યંત મુશ્કેલ સ્થિતિમાં આવી પડે.' અમને લાગે છે કે હાઇકોર્ટના જજને આ ચુકાદાનો મુખ્ય મુદ્દો સાચો છે. પતિ કે પત્નીથી છૂટા પડવા ખાતર જ અગર તેને હેરાન કરવા ખાતર જ જે ધર્માન્તરનો આશ્રય લે તેને કોઈ રીતનું ઉત્તેજન કાયદાથી ન મળવું જોઇએ. ધર્મ જુદા હોવા છતાં પતિપત્ની તરીકે જીવન વ્યતીત ન થાય એવું હોવાની જરૂર નથી. એટલે જેઓ છૂટા પડવાની ખાતર જ આ આડકતરી રીત અખત્યાર કરી ધર્મને સગવડ પુરતું સાધન ગણતા હોય તેમને કોઈ રીતની મદદ કાયદાથી ન મળવી જોઇએ. લગન વિચ્છેદ માટે બહુ અસહ્ય સ્થિતિ હોવાના અને ગંભીર કારણો હોવાની જરૂર કાયદામાં સ્વીકારેલી હોવી જોઈએ. પરંતુ અત્યારે હિન્દુ સમાજમાં જે સ્થિતિ પ્રવર્તે છે—કોઇ પણ સંજોગોમાં લગનવિચ્છેદ થઇ શકતો નથી—તે સ્થિતિ બદલવાની પણ આવશ્યકતા અતિશય છે, એ આવા કિસ્સા સાથે યાદ રાખવાની જરૂર છે. વળી આવી બાબતમાં આપણા દેશમાં જુદા જુદા પ્રાંતોમાં કાયદાનો અમલ જુદી જુદી રીતે થાય એ સ્થિતિ પણ બદલવાની જરૂર છે. —ગટુભાઇ ધ્રુવ.

*

વાળ સફેદ થઇ જવાનું એક મહત્ત્વનું કારણ શરદી છે. શરદી કે અત્યંત વેદના લાગણીથી વાળને કાળા રાખનાર તત્ત્વો નાશ પામે છે.

*

સ્વ. શ્રીમતી નાનીબહેન ગજ્જરની ચૈત્ર સુદ ચૌદસને સોમવારે પ્રથમ સંવત્સરી હતી. તેથી એમના આત્માને સ્મરણાંજલિ અર્પવાને બહેનોની એક જાહેર સભા વનિતા વિશ્રામના હોલમાં મળી હતી. શ્રી. શારદાબહેન શાહની દરખાસ્ત અને શ્રી. કમળાબહેન ફીનખાબવાળાના ટેકાથી શ્રી. જ્યોત્સના બહેને પ્રમુખપદ લીધું હતું.

બાળાઓએ પ્રભુપ્રાર્થના કર્યા પછી શ્રી. નાનીબહેનને પુષ્પાંજલિ અર્પી હતી. તે પછી શ્રી. ગુણવંતબહેન ધીયાએ, કાન્તાબહેન મહેતાએ, વસુમતિ બહેન ઠાકોરે, ઇન્દીરાબેન જોગલેકરે, સવિતાબહેન સરૈયાએ અને લલિતાબહેન દેસાઇએ ભાવભરી અંજલિ આપતાં નિવેદનો કર્યાં હતાં.

છેલ્લે શ્રી. પાર્વતી બહેન દેસાઇએ સ્મરણાંજલિ અર્પી પ્રમુખ બહેનનો અને આવેલાં સર્વ બહેનોનો આભાર માન્યો હતો.

*

મુંબઇ સરકારે મુંબઇમાંના ભીખારીઓને પકડી લેવા માંડયાં છે તેમાં જે સ્ત્રીઓ પકડાઇ હોય છે તેમને વર્લી ખાતેની ચાલીમાં રાખવામાં આવે છે. ત્યાં તેમને નવરાવી ધોવરાવીને નવાં કપડાં આપવામાં આવે છે ને જે સ્ત્રીઓ પોતાના ગુજરાનનું સ્વતંત્ર સાધન હોવાનું સાબીત કરી શકતી નથી એવી સ્ત્રીઓને વધુમાં વધુ પાંચ વર્ષ સુધી અટકાયતમાં રાખવાનું નક્કી કરવામાં આવે છે અને તેમાંની સશક્ત સ્ત્રીઓને ચેમ્બુરમાં ખોલવામાં આવેલ ગૃહમાં મોકલી આપવામાં આવે છે. પકડાયેલી સ્ત્રીઓમાં રક્તપીતથી પીડાતી હોય તેમને પૂર્વ ખાતે ખોલેલા આશ્રમમાં રાખવામાં આવે છે ને તેની સારવાર કરવામાં આવે છે, આંધી, નીરાશ્રીત અને અશક્ત સ્ત્રીઓને જુદા જુદા સ્થળોએ ખોલેલ સંસ્થાઓમાં મોકલવામાં આવે છે.

*

## કેટલાક સાચા

# કિસ્સાઓ

અલ્વર રાજ્યના ઝાલાતળા ગામની કૌશલ્યા નામની એક સોળ વર્ષની યુવતીના પતિ પ્રભુદયાળ-લાંબા વખતથી બિમાર હતા. માંદગીને કારણે એ ખોરાક લઇ શકતા નહિ, તેથી પતિપરાયણા કૌશલ્યાએ પણ અન્નના ત્યાગ કર્યો. છેવટે વીશ વર્ષની ઉમ્મરે પ્રભુદયાળનું અવસાન થયું. એથી કૌશલ્યાએ સતિ થવાનો નર્ણય કર્યો. પતિના શબને અને પોતાના દેહને વસ્ત્રો તથા આભૂષણોથી શણગારી, પતિના શબને પોતાના ખાંધે ઉપાડી, સતી સ્મશાને પહોંચી અને પોતાની જાતે જ ચીતા ઉપર પતિના શબને પોતાના ખોળામાં લઇ જાતે જ અગ્નિ સંસ્કાર કર્યો અને ભડભડતી અગ્નિ જ્વાળાઓ વચ્ચે હાજર મેદનીને એણે આશિર્વાદ આપ્યા અને છેવટ સુધી મક્કમ અવાજે સહુ સાથે વાતો કરતી રહી.

બન્નેનાં અવશેષોને લોકોએ સરઘસ આકારે લઇ જઇ ગંગાજીમાં પધરાવ્યાં હતાં.

*

ખંભાત તાબાના હલોદરા ગામના કડવા પટેલ જ્ઞાતિના એક યુવાન અને યુવતી તેઓ બન્નેનાં લગ્ન થયેલાં હોવા છતાં એક બીજાના પ્રેમમાં પડયાં હતાં. જ્ઞાતિના રિવાજ મુજબ એક પત્ની હયાત હોય તો બીજું લગ્ન થઇ શકતું ન હોઇ યુવકે પોતાની પત્ની સાથે છુટાછેડા કર્યા; પણ તે યુવતી તેના પતિ પાસેથી છુટાછેડા મેળવી ન શકી. જ્ઞાતિએ પણ તેમની વિનંતી માન્ય રાખી નહિ. આથી તેઓ બન્નેએ ગામ બહારના કુવામાં પડી પોતાના જીવનનો અંત આણ્યો. તેઓએ એક પત્ર દ્વારા તેમના અંતિમ સંસ્કાર સાથે જ કરવા વિનંતી કરી હોઇ જ્ઞાતિજનોએ એક જ ચિતામાં બન્નેનો અગ્નિસંસ્કાર કર્યો.

*

ઉજ્જૈનમાં એક વર્ષના બાળપુત્રને તેના વહેમી પિતાએ દાટી દીધાનો દીલ કંપાવનારો બનાવ બની ગયો છે. બાળકની માતાનું મૃત્યુ થતાં પિતાને વહેમ પડયો કે પુત્રનાં પગલાં અપશુકનિયાળ છે, જેથી પોતાની પત્ની મરણ પામી છે.

થોડા મહિના તો પિતાએ પોતાના મિત્રની પત્નીની મદદથી બાળકને ઉછેર્યું અને પોષ્યું. પણ ગયા અઠવાડિયામાં પિતા કંઇક બહાનું બનાવી પોતાના મિત્રની પત્નીની સંભાળમાંથી બાળકને બહાર લઇ ગયો અને એક ઉજ્જડ જગ્યામાં ખાડો ખોદી, બાળકને તેમાં સુવાડી દીધું; પણ પોતાના બાળપુત્રને ધુળમાટીથી પૂરેપૂરૂં દાટી દેતાં એનું દીલ થડક્યું અને ઘેર પાછો ફર્યો.

ચોવીસ કલાક વીતી ગયા. એટલામાં એક વટેમાર્ગુ નીકળ્યો. તેના કાને બાળકના રડવાનો અવાજ આવ્યો. પ્રથમ તો એને ભૂતનો વહેમ પડયો, પણ બાળકના સદ્‌ભાગ્યે એને અવાજ ઓળખાયો. ભૂતનો ભય ગયો અને તે પાછો ફર્યો. તેણે બાળકને ખાડામાં બહાર કાઢ્યું ને ઘેર લઈ ગયો.

પાછળથી બાળકના માતાપિતાની તપાસ કરતાં તેને ઉછેરનારી સ્ત્રીએ એને ઓળખી કાઢ્યું અને બાળકને તેના પિતા પાસે લઇ જવામાં આવ્યું. પિતાનો ખુલાસો માગવામાં આવતાં તેણે પોતાના મિત્રને જણાવ્યું હતું કે, મારા ઘરમાં આ બાળકના પગલાં થયા પછી મારી ઉપર મુસીબતો આવી છે એની મને ખાત્રી થઇ છે અને એ મુસીબતો દૂર કરવા મેં એને જીવતું દાટી દીધું હતું.

*

કચ્છના અબડાછા તાલુકાના સુડધ્રોગાર્મના રજપૂત પાસેથી રાજ્યે અમુક ગરાસ ખરીદેલો તે ગરાસમાં શ્રી ખાનજી જસાજીએ પોતાનો ભાગ હોવાનું જણાવી ખળાં ભરાતા અટકાવ્યાં. રાજ્યે પોલીસ પહેરા તળે ખળા ભરવાની શરૂઆત કરી ત્યારે જાડેજા ખાનજીનાં ધર્મપત્ની શ્રી સુંડાબા, વયોવૃદ્ધ માતા બાઇરાજબા અને પુત્રી અસુબાએ પોતાની જાતને આડે ધરી પોલીસોને ખળાવાડામાં જતાં રોકયા હતા. ને પોતાના 'હકનો નિકાલ થયા પછી જ અંદર જઇ શકશો' એમ જણાવી સત્યાગ્રહ કર્યો હતો. અંતે રાજ્યને તેમની માગણી સંતોષવી પડી. આમ કચ્છ રાજ્ય સામે જાડેજા બાઇઓનો સત્યાગ્રહ સફળ થયો.

*

કહાડપાડા આગ ખટલાની સુનાવણી પ્રસંગે સુરત જમાલ નામની મુસ્લીમ બાઇએ જુબાનીમાં જણાવ્યું કે હું તળાવમાંથી પાણી ભરતી હતી ત્યારે ચાર સૈનિકોએ મને પકડી લીધી હતી. મેં બૂમો પાડી એટલે ગામલોકોએ આવી મને છોડાવી.

અઢાર વર્ષની એક છોકરીએ કહ્યું કે આગ લાગ્યા પછી હું મારા ઘરમાથી બહાર આવી ત્યારે ચાર સૈનિક મને ઉંચકીને તેમની છાવણીમાં લઇ ગયા. મેં ઘણા કાલાવાલા કર્યો, છતાંય મારા પર વારંવાર બળાત્કાર ગુજાવારમાં આવ્યો અને પછી મને એક બાજુના ઝરણા પાસે ફેંકી દેવામાં આવી હતી. આ છોકરીની કાકીએ આ જુબાનીનું સમર્થન કર્યું હતું.

*

નડિયાદ તાલુકાના ખલાડી ગામેથી મોતી હાથી નામનો એક ડોસો પોતાના છોકરાની વહુ સાથે પોતાની સાળી માંદી હોવાથી થોડે દૂર આલમપુર નામના ગામે જતો હતો. તે વખતે રસ્તામાં કપડવંજ પાસે કેટલાક બદમાસો તેમના પર હલ્લો કરી, માર મારી રૂા. ૧૫૦૦ની મતા લૂંટી ગયા હતા. એ વેળાએ પુત્રવધુ બાઇ રેવાએ અજબ બહાદુરીથી બદમાશોનો સામનો કર્યો અને ઘાયલ સસરાને ઉંચકીને ત્રણ માઇલ દૂર આવેલા સામા ગામે લઇ ગઇ હતી.

*

અમદાવાદના ખડાયતા જ્ઞાતીના શ્રી રમણલાલ દામોદરદાસ શાહે તેમની જ જ્ઞાતીના કુ. સુશીલાબહેન સાથે સ્નેહલગ્ન કર્યો છે. શ્રી. રમણલાલ અત્રેના નિવૃત્ત ધારાશાસ્ત્રી શ્રી. દામોદરદાસ લલ્લુભાઇ શાહના પુત્ર અને ચાર રસ્તા પર આવેલી રીગલ ટ્રેડીંગ કંપનીના માલિક છે જ્યારે કુ. સુશીલાબહેન અત્રેના આગેવાન સ્ટેશરીના વ્યાપારી શ્રી છોટાલાલ પાનાચંદના પુત્રી છે. બંને ન્હાની વયથી બીજે સ્થળે વિવાહિત હતાં. બંનેએ રૂઢિ અનુસાર નાનપણથી થયેલા વિવાહ તોડયા છે. જ્ઞાતી એક હોવા છતાંય ગોળ જુદા છે, એ બીજી મર્યાદા તેમણે તોડી છે.

*

વડોદરા રાજ્યના કુરેલ ગામે બે આબકારી અને એક મહેસુલી પોલિસે તાડીના પીઠા પાસે રેંટીથી અંબેટી જતી એક ગાડી અટકાવી એક બાઇની છેડતી કરવા પ્રયાસ કર્યો હતો ને ગમે તેવી બિભત્સ ગાળો સંભળાવી હતી. બાઇ ગભરાઇને પાસેના ગામમાં દોડી ગઇ હતી ને ત્યાંના પોલિસ પટેલ, પોલિસો ને ગૃહસ્થને લઇ આવી હતી. ત્યારે દારૂ તાડીના આ રક્ષકો પીઠામાં બેસી દારૂ પીતા હતા. તેમને આવેલા સજ્જનોએ ઠપકો આપતાં તેઓ જોઇ લઇશું એમ કહીને ચાલ્યા ગયા હતા. ગામલોકોએ આ અંગે અરજી કર્યાનું જણાય છે.

*

# સ્ત્રી-જગત  સમાચાર

સુરતની ૨૦ વર્ષની યુવતી દિવાળીએ પતિ વિરહથી અગ્નિસ્નાન કર્યું. તેનો પતિ ઠાકોરદાસ વારાણસી તેને પોતાની સાથે અમૃતસર લઈ જઈ શકે તેમ ન હોવાથી તેણે દિવાળીને તેડી જવાની ના કહી તેથી ઘાસતેલ છાંટી અગ્નિસ્નાન કર્યું.

*

રાજકોટમાં એક મેમણ બાઈને તેના કોઈ સગાએ સળગાવી મૂક્યાની વાત સંભળાય છે.

*

પાટણમાં ગર્લ્સ હાઈસ્કૂલનું મકાન બાંધવા માટે શેઠ તુળસીદાસ કીલાચંદ તરફથી સવા લાખ રૂપીઆનું દાન મળ્યું.

*

આણંદના આશાભાઈ શંકરભાઈને તેની પુત્રવધુની આબરૂ લેવાના ગુન્હા માટે એક વર્ષની સજા થઈ.

*

મુંબઈ આર્ય સમાજ તરફથી પારનેરા કન્યાગુરુકુળ ચાલુ કરવાનું નક્કી થયું છે.

*

બુહારીમાં શાન્તા નામની પંદર વર્ષની યુવતી કુવામાં પડી જવાથી મરણ પામી.

*

શ્રી શાન્તાબેન હોરાના હાથે સુરતમાં સગરામપુરા વિભાગમાં હરિજનવાસમાં શિક્ષણ વર્ગ ખુલ્લો મુકાયો.

*

શ્રી. કલ્પના દત્તનું લખેલ ચીનાંગોંગ ધાડ કેસના કેદીઓ સંબંધીનું પુસ્તક બંગાળ સરકારે જપ્ત કર્યું.

*



શ્રી. વિજયાલક્ષ્મી પંડિત યુક્તપ્રાંતના પ્રધાનમંડળમાં ચુંટાયાં છે.

*

ત્રાવણકોરના મહારાણી શ્રી સેતુપાર્વતીબાઈના માતુશ્રી. શ્રી. ભગવતી ૬૭ વર્ષની વયે અવસાન પામ્યાં.

*

સ્વ. બહેન શ્રીમતી વિરચિત 'અભિલાષ' નામે કાવ્ય સંગ્રહ રામકૃષ્ણ સેવા સમિતિ તરફથી પ્રગટ થયો છે.

*

લખનૌમાં કમળા નામની બ્રાહ્મણ જ્ઞાતિની બાળાનાં અહમદઅલી ઉર્ફે તાજુ નામના માણસ સાથે લગ્ન યોજાયાં હતાં. તે લગ્ન અંગે ખરીદી કરવા નીકળી હતી ત્યારે તેના કુટુંબીઓ અને તાજુનાં લાગતાવળગતા વચ્ચે અથડામણ થતાં ૭ માણસો ઘવાયાં.

*

સુરતના વનિતા વિશ્રામના સ્થાપક શ્રી. નાનીબહેન ઝવેરની પહેલી સંવત્સરી શ્રી. જ્યોત્સનાબહેન શુકલના પ્રમુખપદે ઉજવાઈ હતી.

*

યુદ્ધની લડત દરમિયાન જર્મન સુરંગો ઉંચકી બ્રિટનની પહેલી ટુકડીને સહીસલામત રીતે આગળ વધવાની સગવડ કરી આપવાની હિમ્મત દાખવ્યા બદલ અમેરિકાની આભાર લાગણી તરીકે બે ફ્રેન્ચ બાળકોને શ્રીમતી ફોરેસ્ટ અને શ્રીમતી ડુમેને દત્તક તરીકે લીધા છે.

સુરતની બાલીકા સમાજના પ્રમુખ તરીકે શ્રી. પ્રભાવતી પટેલ અને ઉપપ્રમુખ તરીકે શ્રી. મનહરબહેન કાજી ચુંટાયાં.

*

ન્યુ દીલ્હીમાં ગાંધીજી લેડી હાર્ડીંગ મેડીકલ હોસ્પીટલમાં માંદગી ભોગવતાં કુમારી અગાથા હેરિસનની ખબર કાઢવા ગયાં હતાં.

*

નાર ગામમાં ના. મહારાણી શ્રી. શાન્તાદેવી ગાયકવાડને હાથે 'ડાહીબહેન ભીખાભાઈ પટેલ પ્રસુતિગૃહ' ખુલ્લું મુકાયું. ડાહીબેને તેત્રીસહજાર રૂપીઆને ખર્ચે આ પ્રસુતિગૃહનું મકાન બંધાવી આપ્યું છે.

*

બીકાનેરના દેશભક્ત ચૌધરી હનુમાનસિંહજીને રાજ્યે પકડી તેમના ઘરની અને તેમના પત્ની શ્રીમતી લક્ષ્મીદેવીના શરીરની જડતી મુસ્લીમ પોલીસ ઈન્સપેક્ટર મારફતે કરાવી હતી. હજારો જનસમુદાય વચ્ચે નિર્દોષ બહેન પર અસભ્ય રીતે જડતી લેવાનો શરમજનક અત્યાચાર રાજ્યે ગુજાર્યાની બૂમ ઉઠી છે.

*

નડીઆદ. વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં તા. ૧લી મેથી એક માસ માટે ગ્રીષ્મ મહિલા તાલીમ વર્ગ શરૂ થયો છે.

અખિલ હિંદ મહિલા પરિષદનાં પ્રમુખ શ્રી. હંસાબહેન મહેતાએ પ્રધાન ત્રીપુટીની મુલાકાતમાં મહિલાઓના અલગ મતાધિકારનો વિરોધ કરી સંયુક્ત મતાધિકારની માગણી કરી છે. કારણ કે હિંદભરમાં આ સંસ્થાની શાખાઓ છે તે તેના સભ્યો કોમ કે ધર્મને ધોરણે વિચાર કરતા નથી.

*

સુરતથી વલસાડ જતી લોકલ ટ્રેનમાં સ્ત્રીઓ માટે નક્કી રાખેલ ડબ્બામાં મુસાફરી કરનાર નવસારીના રમણલાલ જમનાદાસની મરોલી સ્ટેશને પોલીસે ધરપકડ કરી કેસ કર્યો તેમાં તેને બે અઠવાડીઆની સજા અથવા ૨૫ રૂપીઆનો દંડ થયો.

*

ચીમુર અને આષ્ટિમાં સ્ત્રીઓ ઉપર બળાત્કાર અને જુલ્મ કરનારા લશ્કરી અમલદારોનાં ખૂન કરનારને સજાઓ થયેલી, તે કેદીઓને કોંગ્રેસ પ્રધાનમંડળે છોડી મૂક્યા છે.

*

સુરત જીલ્લાના સરભોણમાં અમલસાડથી તાજેતર પરણી સુરત આવેલી જૈનબાળાને સાસરીયાંઓએ મૂઢ માર માર્યાની વાત જાહેર થઇ છે. બાળા હાલ પીયર ગઇ છે.

મુંબઈ ધારાસભાના ડેપ્યુટી સ્પીકર તરીકે શ્રી. હંસા બહેન મહેતા ચુંટાયાં છે.

*

યુદ્ધ કામગીરીમાંથી મુક્ત થતી સ્ત્રી સહાયક દળની બહેનોને ફરી નાગરિક જીવનમાં સ્થાન મળે એ માટે હિંદના મુખ્ય મુખ્ય સ્થળોએ કેન્દ્રો ખોલી તેમને ધંધો, હુન્નરઉદ્યોગ અને આજીવિકા મેળવવામાં સહાયરૂપ થાય તેવી કામગીરી શીખવવામાં આવશે.

*

સુરત જીલ્લાનાં કાનેરા ગામમાં એક બાઇએ એકીસાથે ત્રણ છોકરીઓને જન્મ આપ્યો. બાઇ અને ત્રણે સંતાનો હયાત છે.

*

વડોદરાના જ્યોતિ વ્યાયામ મંડળના ત્રણસો સભ્યોના પ્રાણસમા કુ. દુલારીબહેન હર્ષદરાય ઠાકોરનું યુવાન વયે ટાઇફોઇડથી અવસાન થયું છે. તેઓ સીનીયર બી. એ. માં અભ્યાસ કરતાં હતાં.

*

કસ્તુરબા સ્મારકનિધિના ગુજરાતના પ્રતિનિધિ શ્રી. સરલા બહેન સારાભાઇએ બારડોલી તાલુકાનો પ્રવાસ કરી સ્ત્રીસભાઓ ગોઠવી બહેનોના સંપર્કમાં આવવાનો પ્રયાસ કર્યો હતો. તેમના હાથે બેઢું અને વેડછીમાં બાલવાડીઓ ખુલ્લી મકાઇ.

થાનગઢથી એક ૨૦-૨૨ વર્ષની કેળણને ફોસલાવી ગુજરાતમાં વેચવા માટે ઉપાડી લાવતાં લોહીનો વેપાર કરતી ટોળીને ત્યાંના સ્થાનિક અમલદારોએ પાછળ પડી પકડી પાડી.

*

અમદાવાદમાં ઘીકાંટા ઉપર પ્રાણલાલ શેઠના ડહેલામાં રહેતા શાહ હિંમતલાલ મથુરદાસને શાન્તા નામની સધવા સોનારણને વિધવા વાણિયણ કહી પરણાવવાની ઠગાઇ સબબ ફરીઆદ થઇ છે.

*

અમદાવાદ મ્યુનિસિપલ દાણાપીઠમાં રહેતા અદાજી બસવાજીએ પોતાના સસરા કેશાજી ગલાજીએ, પોતાની પત્ની ચંપાને ભુવાવડ કરવા માટે પિયર તેડી જઇ સવાજી વાઘાજી સાથે પરણાવી દેવાની ફરીઆદ કરતાં પરણાવનાર અને પરણનારને સજા થઇ.

*

જામજોધપુરમાં એક લુહાણા ગૃહસ્થની તેર વર્ષની કન્યાને પરણવા સાઠેક વર્ષના વરરાજા જાન સાથે આવી પહોંચતાં યુવકોના વિરોધથી લગ્ન અટકી પડ્યાં ને વરરાજા પાછા ગયા.

*

હિંદી રાષ્ટ્રીય મહિલા સમિતિના બે સભ્યોને પ્રધાન ત્રિપુટીએ મુલાકાતે નિમંત્ર્યા હતાં.

આઝાદ હિંદ ફોજના બાકીના માણસોને છોડી મૂકવા ને કેસો પાછા ખેંચી લેવા મહાત્મા ગાંધીજીએ શ્રી. મીરાંબહેન મારફત સર સેનાપતિને સંદેશો મોકલ્યો.

*

શ્રીમતી અમ્મુ સ્વામીનાથનને અમેરિકા ખાતેની હિંદી દુકાળ સમિતિએ અમેરિકાનો પ્રવાસ કરવા નિમંત્રણ આપ્યું છે.

*

કલકત્તાની મારવાડી રાહત સમિતિએ બાંકુરા જીલ્લામાં કાપડની તંગીને લીધે કેટલીક ઉમ્મર લાયક છોકરીઓને નગ્ન રહેવું પડતું હોવાનું જાહેર કર્યું.

*

અમદાવાદમાં રાયપુર દરવાજા બહાર રહેતા શ્રી. ગુલઝારીલાલ રામચરણ નામના મધ્યપ્રાંતના બ્રાહ્મણે શાહપુરમાં રહેતી વિધવા બાઈ રામદુલારી સાથે હિંદવિધિ પ્રમાણે પુનર્લગ્ન કર્યું.

*

નડિઆદના (વડોદરા રાજ્ય) ના રહીશ ને સમાજ સુધારક ડૉ. શંકરલાલ કવિના (કાવ્ય ભૂષણ) પુત્રી કુમારી કલાદેવી (ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ) એ મુંબઈમાં શ્રી. મહિપતરામ કે. ભટ્ટ. બી. એ. (મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ) સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યું.

વિઠ્ઠલગઢના કુમારી શ્રી. જયશ્રીબહેન ખાસંગીવાળાએ શીવણમાં લંડન ડીપ્લોમા મેળવ્યો.

*

નટવરનગરના સ્વ. દરબારશ્રી ભોજવાળાના રાણીસાહેબનું અવસાન થયું.

*

ભૂગર્ભમાં રહેલા શ્રી. લીલાવતી ગોરધનદાસ પારીલ સામેનું વારંટ રદ થયું છે.

*

પાટણના મિ. કર્નલ લક્ષ્મીશંકર જોષી B. S. C. B. T. સાથે કાનપુરના (યુ. પી.)ના પંડિત નંદકિશોર ગુજરાતીનાં પુત્રી કુ. લીલાદેવીએ આંતર પ્રાંતિય લગ્ન કર્યાં. કુ. લીલાદેવી જન્મથી હિંદી ભાષા શીખેલાં, પણ થોડાજ દિવસમાં તેઓ ગુજરાતી શીખી ગયાં છે.

*

શ્રી. હંસાબહેન મહેતા સાથી રાષ્ટ્રસંસ્થાના સ્ત્રીઓના દરજ્જા અંગેના સબકમીશનમાં હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપવા ન્યુયોર્ક ગયાં.

*

શ્રી. ઇન્દુમતી શેઠ મુંબઇ ધારાસભામાં પાર્લામેન્ટરી સેક્રેટરી તરીકે નીમાયાં.

*

શ્રી. જ્યોત્સ્નાબહેન શુકલ સુરત જીલ્લા સ્કુલબોર્ડમાં ઉપપ્રમુખ તરીકે ચુંટાયાં.

*

મુંબઇના ભાટીયા ગૃહસ્થ શ્રી. મથુરદાસ પ્રીમજી આસરના પુત્રી કુ. કૃષ્ણાકુમારીએ રાજગુરૂ ( શ્રી ગોડ બ્રાહ્મણ ) શ્રી. ઇન્દુકુમાર દેવેન્દ્રરાય રામશંકર પાઠક બી.એ. સાથે આંતર જ્ઞાતિય લગ્ન આર્ય સમાજ હોલમાં કર્યાં.

*

સુરતના કવિ શ્રી. ઇન્દ્ર- પાઠક (બ્રાહ્મણ) બી. એ. એ દરજી જ્ઞાતીની મેટ્રીકમાં ભણતી કુ. ભદ્રા જરીવાળા સાથે આંતર જ્ઞાતિય લગ્ન કર્યાં.

*

વડોદરાના મહારાણી શ્રી. શાન્તાદેવી ગાયકવાડને ના. મહારાજાની ગેરહાજરીમાં રાજ-વહિવટ ચલાવવાની સત્તા સુપ્રત થઈ.

*

કરાંચી મ્યુ. કોરપોરેશનની ચુંટણી અંગે શ્રીમતી લાલવાણી ભૂખમરાના ઉપવાસ પર ઉતરેલાં તે તેમણે છોડી દીધાછે

*

મુંબઈમાં અબ્દુલરહેમાન નુરમહમદ નામના મુસલમાનને તેની પત્ની જૈતુબાઇએ પોતાનો પતિ બીજી સ્ત્રીના પ્રેમમાં પડ્યો હોવાના શક ઉપરથી પથારીમાં તેને સળગાવી દઇ પોતાના સંતાન સાથે ચાલી ગઇ હોવાથી પોલીસ તેની તપાસ કરે છે.

*

અમદાવાદ સાંકડી શેરીમાં રહેતા યુવાને પોતાની પત્ની હયાત છતાં પોતાની માસી (સાવકી માતાની બહેન) સાથે લગ્ન કર્યાં.

*

અમદાવાદની એક જાણીતા ગૃહસ્થ કુટુંબની કન્યા ઇન્ટર સાઇન્સની પરીક્ષા આપવા મુંબઇ ગયેલાં ત્યાંથી કોઇ ખોજા યુવાન સાથે ચાલ્યા ગયાની વાત બહાર આવી છે.

*

મહાત્મા ગાંધીજીની સેવામાં રહેતા ડૉ. સુશીલા નાયર અમેરિકાથી હમણાંજ મેડીકલ એન્જીનીયરની ડીગ્રી મેળવી પાછા આવેલા શ્રી. કાકા કાલેલકરના પુત્ર શ્રી. બાલકૃષ્ણ દત્તાત્રય કાલેલકર સાથે લગ્ન કરવાનાં છે.

*

ચીખલી તાલુકામાં અલીઆધરા ગામના એક મોચીની દીકરીનું અપહરણ કરવાની એક દંપતી સામે ફરીઆદ થઇ છે.

*

હિંદ સરકારના સોલીસીટર સર ધીરેન્દ્ર મિત્રના પુત્રી કુ. લતિકા મિત્ર દિલ્હી વિદ્યાપીઠના કાયદાના લેકચરર નીમાયાં.

*

હિંદ ખોરાક ખાતાના પ્રધાન સરજે. પી. શ્રીવાસ્તવનાં પુત્રીએ શ્રી. મીનુ મસાણી સાથે લગ્ન કર્યાં.

*

લેફ. કર્નલ પી. કે. સહગલનો વિવાહ, શીયાળકોટની એક યુવતી સાથે થયો છે. અને તેમના પાછા ફરવાની રાહ તે યુવતી જોતી હતી. તે વિવાહ તોડી નાખી તેઓ કર્નલ લક્ષ્મી સાથે લગ્ન કરવાના છે. કર્નલ લક્ષ્મીનું આ ત્રીજું લગ્ન છે.

*

બીલ્ડાની ગરાસીણીઓએ 'પોતે ગરાસીયાને નહિ પણ ગરાસને પરણીને આવી છે' એમ કહી તેમના પતિઓએ વેચી નાખેલ ગરાસ, પોતાને કબજે સોંપવા, રાજ્ય સામે સત્યાગ્રહ કરી પાયામાં પૂરાતા રાજ્યને હાકલ કરી છે.

*

સીંધ હૈદ્રાબાદમાં આમીલ કોમમાં એક હયાત પત્ની છતાં બીજી પત્ની કરવાના કિસ્સાઓ એટલા બધા વધી પડ્યા છે કે જ્ઞાતિએ તે અટકાવવા ધારો ઘડવાનું નક્કી કર્યું છે અને એક હિંદુ ધારાસભ્યને તે કામ સુપ્રત કર્યું છે.

*

વડોદરા રાજ્યની સ્ત્રીઓએ વિશાળ મતાધિકારની રાજ્ય પાસે માગણી કરી છે.

*

અમદાવાદના બ્રાહ્મણ કુ. ઇન્દુમતી મહેતાએ દાહોદના વણીક શ્રી. રસીકકાન્ત એ. શાહ સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં છે.

અમદાવાદ લાલશંકર મહિલા પાઠશાળાને દર વર્ષે આવતી ત્રણેક હજાર રૂપીઆની ખોટ પૂરી કરવા માટે, 'ગુજરાત સાહિત્ય સભા'ના મંત્રી શ્રી. ધીરજલાલ ધનજીભાઇ શાહે દશ વર્ષની એક યોજના રજુ કરેલી. સામાન્ય સભાએ એ યોજના મંજૂર કરી છે; અને શ્રી. ધીરજલાલ ધ શાહ, શ્રી. ઇન્દુમતીબહેન મહેતા અને શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે આ માટે સારી રકમ એકત્ર કર્યાના સમાચાર મળે છે. આ સંસ્થાના દશ વર્ષ સુધી વાર્ષિક રૂા. ૧૦, ૨૫, ૫૦, ને ૧૦૦ આપી આજીવન સભ્ય થઇ શકાય છે.

*

શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન મદ્રાસની રાજસભાની પેટા ચુંટણીમાં વિજયી બન્યાં.

*

વલસાડ રેલ્વે કોલોનીમાં કોળી રાત્રીની એક નાની બાળા ઉપર બળાત્કાર ગુજરવા માટે જેમ્સ આર્જુન નામના રસોઇએ પ્રયત્ન કરતાં તેને બે માસની સજા થઇ.

*

બર્મીઝ મહિલા જાગૃતિ ચળવળનાં આગેવાન બર્મીઝ કુમારી કિન કિન ગે દિલ્હીમાં મહાત્મા ગાંધીજીને મળ્યાં.

*

"બાળલગ્નના" કાયદાની સજામાંથી બચવા માટે આફવા ગામના જેરામ નરસિંહે પોતાના ૧૬ વર્ષના પુત્રના લગ્નમાં કાંઇ વિધિ કર્યા વિના વરકન્યાએ સામસામા ફુલહાર પહેરાવીને લગ્ન પતાવ્યાં.

*

વડોદરા રાજ્યના સીપોર ગામમાંથી ગુમ થયેલ વિધવાએ પોલીસ ખાતાના એક માણસ જોડે પુનર્લગ્ન કર્યાના સમાચાર બહાર આવ્યા છે.

*

ખેરડા ગામની બાર વર્ષની ભીલબાળા ઉપર બે ભીલોએ બળાત્કાર કરવાથી બાળાની દુઃખદ હાલત થતા તેને હોસ્પીટલમાં લઇ જવામાં આવી છે. બળાત્કાર કરનારા નાસી ગયા છે.

*

દિલ્હીમાં નભા સ્ટેટના મહારાણી અને કુંવરીઓ મહાત્મા ગાંધીજીના દર્શને હરિજન વાસમાં ગયાં હતાં. તેમની સાથે શ્રી. સરોજિની નાયડુ પણ હતાં.

*

રાજકોટ મહિલા વિદ્યાલય સ્થાપવા માટે રૂપીઆ પચાસ હજાર જાણીતા વેપારી શામજી વેલજી વીરાણીની યાદગીરી માટે તેમના પુત્રોએ દાન આપ્યું.

*

અખિલ ભારત મહિલા પરિષદની મહારાષ્ટ્ર શાખાએ કાર્યકરો માટે તાલીમ વર્ગ તા. ૫-૬-૪૬થી એક અઠવાડીયા માટે યોજ્યો છે.

*

વડોદરા સ્ત્રી સમાજે શ્રી. જયવતી દેસાઇનો માનનીય સભ્ય તરીકે સ્વીકાર કર્યો છે અને આ વર્ષના પ્રમુખ તરીકે શ્રી. મંજરાબહેન દેસાઇને ચૂંટયાં છે.

*

વિમાની પ્રવાસીઓની સંભાળ લેનાર પચીસ છોકરીઓની ટુકડીને એ કાર્યની તાલીમ આપવા અમેરિકાથી કુમારી જેનેલ મુટસ મુંબાઇ આવી પહોંચ્યાં છે.

*

આણંદ તાલુકાના અડાસી ગામમાં વીશ વર્ષની કુંભાર યુવતીનું શબ કુવામાંથી મળ્યું.

*

પાટણમાં જીવતી ડાકણ હોવાનું ગણાતી એક કણબી સ્ત્રીની પોલીસે ધરપકડ કરી.

*

ત્રાવણકોરમાં કર્નલ લક્ષ્મીના પ્રમુખપદે આઝાદ ફોજ પરિષદ મળી હતી.

*

ઉદેપુર રાજ્યના નોકરોએ પાડેલી હડતાળમાં સાથ આપવા સ્ત્રીઓએ પણ તૈયારી કરી હતી.

*

## પુસ્તક-સ્વીકાર

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી—

(૧) શુક્રતારક : નવલરામ લક્ષ્મીરામનું જીવનચરિત્ર (લેખક : શ્રી. વિજયરાય ક. વૈદ્ય પૃ. ૧૭૮ કિંમત રૂપીઆ એક)

(૨) ભાલણ, ઉદ્ધવ અને ભીમ : તેમના જીવન અને કવન સંબંધી વિવેચન (લેખક : શ્રી. રામલાલ ચુનીલાલ મોદી પૃ. ૬૮ કિંમત ચૌદ આના)

(૩) ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો : ગુજરાતમાં વસતા હિંદુ, મુસલમાન અને પારસી લેખકોએ લખેલા ફારસી ગ્રંથોની યાદી (લેખક : દિવાનબહાદુર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પૃ. ૧૦૪ કિંમત રૂ. એક)

(૪) ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ : પરિચય (લેખક : શ્રી. ગોવિંદરાવ પાંડુરંગ ભાગવત, પૃ. ૧૮૪ કિંમત રૂ. એક)

શ્રી નવજીવન કાર્યાલય તરફથી—

(૧) આચાર્ય જાવડે કૃત : આધુનિક ભારત : (અનુવાદક : શ્રી. પાંડુરંગ ગણેશ દેશપાંડે, પૃ. ૬૦૮ કિંમત રૂપીઆ ૭)

(૨) હિંદુસ્તાની—ગુજરાતી કોશ : (સંપાદક શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પૃ. ૩૭૬ કિંમત રૂ. ચાર)

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી—

(૧) રઢીઆળી રાત : ભાગ બીજો (લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી કિં. રૂ. બે)

(૨) એકતારો : (લેખક : શ્રી ઝવેરચંદ મેઘાણી, પૃ. ૨૪+૮૮=૧૧૨ કિં. રૂ દોઢ)

(૩) પલ્લીસમાજ : (અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ, પૃ. ૧૭૪ કિંમત રૂ. અઢી)

આ માસિક સાથે પદ્મિની માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી–જીવન


સંપાદક

મનુભાઇ જોધાણી

વર્ષ ૭ મું · અંક નવમો

જુલાઇ ૧૯૪૧ · અષાડ ૨૦૦૨


અનુક્રમ.




સ્ત્રી–જીવન કાર્યાલય

ઝવેરીવાડ : અમદાવાદ



વર્ષ સાતમું : અષાડ ૨૦૦૨ : જુલાઈ ૧૯૪૬ : અંક નવમો

# મૌનવાણી

ધૂમકેતુ

સૂતેલું પરોઢ જાગે તેમ એ આળસ મરડીને બેઠી થઈ. એનાં અંગઉપાંગ લાલિત્ય વડે સોહી રહ્યાં. લહેર લેતું યૌવન હોય તેમ શરીર શોભી ઉઠ્યું. દેહ આખી સુંદરતાથી છપાઈ ગઈ. આકાશમાંથી તારા ખરે તેમ તેના કેશ–કલાપમાંથી ફૂલ ખરવા માંડ્યાં.

—પણ એ ન તો કોઇ સુંદરી હતી, ન મુગ્ધા હતી, ન કિશોરી કે યૌવના હતી—દેહ સમસ્તમાં સૂતેલી કવિની મૌનવાણી હતી: કુમળા પ્રભાતની માફક આજે એ જાગી હતી; આભૂષણોથી શણગારાએલા દેહની માફક રૂપ લેતી હતી; લાવણ્યમૂર્તિની માફક રેખાંકિત થતી હતી.

*

પૃથ્થકરણ કરીને જીવન જીવવા ઇચ્છનાર દરેકમાં વિરોધાભાસ દેખાશે: આજે એ જે કહેતો હશે તેનાથી કાલે ઉલટું જ કહેશે અને છતાં એના એ બન્ને વચનમાં એકવાક્યતા જ હશે.

*

મહાન થનારને માટે મહત્તાની ટોચ કદાચ આ પરિસ્થિતિમાં રહી છે: સિદ્ધાંતની ખાતર એકાકી બની જવામાં; પોતાની શ્રદ્ધામાં એકવાર ફરી એકલા પડી જવામાં.

# આદર્શ સ્ત્રી

સદાચરણી સ્ત્રી ક્યાં મળે? કેમ કે, તેનું મૂલ્ય ઝળહળતાં રત્નોથીયે અદકું છે. તેના પતિના દિલમાં તેના પર પૂરો ભરોસો છે, અને તેથી તેને કોઈ જાતની ખોટ ભોગવવી પડતી નથી. તે તેના પતિનું આખી જિંદગી સુધી ભલું કરે છે, કદી બૂરું કરતી નથી.

તે શણ ને ઊન ઢુંઢી કાઢે છે, અને પોતાને હાથે ખુશીથી બન્ને કાંતે છે.તે દરિયો ખેડનારા વેપારી વહાણની માફક દૂર દૂરથી ઘરને માટે અનાજ લાવે છે. અંધારે અંધારે મળસ્કે ઊઠી તે પોતાના કુટુંબને માટે ખાવાનું તૈયાર કરે છે અને છોડીઓને પોતપોતાનું કામ સોંપે છે.

એકાદ ખેતર જોઈ, ગણતરી કરી તે ખરીદે છે; પોતાને હાથે તેમાં દ્રાક્ષના વેલા રોપે છે. તેનું શરીર સશક્ત છે, તેના હાથ મજબૂત છે અને કમર કસીને તે મજૂરી કરે છે. પોતે નિપજાવેલો માલ ફાયદો કરે, એવી તે કાળજી રાખે છે. રાતે યે તેના ઘરમાંનો દીવો બળે છે, ને રેંટિયો કાંતે છે.

ગરીબોને માટે તે પોતાનો હાથ લંબાવે છે, અને ખરે જ, ગરજવાનની પાસે દોડી જાય છે; ને તેમને મદદ કરે છે. તેના ઘરને બરફના તોફાનથી ડરવાનું નથી, કેમકે તેનાં ઘરનાં સૌને તેણે રાતા ઊનના વસ્ત્રોમાં સજેલાં છે. પોતાને હાથે તે ભાતભાતની શેતરંજી વણે છે ને ગાલીચા ગૂંથે છે. તેના વસ્ત્રો સરસ શણનાં ને મજાના રાતા રંગવાળાં છે.

મુલકના વડીલોની સભામાં બેસનારો તેનો પતિ ચારે કોર પંકાયલો છે. તે શણનાં કપડાં બનાવે છે ને વેચે છે, અને કેડે બાંધવાના પટા તૈયાર કરી વેપારીઓને આપે છે. બળ અને ગૌરવ તેનાં વસ્ત્રો છે, અને ભાવિની સામે તે હસતે મોંએ ખડી રહે છે. તેના મોંમાંથી ડહાપણ ઝરે છે, તેની જીભને ટેરવેથી કરુણાનું અમૃત છૂટે છે. પોતાના ઘરખટલાની તે ઘટતી કાળજી રાખે છે, અને આળસનું અન્ન કદી ખાતી નથી.

તે પાસે આવતાં, તેનાં બાળકો ઊભાં થાય છે અને તેને કહે છે કે, 'મા! તારા પર ઈશ્વરની રહેમ છે.' તેનો પતિ પણ તેનો આદર રાખે છે ને કહે છે : 'અનેક દીકરીઓએ પોતાના પિયરનું કુળ ઉજાળ્યું છે, પણ તે સૌમાં તારો જોટો નથી.' માણસની મહોબતની લાગણીનું ઠેકાણું નથી. તે ગમે ત્યારે ફરી જાય છે. કેમકે શરીરનું રૂપ મિથ્યા છે; પણ ઈશ્વરથી ડરીને ચાલનારી સ્ત્રીને સૌ વખાણે છે. તેને તેનાં પોતાનાં નિપજાવેલાં ફળની ભેટ આપો; કેમ કે, તેનાં પોતાનાં કામોથી જ તે ચાર લોકમાં પંકાયે.

—અમૃતકુંવર

(હરિજન બંધુમાંથી)



# ઢોળાતું ધન


લેખક :

શ્રી. જયભિખ્ખુ,


**દરબારની** દેવડીએ જુવાનીથી બુઢાપાના આખરી કદમ સુધી દરવાની માટે બેસતો જમાદાર અનવર, એની ધોળી દાઢી ને એથી મ વધુ એની પાક દાનત માટે પ્રખ્યાત હતો. રાતના ઘુવડના બોલ સાથે ઘૂઘવાટા કરનારો, ચીબરી—કાવડીની નકલ કરનારો, શિયાળ અને ચોરની વાણી વચ્ચેનો ભેદ પારખનારો જમાદાર અનવર રાતનો –એ રાતનો બેતાજ બાદશાહ હતો.

દિવસે એ કંઈક સંકોચાયેલો લાગતો. એની આંખો સુસ્ત ને અર્ધ–ઊંઘરી લાગતી. ગુજરાતીમિશ્રિત ઉર્દુ ભાષામાં બે વાક્ય બોલતાંય એ શરમાઈ જતો, પણ રાત પડતી ને એના કલેવરમાં જાણે કંઈક નવો સળવળાટ થતો. દરબારની દેવડી સામેના પીપળાના ઝાડ સાથે એ સ્પર્ધા કરતો ઊંચો, સ્વસ્થ ને નિશ્ચલ લાગતો. સૂરજ આથમતો ને એની સુસ્ત આંખોમાં દશે દિશાને આવરી લેતી રોશની ફૂટતી. એનો બુલંદ હોંકારો રાતના શાંત વાતાવરણ સોંસરવો વહી આવતો.

અનવર એકલો હતો.

કારણ કે એનો દેશ દૂર દૂર હતો. એનાં બીબી–બચ્ચાં માઇલોનો છેટે વસતાં હતાં. એની જાતિના કાનૂન મુજબ એક દેશી ઓરત એ લાવેલો, પણ અનવરની જુવાની એ ઝીલી ન શકી. રાતની રાણીના ફૂલની જેમ થોડાએક દિવસોમાં એ ચીમળાઈ ગઈ. અનવરે ત્યારથી દેશી ઓરત ન કરવાનો નિર્ણય કરેલો. બાર મહિને કે દોઢ વર્ષે એકાદ માસની છૂટી લઇ એ પોતાને વતન જઈ આવતો.

આ પરદેશમાં એનાં સંગાથી હતાં કેવળ ત્રણ જણ: એનો જૂનો જર્જરિત મુરાદાબાદી ઊનનો લાંબો ઓવરકોટ, એની લાંબી નાળવાળી જૂની ખખડધજ બંદૂક, ને દેવડીની બાજુમાં ત્રણ પથ્થરની બનાવેલ ચૂલ પર પડી રહેતી ચા બનાવવાની કાળીમેશ કીટલી.

જમાદર અનવરને નામે ન જાણે કંઈ કંઇ વાતો ચાલતી. એ હોય ત્યારે ગામલોક નિરાંતે ઊંઘતું. માતાની હૂંફમાં જેમ બાળક ઊંઘે તેમ અનવરની હુંફે આખું ગામ નિરાંતના શ્વાસ લેતું. ચોરચખાર એનાથી ડરી ડરીને ચાલતા. ડાબીસો પણ એને માન આપતા.

જમાદાર ઓછું બોલનાર હતા. મહિને દેશમાં એકાદ મનીઓર્ડર કરવું હોય ત્યારે અંગ્રેજીમાં લખાવવા અમારી પાસે આવે. કોઈક વાર મોંહાસૂબાના સમાચાર મેળવવા, તાર લખાવવા કે તાર વંચાવવા આવે. અસહકારની ચળવળ વેળા પેશાવર તરફના ને સરહદના સમાચાર જાણવા અમારી પાસે આવે.

સ્વસ્થતા–ખડતલતાની ગૌરવભરી આ જમાદારની મૂર્તિ તરફ અમને સ્વાભાવિક માન હતું. એની લાલ આંખોમાં પણ કેવી નમણાઈ હતી! કોઈકવાર દાઢી પર પંપાળીને એ બોલતો ત્યારે જાણે ભીષ્મ પિતામહની યાદ જાગી જતી.

જમાદારને નવા જમાના તરફ ખૂબ કુતૂહલ હતું. એ ઘણીવાર તાર, ટપાલ, ટેલિફોન, રેડિયો વિષે નવી નવી વાતો સાંભળીને કહેતોઃ 'વાહ ભાઈ, ક્યા ખૂબ જમાના આયા હય.'

અમે–અંગ્રેજી ભણેલા–જરા છટાથી કહેતાઃ 'જમાદાર સાહેબ, ત્યારે કહો કે કયો જમાનો સારો? અમારો કે તમારો?'

જમાદાર આ પ્રશ્ન સાંભળી ગંભીર થઈ જતા. થોડાબોલો એ આદમી ચર્ચા કે વિવાદમાં રસ નહોતો ધરાવતો. જીભાજોડીનો એને શોખ નહોતો. ખોટી રીતે જીભ ચલાવવા કરતાં સાચી રીતે ખંજર ચલાવવામાં એ માનતો. એ કહેતોઃ 'અલ્લાએ ઇન્સાનને જબાન આપી, પણ જડબાંના મજબૂત દાબડામાં પૂરીને આપી કે જેથી એ છપ્પરપગી વધુ લવલવ ન કરે!'

પણ અમારા રોજના આ કટાક્ષભર્યા પ્રશ્નથી એક દહાડો એની જબાન આપોઆપ ખુલી ગઈ. જમાદારે કહ્યું:

'ભાઈ, જમાના તો યહ જરૂર અચ્છા માલૂમ હોતા હય, મગર દિખાવટી! કલપુર્જા (મશીન) કા યહ જમાના હય; ઉસકી ખૂબ તરક્કી હય, બાકી ઇન્સાન તો અબ ઇન્સાન નહિ રહા. ઇન્સાનિયત કો દેખતે હુએ હમારા જમાના અચ્છા થા, મોજશોખકો દેખતે હુએ તુમારા!'

'કારણ?' અમે પ્રશ્ન કર્યો.

'કારણ એ જ કે ઇન્સાનના દિલમાં આજ નેકી નથી, ચાલાકી છે. ઇન્સાનના દિલમાં મહોબ્બત નથી, હવસ છે. એના દિલમાં ખુદા નથી, ખુદી (અભિમાન) છે. અને એનું જ કારણ છે કે અમારા ગુજરેલા જમાનાનો આદમી પોતાના સુખનો ભોગ આપી બીજા ઇન્સાનને મદદ કરતો, આજના જમાનાનો આદમી બીજા ઇન્સાનના ભોગે પોતાનું સુખ મેળવે છે. ઓરત એને બિમારીની જેમ ચૂસે છે. પૈસો એને જળોની જેમ વળગ્યો છે. પોતાની ઓરત કરતાં એના દિલમાં પારકી ઓરતનું રૂપ વધારે જગ્યા મેળવે છે. ભાઈ, મારો જ એક દાખલો દઉં!' જમાદાર ધીરે ધીરે કેસૂડાંનાં ફૂલની જેમ ખીલતા હતા.

૨

'દોસ્તો, મારો જ દાખલો દઉં. એ વેળા બી. બી. એન્ડ સી. આઈ.ની નવી રેલ્વે ચાલુ થયેલી. એક ઉજ્જડ સ્ટેશનના ગોદામ પર મારી નવી જ નિમણૂક થએલી. ચાર ચાર માઈલના વગડામાં વસ્તી નહોતી. એક નાનકડી ઓરડીમાં હું રહેતો, હાથે રાંધતો ને દિવસ આખો એક તૂટેલી ચારપાઈ (ખાટલા) પર ઘોર્યા કરતો.

'તે વખતે, તમારા જેવી મારી ઊગતી જુવાની હતી. પણ જેમ તમારાં ડાચાં બેસી ગયાં છે, આંખે ચશ્માં આવ્યાં છે, નાજુક ઓરત જેવી તમારી કમર છે, ને બે ગાઉ ચાલવામાં હાંફવા માંડે છે તેવી મારી છાતી નહોતી. મારો સીનો જુવાન ઓરતની છાતી જેવો ઊંચો ઊઠેલો હતો. થાક, કંટાળો કે હેરાનગતી હું જાણતો નહોતો. મૂછનો દોરો ફૂટતો હતો. લાલ સુર્ખ બદન તલવાર મારતું હતું. હું શેખ સાદી ને ઓમર ખય્યામની બેતો ગતો, ને મારાં વાંકડિયાં સુગંધી ઝૂલફાં નાના એવાં કાંસકાથી સમારતો, ત્યારે મારા દોસ્તો આફરીન પોકારતા. હું યે શોખીન હતો. આંખો આંજતો, ને પાઘડી પર તોરો લગાવતો.

'મતલબ કે મારી જુવાની ખીલતી હતી, ને જે વેળાની વાત કરું છું, એ વેળા એવી જ રીતે એક સુંદર રાત ઊગતી હતી. સમી સાંજે આવતી છેલ્લી રેલગાડી આવીને હમણાં જ ઊપડી ગઈ હતી. થોડા ઘણાં ઉતારુઓ ધીમે ધીમે વિદાય લઈ રહ્યા હતા, થોડે દૂર આંબાના ઘટાદાર ઝાડ નીચે એક પરબ હતી,

એ પણ હવે બંધ થઈ હતી. મારતર, સાંધાવાળા બધા પોતાની ઓરડીએ ચાલ્યા ગયા હતા ને નિરાંતની નીંદમાં પડયા હતા. એ વેળા મારો પહેરાનો સમય થયો.

'ખુદાની કસમ, જો ખોટું કહેતો હોઉં તો. દોસ્તો, એ રાત આજ પણ મારા દિલમાં દર્દ જેવી બનીને ખડી છે. લગભગ મધરાત જામતી હતી, ત્યારે મને અચાનક પરબ પાસે કંઇક ખખડાટ જણાયો. એક હાથમાં બંદૂક ને બીજા હાથમાં ચોર–દીવો લઈ, હું એ તરફ ગયો. પણ ત્યાં કોઈ નહોતું. મેં ચોર–દીવાનું અજવાળું વેર્યું–છેલ્લી ખાતરી કરી લેવા. અચાનક જે દશ્ય મારી નજરે પડયું એ અદ્ભુત હતું.

'આંબાના ઝાડની ઘટા નીચે પરબ આવેલી હતી. એ આંબાના થડની સાથે લપાઇને એક ઓરત ઊભી હતી. એ હિંદુ ઓરત હતી ને હિંદુ ઓરત જે બેનમૂન મુલાયમ ખૂબસૂરતી ધરાવે છે, એવી ખૂબસૂરતી એના દેહ પરથી નીતરી રહી હતી. મસ્ત જુવાની, હસીન આંખ ને જોબનની છટા જાણે દિલને ખેંચી કાઢતી હતી. ભાઈ, જુવાની એક એવી અજબ વસ્તુ છે, કે એ ઉંમરમાં ગધેડી પણ અપ્સરાનું રૂપ કાઢે છે, ત્યારે આ તો ખુદ સુંદર!

'એક તરફ આવી ખૂબસૂરત ઓરત ને બીજી તરફ મારી જુવાનીનો છલકાતો જામ! સાથે, અંધારી રાતના સિતારા ને દૂરદૂર સુધીનું એકાંત! અને સિપાહી એટલે રાત્રિનો શહેનશાહ! આહ, કાળી ઘટા જેવા એના બાલ, ને ચાંદના ટુકડા જેવો એનો ચહેરો! એ સુંદર ઓરત દીવાના તેજમાં પોતાના બે હાથ વચ્ચે મસ્તક દબાવી ગઈ; જાણે આસમાનનો ચાંદ બાદલમાં છુપાઈ ગયો. પણ આ શું? એના સુગંધી બાલમાં સોનું ચમકી રહ્યું હતું, એના હાથ પરે પણ સોનું ખડકાયેલું હતું. મારી સિપાહીની નજરે જોઈ લીધું કે સ્ત્રી કેવલ સુંદર હતી, એટલું જ નહિ, સવાશેર સોને શણગારેલી પણ હતી. જર અને જોર બંને!

'ઓરત!' મેં પડકાર કર્યો, પણ એણે કંઇ જવાબ ન વાળ્યો. મેં ફરીથી સિપાહીના કડક અવાજે કહ્યું: 'કોણ છે તું?' પણ એ ચૂપ રહી. ભૂત–પ્રેતથી હું ડરતો નહોતો. મને કાવતરાની ગંધ આવી. હું આગળ વધ્યો ને એનો હાથ પકડયો. શું મુલાયમ! મારું જોબન એક વખત ચમકી ગયું. પણ હું કોણ? સિપાહી બચ્ચો! પેઢી દર પેઢીથી ઊતરી આવેલી નેકીનો વારસદાર! એ હાથના સ્પર્શે મને ઢીલો કર્યો. મેં સિપાહીની નજરે એનો ચહેરો વાંચવા માંડયો. ઓહ! હું એકલો કવિ હોત તો?

'દોસ્તો, તો મેં કેવો ગજબ કર્યો હોત, તે કહી શકતો નથી. પણ ખુદાની મહેર કે હું કવિ–શાયર નહોતો. ઓરત એ ક્ષણ મારી નજર સાથે નજર મિલાવી રહી. ખંજરની ધાર સાથે છાતી મિલાવવી સહેલ હતી–પણ આ ઓરતની નજર સાથે નજર મિલાવવી મારા જેવા માટે મુશ્કેલ હતી. તમે મને બુઝદિલ કહેશો, પણ આજનાં યુવાનો ને યુવતીઓ જેટલી સહેલાઈથી નજરથી નજર મિલાવી શકે છે, એટલી હિંમત અમારા જમાનાના જુવાનોમાં નહોતી. અત્યારે તો પ્રેમ દર્દનું રૂપ પકડી બેઠો છે.

'ભરોસો રાખીને કહે, બાઈ! તું કોણ છે?' મેં સિપાહીની ભાષા તજીને કહ્યું, મીઠા શબ્દોથી આશ્વાસન આપ્યું. પણ એ હોશિયાર હતી. શરૂમાં તો એ પહેલાંની જેમ ચૂપ રહી, પણ પછી ધીરેથી બોલીઃ 'જમાદારજી, પાસેના ગામમાં મારું પિયર છે. સામે માણસ તેડવા આવવાના હતા, પણ કોઈ કારણસર ન આવ્યા. મને સ્ટેશન પર રાતવાસો રહેતાં ડર લાગ્યો, એટલે અહીં આવીને છુપાઈ ગઈ! આજની રાત મને રક્ષણ આપશો?'

એના શબ્દોમાં મિઠાશ હતી. મેં વધુ કંઈ ન કહેતાં કહ્યું: 'અચ્છા બાઈ! મારી ઝૂંપડીએ

ચાલ ! રાત ત્યાં ગુજારજે !' મારી અજાયબી વચ્ચે એ હિંમતથી મારી ઓરડીએ આવી. મેં એક ખાટલો અંદર બિછાવી દીધો, નાનો દીવો પેટાવી આપ્યો ને એની ચકળવકળ આંખો સાથે આંખ ન મિલાવતાં ઝડપથી બહાર નીકળી ગયો. એને કમાડ બંધ કરીને સૂઈ જવા કહ્યું.

'રાત તો વધતી જતી હતી. મારા જ ઘરમાં, મારા જ માળામાં એક સુંદર પારેવું સોનાથી ને સૂરતથી લદબદ થયેલું પડ્યું હતું. આટલું સોનું આખી જિંદગીની દોલત બની જાય ! આ ખૂબસૂરતી આખી જુવાનીની બેનમૂન યાદ બની જાય. જેમ હરએક ઇન્સાનના નસીબમાં તાલેવંતી હોતી નથી; એમ હસીન સુંદરી પણ પોતાના ભાગ્યની નિશાની છે. એકાંત રાતમાં આકાશના સિતારાઓ પણ જાણે મને શેતાન બનવા સંકેત કરી રહ્યા હતા. પણ મને એક જ ખ્યાલ હતોઃ હું સિપાહી બચ્ચો. મારી જિંદગી જ દુનિયાની દોલત ને દુનિયાવાળાની રક્ષા માટે નિર્માણ થયેલી. પચીસ રૂપિયાનો એક સિપાહી એક તાલેવરથી કે એક રાજાથી પણ વધુ માનને લાયક—અગર એ સાચો સિપાહી છે તો !

'અજબ અજબ તરંગોમાં ડૂબતો હું ઓરડીની પરશાળમાં બંદૂકને ટેકે વિચાર-વમળમાં ઊંડો ઊતરી ગયો, ત્યાં એકાએક ચૂડીઓનો મધુર અવાજ મારે કાને અથડાયો. સસલાના અવાજથી ફફડી ઊઠનારા મારા કાનમાં સળવળાટ થયો. હું જાગી ગયો. જોઉં છું તો સ્વર્ગની પરી જેવી જુવાન ઓરત મારી સામે ઊભી છે. એનો સાળુ માથા પરથી ખસી ગયો છે, ને એની છાતી ધમણ પેઠે મસ્ત બની ઊછળી રહી છે. આંખોમાં તો ખંજરોનો નાચ આરંભાયો છે. વસ્લભરી એ નાજનીન ! વસ્લભરી એ રાત ને વસ્લના ખ્વાબમાં જીવતી મારી જુવાની !

'જમાદારજી ! મીઠી રીતે બોલતી એ નજીક સરી.

હું ઊભો થઈ ગયો. એનો સુગંધી શ્વાસ ને પાનનાં બીડાંથી લાલચોળ હોઠ મહેક છોડી રહ્યા હતા. 'જમાદારજી, મને ટાઢ વાય છે.'

'બનુસ (કામળો) અંદર છે.'

'એનાથી ટાઢ રોકાતી નથી, મને વધારે હૂંફની જરૂર છે.' ને એ સ્વર્ગની પરીએ હાથ લાંબા હાથ કર્યો. એ વીંટળાઈ વળવા માગતી હતી. હું દૂર ખસી ગયો.

'ઓરત ! નાપાક ઓરત !' અને મેં બંદૂકનું સંગીન વચ્ચે ધર્યું. 'બેશરમ ઓરત ! ખાનદાનીની કંઈ પરવા નથી ?'

'જમાદારજી, તક જાય છે. ખાનદાની છાંડીને આવી છું, એટલે તો કહું છું. એક કલાક સુધી જાળિયામાંથી તમારા ચહેરા તરફ, તમારી ખાનદાની તરફ જોઈને મારી ખાનદાનીએ નિર્ણય કર્યો છે. જમાદાર, સાચા બોલ કહું છું, ભરોસો પડે તો માનજો. એક સોનીની હું પત્ની છું. કંઈ કંઈ આશાઓ સાથે એને પરણેલી; પણ મને પહેલી જ રાતે ખબર પડી કે એની પાસે મને શણગારવા પૈસા છે, પણ મને સંતોષ આપવા પુરુષાતન નથી. એને તો સમાજમાં *ઉજળા* દેખાવું હતું. એક સંતાનની ખેવના હતી. એણે મને સમજાવી–ફોસલાવી પોતાના એક વિશ્વાસુ નોકર પાસે મોકલી. એ નોકરથી મને સંતાન થયું —પણ થતાંની સાથે એણે મારી પાસેથી એ આંચકી લીધું. છતાં સંતાને હું વાંઝણી જ રહી. અને પછી તો પેલા નોકરને પણ રજા આપી, ને મને સતી સીતા થવા આજ્ઞા કરી.

'મેં પણ કોશીશ તો કરી, પણ મારા જોબને અનેકને બોલ્યા. એક વાર મર્યાદા છાંડી, એને માટે મર્યાદા જાળવવી મુશ્કેલ છે. હું બધા ભમરાઓ વચ્ચે ભૂલી પડી. એક

આશક મને મળ્યો; એ જુગારી હતો, પણ જબરો છેલછબીલો. ઓરતને ખુશ કરવાની કળા એનામાં હતી. એને ખુશ કરવા ખાતર મેં ઘર છોડ્યું; અહીં મને મળવાનો એણે વાયદો આપ્યો હતો, પણ ન જાણે એ ક્યાંય અલોપ થઈ ગયો. કદાચ મારાથી ધરાઈ ગયો હશે. જમાદારજી, તમે મળ્યા, તમને જોયા, અને મને લાગ્યું કે તમારા જેવો ભરથાર મળે તો સુખી થાઉં! જમાદારજી, દુનિયાની ખૂબસૂરત ઓરતોમાં મારો નંબર ઊંચો છે! ચાલો, તમે ને હું તમારા દેશમાં ચાલ્યાં જઈએ......'

હું કંઈ જવાબ ન આપી શક્યો. એણે આગળ ચલાવ્યું:

'અમારા સમાજમાં આ નવું નથી. રોજ રોજ કેટલીય યુવતીઓ અલોપ થઈ જાય છે. કોઈ વૃદ્ધ પતિને વેઠવા કરતાં ભિખારી જુવાનને વધુ પસંદ કરે છે, કોઈ ઘરના ત્રાસ સહેવા કરતાં સ્વતંત્ર જીવન માણવા ઇચ્છે છે. કેટલીકને પતિના સીતમ ખાઈ જાય છે, ને જ્યારે કૂવો એને ગમતો નથી; જીવવાની મમતા જ્યારે એ છોડી શકતી નથી, ત્યારે જે હિંમતવાન પહેલો મળે તેની સાથે ચાલી જાય છે. ચાલી જનારી બધી સુખી થાય છે, તેમ પણ નથી; પણ સુખની શોધમાં એ નિર્બળ નારી હવાતિયાં નાંખે છે. કેટલીય મારા જેવી સ્ત્રીઓએ ઘણાનાં દૂરદૂરનાં પરકોમનાં, પરદેશીનાં ઘર શણગાર્યાં છે.'

'બાઈ, જે હો તે હો. મારે એ કાંઈ સાંભળવું નથી. દુનિયાનો કાજી હું નથી. હજી પણ પાછી જા!'

'જમાદારજી, અમારા સમાજને તમે જાણતા નથી. જે દરવાજે હું બહાર નીકળી એ દરવાજો મારા માટે સદાને માટે બંધ થઈ ગયો. પાછા જવાની વાત હવે કરશો મા. હું પુરુષ નથી. પુરુષને બધી છૂટ છે: સ્ત્રીને નથી. અમારે ત્યાં સભ્ય સમાજમાં પ્રચલિત કહેવત છે કે સ્ત્રી માટીની લોટી છે ને પુરુષ પિત્તળનો લોટો છે. લોટો ઊટકીને સ્વચ્છ થાય, લોટીને તો ભાંગે જ છૂટકો. તમે ન કહેશો, તો ઈશ્વર જ્યાં લઈ જશે ત્યાં ચાલી જઈશ.'

'પાછી જા, ઓરત! ખુદા તને માફ કરશે.'

'ખુદા માફ કરે એ શક્ય હશે, પણ જેની વચ્ચે મારે જીવન જીવવાનું છે, એ સમાજ મને માફ કરે એ અશક્ય છે. એક સાદા કારણે સ્ત્રીને જીવનભર તજી દેનારા મને માફ કરે? એ લાંછના, એ અપમાન, એ આત્મતિરસ્કારમાં જીવવા કરતાં તો તમારી બંદૂકની ગોળીએ મરવું મીઠું. જમાદારજી, નિર્ણય આપો. જેનો જિંદગી સુધી શોચ ન રહે.'

એક તરફ પાળ તોડીને નાસી છૂટવા માગતું પાણીનું પૂર ને એક બાજુ નાનું એવું નાવડું! ન જાણે આવા તોફાનમાં સપડાઈ કેટલાંય બાપડાં ક્યાંના ક્યાં જઈ ભટકાય છે. પણ મારું મન મક્કમ હતું. મેં ઓરતને કહ્યું:

'બાઈ, ખુદાએ મને બીબી આપી છે. મારા ભરોસે હજારો માઈલ પર એ પાકદમન બનીને બેઠી છે. હું પારકી ઓરતને અડું તો હું ખુદાનું અપમાન કરું! મારી ઓરતનું અપમાન કરું! હું તો સિપાહી!'

'પછી પસ્તાવો થશે. ફરી એક વાર મારા સામે નજર નાખી લો!'

'ના બહેન! કહો તો બંદૂક ચલાવી દઉં પણ નજર નહીં ચલાવી શકું. પસ્તાવાની પરવા નથી. હું મારી બીબીને વફાદાર રહ્યો, મારો સિપાઈનો ધર્મ મેં અદા કર્યો, એ જ મારે માટે જિંદગીની મોજભરી યાદદાસ્ત બનશે.'

સ્ત્રી એકદમ અંદર ચાલી ગઈ. હું પણ કમાડ લગાવી દૂર જઈ ઊભો. રાત વીતી ગઈ.

## વિશ્વગાન



વણકીધું જે સમજાઈ જાતું,
કે સાનમાં આવી સમાતું,
હોય કાનમાં જાણે કહેવાતું,
કે ધ્યાનમાં ઉતરી જાતું;
આ પરિમલ સમું પમરાતું:
મધુરૂં કોણ ગાતું, કોણ ગાતું?

આ સન્ધ્યારંગે આલેખાતું,
આ સાગરતરંગે વીંટાતું,
આ આભને ઘુમ્મટ ધીલાતું,
આ ધરતીના પટમાં પથરાતું,
લોક લોકાન્તરોથું લહેરાતું:
મધુર કોણ ગાતું, કોણ ગાતું?

દૂર માનવમાળાએ પ્રકાશે,
અભ્ર-છાયા આકાશે આભાસે,
રહે ગર્જતો સાગર ઉલ્લાસે
ધીર ગંભીર સુરે આસપાસે,
હૂલાસે હો હૈયાં છલકાતું:
મધુરૂં કોણ ગાતું, કોણ ગાતું?

ઉમેશ કવિ



બીજે દિવસે સવારે બાઈ આવીને મારે પગે પડી. મને કહ્યું:

'જમાદારજી, હું મારા પતિને ઘેર પાછી જાઉં છું.'

'કેમ બહેન?' મને આશ્ચર્ય થયું.

'તમારો ચહેરો જોઈને મને પશ્ચાતાપ થયો છે. હું જાઉં છું. એટલી ખાત્રી રાખજો કે હવે જિંદગીભર પાક થઈને રહીશ. એ જ નામર્દ પતિનું ઘર વસાવીને બેસી રહીશ. સમાજ જેટલા જુલમ કરશે, તેટલા હસતે મુખે વેઠી મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ. તમે મારા ગુરુ બન્યા, પણ મારી આટલી ભેટ...'

બાઈએ કંકણ ઉતાર્યાં, પણ મેં ના પાડી. મહામહેનતે એ રાજી થઈ અને વળતી ગાડીએ પાછી ચાલી ગઈ.

મેં ખુબ દર્દ ભરી વિદાય આપી.'

જમાદારે પોતાની વાત પૂરી કરતાં છેલ્લે કહ્યું. 'ભાઇ, વોહ જમાના હમારા, ઔર અબકા જમાના યહ! હમારે સિપાહી લોગ અબ સોનાચાંદી તો ક્યા બેંગનકી (રીંગણાં) ભી ચોરી કરતે હૈં! જમાના તો વહી અચ્છા જિસમેં નેકી ઔર ન્યામત હો. અબકા જમાના તો બાઈ, કભી તો બે ખયાલ પૈદા કરતા હૈ કિ અબ વો ઇન્સાન હી નહીં રહે! મગર, બાઈ! મેરી બાત તો છોટે મુંહ બડી બાત જૈસી હય. માફ કરના.'

જમાદારજી વિદાય થયા.

પાછી તો સંસારમાંથીય એમણે વિદાય લીધી. છતાં ય હજી પણ જ્યારે અમે પેલી દેવડી પાસેથી નીકળીએ છીએ, પેલા બીજડાના ઝાડને જોઈએ છીએ, ત્યારે ત્યારે જમાદાર અનવરની પાક યાદ હૃદયને પવિત્ર બનાવે છે. *

* વાર્તાઓમાં પ્રગટ થનાર 'પારસ ઘરની વહુમાંથી'

## બિહાર ધારાસભાના સ્ત્રી–સભ્ય અને મહિલા–પ્રવૃત્તિના પ્રાણ



# શ્રીમતી સુંદરીદેવી

સંપાદક
શ્રી પુરૂષોત્તમ ખીમજી ચૌહાણ
એમ. એલ. એ.

અલ્હાબાદના એક દેશભક્તના કુટુંબમાં ઇ. સ. ૧૯૧૨માં શ્રી. સુંદરીદેવીનો જન્મ થયેલો. એમના પિતાશ્રી બી. શારદાપ્રસાદ એક તહેસીલદાર હતા અને સત્તાવીસ વર્ષની ઘણી જ યુવાન વયમાં અવસાન પામ્યા હતા, તેથી પ્રાથમિક કેળવણી અલ્હાબાદમાં જ લીધેલી. એમના ભાઈશ્રી લાલ બહાદુર શાસ્ત્રીની એમના ઉપર ઘણી જ છાપ પડેલી છે. શ્રી લાલ બહાદુરે હિંદી રાષ્ટ્રીયતાની વેદી પર ઘણું ઘણું સહન કરેલું છે. અને અત્યારે તે સંયુક્ત પ્રાંતોની કોંગ્રેસ સરકારના પાર્લમેન્ટરી સેક્રેટરી છે.

ઇ.સ. ૧૯૨૪માં બાર વર્ષની ઉંમરે સુંદરીદેવીનું શ્રી. બી. શંભુશરણ વર્મા જોડે લગ્ન થયું. એ વર્ષ એમના જીવનમાં એક મહત્ત્વનું વર્ષ લેખી શકાય. એમની કેળવણી એ વર્ષથી બંધ થઇ, પરંતુ શંભુપ્રસાદ એક ઉત્સાહી દેશસેવક હતા ને રાષ્ટ્રસેવાની વેદી પર ગમે તેવું બલિદાન આપતાં અચકાતા નહિ. બિહારના રાષ્ટ્રપ્રકરણમાં એમણે લાંબા સમય સુધી ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, દેશરત્ન ડૅાક્ટર રાજેન્દ્રપ્રસાદના એ વિશ્વાસુ મિત્ર હતા. અને અત્યારના બિહારના નાણાં ખાતાના પ્રધાન ઑનરેબલ અનુગ્રહ નારાયણ સિંહાના સાથીદાર હતા. ડૅાક્ટર રાજેન્દ્રપ્રસાદે શંભુપ્રસાદને પોતાની ધીકતી વકીલાત ચાલુ રાખવા સલાહ આપેલી; કેમકે એમની કમાણીમાંથી સારો ભાગ રાષ્ટ્રીય ચળવળને મળ્યા કરતો. ચંપારણ્યના સત્યાગ્રહ વખતે શંભુપ્રસાદે રાજેન્દ્રબાબુ અને અનુગ્રહબાબુને પડખે રહી મહાત્મા ગાંધીજીને પોતાની સેવાઓ આપેલી. શંભુબાબુના નિવાસસ્થાને જ બધી જ રાજકીય ચર્ચાઓ થતી. ઇસ્વીસન ૧૯૨૭માં મહાત્મા ગાંધીજી તથા બીજા આગેવાન રાષ્ટ્રસેવકો એમને ત્યાં જ ઉતરતા. આમ દેશના આગેવાન કાર્યકર્તાઓ સાથે અંગત પરિચયમાં આવવાથી યુવાન સુંદરીદેવીના દિલમાં પણ રાષ્ટ્રભક્તિની જ્યોત પ્રકટી. એમને ઘેર થતાં રાજકીય વિવેચનોથી એમને એ દિશામાં કેળવણી પણ મળી ને તેમનું એ રીતે રાષ્ટ્રજીવન ઘડાયું.

કમનસીબે એમનું દાંપત્ય જીવન ઘણું જ ટુંકું નીવડયું. ઇ.સ. ૧૯૩૧ની સાલમાં એમના પતિનું દુઃખદ અવસાન થયું. આ આપત્તિથી એમને ભારે આઘાત લાગ્યો. અણધારી આપત્તિથી ઊભી થયેલ મુશ્કેલી સામે થવા તે ઘણી જ કાચી વયનાં હતાં. એમના ભાઇ શ્રી લાલ બહાદુર શાસ્ત્રી એમને અલ્હાબાદ લઇ ગયા અને બંને જણાએ પોતાનું સમગ્ર જીવન દેશને ચરણે ધર્યું. પંડિત જવાહરલાલ નહેરના કુટુંબીજન તરીકે એમને કામ કરતાં જેમણે જોયાં છે તેમની નજરે આગળ અલ્હાબાદના મીઠાંના સત્યાગ્રહનાં વીરસ્મરણો તરી રહે છે. એવા એક પ્રસંગે સુંદરીદેવીએ હાથમાં ૭

મહિરાના નાના બાળકને લઈ શ્રીમતી કમલા નહેરૂ, શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિત અને બીજાં બહેનોની સાથે સિવિલ લાઈન્સમાં સત્યાગ્રહ આદર્યો હતો, અને બ્રીટીશ સામ્રાજ્યના બળને છેક મધ્ય રાત્રિ સુધી એ મહિલાઓએ પડકાર કર્યો હતો. પોલીસ દળે પણ પોતાની બેહનથી બને તેટલો ત્રાસ વર્તાવ્યો હતો. આ યુવાન સ્ત્રીઓની સરદારી નીચે હજારો સ્ત્રીઓ રસ્તા પર શાંતિથી બેસી ગઈ હતી. એ દશ્ય જોવા જેવું હતું. છેવટે પોલીસને નમતું આપવું પડયું. અને સ્વ. પંડિત મોતીલાલ નહેરૂએ વચ્ચે પડી પોલીસને તેમની ગેરવર્તણુંક માટે સખ્ત ઠપકો આપ્યો હતો. ઇસ્વીસન ૧૯૩૨માં એવા બીજા પ્રસંગે શ્રીમતી કમળા નહેરૂ એકાએક બીમાર પડી ગયાં હતાં ને તેમનું સ્થાન લે એવું કોઇ નહોતું ત્યારે શ્રીમતી સુંદરીદેવીએ સરઘસની સરદારી લીધી હતી ને પોલીસના દમનરાજનો સામનો કર્યો હતો. તે પ્રસંગે તેમની ધરપકડ કરવામાં આવી હતી ને તેમને જેલ પણ મળી હતી.

૧૯૩૨ ના દમનરાજ પછી દેશભરમાં ઓટ આવી અને સુંદરીદેવીએ એમના ભાઈની સલાહથી અભ્યાસ આરંભ્યો. ત્રણ વર્ષની અંદર તેમણે બનારસ હિંદુ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા ઈસ્વીસન ૧૯૩૮ માં પસાર કરી. તે પછી,પટના ટ્રેઈનીંગ સ્કુલમાંથી ટીચીંગ સર્ટીફીકેટ મેળવ્યું. એમણે ઈન્ટરમીડીએટમાં પોતાનો અભ્યાસ આગળ ચાલુ રાખ્યો, પરંતુ ઈસ્વીસન ૧૯૪૨ ની મહાક્રાંતિમાં એ ફરી ઝડપાયાં. જ્યારે દેશના તમામ આગેવાનો જેલમાં પૂરાયાં હતાં, પટનામાં બધે વિષાદનું વાતાવરણ ફળી વળ્યું હતું, ત્યારે શ્રીમતી સુંદરી દેવીએ હીંમત એકઠી કરી ને સ્ત્રીઓનું એક સરઘસ કાઢ્યું. અગિયારમી ઓગસ્ટને દિવસે તેઓ સરઘસની આગેવાની લઈ પટના સેક્રેટરીએટના દરવાજે જઇ પહોંચ્યાં. ગોરી નોકરશાહીના કાયર અમલદારોએ ગભરાઇને ગોળીબારનો હુકમ આપ્યો. તેને પરિણામે એક વિદ્યાર્થી ત્યાં ને ત્યાં જ અવસાન પામ્યો અને શ્રીમતી સુંદરીદેવીને જેલભેગાં કરવામાં આવ્યાં.

જેલમાંથી બહાર આવ્યા પછી એમણે રચનાત્મક કાર્ય હાથ ધર્યું અને બોરીવલીમાં કસ્તુરબાના સ્મરણાર્થે ઉભા કરેલા વિદ્યાલયમાં અભ્યાસ કરવા ગયાં. પછી મધુબનીના કેંદ્રમાં એમને ગૃહપતિ નીમવામાં આવ્યાં, ત્યાં સ્ત્રી સ્વયંસેવિકાઓને તેમણે તાલીમ આપી. સાત મહિના તેઓ બિહાર પ્રાંતિક કસ્તુરબા સ્મારક સમિતિનાં મંત્રી હતાં; પરંતુ ઇસ્વીસન ૧૯૪૬ માં તેઓ બિહાર ધારાસભામાં ચૂંટાયાં એટલે એ પ્રવૃત્તિ પડતી મૂકવી પડી.

આજે તેઓ બિહાર પ્રાંતિય સ્વયંસેવીકા દલ વ્યવસ્થિત કરી રહ્યાં છે. શ્રીમતી પ્રભાવતી જયપ્રકાશ નારાયણે હમણાં જ એ સંસ્થાનું ઉદ્દઘાટન કર્યું છે. તે ઉપરાંત બિહારની કાપડની તંગી ટાળવા તેઓ ચરખા કેન્દ્રમાં પણ કામ કરી રહ્યાં છે. એમના વ્યવસ્થાપિકા તરીકેના અગાધ અનુભવથી આ બન્ને સંસ્થાઓને ઘણો જ યશ મળશે.

આગેવાન થવાને જ જન્મેલાં શ્રીમતી સુંદરીદેવીએ પોતાના જમાના પ્રમાણે કેળવણી લઈ સુંદર વક્તા તરીકે નામ કાઢ્યું છે. એમની રીતભાત આકર્ષક છે ને માયાળુ સ્વભાવથી અત્યારે તે બિહાર મહિલા પ્રવૃતિનાં આગેવાન બની ચૂક્યાં છે. બિહાર પ્રાંતમાં એમનું નામ આગેવાન મહિલા તરીકે હંમેશને માટે અંકાઇ રહેશે જ.

બીહાર ધારાસભાના બીજા સ્ત્રી-સભ્ય શ્રીમતી સુષમા સેનનો જન્મ 'જીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીયા'વાળા સ્વ. પી. એન. બોઝને ઘેર થયો છે. શ્રી. રમેશચંદ્ર દત્તનાં તેઓ પૌત્રી થાય. તેમનું લગ્ન પટણાના બેરીસ્ટર ડૉ. પી. કે. સેન સાથે થયું છે.

તેમણે કલકત્તાના વીક્ટોરીઆ કન્યા વિદ્યાલયના ઓનરરી સેક્રેટરી તરીકે ઘણાં વર્ષો સુધી કામ કર્યું છે. ૧૯૧૮થી ૧૯૨૫ સુધી લાગલાગટ બીહારની સ્ત્રીઓ અને બાળકો માટે વીમેન્સચાઇલ્ડ વેલફેર વિભાગના ઓનરરી સેક્રેટરી અને પ્રમુખ તરીકે પોતાની સેવાઓ આપી છે. લેડી વ્હીલર સેન્ટર, ગુલઝારબાગ અને પ્રથમ ચાઇલ્ડ વેલફેર સેન્ટર, પટણાના ઓરગેનાઇઝર તરીકે તેમણે ખૂબ જહેમત ઉઠાવી હતી. ૧૯૨૭માં અખિલ હિંદ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમીટીમાં તેઓ બીહાર તરફથી સભ્ય તરીકે ચુંટાયાં હતાં. અખિલ હિંદ મહિલા પરિષદનું વાર્ષિક અધિવેશન પટણામાં ભરાયું ત્યારે તેની વ્યવસ્થાનું બધું કાર્ય માથે લઇ તેઓ કૃતેહમંદ થયાં હતાં. આમ સ્ત્રીઓ માટેના દરેક કાર્યમાં તેઓ આગળ પડતાં ભાગ લે છે અને દરેક સેવાકાર્યમાં પોતાની કાર્યદક્ષતા બતાવ્યા વગર રહી શકતાં નથી. તેમણે અખિલ હિંદ મહિલા પરિષદના ખજાનચી, વ્યવસ્થાપક, સેક્રેટરી, ચેરમેન અને વાઇસ પ્રેસીડેન્ટ તરીકે વખતો વખત પોતાની સેવાઓ આપી છે અને અખિલ હિંદ મહિલા પરિષદનું પ્રથમ બંધારણ ઘડવામાં એમણે પોતાનો કિંમતી ફાળો નોંધાવ્યો છે. ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટિના તેઓ સભ્ય છે.

૧૯૩૦માં દિલ્હીની લેડી ઇરવીન ગૃહવિજ્ઞાન કોલેજ સ્થાપવા માટેની યોજના કમીટીમાં તેઓ પંચમઢી (સી. પી.) વિભાગના પ્રમુખ હતાં. ૧૯૩૩માં મોટા ભાગની સ્ત્રી-સંસ્થાઓના પ્રતિનિધિ તરીકે તેમણે હિંદી બંધારણ સુધારામાં જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટી પાસે લંડનમાં જુબાની આપી હતી.

હાલમાં તેઓ અઘોરી નારી સમિતિ (જે બીહારમાં જૂનામાં જૂની સ્ત્રી-સોસાયટી છે) ના પ્રમુખ તરીકે કામ કરે છે. અને અઘોરી નારી શીલ્પ પ્રતિષ્ઠાન (સ્ત્રીઓની ઔદ્યોગીક



સ્કુલ) ની સ્થાપના તેમણે કરી છે અને તે સંસ્થાના તેઓ પ્રમુખ પણ છે.

૧૯૪૧ થી ૧૯૪૫ સુધી તેઓ પટણા સીટી મ્યુનિસિપાલિટિમાં મ્યુનિસિપલ કમિશ્નર તરીકે હતાં ને આ વર્ષે તેઓ બીહાર ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાઇ આવ્યાં છે. આ રીતે આખી જીંદગી તેમણે સ્ત્રીઓનાં હિત અને સેવામાં જ ગાળી છે.

*



આ ઉપરાંત બીહાર ધારાસભાના સ્ત્રી સભ્યોમાં શ્રી રાજેન્દ્રપ્રસાદ બાબુનાં બહેન શ્રીમતી ભગવતીદેવી અને મીસીસ ઝોહરા અહમદ બી. એ. (લીગની ટીકીટ ઉપર) ચુંટાઇ આવેલાં છે.

# કાનનાં આભૂષણ

લેખિકા
શ્રી. સાવિત્રીબહેન








સ્ત્રીઓ હમેશા સૌંદર્ય ઇચ્છે છે, કારણ કે માનવજીવનને સૌંદર્યમય બનાવવા દરેક નારીના હૃદયમાં ઉત્સાહ હોય છે. સૌંદર્ય માટે શૃંગાર ઉત્તમ સાધન છે. શૃંગાર એ એક કળા છે અને દરેક વસ્તુને હોળવી, સજાવી ને સૌંદર્યમય બનાવવી એ તેનું કાર્ય છે; એટલું જ નહિ, પણ શણગાર કુરૂપતાને ઢાંકી તેના ઉપર વિજય મેળવે છે.

"આભૂષણ એ શૃંગારનું એક અંગ છે. અલંકાર રહિત ભાષા અને પુષ્પ વિનાનો છોડ કે બાગ પોતાનું અર્ધું સૌંદર્ય ગુમાવે છે તેમ આભૂષણ વિનાની નારી પોતાની અર્ધી કોમળતા, નારીત્વનું સૌંદર્ય અને આકર્ષણ ગુમાવે છે કાનને વિંધાવી આભૂષણ પહેરવાનો રિવાજ હજારો વર્ષ પહેલાંથી ચાલ્યો આવે છે. પ્રાચીન ગ્રંથોમાં પણ સૌંદર્યનાં વર્ણનોમાં સોનાના કુંડળ, મકરાકૃત કુંડલ, કર્ણફૂલ, ઠોળીઆં વગેરેનાં વર્ણનો આવે છે.

પહેલાં સ્ત્રીઓ ને પુરુષો કાનની બૂટોમાં સોનાની ગોળ સાદી કડીઓ—કુંડળ પહેરતાં. પછી જેમ જેમ સમયનો રથ આગળ વધતો ગયો તેમ તેમ તેમાં પણ અનેક ફેરફારો થતા ગયા. ગઇ સદી સુધીમાં પુરુષો કાનમાં સોનાની છેલકડી ને કોકરવાં, અને બૂટમાં બુટ્ટીઓ પહેરતા. બુટ્ટીઓમાં સોનાની કે નંગ જડેલી પણ પહેરતાં. ખેડૂત વર્ગની સ્ત્રીઓ સોનાના વેડલા ને પોખાની પહેરતી; ને વેપારી વર્ગની સ્ત્રીઓ કડીઓ, કોકરવાં, સાદાં કે જડાઉ ઠોળીઆં, ને નખલી પહેરતી. કેટલાક વર્ગમાં સોનાને બદલે રૂપાનાં ઘરેણાં પણ કાનમાં પહેરવાનો રિવાજ છે. પરંતુ સ્ત્રીઓની ફેશન રોજ બદલાતી રહે છે. કોઇ નવી વસ્તુ જુએ તો એને એ પહેરવાની ઇચ્છા થાય છે ને એ રીતે સૌંદર્ય અને શૃંગારમાં જાતાં નવાં આભૂષણો ફેરવતાં જાય છે. મોટે ભાગે કર્ણ-ફૂલ અને એરીંગમાં તો ઘણા જ ફેરફાર થયા છે. ઠોળીઆં ગયાં ને કાંપ બુટ્ટી આવ્યાં. તે સોનાની કારીગરીવાળાં, જડાઉ, પોખરાજ કે મોતી જડેલાં, હીરાના, અને સાચાં મોતીનાં એમ એમાં ઘણા ફેરફાર થયા. તે પછી એમાં ફેરફાર થયો. બુટ્ટી નીચે ગોળ, લાંબાં, પાસા દાર કે ઝુમખાં લટકાવેલ પાછળ પેચવાળાં એરીંગ આવ્યાં. ને એમાં પણ ઘણા સુધારા



વધારો થઈને માત્ર આંકડીઓ બુટના ઝીણા છેદમાં પહેરવાનો રિવાજ આવ્યો છે. હજુ કેટલાક પ્રદેશોમાં સોનાની, મોતીની, કે હીરાની બુટીઓ પહેરવાનો રિવાજ ચાલુ છે. પણ એરીંગો તો દરેક સ્થળે પ્રચલિત છે. ખાસ કરીને બાળાઓ-કન્યાઓ ને મુગ્ધાઓ એરીંગ પહેરે છે. વૃદ્ધાઓ બુટીઓ પસંદ કરે છે.

શૃંગારપ્રિય નારીની રોજની ફેશન બદલતી જાય છે ને સમયના પ્રવાહ પ્રમાણે પોતાનો શૃંગાર પસંદ કરે છે. ઘંટીની પેઠે ફેશન રોજ ફરે છે તેમ તેમાં નવા નવા ફેરફાર થયા જ કરે છે. બજારમાં દુકાનો પણ નવા નવા આભૂષણોથી ઉભરાતી રહે છે અને છોકરીઓ પોતાની મા પાસે અને પત્નીઓ પતિ પાસે એ નવી નવી જાતનાં આભૂષણો અને શૃંગારનાં સાધનો માટે આગ્રહ, હઠ ને કજીઆ પણ કરી બેસે છે. પણ થોડા દિવસમાં જ એ ફેશન ફરી જતાં કિંમતી વસ્તુ પણ એકદમ અપ્રિય થઈ પડે છે ને ઘરમાં એક ખૂણામાં પડી રહે છે. કિંમતી વસ્તુ પણ મોહ ઉતરી જતાં કે ફેશન બદલાતાં કોડીની કિંમતની થઈ જાય છે. છેવટે ઘંટી ફરતી ફરતી પાછી



પોતાને સ્થાને આવે તેમ એની એ ફેશન પાછી આવે છે. થોડા વર્ષો પહેલાં ભરત ભરેલા ચણીઆ કે કબજા પહેરતી સ્ત્રી જોઇને આજની કેળવાયેલી સ્ત્રી મ્હોં બગાડતી તે જ ભણેલી કન્યાએ આજે ભરત પાછળ ગાંડી થઇ જાય છે. ફેર માત્ર એટલો છે કે, જુની વસ્તુ ફરી પાછી ફેશન ગણાય છે ત્યારે તે થોડા ફેરફાર સાથે નવું નામ લઇને આવે છે.

આજ કાલની બુટ્ટીઓ કે ફૂલ એ જૂના જમાનાની સ્ત્રીઓના જડાઉ ઠોળીઆનું ફેરફાર વાળું અનુકરણ જ છે, પણ નવું નામ આપ્યું એટલે એ ફેશન ગણાય છે. ને દાદી કે વડદાદી પહેરતી તેના તરફ મ્હોં મચકોડતી યુવતી નવા નામ ને થોડા ફેરફાર સાથે એ પહેરવામાં ફેશન માને છે. ઝુમખાંની જગ્યાએ એરીંગ કે ફૂલ આવ્યાં છે.

કાનના આભૂષણોમાં બુટ્ટીઓ ને એરીંગ સૌંદર્ય વધારે છે. ઉત્તર હિંદમાં વિજળી, બુન્દી કે કર્ણફૂલનું વધુ મહત્વ છે. ગૂજરાતમાં મોટે ભાગે એરીંગો ને બુટ્ટીઓ પહેરાય છે. હાલ થોડા વખતથી ફૂલ તરફ વધારે પક્ષપાત છે. દક્ષિણમાં સાચાં મોતીની બુટ્ટીઓ પહેરાય છે. સનીંગીમાં પણ ગૂજરાતના શહેરોમાં કેટલેક ઠેકાણે પ્રચલીત છે.

મુખની આકૃતિ, અને ઉમરનું પ્રમાણ ધ્યાનમાં રાખીને જો બુટ્ટી કે એરીંગની પસંદગી કરવામાં આવે તો ખરેખર સૌંદર્યની વૃદ્ધિ થાય છે. વળી આપણાં વૃદ્ધો કહેતા કે, કાનની બૂટ વીંધવાથી ઘણા રોગો થતા અટકે છે. ને એ વીંધનો ઉપયોગ આભૂષણો પહેરવામાં થાય છે.

બંગાળની નારીઓ બુટ્ટી પહેરે છે ને તેને નંગ જડાવી કે મીનો પૂરાવી સુંદર બનાવરાવે છે. આજે કહેવાય છે કે આભૂષણની પસંદગીમાં બંગાળી નારી સર્વોચ્ચ ગણાય છે. પંજાબની સ્ત્રીઓ ચંચળ સૌંદર્ય ઉપર અધિક વિશ્વાસ રાખે છે, તેથી તેઓ જડાઉ ને લાંબા એરીંગ પહેરે છે. અને કોઇ કોઇ વખત સોનાનાં ઝુમખાં ને બુટ્ટીઓ પણ પસંદ કરે છે. ઝુમખામાં અનેક જાતનું જડતર કરાવે છે અને સુંદર ડીઝાઇન પસંદ કરે છે. એ ઝુમખાં તો ૧૬ વર્ષની યુવતીને વધારે શોભા આપે છે.

યુ. પી. માં લોકોની સ્થિતિ સામાન્ય હોવાથી સ્ત્રીઓ પોતાની સંપત્તિ પ્રમાણે આભૂષણની પસંદગી કરે છે પણ તેમાં એરીંગને અને ફૂલને વધુ પસંદગી મળે છે. દક્ષિણી સ્ત્રીઓ અધિકતર ગંભીર સૌંદર્યની અનુગામિની હોય છે, એથી તેઓ હીરા, પોખરાજ ને સાચાં મોતી જડેલ બુટ્ટીઓ પહેરવામાં ગૌરવ માને છે ને તેને પહેલી પસંદગી આપે છે.

પારસી સ્ત્રીઓ સંપત્તિ અને આધુનિકતામાં એટલી આગળ છે કે વર્ગો અને ફેશન પ્રમાણે તેઓ પાશ્ચાત્ય સ્ત્રીઓ મોંઘો હીરો, કિંમતી પથર કે એક મોતીની બુટ્ટી પહેરે છે. તેમનું સૌંદર્યક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે તેમને માટે કોઈ ખાસ નિયમ નથી. મલાયાની સ્ત્રીઓ જાતજાતની સુંદર બુટ્ટીઓ પહેરે છે.

તેઓ પોતાના કાનના છેદ વધારે છે. બુટનો છેદ એટલો મોટો કરે છે કે આપણા કાઠિયાવાડી બહેનો પેઠે ઠોળીયાં કે પોખાની માટે જેટલો મોટો છેદ જોઈએ તેટલો મોટો કરીને તેમાં લાખનાં મોટાં ફુલ—ઢોળીયાં જેવા કાંપ કે બુટી પહેરે છે. કોઈ કોઈ વખત ફૂલનો ઝુડો બનાવીને કાનમાં પહેરે છે.

શ્રૃંગારમાં એ નાનકડા આભૂષણનું અનોખું સ્થાન છે. આજકાલ લોકોનો ઘરેણાં ઉપરથી મોહ ઉતરતો જાય છે, છતાં કાનના અભૂષણ માટે તો દરેક નારી રોજ નવીનવી ફેશન શોધી કાઢે છે ને પહેરવામાં ગૌરવ માને છે.

કર્ણફૂલ પહેરવામાં પણ વિવેક ને પસંદગી જરૂરી છે. કેટલીક સ્ત્રીઓ પોતાની મુખાકૃતિ, રંગ ને કપડાંની સાથે સુમેળ સાધે તેવી પસંદગી ન કરવામાં મૂર્ખતા બતાવે છે ને એ એટલી બેડોળ લાગે છે કે લોકોને હસવાનું મન થાય.

જો મોઢું લાંબુ હોય તો નાની બુટી કે ફૂલ પહેરવાં જોઈએ. જો ગોળાકાર મુખ હોય તો લાંબા લટકતા એરીંગ—ખોરવાળાં કે નીચે લટકતી ઘુઘરીવાળાં ફૂલ પહેરવાં જોઈએ. ઝુમખાં એવી સ્ત્રીઓને વધુ શોભે છે.

સાધન-સંપન્ન બહેનો જો ચાર છ જોડ એરીંગ રાખી શકે તો દર પ્રસંગે જુદી જુદી રીતે પહેરીને શોભામાં વૃદ્ધિ કરી શકે. જો સાંજે સીનેમામાં જવું હોય તો લાંબા જડાઉ એરીંગ સુંદર લાગે. સવારે કોઈ ઉત્સવમાં જવું હોય તો જડાઉ બુટી શોભે. બપોર જવું હોય તો સોનાનાં ચક્કરવાળાં એરીંગ પહેરવાં.

આજકાલ માછલી ઘાટનાં એરીંગ થાય છે તે ઘણાં લાંબાં થતાં હોવાથી તેમાં મીના સફેદ હીરા, અથવા નંગ જડાવી શકાય. ફૂલની નીચે ઘુઘરીઓ મૂકાવેલી હોય અને તેને જડાઉ



બનાવ્યાં હોય તો વધુ શોભે છે. બુટી કે એરીંગ બનાવતી વખતે કળાપૂર્ણ, વજનમાં હલકું ને મજબુતાઈ ઉપર વધુ ધ્યાન આપવું. વજનદાર હોય તો કાન સરી જવાનો ભય રહે છે.

જડાઉ બુટી પહેરતી વખતે તેનો રંગ હંમેશાં બ્લાઉઝના કલરનો પસંદ કરવો ને સાડીથી જુદો પડતો હોય તે ખાસ જોવું. લીલા રંગની સાડી પહેરો ત્યારે સફેદ નંગ જડેલ બુટી ને બ્લાઉઝ અને લાલ રંગની સાડી પહેરો ત્યારે સોનેરી રંગનું બ્લાઉઝ ને સોનાની બુટી કે એરીંગ, ને સફેદ સાડી પહેરો ત્યારે લીલા, કાળા, પીળા, ગુલાબી, પીરોજી કે નારંગી રંગની સાડી સાથે ગૂઢા રંગના બ્લાઉઝ કે એવા રંગના નંગ જડેલી બુટી કે જડાઉ એરીંગ શોભી ઉઠે છે.

આ રીતે બહેનો એરીંગો પહેરવામાં જો ધ્યાન રાખે તો પોતાની કુશળતા, અને કળાપ્રિયતાદ્વારા પોતાના સૌંદર્યને વધુ સુંદર બનાવી શકે.

(ફોટો: ટાઇમ્સ ઓફ ઇન્ડીયાના સૌજન્યથી)

# કેટલાક સ્ત્રી-પરિચયો



### કુ. કમળા દાસગુપ્તા.

બંગાળની બુદ્ધિશાળી પુત્રીઓમાં કુ. કમળા દાસગુપ્તા એક જ્વલંત અને તેજસ્વી વ્યક્તિ છે. સ્વરાજની લડતમાં તેમનો ઘણો મોટો ફાળો છે. ૧૯૨૮માં કલકત્તા યુનિવર્સિટીમાંથી બી. એ. પાસ થઇ તેમણે સ્ત્રીઓના સ્વાતંત્ર્ય માટેની પ્રવૃત્તિઓમાં પોતાની જાતને યોજી દીધી છે. બંગાળ કોંગ્રેસના સ્ત્રી-કાર્યકરોમાં તેઓ ખૂબ જાણીતાં છે.

૧૯૩૦ માં ડેલહાઉસી સ્કવેરમાં પોલીસ કમીશ્નર સર ચાર્લ્સ ટેગર્ટ ઉપર ફેંકાયેલ બોમ્બ કેસમાં તેઓ પકડાયેલાં.

તેમણે ૧૯૩૯માં મંદિરા નામનું માસિક શરૂ કર્યું અને ૧૯૪૨ની ચળવળમાં તેમણે કામ કર્યું છે. તેમણે બંગાળ પ્રાંતિય કોંગ્રેસ કમીટીના સ્ત્રીઓની સબ કમીટીના સેક્રેટરીનું પદ પણ સંભાળ્યું હતું.

### શ્રી. લાવણ્યલતા ચંદા.

આગળ પડતો ભાગ લેનાર બંગાળી મહિલાઓમાં શ્રીમતી લાવણ્યલતા ચંદાનું નામ મોખરે બિરાજે છે. ૧૯૩૦ ની સાલથી બંગાળ પ્રાંતમાં રાષ્ટ્ર ઘડતરને અંગે ચાલી રહેલી લગભગ દરેક પ્રવૃત્તિઓ સાથે તેઓ સંકળાએલાં છે. તેમની જાતિય દેખરેખ નીચે કંટાળ્યા વગર-કામ કરવા કરાવવાની પ્રણાલિકા અને 'ગ્રામ પુનર્રચના'ની યોજનાને નવું જ બળ સાપડ્યું છે.

૧૮૯૧ ની સાલમાં પૂર્વ બંગાળમાં આવેલા મીમનસીંહ નામના શહેરમાં વસતાં સુપ્રસિદ્ધ પંડીત કુટુંબમાં એમનો જન્મ થયો હતો. બંગાળને કેટલીયે પ્રતિભાશાળી મહિલાઓની ભેટ કરનાર કલકત્તાની બેથુન કોલેજમાંથી તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી અને કોમિલામાં સ્ત્રી-શિક્ષિક તરીકેની નોકરી સ્વીકારી લઈને એમના રૂઢિચુસ્ત કુટુંબની જુની પ્રથાઓનો અંત આણ્યો. ૧૯૩૦ સાલમાં ચીત્તાગોંગ ડીવીઝનના મદદનિશ સ્ત્રી-નિરીક્ષક તરીકેની પદવીનો ત્યાગ કરી ત્યાં જ 'મીઠા સત્યાગ્રહ' ની ચળવળમાં જોડાઇ ગયાં. ૧૯૩૨ માં કોમિલામાં પહેલીવાર એમને જેલ-જીવનનો અનુભવ થયો. પછી તેમને ત્યાંથી છૂટા કરવામાં આવ્યાં હતા; પરંતુ ફરીથી હુકમનો અનાદર કરવા બદલ તેમને છ માસની સજા થયેલી. ત્યાંથી છૂટકારો થતા ફરી કંથી અને મીદનાપુર ડીસ્ટ્રીકની ચળવળમાં સામેલ થયાં અને બદલામાં બીજા સાત મહિનાનો કારાવાસ મળ્યો. ૧૯૩૦ ની સાલ દરમિયાન તેમણે 'કન્યા વિદ્યાલય' ની સ્થાપના કરેલી, પરંતુ તે ગેરકાયદે ઠરવાથી 'કન્યા વિદ્યાલય' ની પ્રવૃત્તિઓને વધુ વિસ્તૃત કરતો એક રચનાત્મક કાર્યક્રમ લઈને ઇ. સ. ૧૯૪૦ માં તેઓ કોમિલા ગયાં અને તેમણે વ્યક્તિગત સત્યાગ્રહ આદર્યો. ૧૯૪૨ ના સપ્ટેમ્બરમાં ફરી એક વાર તેમની સીક્યુરીટી પ્રીઝનર તરીકે ધરપકડ થઈ અને જેલવાસ સ્વીકાર્યો

ત્યાંથી છૂટતાની સાથે જ ૧૯૪૩ માં કેટલાયે 'બાળગૃહો'ની શરૂઆત કરીને બંગાળના દુકાળ નિવારણ કાર્યની શરૂઆત કરી. ૧૯૪૪ માં ઝારગ્રામમાં શરૂ થયેલી બેઝીક શિક્ષણ સ્કીમનો વિકાસ શ્રીમતી લાવણ્યલતાના પ્રયાસોને આભારી છે. હિંદુસ્તાની તાલીમી સંઘની બંગાળની શાખા તેમજ 'વીમેન્સ હોમ' (સ્રીગૃહ)ના તેઓ પ્રમુખ છે. અખિલ હિંદ મહિલા પરિષદ તેમજ નેશનલ પ્લેનીંગ કમીટીના તેઓ સભ્ય છે. ૧૯૪૫ માં થયેલા એક અકસ્માતને કારણે તેઓ આજદીન તક પથારી વશ છે, તેમ છતાં પ્રાંતના રચનાત્મક કાર્યને અંગેની સૂચનાઓ માંદગીને બિછાનેથી પણ તેઓ આપતાં જ રહ્યાં છે ને જીવનના અંત સુધી સ્રી સેવાની ધગશ એમનામાં જાગતી રહેશે.

શ્રીમતી રાજલક્ષ્મી ચિદંબરમ કામચલાઉ આઝાદ હિંદ સરકારના સ્રીઓની બાબતનાં ડેપ્યુટી પ્રધાન હતાં. તેમની નીમણુંક ૧૯૪૪ ના જુનમાં કરવામાં આવેલી. તે પહેલાં એટલે ૧૯૪૩ના એપ્રીલ થી ૧૯૪૪ ના જુન સુધી તેઓ સિંગાપુરના હિંદ સ્વાતંત્ર્ય લીગનાં સ્રી વિભાગનાં પ્રમુખ હતાં. એ સમય દરમ્યાન તેમણે સમગ્ર મલાયામાં આઝાદ હિંદ ફોજના સ્રીવિભાગની રચના કરવામાં કીમતી સેવાઓ બજાવી હતી. તે કાર્ય માટે તેમણે આખા મલાયામાં ઝડપી પર્યટનો કર્યાં હતાં અને રેડક્રોસ પ્રવૃતિઓ વ્યવસ્થિત કરી હતી.

આમ છતાં તેમને તેમના એ કાર્યથી સંતોષ ન થયો. કેમકે એ કામ આખા દિવસનો શ્રમ માગી લેતું નહોતું. આથી ૧૯૪૪ ના જુનમાં તેમણે આખો દિવસ ચાલે તેવું કામ પોતાને સોંપવાની માગણી કરી અને નેતાજી જે કામ સોંપે તે કરવાની તૈયારી બતાવી. આથી ઉપર મુજબ તેમની નાયબ પ્રધાન તરીકે નીમણુંક કરવામાં આવી અને તેમને બર્મા મોકલવામાં આવ્યાં.

## શ્રી રાજલક્ષ્મી ચિદંબરમ



શ્રી રાજલક્ષ્મીએ આ કાર્ય સ્વીકારવામાં ખરેખર ભારેમાં ભારે ભોગ આપ્યો હતો. કેમકે તેમ કરવામાં તેમને પોતાના પતિ અને ચાર બાળકોને સિંગાપુરમાં મૂકીને જવાનું હતું તેમના સદભાગ્યે આ સ્વાર્થત્યાગના કાર્યમાં તેમના પતિ શ્રી એમ. કે. ચિદંબરમ જેઓ પોતે હિંદ સ્વાતંત્ર્ય સંઘના અથાક મહેનતુ પ્રમુખ હતા તેમનો સંપૂર્ણ સાથ હતો.

૧૯૪૪ના જુલાઇથી ૧૯૪૫ના જાન્યુઆરી સુધી શ્રીમતી ચિદંબરમે રંગુનમાં કાર્ય કર્યું હતું. ત્યાં તેઓ આખો સમય રેડક્રોસની પ્રવૃત્તિઓ વ્યવસ્થિત કરવામાં મશગુલ રહેતાં હતાં. સખત પરિશ્રમને લઇ તેમની તંદુરસ્તી બગડવા પામી, પણ તેની તેમને દરકાર નહોતી. તબીબોએ તેમને સારવાર તથા આરામ માટે સિંગાપુર જવાની સલાહ આપી, પણ તેમણે તે સલાહ સ્વીકારવાની ના પાડી. આખરે નેતાજીએ પોતે તેમને ૧૯૪૫ના જાન્યુઆરીમાં સિંગાપોર પાછા ફરવાનું ફરમાન કર્યું.

સિંગાપોર પાછા ફર્યાં પછી પણ તેમણે સિંગાપોરના પતન સુધી પોતાના પ્રવૃત્તિઓ જારી રાખી હતી અને પતન વખતે પણ નેતાજી આગળ તેમણે લીધેલી પ્રતિજ્ઞાને વળગી રહ્યાં હતાં. તેમના પતિની બ્રિટિશ લશ્કરી સત્તાવાળાઓએ ધરપકડ કરી હતી અને લશ્કરી

પોલીસે તેમને પણ પ્રશ્નોની ઝડીઓ દ્વારા હેરાન પરેશાન કરેલાં, પરંતુ એથી હિંદની આઝાદી માટેનો તેઓનો આત્મત્યાગનો જુસ્સો મજબુત બનવા પામ્યો હતો.

આજ તેઓ મલાયાના હિંદીઓને રાહત આપનારાં કાર્યો પાછળ પોતાની શક્તિઓ ખર્ચી રહ્યાં છે.

*

## કુ. કાન્તાબહેન ખેતાણી



કુ. કાન્તાબેન ખેતાણીની ૨૦ મા વર્ષની વર્ષગાંઠ ઉજવાયે હજુ ઘણો સમય વિત્યો નથી. તરૂણાવસ્થા વટાવી જીવનના ઉંબરા પર પગ મૂકયે હજી ઝાઝો સમય પણ થયો નથી, ને છતાંયે એમની જીવન વિષેની દૃષ્ટિ સાહસિકતાના રંગે રંગાએલી છે! એઓ નિખાલસ રીતે કબુલે છે કે, તેમનામાં જે હિંમત અને સાહસિક વૃત્તિ છે તે જૈન ગુજરાતી કુટુંબમાં ભાગ્યેજ જોવા મળે, છતાં તેમનામાં હોવાનું કારણ તો જાપાન દેશના સ્વતંત્ર વાતાવરણમાં તેમનું વિતેલું બચપણ, અને ઉછેર મુખ્ય કારણ છે.

તેઓ કહે છે કે, 'એક દિવસ એવો હતો જ્યારે હું ફેશનમાં માનતી હતી. જ્યારે મેં હિંદુસ્તાનના કિનારે પગ મૂકયો ને જ્યાં સુધી મેં બાપુજીને મળવાનો નિર્ણય નહોતો કર્યો ત્યાં સુધી હું રેશમી અને સાટીનના વસ્ત્રોમાં જ સજ્જ રહેતી.' ચેરી ફુલની ધરતી પરથી વર્ધાના આશ્રમ પરત્વેનું આકર્ષણ સાથે જ ધ્યાન ખેંચી લેવું હતું, ને માબાપ પણ મચક આપે તેમ નહોતાં. છતાં એ પોતે પણ એટલાં જ મક્કમ હતાં અને એમણે પણ બાપુજીનો જ અખતરો પોતાની સફળતા માટે અજમાવ્યો. એમણે ઉપવાસ આદર્યો ને સંભળાવી દીધું: 'જ્યાંસુધી વર્ધા સહિસલામત રીતે હું પહોંચીશ નહિ. ત્યાં સુધી હું ઉપવાસ છોડીશ નહિ.' પિતાએ આખરે એક શરતે મચક આપી, ને પુત્રીને પણ થોડુંક નમતું જોખવું પડ્યું. શરત એ હતી કે, 'ગાંધીજીની સલાહ જો માબાપની મરજી વિરૂદ્ધની હોય તો એણે એ પ્રમાણે વર્તવાનું નહિ.' છેવટે એ વર્ધા પહોંચ્યાં. ત્યાં શ્રી. મહાદેવભાઈ દેસાઈએ એમનું ઉમળકાભેર સ્વાગત કર્યું ને તેમને બાપુજીની સાથે મેળવી આપ્યાં. એમના વર્ધા ખાતેના મુકામ દરમિયાન એમને ખાવાપીવાની બાબતમાં તેમજ બીજા કાર્ય પ્રસંગો જોવા મળ્યા. વળી તેઓ કબુલે છે કે; તેઓ સ્વતંત્ર રીતે વિચારતાં તેમજ કાર્ય કરતાં શીખ્યાં. પોતાના કોમની એરોમની જોડ તેમણે બાપુજીને હવાલે કરી ને બદલામાં બાપુએ એમના પિતા પર એક પત્ર લખી આપ્યો. આ પત્રના સંરક્ષણ નીચે તેઓ ફરી પિતાને ઘેર વઢવાણ પાછા ફર્યાં, ને પોતાનો અભ્યાસ શરૂ કરી દીધો.

૧૯૪૨ ની આઠમી ઓગષ્ટ—અને 'ક્વીટ ઈન્ડીયા' નો બુલંદ શોર હવામાં ગાજી ઉઠયો; ત્યારે તેમણે આસ્તે રહીને પરંતુ દૃઢપણે રણમાં ઝુકાવ્યું. માબાપની ચેનવણી સામે 'Quit House' ની ચેલેંજ ફેંકાઈ ચૂકી હતી.

'કરેંગે યા મરેંગે' નું સૂત્ર આ સાહસિક યુવતી માટે વધુ પડતુ નહોતું.

કાઠિયાવાડમાં આવેલા વઢવાણ શહેર અને મુંબઇ વચ્ચે કેટલીયે વાર તેમની ધરપકડ થઇ, એમના પર કામ ચાલ્યું, પરંતુ આખરે પિતાની દોલત વડે વઢવાણ શહેરમાં એક છાવણી ચલાવવામાં સફળ થયાં. તેમણે કેટલાંક કાર્યકરોને એકઠા કર્યા. તેઓ સભાઓ ભરતાં, સરઘસો કાઢતાં ને 'Quit India' ની ચળવળ સાથે સંકળાયેલી બીજી કેટલીયે પ્રવૃત્તિઓ ચલાવતાં. ૧૯૪૩ ની આખરમાં એમને જાણ થઇ કે, એલ્ફીસ્ટન કોલેજમાંથી તેમને બાતલ કરવામા આવ્યાં હતાં, એટલે એમણે અધુરો રહેલો અભ્યાસ ફરી શરૂ કરવા બનારસ હિન્દુ યુનિવરસિટી તરફ મીટ માંડી. ત્યાં દાખલ થયાં અને ફરી એકવાર કિતાબોના ઢગ વચ્ચે બેસી ગયાં. ઈન્ટરની પરીક્ષા સફળ રીતે પસાર કરીને સાવ એકલાં બનારસથી કલકત્તા ગયાં. અલ્હાબાદ, દીલ્હી અને મદ્રાસનો પ્રવાસ કર્યો. અને બાકી રહેલો અભ્યાસ પુરો કરવા ફરી તેઓ લખનૌ ગયાં. મુસાફરી માટેનો તેમનો પ્રેમ તેમજ સાહસ તેમને દર વેકેશનમાં પોંડીચેરી, કેપ કોમોરીન, કોચીન, બેંગલોર, મ્હૈસુર વગેરે સ્થળોએ ફેરવે છે. તેમની મુસાફરી હંમેશા રખડપટ્ટી જેવી જ હોય છે. કાન્તાબહેનનું જીવન હજુ પણ મહાત્માજી તેમજ સરદાર વલ્લભભાઈ પટેલની પાસેથી વારે વારે મેળવેલી સલાહ મુજબ જ વિતે છે.

' 'જીવનમાં કાંઇક કરવાની તમન્ના છે, ભાવિ શું છે એની મને ખબર નથી, પણ એટલું જાણું છું કે મારૂં ભાવિ મારી મરજી મુજબ ઘડાશે'—આ છે એમનો મુદ્રા લેખ. હિંમત અને ઉત્સાહ વડે બળ મેળવીને તેઓ જીવન વિતાવે છે, અને એ જ છે એમની વીશ વર્ષના જીવન દરમિયાન ઉપાદાન કરેલી મૂડી.

**નરોત્તમ શાહ.**

# જીવનની કળા



મૂળલેખિકા :
**'મીસ આઇ. વીલી.**

અનુવાદક :
**શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ**

*

**સા**માન્ય રીતે આપણું જીવન સિત્તેર વર્ષનું ગણીએ તો વીસ વર્ષ દુનિયાદારીમાં પ્રવેશવાની તૈયારીમાં જાય ને ત્રીસ વર્ષ જીવનના ઘડતરમાં જાય છે. ફુરસદના સમયમાં આપણે જીવી જાણવા પ્રયત્ન કરીએ છીએ, એટલે સ્વાભાવિક રીતે જ સફલતા પ્રાપ્ત કરી શકતા નથી. એટલે સાચું જીવન જીવવાની આપણે ગંભીર રીતે શરૂઆત કરીએ એ દિવસ જ કાં તો ઉગતો નથી અગર તો ઘણો જ મોડો ઉગે છે.

આપણે વૃદ્ધાવસ્થા લેખીએ છીએ તેને પ્રવૃત્તિમય બનાવવા વૈદકીય વિજ્ઞાન પ્રયત્ન કરી રહ્યું છે. પરંતુ જીવન જીવવાની તૈયારીમાં આપણે પહેલાં વીસ વર્ષ ગુમાવવાં જ જોઇએ એ આપણી પ્રાચીન માન્યતાથી આપણે અળગા થઈ શકતા નથી. બાલ્યકાળમાં નકામા જતા વર્ષોમાં પ્રવૃત્તિમય જીવન ન ઘડી શકાય?

હું આઠ વર્ષની બાલિકા હતી ત્યારે મારા બાપે મને એક સાયકલ આણી આપી. સાયકલ ચલાવતાં શીખી કે તુરત જ તેમણે મારા ખીસ્સામાં થોડા પૈસા મુકી આજુબાજુનો પ્રદેશ જોઈ આવવા સૂચના કરી; દશ વર્ષની વયે હું ફડફડાટ વાંચતી ને થોડુંક લખતી, તે સિવાય તો હું સાવ બીનકેળવાયલી ગણાઉં; પરંતુ લંડનની આજુબાજુના પચાસ માઇલના વિસ્તારમાંનું એકે ગામ કે શહેર મારાથી અજાણ્યું રહ્યું નહોતું. એ વિસ્તારની એક પણ ધર્મશાળા એવી નહિ હોય કે જ્યાં હું રાતવાસો ન રહી હોઉં. પોતાની શેરી જેટલી જ એ તમામ વિસ્તારની હું સંપૂર્ણ માહિતગાર બની ગઈ હતી.

અગિયાર વર્ષની ઉંમરે મારી સાયકલ, એક નાનકડો બિસ્તરો ને વડીલોના આશીર્વાદ લઈ હું ઉપડી. ગજવામાં પાંચ પાઉન્ડની નોટ હતી. સીધી કેમ્બ્રીજ યુનિવર્સિટીમાં પહોંચી, અનુભવી પ્રવાસી પેઠે ઓરડી ને ખાણાનો હુકમ આપ્યો, અને એક અઠવાડીયું ત્યાં રોકાઈને આજુબાજુના પ્રદેશમાં ઘુમી વળી. સાંજે સીનેમામાં જતી કે સરકસમાં વખત કાઢતી. એ રખડપટ્ટી દર્મીઆન મેં ઘણા મિત્રો કર્યા. એમાંના ઘણાખરા હલકા વર્ગના ધંધાદારીઓ હતા. ગમે તેવા સાઈકલીસ્ટ જોડે હું હોડ ઉતરવાની શરત મારતી ને હરાવતી. હરિફાઇ પછી નજીકની હોટેલમાં અમે લહેરથી મીજબાની ઉડાવતાં. કોઇ પણ વ્યક્તિએ મારો મૈત્રીભર્યો સત્કાર ન કર્યો હોય એમ બન્યું નથી.

બાર વર્ષની થઈ ત્યારે મારા બાપને લાગ્યું કે હવે મને પાંખો આવવાની જરૂર હતી. તેમણે મને સો પાઉન્ડની નોટ આપી અને નોર્વેની ટ્રેન ટીકીટ કઢાવી આપી. એ આખાય પ્રવાસની વિગતવાર નોંધબુક મેં રાખી હતી. ત્યાંના પ્રદેશનાં એમાં આબેહૂબ વર્ણનો હતાં. એ ભાષામાં જે સરલતા ને વેગ ભર્યો હતો તે પછીનાં અભ્યાસી વર્ણનોમાં પણ આવ્યાં નહોતાં. ટ્રોન્ટ્રીમ ઉતરીને સહપ્રવાસીઓ જોડે મેં મૈત્રી કરી લીધી. મારી સાદાઇ ને એકલતાનો લાભ લેવા ઇચ્છનાર યુવાનો જોડે હું ખાસ પ્રસંગ પડતી ને એમને બનાવતી. જીવનના મ્હારા જ્ઞાને મને પરિસ્થિતિ ઉપર શાંત અને સંપૂર્ણ સંયમ રાખવતાં શીખવ્યું. પાછા ફરતી દરેક મિત્રની ભાવભીની વિદાય મેળવતી. એક વખતે હું પોતે ઉતરી હતી તે જગાનું નામ ભૂલી ગઈ, તેથી શોધવામાં આખી રાત હું ટ્રોન્ટ્રીમની શેરીઓમાં રખડી અને છેક સવારે મને અસલ જગા જડી.

બાકીના સમયમાં હું વાંચતી લખતી. અનેક વર્તમાનપત્રો વાંચી કાઢતી ને અસંખ્ય નવલિકાઓ લખતી. હાથ ચડે એ દરેક પુસ્તકને વાંચતી. શેક્સપીઅરથી માંડી એ જમાનાનું હલકું સાહિત્ય પણ મેં વાંચી કાઢ્યું હતું. બ્રીટીશ મ્યુઝિયમની હું અવારનવાર મુલાકાત લેતી. ત્યાંથી વિગતો મેળવી મેં એક પાઠ્યપુસ્તક લખી કાઢ્યું હતું. રાત્રે થિયેટરોમાં જતી અને ઘેર મોડી આવતી ત્યારે મારી પાસેની કુંચીથી ઓરડી ઉઘાડી સૂઇ જતી.

છેવટે મને શાળામાં મૂકવામાં આવી. ત્યાં કહેવાતું જ્ઞાન મેળવવામાં મેં ઘણાં વર્ષો ગુમાવ્યાં. બીજા કેળવણી પામેલાંની પેઠે મેં જ્ઞાન મેળવ્યું ને વિસાર્યું. એમ છતાં એ અનુભવ પણ કામનો હતો. જગતમાં વિચિત્ર માનવીઓ વસે છે તેની મને સમજ પડી. એ લોકોની સાથે હળીમળી જવાની મેં તૈયારી કરી, પણ એ લોકોની દૃષ્ટિએ હું પણ એમને વિચિત્ર પ્રાણી ભાસતી. મારા સહાધ્યાયીઓની બુદ્ધિ મને ઉપરછલી લાગતી. ઇંગ્લેંડની એકે એક નદીનાં નામ તેમને મોઢે હતાં, પણ આયા કે નોકર સાથે ન હોય ત્યાં સુધી તેઓ શેરી પણ ઓળખી શકતાં નહિ. તેમને સરવાળા બાદબાકી આવડતાં પણ તેમને દ્રવ્યના મુલ્યની

સમજ નહોતી. ગજવામાં થોડા પૈસા લઈ એમણે વરસાદમાં કદીયે બહાર પગ મૂકયો નહોતો કે કોઈ પણ જાતની ખરીદી જાતે કરી નહોતી એમને જાતીય ભેદભાવની ગમ નહોતી. નાદારી, ગુન્હેગારી, રાજનીતિ કે ગરીબાઈની એમને ખબર નહોતી. કલા ને સાહિત્યની એમને સાચી કીંમત નહોતી.

પછી મેં મારૂં સાચું જીવન જીવવાનું શરૂ કર્યું અને બેલ્જીયમ ને જર્મનીમાં જઈ વસવાટ કર્યો. કામ કરીને અને લેખો લખીને જે મળ્યું તે કમાણીમાંથી હું બની શકે તેટલો પ્રવાસ કરતી. વીસ વર્ષની વયે તો હું સ્વાશ્રયી બની ચૂકી હતી. મિત્રોનાં ખર્ચ વેઠવાનાં ન હોત તો મારે નાણાંની પણ જરૂર નહોતી. જીવનના ઘણા ખરા પ્રશ્નોનો દશ વર્ષમાં જ મેં જાતિઅનુભવ મેળવી લીધો હતો. એટલે ગમે તેવી આપત્તિમાં હું દમ ખાતી નહિ કે મનની શાંતિ ગુમાવતી નહિ. ઉપસ્થિત થતા તમામ કોયડા હું જાતી અનુભવથી શાંતિથી ઉકેલતી, દ્રવ્યની કીંમત અને તેની બીનજરૂરીઆત પણ હું સમજતી અને જરાપણ ચિંતા વિના હું ટીંબકટુનો પ્રવાસ ખેડી શકતી. હવે, વસ્તુઓનો વિવેક કરતાં પણ શીખી હતી. સ્વાભાવિક મૂલગત ભૂલો મેં કરી હતી પણ પારકા વિચારોને અનુસરવામાંથી બચી ગઇ હતી. બીજાં મનુષ્યો ચાલીસ વર્ષે જે પ્રવાસનો અનુભવ મેળવે તે મેં વીસ વર્ષે મેળવી લીધો હતો.

મારા શરૂઆતના જીવનની કીંમત આંકવી મુશ્કેલ છે, પરંતુ એટલું તો નક્કી છે કે, હું સાત વર્ષની હતી ત્યારથી જ સાચું જીવન જીવતાં શીખી હતી; એટલું જ નહિ, પણ અનુભવોનાં આબેહુબ વર્ણનો પણ લખી શકી હતી.

પુખ્ત વય એ કલ્પનાની વસ્તુ છે. પરંતુ હું તો દશ વર્ષની વયે જ પુખ્ત વયની થઇ ચૂકી હતી. કોઇપણ વ્યક્તિને તક મળે તો જે વયે દલીલ અને વ્યવહારિક બુદ્ધિ પ્રાપ્ત થાય તે વયે મને પ્રાપ્ત થઇ હતી. પંદર કે વીસ વર્ષે જીવન જીવવાનું શરૂ કરવું એ ઘણું ખોટું લેખાય. જીવનની લંબાઇ જોતાં એ પ્રમાણસર નથી.

મારી પેઠે બધાં બાલકોને કેળવણી આપવામાં ઘણુ જ જોખમ જણાશે; પરંતુ દેશના રીતરિવાજો પર એનો આધાર છે. દશ વર્ષની વયનાં બધાં જ બાલકો પુખ્ત વયનાં લેખવામાં આવતાં હોય તો અત્યારે અંદર કે અઢાર વર્ષે તેઓ જે જોખમમાં ઉતરે છે તેનાથી જરાય વધારે જોખમમાં ન ઉતરે. અત્યારે આપણામાં મોળે સાન કહેવાય છે, પરંતુ સામાન્ય નિયમ દશ વર્ષનો ઠરાવવામાં આવે તો પણ સાન આવે. અત્યારની પરિસ્થિતિમાં પણ કોઇ ખાસ જોખમ નથી. કદાચ કંઈક બને, પણ ગમે તે પરિસ્થિતિમાં તેવું બનવાનો સંભવ રહે છે જ ને કોઇક દિવસ તેવું બનવાનું જ. જગત મોહક છે તેમ જ જોખમ ભરેલું પણ છે; એટલે હંમેશાં સલામતી માટે ચિંતા કર્યા કરવી તે તોફાનમાં વીજળી ન કલ્પના કરવા જેટલું વિચિત્ર છે.

જીવવું એ હોવાની એક જ વાત જીવનમાં મુખ્ય છે. ગમે તે જોખમ ખેડતાં ડરવું નહિ. થવા નું હોય તે તો થાય જ છે, પછી આવી પડતી મુશ્કેલીથી ડર્યા વગર ધાર્યું કામ કર્યે જ જવું જોઇએ.

આજે યુવાન કન્યાઓ રાજકારણમાં ભાગ લેતાં શીખી છે ને એકલી બહાર જતાં ડરતી નથી ત્યારે તેમને દર વર્ષે દેશાટન કરવાની સગવડ કરી આપવામાં આવે તો તેમને ઘણું જ્ઞાન મળે.

આપણી શિક્ષણ સંસ્થાઓએ તો ખાસ કરીને દર વર્ષે કન્યાઓને વેકેશનમાં પર્યટનો કરાવવાં જ જોઇએ.



# ગેશા

પુરુષોના સાથે રસભરી વાતચીત કરવાનું, એમને ખુશ રાખવાનું ને એમની રસિક સહચારિણી બનવાનું કામ કરનારી 'ગેશા'નો ધંધો જાપાનમાં જૂનો ને પ્રતિષ્ઠિત છે. એ ધંધા માટે પદ્ધતિસરનું શિક્ષણ લેવાનો શિરસ્તો છે. એ ધંધો કેટલીક જાપાનીઝ છોકરીઓ માટે લાલિત્ય અને સુગમતાનાં જીવન સમાન છે, ક્યારેક તો માબાપ જ પોતાની છોકરીને 'ગેશા' થવાનું શિક્ષણ અપાવે છે.

આ શિક્ષણ પદ્ધતિસર લે તો ૧૦ વર્ષ ચાલે છે. 'ગેશા'ને શરૂઆતમાં સંગીત, નૃત્ય, રીતભાત, અને સૌથી વિશેષ વાર્તાલાપની મુગ્ધ કરે તેવી કલા શીખવવામાં આવે છે. ૧૮ વર્ષની ઉમર સુધી એને 'માઇકો' કહેવામાં આવે છે. એનું શિક્ષણ પૂરું થાય, ત્યારે 'માઇકો' (ઉમેદવાર–શિષ્ય) ને 'ગેશાયા' (ગેશાગૃહ)માં ધંધાધારી ગેશા તરીકે દાખલ કરવામાં આવે છે. ક્યાં સુધી એ ધંધામાં તે રહે એનો આધાર એની આવડત પર રહે છે. કોઈક તો ૮૬ વર્ષની ઉમર સુધી પણ એ ધંધામાં દેખાય છે.

જાપાનમાં પુરુષોને મુકાબલે સ્ત્રીઓનું જે હલકું સ્થાન સમાજમાં પ્રવર્તે છે, તેનાં એક પરિણામરૂપ આ ગેશા–સંસ્થા છે. જાપાનીઝ ગૃહિણીનું સ્થાન ઘરની એક ગુલામડીથી વિશેષ નથી. રાત્રે એના પતિ સાથે બહાર જવાનું એને નિષિદ્ધ છે; પતિ જ્યારે મહેમાનો પાસે બેઠો હોય છે ત્યારે પત્ની ઘરમાં ક્યાંક એક ખૂણે બેઠી હોય છે; પતિ શું ધંધો કરે છે અને એને શું મૂંઝવણો છે તેની એને સમજણ હોતી નથી. પરિણામે પ્રેમ જેવી કોઈ ચીજ છે એવો ખ્યાલ લગ્ન આપી શકતું નથી. ગૃહજીવનની આ શુષ્કતાને નિવારવા માટે સદીઓથી જાપાનીઝ પુરુષ સ્ત્રીઓનો સુકુમાર ને રસિક સહચાર મેળવવા માટે ગેશાગૃહોની મુલાકાત લેતો આવ્યો છે. 'ગેશા' એટલે 'કુશળ.' પુરુષને આરામ ને શાંતિ આપી, એની મુશ્કેલીઓને ને ઉપાધિઓને સહાનુભૂતિથી સાંભળી ગેશાએ પુરુષનો જીવનશ્રમ હળવો કરે છે.

'લાઇફ' સામયિકનો ખબરપત્રી આ હકીકતોમાં એમ પણ ઉમેરે છે કે 'નિયમિત મુલાકાતીઓની સાથે કેટલીક ગેશાઓ આ સામાજિક વિનોદથી આગળ જાય ખરી, પરંતુ એ એમના ધંધામાં આવતું નથી. કોઇ ગેશા કદાચ એના પ્રેમીની પ્રશંસા પામી પ્રિયતમા કે 'બીજી પત્ની' બની બેસે; અને પુરુષની પહેલી પત્ની અવસાન પામે તો આ બીજી પત્નીને તે પરણે એવું અને ખરું. આ રીતે કેટલાંક પ્રતિષ્ઠિત જાપાનીઝ કુટુંબોમાં કેટલીક ગેશાઓ પરણી છે. સામેનાં ચિત્રમાં 'ગેશા' થવાનું શિક્ષણ લઈ રહેલી એક સોળ વર્ષની બાલા [બાલા ષોડશવર્ષીયા'] એક આયનામાં એનું મુખપ્રતિબિંબ જોતી જોતી સોળ શૃંગારની વિધિ પતાવતી રહી છે. એ નિર્દોષ બાલ્ય અને કલામય જીવન ગેશાગૃહમાં કુત્સિત થઈ જવાની કલ્પના આઘાત નથી આપતી? શું ગૃહિણી અને કલાવતીનાં ક્ષેત્રો સદા નિરનિરાળાં જ રહેવા સર્જાયાં છે?



# આદર્શ કન્યા

લેખકઃ
શ્રી. શંકરલાલ દ્વારકાદાસ પરીખ

*

પ્રમોદરાય કાઠિઆવાડના વડનગરા નાગર કુટુમ્બના એક કુળવાન નબીરા હતા. દેશી રાજ્યના ન્યાયાધીશ હોઇ માન અને પ્રતિષ્ઠા સાથે કમાણીમાં કાંઇ કમીના ન હતી. નાગરી નાતને શોભાવે તેવાં સંસ્કારી અને સુખી ઘરસંસાર ચલાવતાં કુશળ પત્ની હતાં. શિરછત્ર તીર્થરૂપ પિતાજી આર્ય સંસ્કૃતિને છાજે તેવું આદર્શ નિવૃત્તિપરાયણ જીવન ગાળી કુટુમ્બની ધર્મભાવનાનાં બીજને નિરન્તર પોષીને જીવનની મધુરી ફોરમ ફેલાવી રહ્યા હતા. આ ત્રણે વડીલોની આંખને ઠારવા લક્ષ્મીના અવતારરૂપ એક સુન્દર કન્યા મા–બાપને ત્યાં જન્મ ધરી, એમનાં લાડકોડ પામતી નાનેથી મોટી થઇ વર્ષ પર વર્ષ વીત્યાં, અને પ્રભુને ખોળેથી ઉડીને આવી હોય તેવી દેવકન્યા સમી બાળા–બાળા મટી કન્યા થઇ અને કુમાર અવસ્થા વટાવી કન્યાકાળમાં પ્રવેશ કર્યો.

પ્રમોદરાયે પોતાના સમકુલીન અને સમોવડીયા દોલતરાયના એકના એક દીકરા સાથે સુલોચનાનો વિવાહ કર્યો. આ સહસા કાર્ય કરવાંમાં કુળ, પ્રતિષ્ઠા અને ધનની સરસાઈ આગળ ઉમરનો તફાવત કે રૂપ ગુણની ચોકસાઇ કર્યા વિના ભાવિ સુખનાં સ્વપ્ન સેવી પ્રમોદરાય અને તેમના વૃદ્ધ પિતાએ જ્ઞાતિના રૂઢિચૂસ્ત સંપ્રદાયને માન આપ્યું હતું.

થોડાંક વર્ષો બાદ દૂરદૈવે દોલતરાય એકના એક દીકરાને નાની ઉમ્મરનો મૂકી દેવલોક પામ્યા. મધુસૂદન વિદ્યાભ્યાસમાં રખડી ન પડે તે ખાતર, દોલતરાયના અવસાન પછી એક વર્ષ બાદ, પ્રમોદરાયે તેને વતનમાંથી પોતાની પાસે બોલાવી લીધો અને, પોતાના ઘર કરતાં છાત્રાલયના જીવનનું વાતાવરણ વધારે પસંદ કરી, એક સારા છાત્રાલયમાં દાખલ કરાવી, પોતાની દેખરેખ નીચે મધુસૂદનના અભ્યાસનો પ્રબંધ કર્યો. પણ નબાપુ એકનું એક બાળક છાત્રાલયનું ઉચ્ચ જીવન છતાં, અભ્યાસમાં જોઇએ તેવું દીપ્યું નહિ. દોલતરાયના મંદવાડમાંથી જ મધુસૂદન અભ્યાસમાં કાચો પડી ગયો હતો. ઉપરાંત ગામ અને શાળાની ફેરબદલી તથા છાત્રાલયના નવા વાતાવરણને કારણે મેટ્રિક સુધી પહોંચતાં બે ગોથાં ખાઈ ગયો. પરીણામે સુલોચના અને મધુસૂદન મેટ્રિકમાં સાથે થઇ ગયાં. હિન્દભરમાં લાખો કુમારો અને કુમારિકાઓના લોહીનું પાણી કરી નાખતી મેટ્રિકની પરીક્ષા આવી પહોંચી. બન્નેની પૂરતી તૈયારી છતાં, સુલોચના પસાર થઇ અને મધુસૂદન મેટ્રિકનો ખાડો ટેકી શકયો નહિ. સુલોચના કોલેજમાં દાખલ થઇ અને મધુસૂદને બીજો પ્રયત્ન કરવા હાઇસ્કૂલનો અભ્યાસ જારી રાખ્યો. કમનશીબે મધુસૂદન બીજા પ્રયાસમાં પણ નિષ્ફળ નીવડયો અને સુલોચના પ્રિવિયસમાંથી ઇન્ટરમાં ગઈ.

દોલતરાયના અવસાન પછી આ ઘટનાથી પ્રમોદરાય, તેમનાં પત્ની અને પિતાજી ખાધે પીધે સોસાઈ જતાં હતાં. અને હવે શું થાય? એ પ્રશ્ન નિરંતર તેમનાં કાળજાં કોરી ખાતો હતો. પોતાની જ્ઞાતિમાં રાજીનામું આપી બીજી

નાગરી નાતમાંથી કોઇ લાયક મૂરતીઓ શોધી સુલોચનાને સુખી કરવી. એવા વિચારતાં બીજ પ્રમોદરાયના દિલમાં ઉતારવાના પ્રયત્નમાં મિત્ર મંડળ સફળતા મેળવી શક્યું. પ્રમોદરાયનું મન તો પીગળ્યું, પરન્તુ પત્ની અને પિતાજીને કેમ સમજાવાય? કદાપિ પત્નીને ચાલતી વ્હેલમાં બેસાડી દેવાય, પણ વડીલને તો આ વાત કેમ કહેવાય? સહૃદયી ઇષ્ટ મિત્રોએ એ બીડું ઝડપ્યું અને પ્રમોદરાયના પિતા તથા પત્ની પાસે સુલોચનાનાં ભાવિ સુખદુઃખનાં દશ્યો ખડાં કરી, બન્નેની ગર્ભિત સંમતિ મેળવી લીધી. ઘરમાં પડદા પાછળ ચાલતી આ મશલતોનો મર્મ સુલોચના કળી ગઇ હતી અને પોતાના કારણે ઘરમાં ભાંજગડ પેઠી છે એવી પ્રતીતિ એને થઇ ચૂકી હતી; એટલું જ નહિ, પણ વડીલોની જેમ એના દિલમાં પણ ચિન્તાની ચિનગારી સદા પ્રજ્વલિત રહેતી.

*

પ્રમોદરાયને બંગલે આજ એક નાનું પ્રીતિભોજન યોજાયું હતું. ઇન્ડીઅન સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી એક સાઠોદરા નાગર ગૃહસ્થ તાજેતરમાં રાજ્યના ન્યાયખાતામાં જોડાયા હતા. તેમના સન્માનમાં આ સમારંભ પ્રમોદરાયની સંમતિથી તેમના મિત્રમંડળે યોજ્યો હતો. આ નિમંત્રણ પાછળ બે હેતુ સમાએલા હતાઃ એક સુશિક્ષિત નાગર ગૃહસ્થ પ્રમોદરાયના પોતાના જ ખાતામાં નવા દાખલ થયા હોવાથી તેમનો સત્કાર કરવાની પ્રમોદરાયની ફરજ હતી અને બીજો હેતુ સુલોચનાના સમર્પણ માટે એ ગૃહસ્થને પોતાના કુટુમ્બ સાથે નિકટ પરિચયમાં લાવવાની તક લેવી હતી, એ હતો. પ્રમોદરાય અને તેમના મિત્રમંડળના આ બન્ને અર્થ સર્યા. પત્ની અને પિતાની આંખ ઠરી. હવે કામ કેમ ઉકેલવું એવા વિચાર અને મસલતોમાં એક અઠવાડીઉં વટાવી પેલા નાગર ગૃહસ્થને બીજે રવિવારે ચાહપાણી માટે આમંત્રણ આપ્યું.

આ મિલનની પાછળ રહેલા વડીલોના આશયને સુલોચના સમજી ગઇ હતી અને તે વિષે કાંઇ પણ પૂછપરછ કરવામાં આવે તે પહેલાં તેણે પોતાના ભાવિ માટે મન સાથે ચોક્કસ નિર્ણય કરી લીધો; અને આ વિકટ પરિસ્થિતિમાંથી કેમ પસાર થવું તે વિચારી લીધું.

પ્રમોદરાયના કુટુમ્બની દિનચર્યા મુજબ રાત્રે દાદાજીએ રામાયણના પાંચ અધ્યાય સંભળાવ્યા. પછી આડીઅવળી સુખદુઃખની વાતો કરતાં સુલોચનાની માતાએ વાત ઉપાડી અને જાણે દાદાજીને પૂછતાં હોય તેમ કહ્યું: 'દોલતરાયના દીકરા સાથેનો વીવાહ ફોક કરી સુલોચનાને પેલા સિવિલિયન નાગર ગૃહસ્થને દઇએ તો કેમ?' આ સાંકેતિક પ્રશ્નના જવાબ માટે પ્રમોદરાય અને દાદાજીની સંમતિનો સવાલ જ મ્હોતો; પરંતુ માત્ર સુલોચના પાસે જ વાત ખુલ્લી મૂકવી હતી. સુલોચના જે વાતની અગાહી કરી રહી હતી તે વાત આજ આગળ આવી અને માતાના મ્હોંમાંથી નીકળેલાં આ વચન સાંભળી ક્ષોભ પામી. પાંચ દસ મિનિટ સૌ શાન્તીથી બેસી રહ્યાં. આખરે સુલોચના ત્યાંથી ઊઠી ગઇ અને એની પાછળ પ્રમોદરાય અને તેમનાં પત્ની પણ નિશ્વાસ નાખી પોતાના ખંડમાં ચાલ્યાં ગયાં.

*

સુલોચનાના દિલમાં ડૂમો ભરાઇ આવ્યો. 'પોતાના ભાવિ માટે વડીલોને આ શો સંતાપ?' આ વિચારે તેનું ચિત્ત ભમી ગયું. એકવાર તેણે ખૂબ રડી લઇ હૈયું હળવું કર્યું. હાથ મ્હોં ધોઇ જરા સ્વસ્થ થઇ સુવાનો પ્રયત્ન કર્યો. પણ કેમે કરી ઊંઘ આવી નહિ. વડીલોને મૂંઝવતા આ પ્રશ્નનો તોડ કેમ વાળવો અને આ નવી દરખાસ્તનો શો નિવેડો કરવો, એ વિચારમાળામાં પસાર થતા રાત્રિના શાન્ત કલાકોમાં કોઇ વાર કૂતરાંના ભસવાથી કે

ઘડીઆળમાં વાગતા ટકોરાથી જ માત્ર વિક્ષેપ પડતો. ચિન્તાતુર અને વ્યગ્ર ચિત્ત છતાં બાર ઉપર એનો ટકોરો થયા પછી નિદ્રાએ તેને ઘેરી અને ત્રણ–ચાર ગણવા તેનાથી જાગી શકાયું નહિ. પરોઢ થયું, પાંચનો 'એલાર્મ' વાગ્યો અને તે સફાળી ઊઠી ગઈ. મ્હોં ધોઇ, પ્રાતઃકાળની પ્રાર્થના બાદ પરમાત્માનું આરાધન કરતી બેઠી અને સુલોચનાને સદ્બુદ્ધિ સૂઝી આવતાં પ્રભુએ તેના દિલમાં પ્રેરણા કરી :

> "મારે માટે તમે પ્રથમ જેને કંકુએ વધાવ્યા છે, તે ભલે ગમેતેવા હોય, પણ હું તેમને જીવનભર સુખેથી નિભાવી લેવા તૈયાર છું. મારી ખાતર તમે જગતમાં બેવચની થશો નહિ અને કરેલા વિવાહ ફોક કરી તમારી અને કુટુમ્બની પ્રતિષ્ઠા પર પાણી ફેરવશો નહિ. તમો વડીલોએ મારા ઉછેરમાં જે શિક્ષણ અને સંસ્કાર આપ્યાં છે, તે મારા ભાવિ સુખને માટે બસ છે. મારા ભાગ્ય માટે વિધિએ જે લેખ ઘડયા હશે, તેમાં હું જીવનભર સુખ અને સંતોષ માનીશ. માટે બીજો વિચાર પડતો મૂકી, મારા હાથ કંકુવાળા કરો કે જેથી આપ સૌના શાન્તિમય જીવનમાં જે વિક્ષેપ આવ્યો છે, તે દૂર થાય."

આ પ્રમાણે ચીઠ્ઠી લખી નાંખી; અને મન ઉપરથી જાણે અપાર ભાર ઊતરી ગયો એથી મન અને શરીર હલકાં થયાં. સુલોચના સ્વસ્થ થઈ દૈનિક કાર્યક્રમમાં ગૂંથાઈ ગઈ. માતાને લાગ્યું કે રોજ કરતાં સુલોચના આજ વધુ ચંચળ દેખાય છે. ઝટપટ પરવારી સમય થતાં કૉલેજમાં જતી વખતે તે માતા પાસે ગઈ અને પેલી ચીઠ્ઠી તેમના હાથ મૂકી અને તે ઉઘાડીને વાંચે તે પહેલા તો તે ત્યાંથી ચાલી ગઈ.

માતાએ ચીઠ્ઠી વાંચી અને પ્રમોદરાય કોર્ટમાં જવા તૈયાર થતા હતા, ત્યાં જઇને તેમના

## રસમાં રંગ ચઢે



મીઠાં અમૃત વરસે આભ,
રસમાં રંગ ચઢે,
રસીયા રસથી રમીયે રાસ,
રસમાં રંગ ચઢે.
વાદળ ચાળણીથી ચળાતી ચાંદની,
ચમકાવે સાળુડાની કોર રે;
મીઠી હલક ને ઝમક રાસની
જમાવે રંગ રાજ ઓર રે,
રાસમાં રંગ ચઢે.
રાસે રમે રસ સુંદરીઓ,
ચાંદની ઝીલે ભરી અંજલીઓ,
ઊરનો આનંદરસ રેડે સુંદરીઓ,
છલકાવે ભરી ભરી અંજલીઓ,
રસમાં રંગ ચઢે.
મીઠા અમૃત વરસે આભ,
રસમાં રંગ ચઢે.
રસીયા રસથી રમીએ રાસ,
રસમાં રંગ ચઢે.

અવિનાશ ગજાનન મુનશી

હાથમાં મૂકી. પ્રમોદરાયે ચીઠ્ઠી વાંચીને તે પાછી આપતાં કહ્યું: 'હવે બાપાજીને વંચાવજો.' ત્રણેના મનમાં અનેક તરંગો ઉભરાયા અને ઓસર્યાં. સુલોચનાની ચીઠ્ઠીએ દરેકને અંતરના ઊંડાણમાં ઊતારી દીધા. અને તેના સંકલ્પે વડીલોમાં દિલ પીગળાવી નાંખ્યાં. દીકરી પ્રત્યે માનના ઉમળકા આવ્યા અને નૈસર્ગિક પ્રેમમાં આંસુ સર્યાં.

દૈનિક દિનચર્યા મુજબ તે રાત્રે રામાયણની કથા પૂરી થઈ કે તરતજ આજના ગંભીર વાતાવરણમાં સુલોચનાએ ઉમેરો કરતાં કહ્યું: 'હવે અભ્યાસ આગળ વધારવા મારું મન ના કહે છે. આપ સૌની આજ્ઞા હોય તો કાલથી કોલેજમાં જવાનું બંધ કરું.' સુલોચનાની આ નવી વાતથી વડીલોના મન ઉપર એક વધુ પડઘો પડ્યો. દીકરીની આવી સારી સમજ પ્રત્યે માન ઊપજતાં સૌ કોઇ સજળ નેત્રે સમસમી બેસી રહ્યાં. થોડી શાન્તી પછી દાદાજીએ ગદ્‌ગદ્ કંઠે પુત્રવધૂને સલાહ આપી: 'સુલોચનાની વાતને વિના સંકોચે વેળાસર વધાવી લ્યો. એમાં જ વિવેક અને ડહાપણ છે. આપણા અધઃપતનમાંથી પ્રભુએ આપણને ઊગારી લીધા. તેણે આપણી લાજ રાખી.' આમ સુલોચના મધુસુદન સાથે સ્વેચ્છાએ લગ્નથી જોડાઈ!

તે જ વર્ષમાં મધુસુદન મેટ્રિકનો ખાડો વટાવી કોલેજમાં દાખલ થયો- અને ચાર વર્ષમાં બી. કોમ.ની ડીગ્રી લઇ સંસાર સાગરમાં પોતાની નૌકા ઝૂકાવવા બહાર પડયો. સદ્‌ભાગ્યે પ્રમોદરાયની લાગવગથી એક ખાંડના કારખાનાનો એસિસ્ટન્ટ મેનેજર નિમાયો અને કારખાનાના વિસ્તારમાં એક નાના બંગલામાં મધુસુદન અને સુલોચનાએ પોતાનો જીવનવ્યવહાર શરુ કર્યો. ત્યાં પણ સુલોચનાએ પોતાની જીવનની સુવાસ ચારે દિશામાં ફેલાવી. સૌથી પ્રથમ તેણે પોતાનું ઘરકામ કરતી એક દક્ષિણી મજૂર કન્યામાં સુઘડતા અને સ્વચ્છતાના સંસ્કાર પાડયા. કોઈ અજાણ્યાને ખબર ન પડે કે આ કોઈ મજૂર છોકરી છે. સ્હામા-ઉપર સંસ્કાર પાડવામાં સુલોચના જેટલી પ્રતિભાશાળી હતી, તેટલી જ કુશળ અને ગુણગ્રાહી હતી. ગૃહ-ઉદ્યોગોમાં અને કળાઓમાં તેના જેવી નિપૂણ ગૃહિણીઓ થોડી જ હશે. તેણે મજૂર કન્યાની મા પાસેથી વાંસનું ભરતકામ શીખવા તેને પોતાની શિક્ષીકા બનાવી અને સાઠ્ઠી વાંસની ટોપલીઓ અને ફૂલછાબોમાં સુલોચનાએ પોતાની કળા ઉમેરી પોતાના મકાનના સુન્દર શણગારમાં વધુ ઉમેરો-કર્યો. તેની મધુર વાણી અને પ્રેમે કારખાનાનાં મજૂર બાળકોને પોતાનાં કર્યાં. બાળકોને એ શીખવતી અને સુઘડતાના પાઠ આપતી. મનુષ્ય જીવનની મધુરી સુવાસ કોને ન આકર્ષે? તેમાં ય વળી પારસી બાઇઓ જેવા સર્વગ્રાહીઓ તો ચૂકે જ કેમ? કારખાનાના મેનેજર મિ. પેસ્તનશાહની નાની પોરી સુલોચના પાસે છૂટથી આવવા લાગી, અને સુન્દર પારસી બાળાને સુલોચનાએ પોતાની કરી લીધી. સુલોચનાની આવી નિઃસ્વાર્થ સેવાઓના બદલામાં ગરીબ મંજૂર વર્ગ પોતાનો પ્રેમ અને સદ્‌ભાવ આપી રહ્યાં હતાં. જ્યારે મેનેજર સાહેબે પોતાની દીકરીને શીખવવા બદલ કાંઈક દ્રવ્યથી બદલો આપવાની ઇચ્છા દર્શાવી ત્યારે સુલોચનાએ જવાબ આપ્યો: 'શેઠ સાહેબ, અમારાથી વિદ્યા તો ન વેચાય. એ વિભૂતિથી તો સ્નેહ ને સદ્‌ભાવ જ ખરીદાય!!

(ગતાંકથી ચાલુ)

વળી એક ઇનામ આવ્યું. ઓસિરીસ ઇનામના ૫૦ હજાર ફ્રાંક આવ્યા. તેમાંથી થોડા બચત અર્થે રોક્યા. બાકીનામાંથી પીરેના ભાઈને અને મેરીની બહેનોને ભેટો મોકલી; વૈજ્ઞાનિક મંડળોના લવાજમો મોકલ્યા. લેબોરેટરી મદદનીશોને, મેરીની ગરીબ સખીઓને ભેટો મોકલી. થોડો પોતાની સગવડનો પણ વિચાર કર્યો. પોતાના મકાનમાં એક સરસ બાથ-રૂમ બનાવરાવી; મકાન સાફસૂફ કરાવ્યું. પણ એક નવી હેટ–ટોપી ખરીદવાનું મેરીને ન સૂઝયું! પીરેને નોકરી છોડાવી; પરંતુ પોતાનું શિક્ષક તરીકેનું કામ તો ચાલુ જ રાખ્યું.

કીર્તિ એક અજબ અરીસો છે. કેટલીક વાર સાચું દર્શન કરાવે છે, તો કેટલીક વાર અજબ વિકૃતિ પેદા કરે છે. છાપાંઓમાં જાહેર થયું કે કયુરી દંપતીનો રેડીયમના જથ્થાનો થોડો ભાગ અકસ્માત ખોવાઈ ગયો છે, ત્યારે એવા ચિત્રો આવ્યાં કે તેઓ પોતાના ગમાણ જેવા એકઢાળિયામાં પૂરાઈ ગયા છે, કોઈને દાખલ થવા દેતા નથી અને ઝાડુ લઈને ખુણે ખુણા સાફ કરે છે અને ખોવાયેલ તત્ત્વ શોધવા પ્રયત્ન કરે છે।

કીર્તિના પ્રકાશમાં કયુરી દંપતી એટલા બધા અંજાઈ ગયાં કે તેઓ શાંતિ માટે નાસી છૂટવા ગામડામાં ચાલ્યા ગયાં. સાયકલ પર સામાન્ય ડ્રેસમાં નીકળેલા બે જણને કોણ માને કે એ વિજ્ઞાનની વિભૂતિઓ હશે? અને જાણકારને પણ તેમને ઓળખવામાં મુશ્કેલી ઊભી થતી. પણ એક અમેરિકન પત્રકાર પાછળ પડયો. એક મચ્છીમારના ઝુંપડાં આગળ તેમને પકડી પાડયાં. તેના પત્રના અધિપતિએ કયુરી દંપતીની મુલાકાત માટે તેને મોકલ્યો હતો, પણ પત્રકાર મુંઝવણમાં પડયો. આ સ્ત્રી જગપ્રસિદ્ધ વૈજ્ઞાનિક! કોઈ ભૂલ નથી થતી ને? ઉઘાડા પગે, બારણાના પગથીયાંમાં રેતી ઉછાળની આ સ્ત્રી મેડમ કયુરી હોય?

જગતની મહાન સ્ત્રી–વૈજ્ઞાનિક



# મેડમ કયુરી

લેખક
ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

*

સ્ત્રીએ મોં ઊંચું કર્યું અને પત્રકારે જોયેલા ફોટા સાથે સામ્ય નિહાળ્યું; તે પાસે આવ્યો અને જમાવ્યું. મેરીએ પણ ધાર્યું કે હવે છૂટવાનો ઉપાય નથી; એટલે ટુંકાં વાકયો વડે જવાબ આપવા માંડયા. થોડા સવાલ થયા પછી પત્રકારે મેરીને તેમના કાર્યની રીત, સંશોધન માટે મનોવૃત્તિ વગેરે પર પૂછવા માંડયું. એક જ વાકયમાં મેરીએ પતાવી દીધું:

**'વિજ્ઞાનમાં અમે વસ્તુઓમાં રસ લઈએ-છીએ: વ્યક્તિઓમાં નહિ'** મેરીના જીવનનો મુદ્રાલેખ અને તેના ચારિત્ર્યનું વર્ણન આ વાકયમાં આવી જાય છે. એક મોટા પુસ્તકમાં જે ન લખી શકાય તે બધું મેરીએ આમાં સમાવી દીધું છે.

## (૧૯) ડાક્ટરની પદવી

૧૯૦૩નો જૂન માસ. સોરબોનના એક ખંડમાં એક યુવાન સ્ત્રી પાટીઆ પાસે ઊભી હતી. આ સ્ત્રીએ પોતાનો મહાનિબંધ તૈયાર

કરવા પાંચ વર્ષ એકસરખી મહેનત કરી હતી. અને એક મહાન શોધ દુનિયાને આપી હતી. આ શોધને લગતાં બીજાં કામોમાં પોતાની પરીક્ષાનું કામ એક કોરે મૂકી રાખ્યું હતું. પણ આજે પોતાના પરીક્ષકો સમક્ષ હાજર થઇ હતી.

પ્રણાલિકા મુજબ મેરીએ પોતાના કાર્યનો હેવાલ પરીક્ષકોને અગાઉથી મોકલી આપ્યો. પણ એક ન માની શકાય એવી ઘટના બની. મેરી આજે નવા પોશાકમાં આવી હતી. સત્ય વાત એમ હતી કે બ્રોન્યાએ પરાણે નવાં કપડાં લેવડાવ્યાં હતાં! ખંડ ચિકાર ભરાઇ ગયો હતો. વિજ્ઞાન-રસિકો મેરીની અદ્વિતીય રસમય સંશોધનની વિગતો સાંભળવા એકઠા થયા હતા. મેરીના વૃદ્ધ સસરા ડૉ. ક્યુરી, પીરે મહાશય અને બ્રોન્યા એક બાજુ બેઠાં હતાં. મેરીની શિષ્યાઓ પણ પોતાના શિક્ષકને તાળીઓથી વધાવવા આવી હતી.

પરીક્ષકોએ પોતાની જગ્યા લીધી. એક પછી એક પ્રશ્નો પૂછાવા લાગ્યા. મેરીએ નમ્રતાપૂર્વક જવાબ આપવા માંડયા. અને ચાકથી પોતાની વિગતો પાટીઆ પર લખી પૂરતી સમજૂતી આપી. સાધનોનાં ચિત્રો પણ દોરી બતાવ્યાં.

વૈજ્ઞાનિકો શબ્દાડમ્બર અને ટીકાઓને પસંદ કરતા નથી. વિજ્ઞાન ફેકલ્ટીના અગ્રેસરોએ ચાલતી પ્રણાલિકા મુજબ મેરીને પદવી આપી. પ્રોફેસર લિપ્પમાને પરંપરાએ ચાલતું આવેલું સૂત્ર બોલી નાખ્યું:

'પારીસની યુનિવર્સિટી તમને ભૌતિક વિજ્ઞાનમાં ડૉક્ટરની પદવી માનસહિત આપે છે.'

તાળીઓનો ગડગડાટ સમી ગયો. એક વૃદ્ધ વિદ્વાન તરીકે બોલતાં બોલતાં પ્રોફેસર સાહેબે ઉમેર્યું: 'આ મંડળની વતી, અમારા ધન્યવાદ આપવા ઇચ્છું છું.'

*

ક્યુરીનું નામ હવે ખૂબ જાણીતું થયું હતું. ક્યુરી દંપતી પૈસેટકે વધારે સુખી હતાં; પણ સુખની ઘડીઓ જીવનમાંથી ચાલી ગઇ હતી. મેરીએ જીવનનો આનંદ અને ઉત્સાહ ગૂમાવ્યો હતો. માત્ર વૈજ્ઞાનિક સંશોધનમાં હવે તે મન પરોવી ન શકતી. દરરોજના બનાવોએ તેના જ્ઞાનતંતુઓને ખૂબ અસર કરી હતી. રેડીયમની શોધની ઉજવણી અને નોબેલ પારિતોષિકે આપેલી ખ્યાતિને અંગે મળેલી જાહેરાતના ધાંધલે તેનો સ્વભાવ ચીડિયો બનાવી દીધો હતો. અધુરામાં પુરૂં પીરે મહાશયની તબીયત લથડી હતી. તેમને સંધિવાનો રોગ લાગુ પડયો હતો. મેરીએ પારીસ નજીકના એક ગામડામાં ઘર ભાડે રાખ્યું અને પીરે અને પુત્રીની સંભાળનું કામ ઉપાડી લીધું. પીરેનું શરીર ઘસાઇ ગયું હતું: તેમના મનમાં એવું ઠસી ગયું હતું કે કોઇ ભય તેમને માથે તોળાઇ રહ્યો છે. આ યુવાનને મોતની બીક લાગી ગઇ હતી!

મેરીની સ્થિતિ ખૂબ કપરી હતી. છેલ્લાં ૨૦ વર્ષથી મજૂરી કરવાનું તેને માથે પડયું હતું. નાનપણમાં એકલું રહેવું પડયું; અભ્યાસ માટે ભંડકીયા જેવી ઓરડીમાં વર્ષો કાઢયાં અને પરણ્યા પછી પણ કામ તો તેને છોડી ગયું નહિ. કોઇક્વાર તેને છૂટવાનું મન થતું. રેડીયમ છોડી ખાવા, પીવા, અને નાચવાનું તેને મન થઇ આવતું.

પણ આમ બની શકતું નહિ. રોજ નવી નવી ઉપાધિઓ આવતી. ૧૯૦૪નું વર્ષ દુઃખદાયી થવાનું હતું: મેરી સગર્ભા હતી: સ્કૂલમાંથી રજા લીધી. સુવાવડનો સમય આવતાં સુધીમાં તદ્દન નંખાઇ ગઇ હતી; તેને કાંઇ ગમતું નહોતું; જીવન કંટાળારૂપ બની ગયું હતું.

'હું આ બાળકને શા માટે દુનિયામાં લાવું છું? અમારૂં જીવન કષ્ટમય છે; સખ્ત છે; એ નિર્દોષ પર શા માટે આ બધું લાદવું?' મેરી વારંવાર બોલ્યા કરતી. ૧૯૦૪ના ડીસેમ્બરની ૬ ઠ્ઠી તારીખે ઈવનો જન્મ થયો.

આ પ્રસંગે બ્રોન્યા આવી હતી. તેના શાંત સ્વભાવે મેરીની ગમગીની ઉડાડી મૂકી. નવા બાળકના સ્મિતોએ મેરીને આહ્લાદિત કરી. મેરીને નાના બાળકો પ્રત્યે ખૂબ મમતા

રહેતી. પહેલી દીકરીને માટે કર્યું હતું તેમ બીજી પુત્રી માટે મેરીએ બધી નોંધો રાખવા માંડી. સુવાવડના આરામ પછી મેરીને જીવનમાં સ્વાદ આવવા લાગ્યો: પુનઃ પ્રયોગશાળામાં જવાનું શરૂ કર્યું. પછી તો દરેક બાબતમાં રસ આવવા લાગ્યો અને ઘર, પ્રયોગશાળા–બધામાં મેરી પૂર્વવત્ ગૂંથાઈ ગઈ.

૧૯૦૫માં પોલૅંડમા બળવો થયો. મેરી પોતાની માતૃભૂમિના બનાવોમાં ખૂબ રસ લેવા લાગી. ૧૯૦૫ના માર્ચના એક પત્રમાં મેરીએ જોસેફને લખ્યું: 'આપણા દેશને કાંઈક ફાયદો થશે એવી આશા તમે રાખો છો તે મેં જાણ્યું. કાશીમીર અને બ્રોન્યા પણ એમ માને છે. એ આશા નાસીપાસીમાં ન પરિણમે એ હું ઇચ્છું છું. બળવાને કોઇ રીતે પણ ટેકો આપવો જરૂરી છે એમ હું માનું છું.' મેરીએ દેશના આ કાર્ય માટે થોડી મદદ પણ મોકલી.

## (૨૦) સ્વીડનનો પ્રવાસ

પીરેની તબીયત કાંઈક સુધરી: મેરી પણ ખુશી રહેવા લાગી. એટલે અત્યાર સુધી મુલતવી રાખેલી સ્ટોકહોમની મુલાકાત અને નોબેલ પારિતોષિકનું ભાષણ આપવાનું તેને યાદ આવ્યું. દંપતી મુસાફરીએ ઉપાડયા. અને ૧૯૦૫ના જુનની ૬ તારીખે પીરેએ પોતાની પત્ની મેરી અને પોતાના તરફથી સ્વીડીશ એકેડેમી સમક્ષ રેડિયમ પર ભાષણ કર્યું. આ શોધના પરિણામો શું આવશે તેના પર વિવેચન કર્યું. 'રેડિયમની શોધથી જ્ઞાનની અભિવૃદ્ધિ થઈ છે. શોધના શુભ પરિણામો આવ્યા છે. પણ એ વસ્તુ સેતાનના હાથમાં પડે તો!' પીરેએ ભાષણ સમેટી લેતાં સવાલ પૂછ્યો. અને જવાબ આપ્યો કે "તો રેડિયમ અતિ ભયંકર નીવડશે." સ્વીડનના વૈજ્ઞાનિકોએ ક્યુરી દંપતીનો ખૂબ સતકાર કર્યો. બધું પતી ગયા પછી ખૂબ આનંદપૂર્વક દંપતી પાછાં ફર્યાં.

પાછું એ જ સાદું શાંત જીવન શરૂ થયું. ઘરકામ માટે નોકર રાખવામાં આવ્યા હતા, એટલે મેરીને કામ ઓછું થયું હતું. ભલી ભોળી નોકરબાઈને આ બધું વિચિત્ર લાગતું. કોઈ દિવસ તેની વાનીઓ શેઠ સાહેબ કે બાઈ સાહેબ વખાણતા નહિ! કે તે સંબંધી વાત કરતા નહિ. પરંતુ મુગે મ્હોએ જે હોય તે ખાઈ લેતાં. એક દિવસ બાઈએ શેઠનો અભિપ્રાય માગ્યો. જવાબમાં, મોન્સીયર પીરે બબડયા: 'મેં માંસની કઢી ખાધી!' પછી ઉમેર્યું: 'તદન શક્ય છે.'

જવાબથી તો બાઈ ઠંડી થઈ ગઇ.

## (૨૧) સ્વદેશમાં કદર

ગમે તેટલું કામ હોય છતાં મેરી બંને બાળકોની સંભાળ લેવાનું ચૂકતી નહિ. નોકરને બાળકો સોંપવા પડતાં; પણ બધી બાબતની તપાસ કર્યા વિના તેને જંપ વળતો નહિ.

મહેમાનને બોલાવ્યા હોય તો મેરી વાનીઓ માટે ખૂબ સંભાળ લેતી:અને સારામાં સારા ફળ જાતે લઇ આવતી.

ક્યુરી દંપતીએ હવે થોડું ફરનીચર વસાવ્યું હતું. થોડીક ખુરશીઓ ક્યુરી કુટુંબના ઘરમાંથી લાવવામાં આવી હતી. કોઈવાર નામાંકિત મહેમાનો પણ આવતા: ફ્રાંસના અગ્રગણ્ય વિદ્વાનો પણ ગાઢ સંબંધીઓ તરીકે આવતા.

ક્યુરી દંપતી માટે નવો યુગ શરૂ થતો હતો; ફ્રાંસે તેમને મદદ કરવા વિચાર કર્યો હતો.

પ્રથમ ભૂમિકામાં, પીરેને ફ્રેંચ એકેડેમીમાં નીમવાની ગોઠવણ હતી. દરખાસ્ત અગાઉ પણ થઇ હતી એ આપણે જોઈ ગયા છીએ. આ વખતે પીરેને મિત્રોએ સમજાવ્યા અને મત એકઠા કરવા મુલાકાતો લેવા નીકળી પડયા. એકેડેમીની બેઠક મળી. મિત્રોએ તેમની નીમણુંક ખાત્રીબંધ માની લીધી હતી; પણ પરિણામ ઉલટું આવ્યું! તેમનો હરિફ ચુંટાઇ ગયો! એક પત્રમાં પીરેએ હૃદય ઠાલવ્યું: એકેડેમીનો ઉપયોગ શું છે એ હજી સુધી મને સમજાતું નથી.'

યુનિવર્સિટીમાં પીરેને ભૌતિકવિજ્ઞાનના

પ્રોફેસર તરીકે નીમવા નવી જગ્યા કાઢવામાં આવી, અને તેમને એ જગ્યા આપવામાં આવી. પણ નીમણુંક સ્વીકારતાં પહેલાં તેમણે પૂછી જોયુંઃ 'મારા માટે પ્રયોગશાળા ક્યાં છે?' પ્રયોગ શાળા? એનો સવાલ ઉઠતો નથી! જો પીરે સોરબોનમાં પ્રોફેસર થાય તો પ્રયોગો કરવાનું તેમને માટે અસંભવિત હતું: વધારામાં ભૌતિક સ્કૂલની બે ઓરડીઓ પણ જાય! પીરેએ ખૂબ નમ્રતાપૂર્વક જણાવ્યું કે 'પ્રયોગો કરવાની સગવડતા નથી, એટલે એમણે એ જગ્યા નહિ સ્વીકારવાનો નિર્ણય કર્યો છે.' પાછા ચક્રો ચાલ્યાં: યુનિવર્સિટીએ પ્રયોગશાળા બાંધવા સરકાર પાસે મંજુરી માગી. આખી યોજના લગભગ સ્વીકારવામાં આવી, પણ એમાં વાંધો પડયો. મકાન અને સાધનો વસાવવાનું ખર્ચ બધું સરખું ગણવામાં આવ્યું. બિચારા પીરે છેતરાયો! સરકારી યોજના પડી ભાંગી. એક પૈસાદાર સ્રીએ ક્યુરીને મદદ આપવાનું કહેવડાવ્યું પરંતુ તેમાંથી પણ કાંઇ પરિણામ ન આવ્યું. આઠ વર્ષ પછી રેડિયમને યોગ્ય મકાન મળ્યું, પણ પીરે તે જોવા જીવ્યા નહિ.

સરકારના અનેક નિર્ણયોમાંથી એક પીરેને ખૂબ આનંદ આપ્યોઃ તેમને ત્રણ મદદનીશ, પ્રયોગશાળા માટે એક ઉપરી અને એક આસીસ્ટન્ટ અને એક હમાલ મળ્યો. મેરીને પ્રયોગશાળાની ઉપરી નીમવામાં આવી. અત્યાર સુધી મેરીને કોઈપણ જાતની ઉભા રહેવાની જગ્યા નહોતીઃ બધું કામ તેણે કોઇપણ જાતના પગાર કે નીમણુંક વિના કર્યું હતું. આથી પહેલીવાર મેરીને તેના પતિની પ્રયોગશાળામાં હક્કની રૂએ જગ્યા મળી. ફ્રાંસની યુનિવર્સિટીએ મેરીને ભૌતિકવિજ્ઞાનના ઉપરી તરીકે નીમી અને ૨૪૦૦ ફ્રાંકનો પગાર કરી આપ્યો. રેડિયમની શોધ માટે મશહૂર થયેલ એકડાળીયાને મેરીએ છેલ્લી સલામ કરીઃ તેમાંથી ઉપયોગી સાધનો ખસેડવામાં આવ્યા.

## (૨૨) એપ્રીલ ૧૯, ૧૯૦૬

ગુરૂવારનો સૂરજ ઉગ્યોઃ દિવસ ભારે લાગતો હતો. વરસાદ ચાલુ હતો; અંધારું ખૂબ હતું; કામમાં પણ વરસાદ ખલેલ કરતો હતો. આજે પીરે વિજ્ઞાન ફેકલ્ટીના પ્રોફેસર મંડળ સાથે જમવાના હતા, ત્યાંથી પછી પ્રકાશકને ત્યાં પ્રૂફ તપાસવા જવાના હતા; ત્યાંથી ઈન્સ્ટીટ્યુટમાં જવાના હતા. મેરીને પણ ખૂબ કામ હતું.

સવારમાં પીરે બહાર નીકળી પડયા. મેરી અને ડૉ. ક્યુરી અને પુત્રીઓ સવારના નાસ્તો કરતા હતા, ત્યારે પીરે મહાશય પોતાના સહકારીઓ સાથે હોટેલમાં સંશોધન, સોરબોન વિગેરે વિષયોપર વાતચિતમાં પડયા હતા. પ્રયોગશાળામાં અકસ્માતો પર વિવેચન ચાલતું હતું. પીરેએ આ અકસ્માતો ઓછા કરવાની યોજનાને પોતાનો ટેકો આપ્યો.

અઢી વાગ્યે તે મિત્રોથી જૂદા પડયા. વાદળાંથી આચ્છાદિત આકાશ તરફ નજર કરી; છત્રી ઉઘાડી. પ્રકાશકને ત્યાં ગયા. પણ તે દિવસે હડતાળ હતી એટલે દુકાન બંધ હતી. ત્યાંથી પારીસની સૌથી વધારે ગીર્દીવાળી રોડ્ડોફીન નામની ગલ્લી તરફ ગયા. સાંકડી પગથીપર ગીર્દી હતી. તેથી વધારે ખુલ્લા રસ્તા તરફ વળ્યા. વિચારમાં ડૂબેલા મનુષ્યની ગતિએ તે આગળ ચાલ્યા. એક ગાડીની પાછળ રસ્તો ઓળંગતા હતા. શેરીના ખૂણે ખૂબ ઘોંઘાટ હતો. ટ્રામ જતી હતી. તેના રસ્તા પર થઈને એક ભારે બે ઘોડાની ગાડી નીકળી અને રો ડોફીનમાં દાખલ થઇ. પીરે સામે જવા માગતા હતા. તેમણે ગાડીનો આશ્રય છોડી દીધો હતોઃ થોડાં પગલાં આગળ ચાલ્યા એટલામાં એ ઘોડાગાડીની હડફેટમાં આવી ગયા. પીરેએ ઘોડાની છાતીએ વળગી રહેવા પ્રયત્ન કર્યો; પણ લપસણા રસ્તા પર તેમના બૂટની એડીઓ ખસી ગઇ. ત્રાસની બૂમ ઉઠી. પીરે ઘોડાના પગ નીચે આવી ગયા હતા. રાહદારીઓએ બૂમો પાડી; ગાડીવાને

લગામ ખેંચી. પણ બધું વ્યર્થ ! ઘોડા દોડયા જતા હતા.

પીરે નીચે પડયા, પણ કાંઈ ઇજા થઈ નહોતી. તેમણે એક પણ બૂમ ન પાડી. તેમના શરીરને અડકયા વિના ઘોડાના પગ અને ગાડીના આગલા બે પૈડાં આગળ ચાલ્યા ગયાં. પણ પાછળના પૈડાંને અડચણ નડી અને તેને કચરી પૈડાં આગળ ચાલ્યાં. મનુષ્યના માથાની ખોપરી ફુટવાનો અવાજ થયો: પીરેના માથા પરથી "પૈડું" ચાલ્યું ગયું: કાદવમાં ચોમેર રાતો ચીકણો પદાર્થ ઉડયો !

પોલીસે શરીર લઈ લીધું–આત્મા ચાલ્યો ગયો હતો: કોઈ ગાડીવાળાએ તેને લેવાની હા ન પાડી. વખત પસાર થતો ગયો: લોકો એકઠા થવા લાગ્યા અને પીરેને કચડનાર ગાડીવાન તરફ ધિક્કાર દર્શાવવા લાગ્યા. આખરે સ્ટ્રેચર આવ્યું અને શબને પોલીસ સ્ટેશન પર લઈ જવામાં આવ્યું. ખીસ્સામાં કાગળીઆં તપાસતાં માલુમ પડયું કે અકસ્માતનો ભોગ થઈ પડનાર સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક પીરે કયુરી છે ત્યારે લોકોનો ગુસ્સો હદ ઓળંગવા લાગ્યો: પણ પોલીસે વચ્ચે પડી મામલો શાંત પાડયો.

સાયન્સ ફેકલ્ટીને ફોનથી ખબર આપવામાં આવ્યા.

મેડમ કયુરી પર આફતના ઓળા ઉતર્યા હતા. ફ્રેંચ પ્રજાસત્તાકના પ્રમુખનો પ્રતિનિધિ કયુરીના મકાન પર ગયો, પણ 'મેડમ ઘરે નહતી' એટલે ખબર આપ્યા વિના તે ચાલ્યો ગયો. ફોન પર ફોન આવવા લાગ્યા. વૃદ્ધ ડૉ. કયુરીના વિસ્મયનો પાર નહોતો. ઘરે આવનારાના ચહેરા કંઈક આફત બતાવી આપતા હતા. ડૉ. કયુરીએ કાંઇ પણ પૂછ્યા વિના કહી દીધું: 'મારો દીકરો મરી ગયો છે !' પછી તો અકસ્માતનો હેવાલ સાંભળીને દાક્તરનું હૈયું હાથ રહ્યું નહિ. છ વાગ્યા. મેરી ઘરે આવી. અકસ્માતની ખબર મળી. સાંભળીને તે સડક બની ગઈ. નિશ્ચળતાની મૂર્તિ જોઈ લ્યો. આંખમાંથી એક આંસું ન નીકળી શકયું કે એક હીબકું પણ ન ભર્યું. જાણે લાકડાની પૂતળી ! ખૂબ લાંબા મૌન પછી તેના હોઠ હલ્યા અને ધીમેથી પૂછ્યું: 'પીરે મૃત્યુ પામ્યા ! ખરેખર મૃત્યુ ?'

મેરીએ પોતાનો પતિ ગુમાવ્યો: દુનિયાએ એક મહાન પુરૂષ ગુમાવ્યો. વરસાદ અને કાદવમાં થયેલા આ ભયંકર મૃત્યુએ પ્રજાને હચમચાવી મૂકી. દુનિયાના છાપાંઓએ આ કરૂણ અકસ્માત લંબાણથી છાપ્યો. દીલસોજીના સંદેશાનો પાર નહોતો. લોર્ડ કેલ્વીન, મારસેલીન બરથીલો, લીપ્પમાન, પીરે કયુરીના લેબોરેટરી આસીસ્ટંટ શેવેનો વગેરે નામાંકિત વિજ્ઞાનીઓના સંદેશા તેમાં હતા. 'સુવિખ્યાત વિધવા'ને કીર્તિની લપ ગમતી નહોતી. સરકારી માન વગેરેમાંથી બચવા મેરીએ દફનક્રિયા બે દિવસ મુલતવી રખાવી. સરઘસ, પ્રતિનિધિ મંડળો અને ભાષણો બંધ રખાવ્યાં અને પોતાના પતિને તેની માતાની કબર નજીક સાદાઈપૂર્વક દફનાવવા માગણી કરી. પણ કેળવણી પ્રધાને એ બધાની ઉપરવટ થઇ દફનક્રિયામાં ભાગ લીધો. કાળા પહેરવેશમાં મેરીને પત્રકારો સંતાઈને જોઈ રહ્યા. પોતાના સસરાના હાથના ટેકે મેરી સ્મશાન પહોંચી. થોડો વખત શાંતિપૂર્વક નિશ્ચળ ઉભી રહી અને ફુલનો ગજરો આવ્યો કે તરત લઇ લીધો.. અને મૃતદેહ પર બધે ફુલ છુટા પાડીને વેરવા લાગી. પછી હાજર રહેલાના આશ્વાસનો સ્વીકારવા ઉભા ન રહેતા, એક પણ શબ્દ ઉચ્ચાર્યો વિના તે સ્મશાન છોડી ચાલી ગઈ.

પછી તો મરહુમ પીરેનાં સ્તુતિ સ્મરણો ગવાવા લાગ્યાં. સોરબોન, ફ્રેંચ અને અન્ય પરદેશી વિદ્વાન વિજ્ઞાનમંડળોએ પીરેના મૃત્યુને લગતા ઠરાવો પસાર કર્યાં.

મેડમ કયુરીની ડાયરીમાંથી, નોંધ મળી આવે છે: 'દફનક્રિયાના બીજે દિવસે મેં નાની ઇરીનને બધી વાત કરી. પ્રથમ તો તે ન સમજી અને કાંઇ પણ કહ્યા વિના મને જવા દીધી.

પણ પછી તો તેણે આંસુ સાર્યાં, મારા કાળાં કપડાં તરફ દુઃખપૂર્ણ આંખે જોઇ રહી...હવે આ બાબત એ કાંઇ સંભારતી લાગતી નથીઃ જોસેફ અને બ્રોન્યા આવ્યા. ઇરીન ખેલે છેઃ ઇવ-પણ હવે હસે છે, બોલે છેઃ અને હું મારા પ્રિય પીરેને મૃત્યુશય્યા પર સુતેલો જોયા કરું છું......પીરેના મૃત્યુ પછી હું પહેલીવાર પ્રયોગશાળામાં ગઇ. પણ કામ કરવાનું અશક્ય લાગ્યું......હું આત્મહત્યા કરવાની નથી. પણ આ બધા વાહનોમાં એક પણ એવું નથી કે જે મને મારા પ્રિયતમની સાથે મોકલી આપે!'

*

શાંત, કાળાં કપડાંવાળી મેરી એક યંત્ર જેવી બની ગઇ હતી. તેની આ સ્થિતિ ભય ઉપજાવનારી લાગતી. તેનામાંથી લાગણી જેવી ચીજ ઉડી ગઇ હતી. તેના બાળકોને જોઇને પણ તેને કાંઇ અસર ન થતી. શન્યમનસ્ક મેરી મરી ગઇ નહોતી, પણ જીવન ત્યજી દીધું હોય એવી લાગતી.

*

પીરેના મૃત્યુએ કેટલાક અગત્યના પ્રશ્નો ઉભા કર્યા હતા. પીરેના સંશોધનનું શું થવાનું? મેરીના ભવિષ્ય શું? સગાંવહાલાં ધીમે અવાજે આ બધી ચર્ચા કર્યા કરતાં અને યુનિવર્સિટી અને પ્રધાનમંડળના પ્રતિનિધિઓની સૂચનાઓ સાંભળતા. એક દિવસ સરકારે મેરી અને તેની પુત્રીઓને પેન્સન આપવાની દરખાસ્ત લખી મોકલી.

"મારે પેન્સન જોઇતું નથી. હું મારી જાતે માટે મારા અને મારી પુત્રીઓ માટે કમાવા જેટલી વયની છું." મેરીએ પેન્સન લેવાની ચોખ્ખી ના પાડી દીધી.

યુનિવર્સિટી મેરીને રાખવા માગતી હતી. પણ તેને માટે પ્રયોગશાળા અને જગ્યાનો સવાલ ઉભો થતો હતો. એને મદદનીશ તરીકે રાખવી? આવી બુદ્ધિશાળી સ્ત્રીને તાબેદારીમાં મૂકવી? મેરીની પ્રયોગશાળાનું નિયમન કરી શકે એવો પ્રોફેસર કયાંથી લાવવો!

મેરીને પૂછવામાં આવ્યુંઃ 'હું કાંઇ સમજતી નથી' એમ જવાબ આવ્યો. છેવટે, મેરીને પ્રોફેસર નીમવામાં આવી. રીતરસમો કોરે રહી. ફ્રાંસમાં ઉચ્ચ કેળવણીના ઇતિહાસમાં પહેલીવાર સ્ત્રી-પ્રોફેસરની નીમણુંક થઇ. વૃદ્ધ સસરા મેરીને તેની જવાબદારીઓ સમજાવતા હતા. ત્રણ શબ્દોમાં મેરીએ જવાબ આપી દીધોઃ 'હું પ્રયત્ન કરીશ.'

એક સાંજે મેરીએ બ્રોન્યાને પોતાની પાસે આવવાનું સૂચન કર્યું. પોતાના શયનગૃહમાં બ્રોન્યાને લઇ ગઇ. ઉનાળો ચાલતો હતો, છતાં ત્યાં સીગડી જળતી હતી. મેરીએ બારણું બંધ કર્યું. બ્રોન્યાનું વિસ્મય વધતું હતું. મેરીના ચહેરા સામે બ્રોન્યાએ નજર કરી. તે પહેલાંના જેવો જ લાગતો હતો. મેરીએ કબાટ ઉઘાડયો અને તેમાંથી એક મોટું પડીકું કાઢ્યું. બહેનને પોતાની પાસે બેસવા કહ્યું.

"બ્રોન્યા, તારે મને મદદ કરવી જોઈએ" મેરી બબડી અને પડીકું છોડવા લાગી. તેના ધ્રુજતા હાથ સીગડીના ભડકાના પ્રકાશમાં ચળકતા હતા. મેરી એક ક્ષણ ખંચકાઇ; પછી તેણે પડીકું ઉઘાડ્યું. બ્રોન્યા બૂમ પાડતી અટકી ગઇ. તેમાં સડેલ કાદવ, કાળું પડેલ લોહી, ચિંથરાં એવું એવું હતું. મેરીએ પોતાના પ્રિયતમના કપડાં સંઘરી રાખ્યા હતાં. વિધવાએ કાતર લીધી અને કકડા કાપીને એક પછી એક અગ્નિમાં નાખવા માંડયા. એકદમ તે અટકી. થાકેલી આંખોમાં આવેલા આંસુ રોકવા પ્રયત્ન કર્યો. કપડાની ઘેડમાં થોડો ચીકણો પદાર્થ આવ્યો. એ પીરેના મગજનો ટુકડો હતો—જેમાંથી થોડા અઠવાડિયા પહેલાં ઉમદા સંસ્કારો અને વિજ્ઞાનની શોધોને લગતાં વિચારો ઉદ્ભવતા હતા. મેરી એક નજરે તેના સામે તાકી રહી. તેને સ્પર્શ કર્યો; તેને

( અનુસંધાન. પૃ. ૬૨૯ ઉપર )

મારી સાસુએ કરેલી

# મારી સુવાવડ

લેખક
શ્રી જદુભાઈ વૈદ્યરાજ

(ગતાંકથી ચાલુ)

સુવાવડમાં સુવા માટે, કે શેક લેવા માટે ખાટલાઓ નવા જ ભરાવે. કાથી ભલે નકામી જાય. એવા ખરચ આવે તે જોવાને એમનો સ્વભાવ જ નહિં. જુના ખાટલામાં મને ન ફાવે, કે કદાચ અગ્નિથી અકળામણ થાય એટલે દરેક સુવાવડ પ્રસંગે નવો જ સરંજામ વસાવે. શેક દેતી વખતે પણ પાસે જ રહે. સમયસૂચકતા અને સાવચેતી એ તો એમનો ખાસ પ્રસંશાપાત્ર અને અનુકરણીય ગુણ છે. બેદરકારી તો એમનામાં મળે જ નહિ.

પ્રસવમાં કે મેલી પડવામાં વિલંબ થાય તો ધૂમાડી દેવા માટે સાપની કાંચળી પણ એક વખત તો તેમણે મહામુશ્કેલીએ વાદી પાસેથી મેળવેલી. સુવાવડમાં દસ-પંદર વાસા બુન્ને ટ્રંક મને યોનિમાર્ગમાં ધૂમાડી આપતાં. એમાં નાખવા માટે લસણનાં છોતરાંની જરૂર પડે, એ પણ પાડોશીમાં રહેતાં કણબી પટેલને ઘેર દરરોજ ફરીને ભેગાં કરી ડાબલો ભરી મૂકે.

દસવાસા પછી બે મહિનાં સુધી ગુપ્તાંગમાં દરરોજ વાપરવાની યોનિ સંકોચનવટી પણ અગાઉથી તૈયાર કરે. એમાં અરણીનાં પાનાનો રસ આવે છે. એકવાર સુવાવડ મને કાળે ઉનાળે આવી ત્યારે ખરે બપોરે સાસુજી સીમમાં ફરી, પાંચસાત ગાઉનો પંથ કાપીને પણ અરણીનાં પાનં જાતે લઈ આવ્યાં. કદિ પણ ચલાવી રાખવાની ઉપેક્ષાવૃત્તિ રાખે નહિ.

સ્થાનની તૈયારી પણ એવી જ સાદાઈથી કરે. મારી સુવાવડનો ઓરડો, ગારગોરમાટીથી લીંપી તૈયાર રાખે. ખાટલા નીચે શેક લેવાની માટીની લંબચોરસ ચોકડી બંધાવે. ઉપર જણાવ્યું તેમ ખાટલો પણ નવો જ કાથીનો ભરાવે. જુની ઓળી જેવો તો નહીં જ. ગોદડીઓ પણ મીંચરાના ગાભાની, ગંધાતી અને પડખાં એવી તો નહિ જ. પણ રૂ કે પરાળ ભરાવેલી ચોખી. કહે કે. વહુ કરતાં કાંઈ રૂ કે કાથી વધારે છે? બગડે તો શું થઈ ગયું? મતલબ કે પાથરવાનું અને ઓઢવાનું પાગરણ સુખદાયક રચે. સુતિકા-શય્યાનું બીજું નામ સુખશય્યા કહેવામાં હું અતિશયોક્તિ જરાકે કરતી નથી.

આવી તૈયારીઓની એકાદ બે વાતો તો હું કહેવાની ભૂલી ગઈ. સુવાવડમાં ત્રીજે વાસેથી તે બે મહિના સુધી પીવાનો પ્રસુતિ ક્વાથનો વૈદ્યને ત્યાંથી ખરડો ઉતારી મારા સસરા પાસે અગાઉથી મંગાવી ખંડાવીને પડીકાં તૈયાર કરી રાખે. મારા સસરાને ખરડો દેતી વખતે કહે કે, ઉકાળામાંથી કડુ અને હરડેની છાલ વગેરે રેચક એરંડીયા ભેગાં ન બંધાવતા. જુદાં બંધાવજો. કારણ કે જો દસ્તજીઆત ન રહેતી હોય અગર ઝાડા થતા હોય તો વૈદ્યે એ નાખવાની ના પાડી છે. કદાચ કડુથી આંકડી પણ વધારે માટે એવાં વિરેચક એરંડીઆનો જરૂર પ્રમાણે ઉપયોગ કરી શકાય કે છોડી દઈ શકાય.

પૂરા દિ એધૂવારે ત્યારથી હું દોઢ મહિનાનું નાવણ નાહીને ઉઠું ત્યાં સુધી મારા પાસેથી એક ઘડી પણ ખસે નહિ—દેવદર્શને જવાનું પણ બંધ કરે. દેવદર્શન અને સંધ્યા-આરતીમાં કાયમ એમની માયા કરનાર સ્ત્રીઓ એમને ઠપકો દે કે તમે તો બહુ ઘેલાં છો, આવી તે કાંઈ વહુની સુવાવડ હોય. કે દેવદર્શને ય ચુકાય? અમારે પણ વહુઓની સુવાવડો આવે છે પણ તમારાથી તો બાઈ તોબા! મારાં સાસુ દરખાને કહેતાં કે, અમારે ત્યાં તો અત્યારે

તો દેવપૂજન કે દેવદર્શન મારે મન આ સુવાવડનો પ્રસંગ છે. અટાણે જો વહુની સારવાર છોડીને દેવદર્શન-કથા ઇત્યાદિમાં ફર્યાં કરું તો મારો ઉપર ઉલટા પ્રભુ પણ નારાજ થાય. આ સાંભળી ઘણી સ્ત્રીઓ મારાં સાસુની મશ્કરી પણ કરતી. કદાચ મનમાંથી એમને વેવલાં પણ માનતી હશે, છતાં એની પરવા કર્યાં વગર મારી દરેક સુવાવડનો પ્રસંગ અતિ મહત્વનો ગણીને—સદાય સેવા માટે તત્પર રહે છે. દેવમંદિર કે દેરાસરમાં પ્રભુદર્શનની ઘેલછાવાળી વડીલ સ્ત્રીઓને સુવાવડનાં સુતક આભડછેટને કારણે–પ્રસુતા વહુ કે દીકરી કેવી અળખામણી લાગે છે એનો આપણામાંથી કોઇકને તો અનુભવ હશે જ. કોઇકની તો ધાર્મિક માન્યતા એટલા બધી હદ બહાર ગયેલ હોય છે કે, સુવાવડની સેવાને પાતક પણ ગણે છે. પર્યુષણના તહેવારોમાં જો કુટુંબમાં સુવાવડ કમભાગ્યે આવી તો તો ધાર્મિક અને વ્રતનિયમ પરાયણ સ્ત્રીઓનાં પરિતાપનો પાર જ નહિ રહેવાનો. મારા સાસુ સાચી ધર્મવૃત્તિવાળાં ખરેખર હોવાથી જ એમને ફરજ બજાવવામાં—સેવા કરવામાં ઇશ્વરભક્તિનો અનુભવ થતો અને સંતોષ મળતો. દેવદર્શન ન થયાનો કે કથાશ્રવણ ન મળ્યાનો સંતાપ ન થતો.

પ્રસવનો સમય નજીક આવે છે એમ મારાં સાસુને જણાય ત્યારથી રાતમાં પણ બે ચાર વખત જાગીને મારા ઉપર નજર ફેરવી જાય. મને તો અકળામણ થાય અને ઊંઘ થોડી આવે. એટલે મને ખબર પડી જતી. આ અરસામાં મારા સસરાને પણ બહારગામ ક્યાંય ન જવા દે. પ્રસવ વખતે પુરુષ વર્ગ ઘરે ન હોય તો કદાચ મુંઝાવાનો પ્રસંગ આવે.

સાસુજી સુયાણીની પણ સરસ પસંદગી કરે. અણઘડ સુયાણીના હાથમાં તો મને કદી સોંપે જ નહિ. સુયાણીની સાથે તો મારાં સાસુએ ઘર જેવો નાતો બાંધી દીધેલો, એટલે પુરા દિ બેઠા પછી એ સુયાણી કાયમ મારી પાસે આવે, સગી માના જેવા હેતથી મારી સાથે વાતો કરે, પોતાના અનુભવો મારી પાસે કહી પ્રસવનો ભય ઓછાં કરનારાં દૃષ્ટાંતો આપે. વળી મારાં સાસુ પણ તેને કહીયે મન-ભંગ ન થવા દે. દીકરી આવે તોય એને સારી પેઠે રાજી કરે. કારણ કે દીકરા દીકરીમાં એને તો કાંઇ વધુ ઓછી મહેનત પડતી નથી. મારાં સાસુ એને કહે કે, કાંઇ ફીકર નહિ, ભલે દીકરી આવી. ગમે તે અવતરે, મારે તો વહુ સાજી સારી નાહી ઉઠે એટલે જ. બસ.

હવે તો ગામમાં નર્સ આવી છે, એની પાસે પ્રસવનું કાર્ય ન કરાવે એમ તમે પૂછો છો ? મારાં સાસુ તો નવયુગને પારખવાની દૃષ્ટિવાળાં પણ છે. એ તો માને છે કે ભણેલી દાયણ કુશળતાથી કાર્ય કરે છે અને સ્વચ્છતા જાળવે છે. ફક્ત એમનો વિરોધ આધુનિક પદ્ધતિની સુવાવડના ખોરાક સામે છે. પ્રસવ પછી કેવળ ત્રણ દિવસથી કંઈ ઉપર રાખવામાં તેઓ માનતા નથી.

ત્યારે શું શીરો ખાવાનું કહે છે ? નાં ના કદી નહિ. એ તો ઘી ગોળ અને જરાક ઘઉં લોટ આકરો દાણો પાડી શેકેલી ચા જેવી જ પ્રવાહી પાતળી સુઠગંઠોડાયુક્ત રાબ આપે છે. એમની એવી માન્યતા છે કે પ્રસૂતિ પછી રક્તપાતને કારણે વાયુ વધે છે માટે થોડા પ્રમાણમાં ઘી અને દેશી ગોળ સુવાવાડીના પેટમાં જવાં જોઇએ. અલબત એની કૃતિ ભારે ન પડે એવી જોઇએ. છ વાસા તો પ્રવાહી રાબ જ. શીરો તો દસ વાસા પછી જ ખાવા દે છે. આ તો જરા આડી વાત થઇ.

મૂળ તો કહેવાની મતલબ એવી છે કે, મારાં સાસુ નર્સનાં પ્રસૂતિકાર્યનાં હિમાયતી છે. એની શાસ્ત્રીયતા અને સ્વચ્છતા એમને પસંદ છે. પણ ખોરાકની બાબતમાં તેઓ સહકારણ

મતભેદ ધરાવે છે. એમની માન્યતા પુછો તો પાશ્ચાત્ય રીતની સુવાવડ કાર્યની શાસ્ત્રીય સમજણ સ્વચ્છતા અને પુરાણી રીતિ મુજબનો આયુર્વેદ મતાનુસાર ખોરાક એ બેઉનો જ્યારે સમન્વય થશે ત્યારે આપણામાં શરીરોનું આરોગ્ય અવશ્ય સુધરી જશે અને આટલી બધી સુવાવડી સ્ત્રીઓ મરશે નહિ કે રોગોથી પીડાશે નહિ. પાશ્ચાત્ય મતાનુસાર ફક્ત બે અઠવાડીઆ અત્યારે પ્રસુતાને નિયમો પાળવાના હોય છે ત્યારે આયુર્વેદ મતાનુસાર ચારથી છ માસ અથવા પૂર્વાપર જ્યારે નિયમિત રજોદર્શન આવવા માંડે ત્યારે સુવાવડ મટેલી ગણાય અને સુતિકાને પાળવાના નિયમોથી મુક્ત થાય છે. આ એમ બતાવે છે કે પાશ્ચાત્ય વિજ્ઞાન કરતાં આયુર્વેદે આ બાબતમાં વધારે ગંભીરતાથી વિચાર કરેલો હોવો જોઇએ; પણ આ બાબત તો મેં આયુર્વેદ કોલેજના અભ્યાસી મારા ભાઇઓ પાસેથી જાણી છે એ આ પ્રસંગવશાત કહું છું. પણ આતો વિષયાંતર અને શાસ્ત્રીય ચર્ચા જેવું થઇ ગયું. હવે મૂળ વાત ઉપર આવું.

પુરા દી અધૂઆયો પછી કહેશે કે, થોડી થોડી હરફર કરો. પડયાં રહેવા ન દે. હરવા ફરવાથી પ્રસવ વખતે કષ્ટાવું ન પડે. કોઇ કોઇ વાર સવારે થોડું દળાવે. ખૂબ સંભાળપૂર્વક હળવે હાથે ઘડીક છાશ પણ ફેરવાવે. કવચિત્ ઘડીક ખાંડણીઆમાં સાંબેલાથી ધાન્ય છડવા આપે. એમનો મત એવો છે કે, આવાં બધાં કામો સમજપૂર્વક અને અલ્પ સમય કરવામાં આવે તો સુખરૂપ પ્રસવ થાય છે. ખાવા પણ ભૂખ પ્રમાણે જ દે. જો કે બધું તો આ વખતે તો ખવાય જ શેનું ? છતાં મને સાવચેત રાખી અજીર્ણ થવા ન દે, કહેશે, અપચાના સુવાવડમાં ઝાડા થઇ જશે. વારંવાર ઉઠબેશ કરવા પણ ન દે. ઉપર કહ્યું એમ દેવદર્શને પણ ન જવાનો એમનો હેતુ એક એ પણ હતો કે મને ઝાઝું કામ કરવાનો બોજો ન પડે. સગર્ભાવસ્થા દરમીઆન મને આરામ આપવા તરફનું લક્ષ મુખ્યત્વે રહે છે. મારી સગર્ભાવસ્થા અને સુવાવડમાં બને ત્યાં સુધી ચાર છ મહિના તેઓ જ વધારે કામ ખેંચે.

પ્રસવ વખતે ઝાઝો માણસોને પણ પ્રસુતિગૃહમાં ન ભરાવા દે, એટલે ઘોંઘાટ પણ બીલકુલ ન થાય. કહેશે કે, ગીરદીથી મારી વહુ શરમાય તેથી જોર બરાબર ન કરી શકે તો કષ્ટાય. વળી સમજે એટલે વખત વગર બીલકુલ જોર ન કરવા દે. કહે કે, એથી થાકી જવાય તો ખરે વખતે જોર કરવાની તાકાત ન રહે.

સુયાણીને પણ કયે વખતે કામ કરવાનું તેની પણ તેમને બરાબર ખબર પડે. વખત વગર તેને હાથ પણ અડાડવા ન દે. મારાં સાસુના ઓહાંણુકાના અને આચારવિચારના ઘણા સિદ્ધાંતો સ્વચ્છતાને અનુરૂપ હતા એની તો કદાચ એમને પોતાને પણ ખબર નહિ હોય. સુયાણી લોકવરણની ગણાય એટલે તેના હાથ પગ ધોવરાવી અમારા ઘરનો સાડલો પહેરાવી કામ કરવા દેતાં.

સુયાણી આવ્યાં પહેલાંથી જ જ્યારથી મને વેદના વેણ આવવી શરૂ થાય ત્યારથી પ્રસવ થાય, મેલી પડે, બાળકના નાળ છેદનની વિધિ પુરી થાય ત્યાં સુધી મને ઝાલીને બેસી રહે. સુયાણી ઉપર દેખરેખ રાખે અને મને હિંમત આપ્યા કરે.

મારે કોઇવાર, પ્રસુતિ વખતે ઇન્જેકશન લેવું પડયું નથી એ જાણીને તમે નવાઇ પામ્યા વગર રહેશો નહિ. મને એમ લાગે છે કે આ સગર્ભાવસ્થાથી જ યથાયોગ્ય નિયમોના પાલનને પરિણામે અને પથ્ય સેવનને લીધે સુખ પ્રસવ અને સદ્યપ્રસુતિ મને આજ સુધી દરેક સુવાવડે થયાં છે. અતિકષ્ટ કે અતિવિલંબ મેં અનુભવ્યાં નથી. કોઇ વખત આ સ્વાભાવિક રીતે પ્રસવ માર્ગમાં બાળક આડું આવ્યું નથી; જેને સાહજીક પ્રસુતિ કહેવાય એવું જ બન્યું છે.

ાય અંદકી એમને ન ગમે. પેડલી ઉપર કે ાની લોઢીમાં શેકના અંગારા ભરી દે. ા ઓછાડ, મારાં લુગડાં વગેરે નિત્ય ાય અને ધોવા પણ પોતે જ લઇ જાય, ખા ઘરમાં ગૌમુત્ર છાંટે અને સવાર સાંજ ળનો ધૂપ કરે.

હમેશાં ગંધીલો વજ તેલમાં કકડાવી વે. શરીરે પોતે માથે રહીને ચોળાવે. કોઇ તો પોતે પણ અડીને મારા શરીરને માલીસ તીખાં અને વજ તેલમાં કકડાવીને માથામાં ભરે. આથી જ મારા માથાના વાળ ઉતર્યા . અને મારૂં માથું કે કમર દુખ્યાં નથી.

જ્યારે જ્યારે નાવણુ નવરાવે ત્યારે ત્યારે અડીને કંડીથી નવરાવે એટલે શરીર ચોકખું થઇ જાય. જ્યોતિષી પાસે શુભ ર્ જોવરાવીને જ નાવણુનો દિવસ પણ નક્કી નવરાવીને તરત જ શરદી ન લાગે માટે ા. માથામાં સુંદનો કોરો ભુકો ભરી દે. ; નવરાવ્યા પછી શુકનનો થેડો કંસાર પણ મને સુવાવડે કોઠે ભારે પડે માટે જ—નામનો જ-વાંદવા અને સુવાણીને ેલો કંસાર થાળી ભરી દઇને રાખી કરે. વડમાં મીઠું ખાય તો ચળ આવે, કેલી મેથીનો સિંધાલુણ મેળવેલો આંબામોરી કે આદા હળદર કે ાના પરડાનું નિર્દોષ અથાણું મીઠાને ંધાલુણ નાંખીને અમાઉથી જ તૈયાર મે. વળી દસ વાસા પછી પ્રવાહી રાબને ડો પરિપકવ શીરો, ભાત, મગની કે પાતળી દાળ, ઘઉં બાજરાના લોટની રી કે ભાખરી, બાજરાના લોટની ેલી કુલવડી, ખીચડી વગેરે ફરતું વાનું વારંવાર કરી દે. એમને તો ગળાની ધર્મમતાનુસાર બાધા હોવા સુવાવડમાં ખાસ લસણ ઘીમાં રાવે કે લસણથી શાક દાળ વઘારે. વડીને ગુણકારી છે એવું એમનું ખાસ માનવું છે.

એમને એમ થાય કે મને રોજ એકનું એક ખાવાનું ન ભાવે એથી અરૂચિ ન થાય એટલે માટે સાદા ભોજનમાં પણ નવીનતા લાવવાનો પ્રયાસ કરે. રોટલી તો મોણ ખૂબ નાંખી વાળેલી ઘીથી તૃપતૃપાતી ખાવાની બહુ જ મજા પડે.

સુવાની ભાજી મેથીની ભાજી દુધી, તુરીયાં, મલકાં, પરવળ વગેરે શાકો ગામમાં ન મળે તો વાડીએથી કે બહારગામથી પણ મંગાવીને મને કરી આપે. અને બટાટા, ગુવાર ચોળા, ભીંડા વગેરે અને આપણાં શાક વો મને છ મહિના સુધી મારો સુવાવડો કોરો. ગણીને અને ધાવણા બાળકને ચુંક આવે એથી ખાવા ન દે એકવાર મારા દીયરે બટાટાં જ આણ્યાં અને મારૂં શાક ભુલી ગયા એટલે મારાં સાસુએ તેમની ધૂળ કાઢી નાંખી કે વહુ શેમાં ખાસે ? આટલું ય ધ્યાન રાખતો નથી ? ત્યાર પછી પાડોશમાં એક બકાલીને કહી રાખ્યું કે મારા લાયક શાક નિત્ય લાવજે જ. (અપૂર્ણ.)

*

મેડમ કયુરી ( અનુસંધાન પૃ. ૬૨૪ થી) ચુંબન કર્યો જ કર્યું. પણ બ્રોન્યાએ ઝુંટવી લઇ, કાતરવડે કકડા કરી અગ્નિમાં પધરાવી લીધું. બસ. કામ પૂરૂં થયું. બંને બહેનો મુંગી મુંગી ઉઠી. "કોઇ બીજાના હાથ એ પવિત્ર ચીજને અડકે તો મને લાગી આવત." આખરે મેરીએ ખરડાએલ અવાજે કહ્યું. મૌન તુટ્યું. મેરી બ્રોન્યા પાસે સરકીને બોલી: "બોલ, બ્રોન્યા, જીવવા માટે શું વ્યવસ્થા કરૂં ? મારે જીવવાનું છે એ હું જાણું છું. પણ કેમ અને કેવી રીતે ? બોલ, બ્રોન્યા, બોલ." મનની બધી શાંતિ ગુમાવી, એકદમ મેરી ભાંગી પડીઃ આંસુની ધારા સાથે હીબકા ભરવા લાગી. બ્રોન્યાએ તેને શાંત પાડી સુવાડી દીધી. બીજે દિવસે પાછી મેરા પૂર્વવત્ યંત્ર જેવી બની ગઈ. (ચાલુ)

# કાયદાની કલમે



*

આલ્ડ બેઈલી ખાતે ન્યાયાસન સમક્ષ ચાલેલા બે મુકદ્દમાના ચુકાદાએ ઈંગ્લિશ જનતામાં ખળભળાટ મચાવ્યો છે. બન્ને મુકદ્દમામાં લડાઈ પરથી પાછા ફરેલા સૈનિક–પતિઓએ પોતાની 'બેવફા' પત્નીઓનાં ખૂન કર્યાં હતાં. ન્યાયમૂર્તિ મિ. ચાર્લ્સ અને ન્યાયમૂર્તિ મિ. ટક્કરે જ્યુરી સમક્ષ પોતાનાં ભાષણ કરતાં આ ગુના સખત રીતે વખોડી કાઢ્યા હતા અને જણાવ્યું હતું કે, ઇંગ્લાંડમાં કોઈ એવો અણલખ્યો કાયદો નથી, કે એક પુરુષ જો પોતાની સ્ત્રીને તેના બેવફાપણા માટે મારી નાખે તો તે ખૂન કહેવાય નહિ: છતાં ન્યાયમૂર્તિઓએ આમ સમજાવ્યા છતાં દરેક મુકદ્દમામાં નાગરિકોની બનેલી જ્યુરીએ બન્ને આરોપીઓને નિર્દોષ ઠરાવી ખૂનના ગુનામાંથી મુક્ત કર્યા હતા.

ઇંગ્લિશ જ્યુરીઓ ઘણુંખરું ઓછી લાગણીવશ ગણાય છે. અત્યાર સુધી એ જ્યુરીને એવું સમજાવવું કઠણ થઇ પડતું કે, બેવફાઈ માટે પત્નીને મારી નાંખવી, એ ખૂન નથી. આ જ્યુરીઓને એવું સમજાવવામાં ઇંગ્લાંડના બાહોશ એડવોકેટોને પણ ઘણી મહેનત પડતી કે, આરોપીઓને નિર્દોષ ગણવા જોઇએ. સર એડવર્ડ માર્શલ હોલ કે. સી. અને સર જોન સાઇમન કે. સી. (લોર્ડ થયા અગાઉ)ને ૧૯૧૪–૧૮ ના પહેલા વિશ્વયુદ્ધ પછી આવા આરોપીનો છૂટકારો કરવામાં ભારે તકલીફ લેવી પડી હતી.

આજ તો એ બાબત બહુ સહેલી થઇ પડી છે. જ્યુરીઓ માનવીઓની જિંદગીનાં મૂલ આંકવામાં બેદરકાર છે ( કારણ કે, રણમેદાનમાં થતા સંહાર કરતાં યે શહેરોમાં થતા સંહારની સંખ્યા ઘણી સરતી બની ગઇ છે.) સૈનિક રણમેદાનમાં જવાથી તેની ગેરહાજરીમાં તેની પત્નીને ગેરમાર્ગે જવાનું ખોટું કૃત્ય કરે તો તેથી સૈનિકને બહુ દુઃખ પડયું છે, એમ તેઓ માને છે.

પરંતુ જ્યુરીઓના આવા મંતવ્યોની સામે સ્ત્રીસંસ્થાઓનો વિરોધ ઉઠી રહ્યો છે. મિસ જોનિટા ફ્રાન્સિસ, જેઓ પરણેલી સ્ત્રીઓના મંડળના પ્રમુખ છે, તેમણે પુરુષોને નિરપરાધી ઠરાવાય છે તે સામે વાંધો લીધો છે. સંખ્યાબંધ લેખો અખબારોમાં લખવામાં આવ્યા છે. તેમાં એ મુદ્દા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે કે બેવફા સ્ત્રીઓને મારી નાંખવાની બાબતને વ્યાજબી ઠરાવનારો કોઇ 'અણલખ્યો કાયદો' ઇંગ્લાંડમાં નથી. જ્યુરીઓ લાગણીવશ બનીને નિર્ણયો ઉચ્ચારે છે એ ખોટું છે.

કોઇએ કાયદાપોથીમાંથી કાયદાનો એવો આધાર ટાંકી બતાવ્યો નથી કે, બેવફાઈ બદલ સ્ત્રીઓને મારી નાંખવાનાં પુરુષોનાં કૃત્યને કાયદેસર ઠરાવનારો કોઇ પણ કાયદો ઇંગ્લાંડમાં અસ્તિત્વમાં છે!

દેખીતી રીતે આ બાબત ચર્ચાસ્પદ થઈ પડે છે. કાયદામાં આ સંબંધે શી વસ્તુસ્થિતિ છે તે વિચારીએ. "આર્ચીબાલ્ડ" કે જે ફોજદારી મુકદ્દમાઓ અને ગુન્હાઓ સંબંધમાં મહત્વના આધાર તરીકે મનાય છે. તેના બીજા પ્રકારની પહેલી કલમમાં ખૂન ક્યારે ગણાય એ વિષે સ્પષ્ટીકરણ કરવામાં આવેલું છે. રાણી ઇલિઝાબેથના સમયથી માંડીને રાણી વિકટોરીઆના સમય સુધીના મુકદ્દમાઓ એ પુસ્તકમાં ટાંકવામાં આવેલા છે. એમાં એક ઘણો જુનો ઇંગ્લિશ કાયદો બતાવવામાં આવ્યો છે. દાખલા તરીકે, જો એક પુરુષ બીજા પુરુષને પોતાની પત્ની સાથે વ્યભિચાર કરતો જુએ, અને જો

તેની પત્નીને તે જ સ્થળે તે મારી નાંખે તો **તે ખુન નથી;** તેને બહુ બહુ તો મનુષ્યવધ તરીકે કહી શકાય. આજ ઈંગ્લિશ જ્યુરી આવા કૃત્યને કદાચ તેવું ગણશે અને આરોપીને મુક્ત કરશે.

ઉપર જે દૃષ્ટાંત અપાયું તેમાં વ્યભિચાર જોનાર પુરુષે સ્ત્રીને તત્કાળ તે જ સ્થળે મારી નાંખેલી હોવી જોઇએ, પરંતુ જો તેમાં વખત વીતે અને તેનો ગુસ્સો શાંત બની ગયો હોય તે પછી મારી નાંખવામાં આવ્યાના કૃત્યને જુનો કાયદો કદાચ **ખુન ગણે.** ઇંગ્લિશ કાયદાનું દૃષ્ટિબિંદુ આ સંબંધમાં એવા પ્રકારનું છે કે, એકાએક વ્યભિચારનું કૃત્ય જોવાથી અથવા તેને લગતી ઓચિંતી જાણ થવાથી પુરુષના અંગેઅંગમાં ગુસ્સાનો અગ્નિ એટલો બધો પ્રજ્વલિત થઇ જાય છે કે તેવી સ્થિતિમાં તેણે મારી નાંખવાનું કરેલું કૃત્ય માફી યોગ્ય ઠરે છે. કાયદો એથી પણ વધુ આગળ ગયો છે. ન્યાયમૂર્તિઓએ કહ્યું છે કે, જો એક પતિને તેની પત્ની તરફથી કહેવામાં આવે કે, એ વ્યભિચાર કર્યો છે, અને એ બાબતની ખબર, તે અગાઉ, તે પતિને હોય નહિ, તેવી સ્થિતિમાં વ્યભિચારની વાત સાંભળ્યાનો આઘાત નહિ સહી શકવાથી જો પત્નીને તે સદર જગ્યાએ જ મારી નાંખે તો માત્ર મનુષ્યવધ તરીકે જ કદાચ ગણી શકાય. જો લગ્ન થયા પહેલાં કોઇ પ્રેમિકા અથવા લગ્ન કરવામાં ઢીલ હોય છતાં લગ્નની આશાથી પ્રેમ કરતી પ્રેમી સ્ત્રી જો વ્યભિચારની કબુલાત કરે તો, તે દાખલામાં તે સ્ત્રીનું મૃત્યુ ઉશ્કેરાટથી ઉપજાવવામાં આવે એ ચાલી શકે નહિ, અથવા કોઇ પરણેલી સ્ત્રી માત્ર એટલું જ કહે કે, હું બીજા માણસ સાથે વસવા જઇશ; અથવા તો, તે દાખલામાં પુરૂષે કરેલું ખૂન, ચલાવી લેવા કાયદો તૈયાર હશે નહિ.

જુના કાયદામાં એવું લખેલું છે કે, જો એક માણસે બીજા માણસનું નાક ખેંચ્યું અને તેથી તે જ ક્ષણે ગુસ્સામાં તેનું મૃત્યુ નીપજાવવામાં આવ્યું હોય તો તે ખૂન ઠરતું નથી. જુના કાયદાની ઘડતરની આ વિચારસરણી ચાલુ કાયદામાં ઉતરી આવી છે, તે ઉપરથી જણાશે કે, 'અણલખ્યા કાયદા'ના અસ્તિત્વની માન્યતાનો પાયો એ મુદ્દામાં છેઃ બેવફા સ્ત્રીનું મોત નીપજાવવું એ કાયદેસર ખૂન નથી.

ઓલ્ડ બેયલી ખાતે જ્યારે બે સૈનિકો જેમણે પોતાની પત્નીઓને મારી નાખી હતી તેઓને જ્યુરીઓએ નિર્દોષ ઠરાવ્યા ત્યારે ન્યાયમૂર્તિએ તેમને છોડી મૂકવામાં વાંધો જોયો નહોતો, તેનું કારણ ક્ષણિક આવેશને લીધે થયેલા કૃત્યને ક્ષમાયોગ્ય ઠરાવવાનું હોઇ શકે.

'ક્ષણિક ગુસ્સાથી બેવફા પતિનું ખૂન કોઇ પત્ની કરે તો તે વ્યાજબી ગણાય કે નહિ?' કાયદો આ મુદ્દામાં જુદો છે કે કેમ? એ પ્રશ્ન સ્વભાવિક રીતે ઉભો થાય.

આનો વિચિત્ર જવાબ એ છે કે, આ પ્રશ્ન સંબંધમાં **કાયદો ચુપ છે.** 'આર્ચીબાલ્ડ' માં એવા કોઇ મુકદ્દમા આપેલા નથી, અથવા તો કોઈપણ કાયદાના પુસ્તકમાં આવા દાખલા ટાંકવામાં આવ્યા નથી. જુના વખતમાં જો કોઇ પત્ની પોતાના પતિને મારી નાંખતી તો તે કૃત્ય અસામાન્ય ભયજનક લેખાતું. અને તે માત્ર ખૂન તરીકે દોષિત જ નહિ બલ્કે નાનકડા દ્રોહ તરીકે ગણાતું અને તેવા દાખલામાં સ્ત્રીને ઘણુંખરૂં જીવતી બાળી મુકવામાં આવતી.

માનસશાસ્ત્રની એ એક વિચિત્ર હકીકત છે કે, પત્નીઓએ પતિઓને મારી નાંખ્યાના સંખ્યાબંધ દાખલાઓ મોજુદ છે, પરંતુ તે મૃત્યુ પૈસાને ખાતર અથવા બીજા પુરૂષો ખાતર નિપજાવવામાં આવેલાં છે; પરંતુ બેવફાઇ અથવા ઇર્ષાને ખાતર નીપજાવેલાં માલુમ પડ્યા નથી. સ્ત્રીઓ ભાગ્યે જ ગોળીબારથી મોત નીપજાવે છે; તેમજ બહુ જ નજીવા દાખલામાં તેઓ ખંજરથી મોત નીપજાવતી જણાઇ છે, પરંતુ સામાન્ય રીતે ઝેર દઇને મારી

નાખવાની પ્રથા સ્ત્રીઓ અખત્યાર કરે છે.

એટલે જો, રણક્ષેત્રમાંથી પાછી ફરેલી કોઈ સ્ત્રી-સૈનિક, અથવા તો બીજી કોઈ સ્ત્રી, તેના પતિની જિંદગી ખતમ કરી નાખે અને તેનું કારણ તેની બેવફાઈ હોય તો તે કિસ્સો આધુનિક ન્યાયાલયમાં નવીન પ્રકારનો મુકદ્દમો કાયદાના દૃષ્ટિબિન્દુથી ગણાય. કદાચ ન્યાયમૂર્તિઓ કાયદો સમાન રીતે લાગુ પાડશે. એટલે કે પુરુષને માટે એમ તેઓ ઠરાવશે, પરંતુ જ્યુરી કેવો અભિપ્રાય આપશે ?

આ પ્રશ્નનો જવાબ એ છે કે, અમુક જ્યુરી શું કહેશે તે વિષે કોઈ પણ જાતની આગાહી થઈ શકે નહિ, પરંતુ જ્યુરીઓ અંગેના બહોળા અનુભવ ઉપરથી કહી શકાય કે, પતિને મારી નાંખનાર પત્ની તરફ જ્યુરીઓ ગુસ્સો દાખવશે, અને કોઈ અત્યંત અસામાન્ય કારણોનો અપવાદ નહિ હોય તો, એ જ્યુરીઓ ચોકકસ મોટે ભાગે પત્નીને પતિનું ખુન કરવા માટે અપરાધી ઠરાવશે.

કાયદો પુરુષ માટે એક અને સ્ત્રી માટે બીજો હોય એ બેશક ઘણું જ ગેરવ્યાજબી છે. પરંતુ સર્વસામાન્ય રીતે સ્ત્રીઓ સંબંધમાં જ્યુરરો નીચેની બાબતો ધ્યાનમાં લેશે. માનસશાસ્ત્રના દૃષ્ટિબિન્દુથી અને શારીરિક તફાવતના દૃષ્ટિબિન્દુથી સ્ત્રીઓ જીંદગીની સંરક્ષણ ગણાય છે. એને બદલે તેઓ જીંદગીનો નાશ કરે તો તે આઘાત રૂપ માનવામાં આવે.

જે લોકો એમ માનતા હોય છે કે, આવાં ખૂનીઓ—પછી પુરૂષો હોય કે પ્રેમદાઓ—ને છટકી જવાં દેવાં જોઇએ નહિ. તેઓ તરત જ પ્રશ્ન કરશે કે, 'શું કાયદો ફેરવી શકાય નહિ ?'. પણ તેઓનું ધ્યાન દોરવું જોઇએ કે, આમાં કાયદાનો કાંઇ ઘણો દોષ નથી, પરંતુ જ્યુરીઓનાં મન ઉપર બીજા વિશ્વવિગ્રહ અંગે પડેલા પડઘા ઉપરથી ઉપસ્થિત થયેલી ખાસ પરિસ્થિતિનો આમાં મુખ્ય દોષ છે. તેઓ વિશ્વવિગ્રહમાં જઈ આવેલા પુરૂષ સંબંધમાં જ બનતા આવા દાખલામાં નિર્દોષતાનો અભિપ્રાય આપે છે. પરંતુ સમયનું વહન થતાં જો વિગ્રહનાં સંસ્મરણો ઓછાં થતાં, જ્યુરીઓની માનસિક વલણમાં પલટો આવવા સંભવ છે. અનુભવ કહે છે કે, સામાન્ય શાંતિના વખતમાં ઇંગ્લાંડમાં કોઈપણ જાતના ખૂનમાં છુટકારાના દાખલા બહુ હોતા નથી. ખૂનના આરોપીને છૂટકારો મેળવવાની બાબતમાં ઇંગ્લિશ જ્યુરીને સામાન્ય વખતમાં સંતોષ આપવો સહેલો નથી. બલ્કે, બાહોશ ધારાશાસ્ત્રીઓને પણ એ બાબત ઘણી મુશ્કેલ માલુમ પડી છે. મર્હુમ સર એડવર્ડ માર્શલ હોલ અને સર નોરમન બરકેટ કે. સી. (જેઓ હાલમાં હાઇકોર્ટના ન્યાયમૂર્તિ છે) તેઓ બાહોશ ફોજદારી ધારાશાસ્ત્રીઓ ગણાતા હતા. ખૂનીઓ તરફથી જ્યારે તેઓ બચાવ અર્થેનાં ભાષણ કરવા માટે સામાન્ય વખતમાં ઊભા થતા ત્યારે જ્યુરીના મનને સંતોષ આપવા માટે તેઓને અત્યંત ઉર્મિશીલ ભાષણો કરવાં પડતાં.

આથી હાલમાં જે બની રહ્યું છે તેથી ભય પામવા જેવું નથી. સમય આવ્યે પ્રગતિશીલ સંસ્કૃતિ આનું વેર ખાનગી રીતે લેશે જ, ખૂન મનુષ્ય જાતના અંતઃકરણને રૂચિકર બાબત નથી, એટલે એનો આશ્રય લેનારાઓને સંસ્કૃતિ કોઈપણ સંજોગોમાં નિરપરાધી ઠરાવશે નહિ.

# બાળઉછેર



સૌ. ભવ્યલતા રણજિતભાઈ વૈદ્ય

( ગતાંકથી ચાલુ )

બાળકને માતાએ ક્યારે અને કેટલી વખત ખોળામાં લેવું ને જાણવું ખાસ જરૂરી છે. પહેલાં બે ત્રણ દિવસ બાળકને દર ૭ ૭ કલાકે લેવું. ઘણી વખત બાળકને દૂધ પીતાં આવડતું નથી, તેથી તે ભૂખ્યું રહે છે, માટે ઉકાળીને ઠંડું પાડેલા પાણીમાં ગ્લુકોઝ નાખીને આપવું. પણ બહારનું દુધ તો બનતાં સુધી ન જ આપવું. ત્રીજા દિવસ પછી ત્રણ ત્રણ કલાકે ખોળામાં લેવું. ડોક્ટરો અને નર્સોએ બરાબર પ્રયોગ કરીને નક્કી કરેલું છે કે, ત્રણ કલાકથી વહેલું બાળકને ખોળામાં લેવાથી તેને અપચો થાય છે. પહેલા ત્રણ દિવસ સુધી બાળકને દૂધ પીતાં ફાવે નહિ, તો પણ તેને ખોળામાં તો લેવું જ.

ઘણાં બાળકો બરાબર પેટ ભરાયા છતાં રડયા કરે છે અને પેટ બરાબર સાફ આવતું નથી, તેનાં ત્રણ કારણ હોઈ શકે. (૧) બાળક ત્રણ કલાક કરતાં વહેલું ખોળામાં લેવામાં આવતું હોય, (૨) અનિયમિત વખતે ધવરાવવામાં કે દૂધ આપવામાં આવતું હોય, અથવા (૩) દરેક વખતે વધારે પડતું દૂધ અપાતું હોય. આ ત્રણને માટે ઉપાય સહેલાઈથી કરી શકાય તેમ છે. માતાએ પોતે ખાવામાં કાળજી રાખવી, સાદો ને પુષ્ટિકારક ખોરાક લેવો અને ખૂબ દૂધ પીવું. તેણે અથાગ મહેનત, ચિંતા કે કલેશ ન કરવાં, પોતાને અપચો કે કબજીયાત ન થાય તેની કાળજી રાખવી, પોતાના દાંત સાફ રાખવા. અમુક માસનાં બાળકને ૨૪ કલાકમાં કેટલીવાર ખોળામાં લેવાં તે જાણવું જરૂરી છે.

પહેલા પાંચ માસ સુધીના બાળકને ત્રણ ત્રણ કલાકને અંતરે ૨૪ કલાકમાં ૭ વાર; છઠ્ઠા ને સાતમા મહીને ચાર ચાર કલાકે પાંચ વાર અને આઠમે ને નવમે મહિને પાંચ પાંચ કલાકે ચાર વાર ખોળામાં લેવું જોઈએ.

પાંચ માસ પુરા થાય એટલે ત્રણ કલાકને બદલે સવા ત્રણ કલાક, પછી સાડા ત્રણ કલાક, પોણાચાર, ચાર, એમ દિવસે દિવસે અંતર વધારવું. બાળકને ત્રણ ચાર કલાક દૂધ ન આપવું હોય ત્યારે એને ઉકાળેલું પાણી આપવું. પાણીથી એનાં આંતરડાં ચોકખા થશે ને દસ્ત પણ સાફ આવશે. રાતમાં બાળક ઉઠે તો બીલકુલ ખોળામાં લેવાની ટેવ પાડવી નહિ. બાળક રડે ને જરૂર પડે તો જ ગ્લુકોઝનું પાણી આપવું. રાતમાં દૂધ ન પાવાથી માતા અને બાળક બન્નેના જીવને શાંતિ રહે છે. ઘણી બહેનો આખો દિવસ કામકાજ કરીને થાકી જાય ને રાત્રે ખૂબ ઉંઘ આવે એટલે બાળકને રાખવું બહુ વસમું લાગે, તેથી તેને આખી રાત પડખામાં સુવાડી દૂધ આપ્યા જ કરે છે. માતા સુઈને દૂધ આપે તે ઘણી જ ખરાબ રીત છે. તે દૂધ બાળકને પચતું જ નથી. વળી આખી રાત આમ પડખામાં બાળક દૂધ પીએ તો કેવી રીતે પચે? આપણે મોટી ઉંમરનાં માણસ પણ રાત્રે જમ્યા પછી આખી રાતમાં પાણી સિવાય કાંઈ જ લેતાં નથી, તો નાનાં બાળકોનું તો શું ગજું?

બીજાક ત્રણ માસનું થાય પછી જેમનાથી બની શકે તેમણે કોઈ પણ ફળનો રસ બે ત્રણ ચમચી પાવો. મોસંબી, નારંગી, દ્રાક્ષ વગેરે કોઈ પણ ફળ ચાલે. ત્રણ કલાકનું અંતર વધારીને ચારનું કરીએ ત્યારે બાળક વચ્ચે ભૂખ્યું થાય, કારણ કે, તે મોટું પણ થતું જાય, એટલે દૂધ આપ્યા પછી દોઢ બે કલાકે મધ ને ઘી બે મળીને એક ચમચી જેટલું આપવું. એરંડીયું ગરમ કરી તેમાં મધ નાખી આપવાની બાળકનું પેટ સાફ આવી જાય છે. બાળકો માટે હરડે બહુ જ સારી છે. તે હૃદયને મજબુત બનાવે છે ને પેટ પણ સાફ લાવે છે. નાનાં બાળકોને દર ત્રણ દિવસે હરડે સંચળ, કરીયાતુ, ઝેરી ગોટલી, વિગેરે ઓસડીયાં ઘસીને તેમાં મધ નાંખી તેને પાવું. સંચળને લીધે પેટમાં પવન હોય તો તે પણ વાછૂટ થઇ મટી જાય છે.

બાળક નવ માસનું થયા પછી માતાનું તેને દૂધ છોડાવવું જોઇએ. નવ દસ મહિના પછી માતાના દૂધમાં કસ રહેતો નથી. વળી બાળક પણ મોટું થતું જાય છે એટલે એને બહારનો ખોરાક જોઇએ છે અને જો તે ન મળે તો તે નબળું પડે છે અને માતા પણ નબળી પડતી જાય છે. પહેલા બપોરનું દૂધ છોડાવી તેને બદલે બને તો ગાયનું દૂધ અથવા ભેંસના દૂધમાં બે ભાગ પાણી નાખી, વાવડીંગ, પીપરીમૂળ, સુવા વિગેરે નાખી ઉકાળવું —અને એક ચમચી ગ્લુકોઝ નાખી, ઠંડુ પાણી તેને પાવું. બપોરનું ધાવણ છોડાવ્યા પછી સાંજનું છોડાવવું. એમ ધીમે ધીમે એને બહારના દૂધની ટેવ પાડવી. અને બાળક ૧૨, ૧૪ માસનું થાય એટલે માતાનું દૂધ બંધ કરી બહારના દૂધ ઉપર ચઢાવી દેવું, જેથી બાળકની તેમજ માતાની બન્નેની તંદુરસ્તી સારી રહેશે. બાળકોને યોગ્ય પ્રમાણસર અને વખત સર ખોરાક આપવો તે અગત્યનું છે.

બાળક સંપૂર્ણ રીતે પચાવી શકે તેમજ તે ખોરાક વાટે મળતા પોષક દ્રવ્યો પોતપોતાનું કર્તવ્ય બરોબર બજાવી શકે તેવો ખોરાક આપવો જોઈએ. જો બાળકોના ખોરાકના સામાન્ય નિયમો બરોબર પાળવામાં આવે તો તેમની ઉછેરને સંપૂર્ણ મદદકર્તા થઈ પડશે.

દૂધ એ બાળકોનો કુદરતી ખોરાક છે, તેમાં બાળકને પોષણ માટે બધાં તત્વો જેવાં કે—સાકર, તૈલી પદાર્થો, પ્રોટીન્સ, ખનીજ દ્રવ્યો, વીટામીન્સ, કેલશીયમ અને ફોસફરસ વિગેરે બધું મળી શકે છે. તેથી દૂધને એક આદર્શ ખોરાક તરીકે ઓળખાવી શકાય.

બાળકને સૌથી સારો ખોરાક આપવો હોય તો માતાનું દૂધ સંપૂર્ણ અને પ્રમાણસર આપવું જોઇએ. માતાના દૂધમાં રસાયણીક પદાર્થોનું પ્રમાણ બાજુના પાના ઉપર દર્શાવેલા કોઠા ઉપરથી સમજાશે. જુદી જુદી જાતના દૂધમાં ઉપર દર્શાવેલા રસાયણો કેટલા ભાગમાં વહેંચાએલાં છે તે પણ નીચેના કોઠા ઉપરથી સમજાશે :—

| | પાણી | તૈલી પદાર્થો | કાર્બો હાઈડ્રેટસ | નાઇટ્રોજન યુક્ત પદાર્થો | ભસ્મ |
|---|---|---|---|---|---|
| ગાયનું દૂધ | ૮૭.૪ | ૩.૭ | ૪.૭ | ૩.૪ | ૦.૭ |
| ભેંસનું ,, | ૮૧.૦ | ૮.૦ | ૫.૦ | ૬.૦ | ૦.૮ |
| બકરીનું ,, | ૮૬.૦ | ૪.૦ | ૪.૨ | ૪.૪ | ૦.૮ |
| ઘેટાનું ,, | ૭૯.૦ | ૮.૬ | ૪.૫ | ૬.૭ | ૧.૦ |
| ગધેડીનું ,, | ૯૦.૦ | ૧.૩ | ૬.૫ | ૧.૭ | ૦.૫ |
| માતાનું ,, | ૮૮.૨ | ૩.૪ | ૬.૪ | ૧.૭ | ૦.૩ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે બાળકોનો કુદરતી ખોરાક (માતાનું દૂધ) તેમાં જે રસાયણીક દ્રવ્યો છે, તેજ પ્રમાણમાં રસાયણીક દ્રવ્યો બીજા કોઇપણ જાતના પ્રાણીઓના દૂધમાં નથી. બાળકોની પાચનશક્તિ સહન કરી શકે તેવાં દ્રવ્યો માતાના દૂધમાં છે. વળી આ દૂધને જઠરના પાચક રસો જે જાતનું દહીં બનાવે છે તે એક સુંવાળું અને બાળક

જલ્દીથી પચાવી શકે તેવું હોય છે. તેથી કરીને માતાઓ યોગ્ય વખતે પોતાના બાળકને સ્તનપાન કરાવીને બાળકોની ઉછેર માટેનો સૌથી પોષક ખોરાક દૂધ આપે તે ઘણું અગત્યનું છે.

સ્તનપાનથી બાળકને અપાતા ખોરાકની અગત્યતા તો ઘણાને સમજાતી હશે. તેનાથી બાળકોને જે જાતનો ખોરાક કુદરતી પ્રમાણમાં મળવો જોઇએ તે મળી શકે છે, જ્યારે ગાય કે બકરીનું દૂધ આપવું હોય ત્યારે તેને પાણી નાખીને ઉકાળવું પડે છે, કે જેથી બાળક તે બરાબર પચાવી શકે છે. વળી માતાનું દૂધ માતાના સ્તનમાંથી સીધું બાળકના મોંમાં જવાથી તે દૂધ કોઇ રીતે બગડવાનો અથવા તો બહારના જંતુઓ દાખલ થવાનો ભય રહેતો નથી.

આપણી આધુનિક સ્ત્રીઓને બાળકને સ્તનપાન કરાવવું એ એક હિણું કાર્ય હોય એમ લાગે છે. વળી તેઓની શારીરિક સ્થિતિ પણ એવી નબળી હોય છે કે તેઓ બાળકને સારી રીતે ઉછેરી શકતાં નથી. જો આધુનિક ગુજરાતી સ્ત્રીઓને પોતાના બાળકોની શારીરિક સ્થિતિ સુધારવી હોય તો પહેલાં તેમણે તેઓની પોતાની શારીરિક સ્થિતિ સુધારવી જોઈએ, કે જેથી બાળકને યોગ્ય રીતે ઉછેરી શકાય. બરાબર પ્રમાણમાં માતાએ પોતાના બાળકોને દૂધ સ્તનપાન વડે આપવાનું હોય ત્યારે નીચેની સુચનાઓ ધ્યાનમાં રાખવી જોઇએ.

(૧) બન્ને સ્તન યોગ્ય વખતે ખાલી કરવાં જોઈએ.

(૨) શ્રેષ્ઠ ખોરાક લેવો જોઇએ.

(૩) યોગ્ય જાતનું માનસીક વલણ, અને રહેણી કરણી હોવી જોઇએ.

માતાના દૂધ પછી બીજે નંબરે બાળકોને આપવામાં આવતું ગાયનું દૂધ છે. માતાના દૂધની અને ગાયના દૂધની સરખામણી કરીશું તો ગાયના દૂધમાં :—

| | ગાયનું દૂધ | માતાનું દૂધ |
|---|---|---|
| પ્રોટીન્સ | ૩.૩ ટકા | ૧.૫ ટકા |
| તૈલી પદાર્થો | ૪.૦ ,, | ૩.૩ ,, |
| દૂધની સાકર | ૫.૦ ,, | ૬.૫ ,, |
| ખનીજ દ્રવ્યો | ૦.૭ ,, | ૦.૩ ,, |
| કેલશીયમ | ૦.૧૨ ,, | ૦.૦૪ |
| ફોસફરસ | ૦.૦૯૩ | ૦.૦૧૫ |
| પાણી | ૮૬.૮ | ૮૮.૩ |

ઉપરના કોઠા ઉપરથી સમજાશે કે ગાયના દૂધમાં સાકર સિવાય બીજા દ્રવ્યોનું પ્રમાણ વધારે છે. વળી તેમાંનું પ્રોટીન્સ બાળકોને પોષણ માટે જરૂરી છે. તો ગાયના દૂધમાં અર્ધો અરધ પાણી નાખી, સાકરને બદલે ગ્લુકોઝ નાખી ઉકાળીને ઠંડુ પડે ત્યારે બાળકોને આપવામાં આવે તો તે પણ તેમને માટે યોગ્ય ખોરાક બની શકે. પણ ગાયના દૂધમાં પાણી મેળવ્યા વગર, તેમજ ગરમ કર્યા વગર તો કદી પણ આપવું જ નહિ. કારણ કે ઠંડા દૂધમાં સુક્ષ્મ જંતુઓ હોય છે; તેમજ ગાય જો રોગીષ્ટ હોય તો તેના રોગ તેના દૂધ વાટે બાળકના પેટમાં જાય. ભેંસનાં દૂધમાં પણ બે ભાગ પાણી નાખી ઉકાળીને ઠંડુ પાડીને આપવું.

જો ગ્લુકોઝ મળી શકે તેમ નહોય તો દૂધ ગરમ કરતાં પહેલાં યોગ્ય પ્રમાણમાં સાકર, નાખવી.

હવે બાળકને માતાનું દૂધ છોડાવ્યા પછી બહારનું દૂધ દિવસમાં કેટલી વાર અને કેટલા પ્રમાણમાં આપવું તે જોઇએ. એક વર્ષનાં બાળકથી માંડીને સાત વર્ષનાં બાળકને દિવસમાં કેટલા શેર દૂધ આપવું જોઇએ તે વિષે આવતા અંકમાં ચર્ચા કરીશું.

(ચાલુ)

# મા-બાપના મૂંઝવણ

**પ્રશ્નઃ** હઠ એક વાતની હોય તો તો જાણે માણસ તેને પહોંચી વળે, પણ આ તો ડગલે ને પગલે હઠ લઇ બેસે છે, એને નથી પહોંચાતું. ખોટનું બાળક સમજીને ઘણી વાર તો ખમીખાઇએ છીએ, પણ દરેક વાતની જિદ્દ હોય ત્યાં કેમ પહોંચાય ?

અમારી બચૂડીની વાત છે. ભારે હઠીલી. તેના બાપુને તો હજાર કામ. હું પણ ક્યાં એટલી નવરી પડું છું કે તેનું કહ્યું વારેવાર કર્યા કરું ? તેના બાપુ બહાર પગ મૂકવા જાય કે ' હું ચાલીશ 'નો હઠ પકડે. ઓફિસનું કામ ઘેર લઇ આવ્યા હોય ને નીરાંતે લખવા બેસે કે ' મારે લખવું છે 'ની હઠે ચડે. કોઇને જરૂરી કામે મળવા જાય તો સાથે જવાની જિદ્દ. આમ એક વાત એવી નથી તે તેણે હઠ નથી લીધી. બહુ ખાવાનું લાવીશ, રમકડાં લાવીશ, એમ કહીને પટાવ્યે પણ માને નહિ. બહુ રીડીઆ કરે સારે કોઇવાર ' લે ચાલ ત્યારે, આજે તો લઇ જાઉં છું. પણ બીજી વાર બોલતી નહિ !' એમ કરીને સાથે લઇ જવી પડે. આ તો તેના બાપુજીની સાથેની વાત થઇ; પણ મારી પાસે તો આખો દિવસ વાત વાતમાં હઠ લઇને બેઠી જ હોય. પછી હું તો મારે ચોકખું મૂકી દઉં. રડી રડીને ઊંઘી જાય. કોઇ વાર જાગીને પણ પાછી લીધેલી હઠ પકડી લે.

બચૂડીના આ હઠીલા સ્વભાવથી તો અમે હારી બેઠાં છીએ. હવે કરવું શું ?

**જવાબઃ** બાળકની હઠ માટે આપણે માબાપો સર્વાંશે જવાબદાર છીએ. ' ખોટનું બાળક ' ગણાયું ત્યાં તો હઠની વાત ભારે ભયંકર સ્વરૂપ પકડે છે. બાળક હઠીલું બની જાય છે તેમાં માબાપોને જે પંચાત પડે છે તેના કરતાં બાળકને વધુ ગંભીર નુકશાન થઇ રહ્યું હોય છે અને આખરે એવી ગંભીર સ્થિતિએ બાળક પહોંચે છે, કે તેના મનની વિકૃતિઓમાં એક એક કરતે બહુ મોટો વિસ્તાર થતો જાય છે.

હઠનો આરંભ તો ઘોડીઆમાંથી થાય છે. બાળકને બધી રીતે સાચવી લેવાની પોચી અને બેસમજ મનોદશામાંથી એના મૂળ નંખાય છે. બાળકની માગણી આવી કે તેને બધી જ વખતે, બધી જ પરિસ્થિતિમાં પૂરી પાડવી કે સંતોષવી એ વિચારમાં વિવેક જળવાતો નથી અને પરિણામે બાળકની હઠની પરંપરા સામી આવીને ઉભે છે.

તમારા બાળકની બાબતમાં પણ તેની માગણી સંતોષવામાં રાખવો જોઇતો વિવેક નથી જળવાતો એમ કહું તેમાં તમને ઠપકો આપું છું એમ રખે માનતાં; પણ સાચી વાત તરફ આંગળી ચીંધું છું. તમારા બાળકના હઠીલા સ્વભાવનાં મૂળ તો બહુ ઊંડે ઉતર્યાં છે, એટલે તેનો ઉપચાર તરત જ પરિણામ લાવનાર નહિ દેખાય; પણ તમારે ધીરજથી અને દૃઢ મનથી બાળકના હિતની ખાતર પણ એને અનુસરવો જોઇશે.

હળવા લાગતા ઉપચારો પહેલા તપાસીએ. બચુના બાપા અમસ્તા કોઇ મિત્રને ઘેર જતા હોય ત્યારે તો ' ચાલને બચુ ! કાકાને ત્યાં આવવું છે ? ' કહીને તેને માગણી કરે તે પહેલાં જ લઇ જવાની તૈયારી બતાવે. બચુ બાપુજીની જેમ લખવા વાંચવાની માગણી કરે

તો તેમાં તેને નકાર ભણવાનું કાંઈ જ કારણ ન હોય. ઘડીભર તો પોતાનું લખવા વાંચવાનું પડયું રાખીને પણ બચુને કલમ કાગળમાં લીંપરડા તાણવા દે. એથી તેની માગણીનું સમાધાન તેને મળશે. 'લે હવે બચુબેન, તમે આ કાગળ-પેન્સિલ લઇને લખશો? મારે જરા આ લખવું છે' કહીને બચુને પડતી મૂકશે તોય બચુ તે સામે ખાસ વાંધો નહિ લે.

આમ બાળક તેની માગણીને સ્વાભાવિકપણે સત્કારેલી જુએ એટલે તેને આત્મસંતોષ મળે છે.

હવે જરા દઢતાથી કરવા જેવી વાત. પણ જ્યારે ઓફિસમાં જાય ત્યારે માગણી કરે ત્યારે હસીને દ્રઢતાથી 'ન લઇ જવાનું' કહે તેમાંય વાંધો નથી. "લે, હમણાં તો હું ઓફિસમાં જાઉં છું. ત્યાં સાથે ન અવાય. અને આપણે સાંજે કાકાને ત્યાં ફરવા જશું હોં?" કહીને ચાલ્યા જાય. 'તારા માટે ફલાણું લાવીશ, લે વાત રહેવા દે' એવી લાલચ ન જ અપાય. આમ કરતાં રડે તો ભલે રડે. કઠણ મનથી એ સહી લેવું.

આમ બાળકને સામાન્ય પ્રસંગોએ કે સામાન્ય વાંજબી માગણી વખતે હઠ કરવાનું ન જ રહે તેમ કરવું. બાપુજી કે બા ના કહેશે એટલે પછી તેની 'હા' નહિ થાય એવું ભાન બાળકને દઢતાથી કરાવવું રહેશે.

કયા પ્રસંગે હા કહેવી કે કઇ માગણી આપણી શક્તિ કે મગજ પ્રમાણેની છે તે સંતોષવી કે વધારવી, તે સમજુ માબાપો સહેજે સમજી શકે.

---

દિગ્દર્શક વીરેન્દ્ર દેસાઈએ નલિની જયવંતને જીવનસંગીની બનાવી દીધી છે. દિગ્દર્શક બાબુરાવ પટેલે સેક્રેટરી ને અભિનેત્રી સુશીલારાણીને ડાબે પડખે બેસાડી દેવામાં સલામતી જોઈ છે. દિગ્દર્શક સોરાબ મોદીએ મહેતાબબાનુને જીવનસાથી બનાવી દીધાં છે. (ગુ. મિત્ર)

# પુછપરછ

*

મારી નાની બહેનને નાનપણમાં ભૂલથી દાયણે ડાબી બાજુ નાક વીંધી નાખ્યું હતું. મોટી થયા પછી, હું સાસરે ગઈ હતી ત્યારે તેણે જીદ કરીને જમણી બાજુ નાક વિંધાવી લીધું. હવે પોતાની મૂર્ખાઇ ઉપર પસ્તાય છે. ડાબી બાજુનું વિંધ પૂરાતું નથી, એથી વારંવાર રડે છે. તો ડાબી બાજુનું વિંધ પૂરાય અને ચામડી આવી જાય તેવો કોઇ ઉપાય હોય તો સૂચવશો. **–કળાવતી**

આપની નાની બહેને તો ભૂલથી બન્ને બાજુ નાક વીંધાવ્યું છે, પણ મદ્રાસ પ્રાંતમાં તો દરેક સ્ત્રી શોખથી બન્ને તરફ નાક વીંધાવે છે અને બન્ને તરફ ફૂલ, દાણો કે ચુની પહેરે છે. મદ્રાસી ફેશન પ્રમાણે તમારી બહેન બન્ને તરફ ચુની પહેરે તો શી હરકત છે?

કદાચ એમ ન ફાવે તો ડાબી બાજુના છેદને એમનું એમ રહેવા દેવું અને નાહીને લુછ્યા પછી એના ઉપર ક્રીમ ને પાવડર લગાડવા. ધીમે ધીમે એ છેદ પૂરાઇ જશે.

*

મારા પતિને નાનપણમાં કેટલાક મિત્રોની સોબતથી હસ્તદોષની કુટેવ પડી હતી, પણ તે પછી ધીમે ધીમે તેઓ એ કુટેવમાંથી છૂટયા છે, પણ શારીરિક ખામી રહી જવા પામી છે. મારા લગ્ન પછી તેમણે મારી પાસે એ કુટેવની કબુલાત કરી છે, ને તે માટે બની શકે તો ઉપાય કરવા તેઓ ઘણા આતુર છે. એ માટે કોઈ ઉપાય હોય તો સૂચવશો.

**–એક ગ્રાહક બહેન**

સ્ત્રીજીવનમાં પૂરા નામ ઠામ સિવાય કોઇ પણ પ્રશ્નનો જવાબ આપવામાં આવતો નથી.

**–સંપાદક**

# સૌરભ





*

ગોરિંગ જે નટીને પરણ્યો છે તે શ્રીમતી એમી સોનમાન ગોરિંગ અત્યારે જર્મનીમાં ન્યુહાઉસ ગામડાની પાસે, ત્રણ ઓરડાની એક લોજમાં પોતાની સાત વરસની પુત્રી ઇડા સાથે રહે છે. એક દિવસે આ એમી સારાયે જર્મનીમાં અતિ ધનાઢ્ય સ્ત્રી તરીકે લેખાતી હતી. અત્યારે તે અશ્રુભરી આંખે કહે છે: ' મારી ઇડાનું અને મારૂં શું થશે તે હું જાણતી નથી. પણ હવે તો એની ચર્ચા જ નિરર્થક છે. હું મારા પતિનો સાથ ખોઈ બેઠી છુ. એ મને બહુ લાગે છે. '

ન્યૂરેમ્બર્ગ ત્યાંથી પચીસ જ માઈલ છેટું છે. ત્યાં એનો પતિ–ગોરિંગ સાક્ષીના પિંજરામાં ઊભો ઊભો બડાશો મારવાનો ખેલ ભજવતો પ્રોસીક્યુટર જેકસનના ક્રોધભર્યા પ્રશ્નોને ચાલુ ઉડાવ્યા કરતો હતો. શ્રીમતી એમી ગોરિંગ કહે છે: " મારા પતિના પૌરુષ માટે અને પોતે જે શ્રદ્ધાપૂર્વક માને છે તેને અક્ષરસઃ વળગી રહેવાની તેની હિંમતને માટે હું ભારે મગરુર છું " પુહરરના સંબંધમાં હજુ તે સન્માનપૂર્વક બોલે છે તે જાણીને એમીને ખૂબ નવાઈ થઈ. હિટલર એમની પુત્રી ઇડાનો ' ધર્મનો બાપ' છે. એમીએ કહ્યું: " આખરી તબક્કે હિટલર માનસિક દર્દથી ભારે પિડાતો હશે. મારૂં તો ઠીક, પણ હિટલર તો મારી પુત્રીને પણ એના પિતા સાથે મૃત્યુની સજા થાય એમ માગતો હતો. "

*

થોડાક દિવસો પર પ્રગટ થએલા એક સમાચાર સ્ત્રીસમાજ માટે અત્યંત વિચારણીય છે. ' પતિ તરીકેના હક્ક'નો ભોગવટો કરવા દેવાની એક સ્ત્રીએ પતિને ના પાડવાથી પતિએ ઉશ્કેરાઇ જઇને પત્ની પર તીક્ષ્ણ ને ધારદાર હથીયાર વડે હુમલો કર્યો હતો ને પત્નીના શરીર પર ઠેકઠેકાણે ઇજા કરી હતી. પત્નીએ બુમાબુમ કરતાં, પાડોશીઓ દોડી આવ્યા હતા, ને પકડાઈ જવાની બીકે પતિએ શરીર પર ગ્યાસતેલ છાંટીને સળગી જઇ જીવનનો અંત આણ્યો હતો.

અમદાવાદ- તાબે ગોધાવીમાં પણ એક પતિની વધુ પડતી હવસખોરીને તાબે થવાની તેની પત્નીએ ના પાડતાં પતિએ પત્નીનું નાક કાપી નાખવાથી પતિને સજા થઇ.

સ્ત્રીસમાજને માટે આ બનાવ અત્યંત વિચારણીય છે. સ્ત્રીઓ–ખાસ કરીને સુશિક્ષિત ને કેળવાએલી સ્ત્રીઓ–રાજકીય, સામાજીક અને આર્થિક ક્ષેત્રોમાં હકક અધિકારો મેળવવા માટે ઝુંબેશ ચલાવી રહી છે. સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવવા માટે મથી રહી છે, પરંતુ સ્ત્રીની ઇચ્છા વિરૂદ્ધ તેના શરીરનો ભોગવટો ન કરી શકે તે માટે કાયદા મારફત રક્ષણ મેળવવાનો પ્રયાસ સ્ત્રીઓએ કર્યો હોય, અગર આવું રક્ષણ મેળવવાનો સ્ત્રીઓને વિચાર સુદ્ધાં આવ્યો હોય એવું જાણવામાં હજી સુધી નથી.

પણ બીજાં બધાં ક્ષેત્રોમાં સ્વાતંત્ર્ય મેળવવા મથતી સ્ત્રીઓએ આ અતિ મહત્વની બાબતમાં સ્વાતંત્ર્ય ને કાયદા દ્વારા રક્ષણ મેળવવાની સર્વ પહેલી જરૂર નથી ? બીજી બધી બાબતોમાં સ્ત્રી ભલે પરાધીન ને પરતંત્ર રહે, પરંતુ શરીરનો ઉપભોગ કરવા દેવાની

બાબતમાં સ્ત્રી પરાધીન રહે ને કાયદો પણ પુરુષને–પતિને તેનો પતિ તરીકેનો હક્ક ભોગવવાનો પરવાનો આપે, એ વસ્તુસ્થિતિ અત્યંત જંગલી, સ્ત્રીના વ્યક્તિસ્વાતંત્ર્ય પર ત્રાપ મારનારી અને સમસ્ત સ્ત્રી જાતિને માટે અત્યંત અપમાન જનક નથી ? યાદ રાખવાનું છે કે, પતિ તરીકેના હકકના ભોગવટાને પરિણામે સ્ત્રીને માતૃત્વ પ્રાપ્ત થવાનો સંભવ રહે છે ને સ્ત્રીની ઇચ્છાવિરૂદ્ધ, પતિ તરીકેના હકકનો ભોગવટો થયો હોય ને પરિણામે સ્ત્રીને માતૃત્વ પ્રાપ્ત થાય તો પણ સ્પષ્ટ રીતે એ ફરજીયાત માતૃત્વ જ ગણાય. એટલે જીવનના બધા ક્ષેત્રોમાં, સ્વાધીન ને સ્વતંત્ર રહેવા ઇચ્છતી સ્ત્રીને સ્ત્રીજીવનની આ એક અતી અગત્યની અને મૂળભુત બાબતમાં, પુરુષની–પતિની ઇચ્છાને આધીન રહેવું પડે, પુરુષની ઇચ્છાને તાબે થવું પડે, મરજી વિરૂદ્ધ પુરુષની ઇચ્છા સંતોષવી પડે અને વ્યક્તિ સ્વાતંત્ર્યનો ભોગ આપવો પડે એ કોઈ રીતે ઇચ્છનિય ગણી શકાય નહિ.

એટલે સ્ત્રીઓએ જીવનના બીજા બધા ક્ષેત્રોમાં સ્વાધિનતા ને સ્વાતંત્ર્ય મેળવવાની મથામણ કરવાની સાથે, તે માટે ઝુંબેશ ચલાવવાની સાથે, પતિ તરીકેનો હક્ક ભોગવવાની પુરુષને–પતિને કાયદા દ્વારા મળેલી સત્તા સામે હજી સુધી કશાં આંદોલનો ઉપાડયાં નથી.

યાદ રાખવાનું છે કે કાયદામાં પુરુષને માટે પતિ તરીકેના હક્ક ભોગવવાની જોગવાઈ રાખવામાં આવી છે, પરંતુ સ્ત્રીને માટે, પત્ની તરીકેના હક્કો પતિ દ્વારા ભોગવવાની કશી જોગવાઈ રાખી નથી. માટે તો કાયદામાં ભરણપોષણની જ જોગવાઈ રાખવામાં આવી છે. આ તફાવત જોતાં પણ કાયદામાં સ્ત્રીને હડહડતો અન્યાય થયો હોવાનું સ્પષ્ટ થાય છે. સ્ત્રીઓનું, સ્ત્રી સંસ્થાઓનું ને સ્ત્રીઓનાં હિતોની રખેવાળી કરનારા પુરુષોનું લક્ષ સ્ત્રીઓને થએલો આ અન્યાય તરફ હજી સુધી ગયું નથી. (ગુ. મિત્ર)

*

યુદ્ધની શરૂઆતમાં લંડન પર શત્રુની એક સુરંગ પડવાથી એક છોકરી પર એવી અસર થઈ છે કે તે કદી પણ મોટી થશે નહિ. તેની આંખો તેજસ્વી છે. તેના ગાલ પર તંદુરસ્તીના ગુલાબો દેખાય છે. પ્રથમ દૃષ્ટિએ તેનામાં કશી ખોડ જણાતી નથી. તે પોતાના માબાપના મકાનમાં આખો દિવસ સોફા પર બેસી રહે છે અને તેના ભાઈ બહેનો તેની આસપાસ રમ્યા કરે છે, પરંતુ પોતે સહેજ પણ હીલચાલ કરતી નથી, કરી શકતી નથી.

આ છોકરીનું નામ પેટ્રીશીઆ છે ને તે અઢાર માસની છોકરી જેવડી દેખાય છે. ઑકટોબરમાં તેની ઉમ્મર સાત વર્ષની થશે. ૧૮ મહિનાની ઉંમરે તેનાં મકાન પર સુરંગ પડી હતી ને તે પાંચ કલાક સુધી કાટમાળના ઢગલાં નીચે દબાઇ રહી હતી, ને તેને પરિણામે તે જ દિવસથી તેનું મન અને શરીર વધતાં અટકી ગયાં છે. તે કોઈક વાર બોલવાનો પ્રયાસ કરે છે, પણ ડૉકટરો કહે છે કે, તે કોઇ દિવસ બોલી શકશે નહિ. સુરંગ પડી ત્યારે પેટ્રીશીઆ જેટલી સુન્દર હતી એટલી જ આજે પણ છે.

*

બરેલીમાં એક બોબીનના કારખાનાનો કામદાર કલુટરબકગંજથી બરેલી ખાતે કંઇક ખરીદી અર્થે આવ્યો હતો. તે ત્યાંની હુલ્લડ પરિસ્થિતિથી વાકેફ નહતો, પરંતુ ત્યાં અણધાર્યો હુમલો થતાં તે નજીકના એક મકાનમાં સંરક્ષણ અર્થે ભરાઇ ગયો ને સદભાગ્યે બચી જવા પામ્યો. અને ' કરફયુ ' નો અમલ શરૂ થઇ જતાં એ પોતાને ઘેર રાત્રે જઈ શકયો નહિ. બીજે દિવસે સવારે વિહ્વળ બનેલી અને હુલ્લડમાં પોતાનો પતિ ખપી ગયાની વાત સાંભળતાં એની પત્ની જિલ્લા હૉસ્પિતાલમાં પહોંચી. ગભરાટમાં એક હુલ્લડનો ભોગ બનેલા શબને એ પોતાના પતિનું છે એમ માની તેનો અગ્નિસંસ્કાર માટે રૂા. ૩૦ થી વધારે ખર્ચ કર્યો. અને બપોર પછી એ

જ્યારે પોતાને ઘેર પહોંચી ત્યાં તો એની રાહ જોતો એનો પતિ બેઠો હતો.

*

'સનડે ટ્રીબ્યુન' ના તા. ૨૮-૪-૬ના અંકમાં 'સહશિક્ષણ રદ કરો' એ મથાળા નીચે સમાચાર છપાયા છે.

'લખનૌ તા. ૨૬મી એપ્રીલ. તા. ૩૦મી એ મળનારી યુનિવર્સિટી કોર્ટની બેઠકમાં પં. ગયાપ્રસાદ શુક્લ એવો ઠરાવ મૂકવાના છે કે લખનૌ યુનિવર્સિટીમાંથી સહ શિક્ષણની પ્રથા રદ કરવી. આ ઠરાવે વિદ્યાર્થીઓ તથા શિક્ષકોમાં એક સરખો ખળભળાટ મચાવ્યો છે. ઠરાવ નીચે મુજબ છે.

'આ સભાનો મત છે કે, આ યુનિવર્સિટીમાં સ્ત્રી-પુરુષોના સહશિક્ષણે-અને ખાસ કરીને પુરુષ શિક્ષકોના હાથ તળે-ખેદજનક પરિણામો આણ્યાં છે, તેથી ઠરાવવામાં આવે છે કે બનતી જલદીથી એ પ્રથા બંધ કરવા માટે યોગ્ય સત્તાવાળાઓને ભલામણ કરવી. ઉપરાંત ઠરાવવામાં આવે છે કે, મોજુદ સ્ત્રી-સંસ્થાઓમાંથી એકાદને યુનિવર્સિટીએ લઈ લેવી, અથવા એમ ન બની શકે તો પોતાની સ્ત્રી કોલેજ કાઢવી.'

'દરમિયાન, હોળીને દિવસે સ્ત્રીઓની હોસ્ટેલમાં જે બનાવ બનેલો તેની તપાસ પૂરી થઈ છે અને તેનો રિપોર્ટ અત્યારે વિચારાય છે. તે બનાવમાં એમ હતું કે, કેટલાક યુનિવર્સિટીના છોકરાઓ મવાલીવેડા પર ચડ્યા, તે એટલે સુધી કે કેટલીક છોકરીઓની તેમણે પજવણી કરી.' (શિક્ષણ અને સાહિત્ય)

*

ઇંગ્લંડના નૌકાદળની સેવિકાઓ વીમેન્સ રૉયલ નેવી ઇમરજન્સી સર્વીસ જેઓ Wrens (રેન્સ)ના નામથી ઓળખાય છે તે દળના નિયોના અને સંચાલક શ્રીમતી ડેઇમ વેરા લાફ્ટન મેથ્યુસ વિલાયતનાં સફરે જેટસમાંનાં એક છે અને તેઓ સફરેજેટ તરીકે જેલમાં પણ જઇ આવેલાં છે. આ છેલ્લી લડાઇ દરમ્યાન તેમને નૌકાખાતાનું સેવિકાદળ સ્થાપવાનું સોંપવામાં આવ્યું. અને એક લાખ સ્ત્રીઓનું એ દળ અત્યંત બાહોશીથી એમણે તૈયાર કર્યું છે. W. A. C. એટલે પુરુષી સૈન્યના સેવિકાદળથી તદ્દન અલગ આ દળ છે, અને એમાંની સ્ત્રીઓના ચારિત્ર્ય કે સેવાભાવની ઉચ્ચતા વિષે બેમત નથી. ઉપરી વર્ગથી માંડી છેક નાનામાં નાના નોકરનું કાર્ય આ દળમાં સ્ત્રીઓ જ કરે છે. પુરુષોને તેમાં રજ જેટલી પણ દખલ ડેઇમ વેરા કરવા દેતાં નથી. વિલાયતના શિયાળાની હીમવરસતી ટાઢમાં, અંધારી રાત્રે, ખુલ્લા તોફાની દરીયામાં આકાશમાંથી દુશ્મનના બોમ્બ પડતા હોય તેની ઝડી નીચે આ સેવાદળની સ્ત્રીઓ હોડીઓ ચલાવીને મોટાં વહાણોની ચોકી કરે; છાનાંમાનાં કેટલાંએ વહાણોને દરીયામાં ગોઠવેલાં માઇન બોમ્બસની વચ્ચેથી રસ્તો શોધી આપે; સીગ્નલો આપે; સંદેશા આપે; કોઇ વહાણ ઉપર બોમ્બ પડ્યા હોય અને આગ લાગી હોય ત્યારે દરીયામાં પડી, તરીને ખલાસીઓને બચાવે; સમારકામ કરી આપે; વગેરે કાર્યો અતિશય ગૌરવભર્યાં ગણાવી શકાય.

*

પંજાબના ગુરુદાસપુર જીલ્લાના લેફ. કરમસીંગે આઝાદ ફોજમાં જોડાઈ નેતાજી સમક્ષ લીધેલ પ્રતિજ્ઞા મુજબ લગ્ન કરવાની ઇચ્છા ન હોવાથી પોતાનું સગપણ અમૃતસરના એક મોટા જાગીરદારની પુત્રી સાથે થયેલ સગપણ રદ કરી તે કન્યાને બીજા સાથે પરણાવી દેવા પોતાના સસરાને પત્ર લખ્યો છે.

*

લોક પ્રતિનિધિ સંભામાં દશ ટકા સ્ત્રીઓએ પ્રતિનિધિત્વ આપવાની શ્રી. હંસા બહેને માગણી કરી છે તે મધ્યસ્થ સભામાં વાઇસરોયે એકે સ્ત્રી સભ્ય ન લેવા આજે ખેદ વ્યક્ત કર્યો છે.

મારવાડમાં આવેલા ખુડાલાના ઠાકોરને એક શીખ યુવતી 'ધાપૂ' પર કેવી રીતે મોહ જાગ્યો, કેવી રીતે અંતઃપુરમાં તેને છૂપી રીતે બોલાવવામાં આવી, તેલ, સાબુ, પોલકાં, ઝંપરો વગેરેથી લલચાવીને અને અંતે ધાપૂના મામા પર બનાવટી દેવું ચડાવીને તેની ભાણેજીને ખુડાલા ઠાકોરના અંતઃપુરમાં રાખી લેવામાં આવી, કેવી રીતે પોતાની તલવારથી તેની સાથે વિવાહનો ઢોંગ કરવામાં આવ્યો, એ સઘળી બાબતોનો સનસનાટી ભર્યો રહસ્યસ્ફોટ 'પ્રજાસેવક' (જોધપુર) તરફથી થયો છે.

ઠાકોરે છોકરીના મામાને જે એક ગુપ્ત પત્ર લખ્યો હતો તે પત્ર જેમનો તેમ પ્રગટ કરેલ છે. જાગીરોમાં આવી અને આથી કેટલાયગણી ભયંકર ઘટનાઓ રાત દિવસ થતી રહે છે જેના પ્રકાશનના અભાવે તે સઘળી અંધકારમાં રહે છે. ઉપર્યુક્ત પત્ર નીચે પ્રમાણે છેઃ

'રૂકો ૧ એક દીનો ચાંદરી દેવા પનો. ખાંયા રો વાસ ગામ ખુડાલાને કર દીનો શ્રીમાન ઠાકુર સાહબ દિકાના ખુડાલા કે થા ભાણેજી ધાપુ રાવલે મરજી મેં લીધી હૈ સો ઇસ બાબતમેં થારી ન્યાત કોઇ દખલ કરસે તો ખરચ રાવલે સું મિલેગા. થારે ઉપર-ખાતરી રેસી.'

(સહી) એચ. સિંહ

આમ પ્રજાની વહુ–દીકરીઓને પરાણે અંતઃપુરમાં રાખી લેવી ને પ્રજાના ધનનો દુરુપયોગ કર્યા કરવો એ જાગીરદારોનો રાતદિવસનો ધંધો થઇ ગયો છે. છતાં મારવાડ સરકાર કદિ એ તરફ ધ્યાન નથી આપતી કે પ્રજાનાં દુઃખો દૂર કરવા પ્રયત્ન નથી કરતી.

*

થોડાક દિવસ ઉપર મુંબઇની હાઇકોર્ટમાં ન્યાય મૂર્તિ કણિયા અને ન્યાયમૂર્તિ ગજેન્દ ગડકર સમક્ષ પૂનાના પુરંદરે–મુધોલકર લગ્નનો કેસ નીકળ્યો હતો. એ લગ્નમાં બંને પક્ષો એક જ ભારદ્વાજ ગોત્રનાં હતાં, પરંતુ કન્યાને લગ્ન પહેલાં જુદા ગોત્રના એક માણસે દત્તક લીધી હતી. દક્ષિણી બ્રાહ્મણોમાં એમ દત્તક લેવાની પ્રથા હોવાનું કહેવાય છે. હિંદુ કાયદા પ્રમાણે એક જ ગોત્રનાં કુટુંબો વચ્ચે લગ્નસંબંધ અર્થાત્ સગોત્ર લગ્ન નિષિદ્ધ છે, પણ આ કિસ્સામાં ન્યાયમૂર્તિઓએ દક્ષિણી બ્રાહ્મણોમાં પ્રચલિત એવી એ પ્રથાને આધારે એ લગ્નને કાયદેસર ઠરાવી સગોત્ર લગ્નના નિષેધનો અંતરાય ઓળંગી જવામાં આવી પ્રથાવાળા સમાજોને સહાયરૂપ થઇ પડે તેવો દાખલો બેસાડયો છે.

*

ગઇ તા. ૯મી એ અમદાવાદમાં હંસરાજ પ્રાગજી હોલમાં ગુજરાતની એક ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિના મંડળ તરફથી, જ્ઞાતિની એક સુશિક્ષિત યુવતીએ સાસરીના ત્રાસ અને અત્યાચારથી કંટાળીને દાઝી જઇને જીવનનો અંત આણ્યો હતો તે વિશે વિચાર કરી યોગ્ય નિર્ણય કરવા એક જાહેર સભા યોજાઇ હતી. તા. ૭મી મેને રોજ એ બહેનનું વડોદરાની ડફરીન હોસ્પીટલમાં અવસાન થયેલું

આજથી પાંચેક વર્ષ ઉપર એ બહેનનું લગ્ન એની પોતાની જ જ્ઞાતિના એક સુશિક્ષિત કુટુંબમાં થયેલું. સસરા ગ્રેજ્યુએટ હતા, રાષ્ટ્રીય કેળવણીની સંસ્થામાં આચાર્ય હતા ને જેલવાસ પણ ભોગવેલો. એના પતિ પણ ગ્રેજ્યુએટ હતા. એ બહેન પોતે પણ કોલેજના પ્રથમ વર્ષમાં પાસ થઈ ચૂકેલી હતી, અને ભણી શકે તેવી હતી, છતાં લગ્નને લીધે જ કદાચ આગળ વધી શકી નહોતી. લગ્ન થયા પછી એ બહેન વડોદરા સાસરે આવીને રહેવા લાગી. શરુશરુમાં બધું ઠીક ચાલ્યું, પણ પછીથી સાસરિયાંએ તાપ દેખાડવા માંડયો. એ બ્રાહ્મણ જ્ઞાતિમાં કુલીન–અકુલીનના ભેદ થાય છે અને જો કે આ બહેન પોતે કુલીન મનાતા વર્ગમાંથી આવતી હતી, છતાં સાસરિયાંને વરપક્ષ તરીકેની અને અધિક

ભારે અભિમાન હતું. ક્રમે ક્રમે વિશાળ ઘરનો આખો હસડબોજો એકલી આ છોકરીને માથે નાખી દેવામાં, મેણુંટોણાંથી એને સંતાપવામાં, એને પિયર જવા નહિ દેવામાં, દમદાટી દેવામાં, એની નાની મોટી ખોડો શોધી કાઢીને માફી મગાવવામાં પેલી 'કુલીનતા' પ્રગટ થવા માંડી. દીકરી સાથેનો સંપર્ક તૂટવાને કારણે દૂર વસતાં માબાપોને સ્વાભાવિક રીતે જ ચિન્તા થવા લાગી અને કોઈ ઉપાયે સાસરિયાં રીઝતાં હોય તો તેમ કરીને દીકરીને સુખી કરવા માટે વારંવાર દાંતમાં તરણું લેવા લાગ્યાં.

પણ પૂજા અને નૈવેદ્ય વિશેની જમાઈરાજ અને વડીલોની અપેક્ષા અસીમ હતી અને પિયર પક્ષ જેમ જેમ નમતું મૂકતો ગયો તેમ તેમ એનાં નવલાં રૂપો પ્રત્યક્ષ થતાં ગયાં. તમે કાગળમાં જમાઈના નામની આગળ 'શ્રી.' કેમ ન લખ્યું? માફી માગો. તમારા ફલાણા સગાને ત્યાં વિવાહ પ્રસંગ હતો ત્યારે અમારા પર કંકોતરી કેમ નહિ મોકલેલી? એ એમની ભૂલ ખરીને? તો જાવ, એમને અહીં આવી રૂબરૂમાં માફી માગી જવાનું કહો. માફી તો મગાતી, છતાં એ બહેનનો છુટકારો થતો નહિ. પિયરિયાં થાક્યાં અને કોઈ પણ ઉપાયે દીકરીને આ દુઃખમાંથી છોડાવવા અધીર થઈ રહ્યાં. પણ દીકરી માને તો ને! લાગ મળતાં વાત છેડી ત્યારે દીકરીએ માબાપને કહ્યું: 'તમે સૌ અમસ્તાં મારી ચિન્તા કરો છો. મને કશું જ દુઃખ નથી. હું તદ્દન સુખી છું. મારું ઘર તો એ જ. જીવીશ પણ ત્યાં જ, ને મરીશ પણ ત્યાં જ.' એનામાં શ્રદ્ધા હતી કે પોતાની મૂંગી તિતિક્ષા કોક દિવસ તો ફળશે ને પોતાનું ભાગ્ય સુધરશે.

પણ એના નસીબમાં સુખ લખેલું નહોતું. વાત વધતી જ ચાલી. પતિએ ઉપેક્ષા કરવા માંડી. આગળ અભ્યાસ કરવા ને પછી નોકરી કરવા એણે વડોદરા છોડયું ને પત્નીને ઓળખતો જ ન હોય તેમ વર્તવા માંડયો. એના બીજા લગ્નના સંભવની વાતો પણ વહેતી થઈ, છતાં આ બહેન ધીરજ ધારી રહી. પછી કોણ જાણે કયા પ્રસંગના આઘાતથી એની શ્રદ્ધા તૂટી તે એણે એક વહેલી સવારે, સાસરા—સાસુ પરગામ હતાં તે પ્રસંગનો લાભ લઈ, કેરોસીન છાંટીને જાતની હોળી કરી દીધી. ખબર પહોંચતાં સસરા આવી લાગ્યા. પોતે અસ્વસ્થ હોવાથી શબનું અંતિમ સન્માન તો 'ન'કર્યું', પણ સ્વસ્થ રહીને વાત દાબી દેવાના પ્રયત્નોમાં રોકાયા ખરા. અસ્વસ્થ હોવાથી એમણે કેવળ એક જ જ્ઞાતિજનને વિશ્વાસમાં લઈને એની ને હૉસ્પીટલના મહેતરોની પાસે હૉસ્પીટલે આપેલી મડદા—ગાડી ખેંચાવી, ને એ જ કારણે પોતે વહુનાં માબાપને કે ભાઈભાંડુને ખબર પણ ન કર્યા; પણ સ્વસ્થતાથી તે ને તે જ દિવસે કશીક સલાહ લેવા અમદાવાદ આવ્યા ને રાતોરાત મેલમાં પાછા પણ ફરી ગયા!

આમ એ બહેનના જીવન અને મરણ બંનેને બગાડવાનું જે ઘોર કુકર્મ આ 'કેળવાયેલા' કુટુંબે કર્યું તે પ્રત્યે રોષ અને ધિક્કાર તો ઉપર્યુક્ત સભાએ વ્યક્ત કર્યો જ, ને આ પ્રકારનાં કુટુંબો સાથે લગ્નસંબંધ બાંધતાં પહેલાં કન્યાવાળાં માબાપોને એમાંથી બોધપાઠ લેવાની ભલામણ પણ કરી; પરંતુ એ ઠરાવનો તાત્ત્વિક ભાગ તો એ હતો કે ત્રાસ અને અત્યાચાર ગમે તેવા ભયંકર સંજોગોમાં પણ એને વશ થઈ જવું કે હારીને જીવનનો અંત આણવો એ યોગ્ય નથી, પણ સ્વાવલંબી જીવન ગાળવાનો નિશ્ચય કરીને અન્યાય અને જુલમનો સામનો કરવો એ જ યોગ્ય ઉપાય છે.

*

વડોદરામાં એક બ્રાહ્મણ યુવકે કોરેલી ગામમાં એક હરિજન યુવતી સાથે લગ્ન કર્યાં.

# કેટલાક સાચા કિસ્સાઓ

સુરતમાં સુખલા દાજી નામના માણસે પોતાની પત્ની પાલી પાસે પતિ તરીકેનો હક્ક ભોગવવાની માગણી કરતાં પાલીએ ના કહી, તેથી ગુસ્સે થઇ પાલીના શરીર ઉપર અસ્ત્રાના ઘા કરી તેને ઘાયલ કરી; તેથી પાલીએ બૂમાબૂમ કરી મૂકી. એટલે પાડોશીઓ દોડી આવ્યા. તેથી પકડાઈ જવાની બીકે સુખલો પોતાની શરીર ઉપર ગ્યાસતેલ છાંટી સળગી મર્યો, ને બાઇને હોસ્પીટાલમાં લઈ જવામાં આવી.

*

વડીયા રાજ્યના કેરાળામાં એક બ્રાહ્મણ વિધવા બાઈ કડવીએ પોતાની બાવીસ વરસની દીકરી રંભાનું સગપણ રાજકોટમાં રહેતા માણેકલાલ રાજારામ નામના બીજવર સાથે કર્યું હતું અને વૈશાખ સુદ ૯ નોમના લગ્ન લખી આપ્યાં હતાં, પણ પછી ખબર પડી કે, કન્યાને એક જ આંખ છે, એટલે વરરાજા પરણવા જ આવ્યા નહિ અને લગ્નનો દીવસ પસાર થઈ ગયો. હમેશાં ગવાતાં ગીત પણ બંધ થઇ ગયાં અને કન્યાને ઘેર ભેગા થયેલા સગાંવહાલાં પણ વાતો કરતા પાછા ચાલ્યા ગયા.

*

થાણા પાસે નારોલીમાં વેપાર કરતા ઠક્કર કાનજી હરજીવનની એક સ્ત્રી ત્યક્તાની સ્થિતિમાં હયાત છે. એના ભરણ-પોષણ માટે કાંઈ વ્યવસ્થા થઈ નથી જાણી. આ સ્થિતિમાં જામ-ખંભાળિયાના એક કાપડના વેપારીની મદદથી ૪૫ વર્ષના કાનજીએ સલાયાના ઠક્કર ચોપટની સોળ વર્ષની દીકરી શાન્તા સાથે વેવિશાળ કર્યું. શાન્તાએ આ સામે વાંધો ઉઠાવ્યો, પણ તે વખતે તો કાંઈ પરિણામ આવ્યું નહિ. છેવટે શાન્તાએ એના ભાઈ અને બનેવીને વિનતિ કરી. પિતાને સમજાવવામાં નિષ્ફળ ગયેલ ભાઈ, બહેનને પોતાની સાથે થાણા લઇ ગયો અને શાન્તાની ઇચ્છા મુજબ ત્યાંના જ એક યુવાન સાથે દાદરની એક સંસ્થાના આશ્રયે લગ્ન કરાવી આપ્યાં. આ

*

વાતની કાનજીને ખબર પડતાં પોતાની સાથે જેનું સગપણ થયું છે એ બાઇને બીજા સાથે પરણાવી દેવા માટે શાંતાના ભાઇ અને બનેવી સામે એણે લોહાણાજ્ઞાતિને ફરિયાદ કરી. જ્ઞાતિ સમક્ષ શાંતાએ સ્પષ્ટ જણાવી દીધું કે પિતાએ પોતાની અનિચ્છા છતાં કરેલ સગપણ પોતાને માન્ય નહોતું. પોતે કરેલ લગ્ન સ્વેચ્છાથી કરેલ છે. શાંતાની આ હિંમત રૂઢિચુસ્ત જ્ઞાતિ-અગ્રેસરોને નરુચી હોય કે પછી કાનજીની લાગવગે પટેલિયાને શરમાવ્યા હોય, ગમે તેમ હોય પણ જ્ઞાતિ આ બધાને દંડ દેવાનો વિચાર કરે છે.

*

જાખર (સલાયા) માંથી ૧૫ વર્ષ પહેલાની એક નમી જતી સંધ્યાના અંધકારમાં ત્યાંના ગરાસિયા રસુભા ગોરજ ગામની એક હરિજન બાઇને લઈને વધતા જતા અંધકારમાં ઝડપી પગલાં ભરી ઓગળી જવા માગતા હતા. અંધકાર વધ્યો ને એ અદૃશ્ય બન્યા. પ્રભાતે ખબર પડી કે રસુભા ગૂમ થયેલ છે.

હરિજનબાઇ સાથે નાસી જનાર આ ગરાસીઆનો જ્ઞાતિએ બહિષ્કાર કર્યો. સ્નેહ-પાત્રો નિર્ણિત ભલે ન રહ્યાં પણ એ ઉચ્છૃંખલતાનું પાપ કોકને તો સહન કરવું પડે છે. આ બાઇને આજ ત્રણ છોકરાં છે, પરંતુ તેને રઝળાવીને એ રસુભાએ ગામમાં આવવા અને જ્ઞાતિમાં ભળવાની ઇચ્છા બતાવી.

હાલની અનાજ વગેરે પરિસ્થિતિનું જરાય દુઃખ લગાડયા વિના જ્ઞાતિનાં આગેવાનોએ રૂ. ૧૦૦ દંડ અને જ્ઞાતિના ચાર ગામને જમણવાર આપવાની શિક્ષા કરી. તે અનુસાર

રસુભા તા. ૧૬ મીએ જ્ઞાતિબંધુઓને જમાડીને પવિત્ર થયા છે. અને જમનારા જ્ઞાતિજનોને રઝળતાં મુકાએલાં બાળકોની દયા પણ નથી આવી.

*

મહેસાણા પ્રાંતમાં પંદરેક દિવસ પર એક મારવાડીની જુવાન સ્ત્રી એકાએક અદશ્ય થવાનો બનાવ પોલીસમાં નોંધાતાં આજુબાજુ તપાસ આરંભાઇ હતી. દરમિયાન અત્રેના એક વણિક અમુક શખ્સો સાથે એક સ્ત્રીનો રૂા. ૮૦૦માં સોદો નક્કી કર્યો. વણિક પેલી સ્ત્રીને જોઈ આવ્યો અને અગાઉથી રૂા. ૨૦૦ આપ્યા. તેવામાં અખબારમાં મારવાડી સ્ત્રીના ગુમ થવાના સમાચાર વાંચતાં પોતે ફસાયો છે તેવી જાણ થતાં પોલીસમાં ફરિયાદ આપતાં પોલીસે એક શખ્સને પકડીને કેસ કર્યો.

*

કાઠિયાવાડના ઢાંક ગામમાં એક બાવાજીની મરસુતી કન્યા માંડવામાં ધૂણી અને પોતાને, તે ગામની કોઇ દરજણ બાઇ વળગી છે એવું ધૂણતાં ધૂણતાં જણાવેલું. આથી આ વળગાડ દૂર કરાવવા કોઇના તરફથી સૂચના થતાં કેટલાક લોકોએ, કહે છે કે, પેલી દરજણ બાઇને બળજબરીથી પછાડીને ચમારના ઘરનું પાણી પાયું. ચમારના ઘરનું પાણી પાવાથી ભવિષ્યમાં કોઇને 'વળગી' શકાતું નથી એવી માન્યતા પણ પ્રચલિત છે.

ત્યાર બાદ દરજી જ્ઞાતીએ આ બાઇનો સામાજીક બહિષ્કાર કર્યો અને દામોદર કુંડમાં સ્નાન કરી આવે તો જ્ઞાતી તેનો સ્વીકાર કરે એમ જણાવતાં આ બાઇએ આ વિધિ પણ પતાવી. પણ આ ઘટનાથી દરજણ બાઇના દિલ પર સ્વમાનનો એવો કાતીલ ઘા લાગ્યો કે તેણે એક મહાદેવની જગ્યામાં આવેલી વાવમાં પડતું મૂકી પોતાના દુ:ખદ જીવનનો અંત આણ્યો!

*

મુંબઇમાં પાંજરા પોળ લેઇનમાં કપોળ વાડીમાં શ્રી. નારણદાસ કરશનદાસનાં પુત્રી તેમની સંમતી વગર લગ્ન થતાં હોવાથી લગ્ને દિવસે જ ગૂમ થયાં; તેથી આવેલા મહેમાનો પાછાં ગયાં, પણ બીજે દિવસે કન્યાનો પત્તો મળી ગયાનું કહેવાય છે.

*

કલાલના મુખીમતાદાર કુટુંબના શ્રી. ફુલાભાઇ દેસાઈભાઇના પુત્ર ભીખાભાઇને તેની પત્ની બાઈ શાન્તાએ રાતના બે વાગ્યાના સુમારે 'મને તાપોલીઆં થયાં છે અને મંત્રેલી માટી લેવા જવું છે, માટે ચાલો મારી સાથે' એમ કહી તેના પતિ ભીખાભાઇને ગામ બહાર લઈ ગઈ. રાત્રીની નિરવ શાંતિમાં તે એકાએક ભીખાભાઈ ઉપર રણચંડી માફક તુટી પડી અને તલવારના ઘા કર્યા. ભીખો નાસવા જતાં જમીન ઉપર ઢળી પડયો. આથી શાન્તાએ તેની છાતી ઉપર ચઢી બેસી, બીજા કેટલાક વધુ ઘા કર્યા હતા. મદદ માટેની બુમો સાંભળી આજુબાજુના ધારાળાઓ જાગી જતાં તેમણે ત્યાં દોડી જઇ બાઇને પકડી લીધી હતી.

ભીખાને સારવાર માટે કપડવંજ સરકારી હોસ્પીટલમાં ખસેડયો છે તથા બાઇ શાન્તાને પોલીસે અટકમાં લીધી છે.

*

અમદાવાદ તાબે ગોધાવીમાં સરી નામની બાઇએ પોતાના પતિ મગનલાલ પોપટલાલની વધુ પડતી હરામખોરીને સંતોષવાની ના પાડવાથી પતિએ પત્નીનું નાક કાપી નાખવાને લીધે. પતિને પંદર માસની સજા અને સો રૂપીઆ દંડ અગર ત્રણ માસની વધુ સજા થઇ.

*

દહેગામમાં એક બ્રાહ્મણે પોતાની બીજી પત્નીને પણ જીવતી જલાવી દીધી છે. પહેલી વારની પરણેતર પત્નીને પણ તેણે આ રીતે ખતમ કરી કહેવાય છે.

# સ્ત્રી-જગત  સમાચાર

ડાકોરમાં સર્પદંશથી બે સ્ત્રીઓ મરણ પામવાથી ઝેરી-સાપને પકડવા સુધરાઇએ ઇનામો કાઢ્યાં છે.

*

પ્રધાન ત્રીપુટીમાંના શ્રીયુત ક્રીપ્સની માંદગીના ખબર સાંભળી શ્રીમતી ક્રિપ્સ હીંદમાં આવી પહોંચ્યાં છે.

*

બંગાળમાં રેલ્વે ટ્રેનોમાંથી હિંદુબાળાઓ અને યુવતીઓના અપહરણનો ઉપદ્રવ વધ્યો છે.

*

ભાવનગરના શેઠ જેઠાલાલ પ્રેમજી એડનવાળાએ તેમનાં પત્ની શ્રી. દિવાળીના નામે કંસારા બોર્ડિંગને પોતાનું મકાન તથા સાડત્રીસ હજાર રૂપીઆ ભેટ આપ્યા.

*

અમદાવાદની ઔદિચ્ય સહસ્ત્ર ઝાલાવાડી સાડાચારસો બ્રાહ્મણ જ્ઞાતિ તરફથી તેમની નાનની વિધવા બહેનોને આર્થીક મદદ આપવાનું જાહેર થયું છે.

*

ખીલખાના યુવરાજ શ્રી. જસવન્તસિંહજીનાં લગ્ન મંડીના મહારાજા સર જોગેન્દ્રસિંહજીના કુંવરી સાથે હષેવાસે મંડીમાં થયાં.

પોરબંદર સ્ટેટે પકડેલ બહારવટીઆ ઓસમાન સાથે રાણાવાવની કુંભારણ ગંગા પણ પકડાઇ છે.

*

યુક્ત પ્રાંતની જેલોમાંથી સ્ત્રીવોર્ડો કાઢી નાખી સ્ત્રીઓ માટે એક ખાસ અલગ જેલ જ શરૂ કરવાની સૂચના થાય છે. સ્ત્રી ગુન્હેગારો વિષે સુધારાઓ સૂચવવા શ્રીમતી સુચેતા ક્રીપલાની, શ્રી. પૂર્ણિમા બેનરજી અને શ્રી. સરલાદેવીની એક એક સમિતિ નીમવામાં આવશે.

*

મુંબઇમાં રહેતી ધ્રુક્બાલ-જાન બંગાળી નામની મુસ્લીમ યુવતીએ પોતાનો પતિ મુઝફર હુસેન ઘાતકીપણું ગુજારતો હોવાનું જણાવી છુટાછેડા માટે ફરીઆદ કરવાથી કોર્ટે તેને છુટાછેડા અપાવ્યા.

*

વડિઆના નગરશેઠ કેશવજી મોનજી બેતાણીએ પોતાનાં સ્વ. પત્ની શ્રી. રતનબાઇ બેતાણીનું નામ જોડવાની શરતે મુંબઇ જૈન કેળવણી મંડળને આશ્રયે ચાલતી જૈન પાઠશાળાને રૂ. સવા લાખનું દાન કર્યું.

*

ગોધરા હાઇસ્કુલમાં ભણતા એક વિદ્યાર્થી અને વિદ્યાર્થીની કોઇને કહ્યા વિના બહાર ગામ ચાલ્યાં ગયાં. તેઓ લાંબા વખતથી એક બીજાના પ્રેમમાં હતાં.

*

જામનગરમાં ભણશાળી કુટુંબની એક સગર્ભા સ્ત્રીએ, પીયરમાં લગ્ન પ્રસંગે જવાની સાસુએ ના કહેવાથી, અગ્નિસ્નાન કર્યું.

*

મંદ્રની રોશન નામની બાઇનું શકમંદ અવસાન થતાં તેના પતિ લાલખાં અમીરખાંની ધરપકડ થઇ છે.

*

વાંચની જમના નામની વિધવાબાઇ પોતાની દીકરી સાથે રાજકા જતી હતી ત્યારે માર્ગે જેસા હાકરડાએ તેમને લૂંટી લેવાની જેસાની ધરપકડ થઇ.

*

કડીમાં દશા દિશાવાળ જ્ઞાતિના એક યુવકે ૨૦ વર્ષ પડેલાં એક બ્રાહ્મણ વિધવા સાથે લગ્ન કરેલું. તેમની પુત્રીનાં લગ્ન જ્ઞાતિના એક આગેવાનના પુત્ર સાથે થયાં તેમાં જ્ઞાતિના આગેવાનોએ ભાગ લીધો હતો.

શ્રી. અરુણા અસફઅલી અને તેમના જોડીદારોએ કરેલ નિવેદનમાં બ્રીટીશ કેબીનેટ મીશનની દરખાસ્તોનો અસ્વીકાર કરવા મહાસભાને અનુરોધ કર્યો છે.

*

ગોધરામાં એક મકાનનો ઝરૂખો તૂટી પડતાં નીચે ઉભેલાં બે બાળકો ને ઝરૂખામાં બેઠેલી બે યુવતીઓ ઘાયલ થઇ, તેમાં લીલા નામની સોનારણ યુવતીની હાલત ગંભીર છે.

*

કાસ્મીરમાં સ્ત્રીઓ ઉપર પણ ગોળીબાર થયા હોવાનું જાહેર થયું છે.

*

વૈશાખ મહિનામાં એકલા અમદાવાદમાં જ પાંચ હજાર ઉપરાંત લગ્નો થયાં.

*

મદ્રાસમાં સ્ત્રીઓ માટેની તાલીમ છાવણી સીતાનગ્રામ ખાતે ખુલ્લી મુકાઇ છે.

*

જૂનાગઢના હાઇકોર્ટના ૬૫ વર્ષની ઉમરના જજ શ્રી, શેખ માંગરોળમાં ૨૦ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યું.

*

મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષામાં આ વખતે કુ. સુશીલા રઘુનાથ મહેનદાળે (નાસીક સેન્ટર).૫૯૦ માર્ક મેળવી બીજે નંબરે પાસ થયાં.

અમદાવાદ દરીઆપુર હરમાનવાળી પોળમાં રહેતા કડવા પાટીદાર શ્રી. છબીલદાસ બુલાખીદાસ.પાનાચંદ લાડીઆએ પોતાની પત્ની હયાત છતાં ફરી લગ્ન કર્યું છે.

*

ઇટાલીમાં રાજાશાહીનો અંત આવતાં ઇટાલીના રાણી મેરીઆન્જેસ તેમનાં ચાર બાળકો સાથે ક્રૂઝરમાં બેસી નેપલ્સથી દક્ષિણ તરફ ચાલ્યાં ગયાં.

*

નાતાલ હિંદી કોંગ્રેસના આદેશ મુજબ નાતાલની સરકારની જોહુકમી ભર્યા ધારાઓ સાથે સત્યાગ્રહ કરવા સ્ત્રીઓની પહેલી ટુકડીએ પરવાના વિના નાતાલમાં પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો છે.

*

કચ્છ રાજ્યના એક શ્રીમંત અમલદાર ૫૩ વર્ષની વયે તેમની જ કોમની એક ૧૩, વર્ષની બાળા સાથે ફરી લગ્ન કરવાના હોવાથી વાત જાહેર થઇ છે.

*

કરાંચી પાસે જંગશાઇ ટ્રેન અકસ્માતમાં મૃત્યુ પામેલ બીના પતિએ, પોતે સહવાસ, હુંફ અને પ્રેમ તથા કાળજી અને ગૃહસ્થાશ્રમની સેવાઓ ગુમાવ્યાનો ફરીઆદમાં ઉલ્લેખ કરીને સરકાર સામે ૧૦૫૨૫ રૂપીઆનો બદલો માગ્યો છે.

ન્યુયોર્કમાં ૧૭ વર્ષની કુમારી ડોલોરેથી અભ્યાસી સાથે એડવર્ડ પાર્ક નામનો માણસ પ્રેમમાં પડયો હોવાથી તેણે પોતાના હરીફનું ઘર સળગાવી દીધું.

*

મુંબઇમાં આગાખાન બોમ્બે લેડીઝ ક્લબના મેળાવડા પ્રસંગે શ્રી. ફાતમાબાઇ ડી. કે. શાહે જણાવ્યું હતું કે,૦ ના. આગાખાનના હીરક મહોત્સવ પ્રસંગે બહેનોએ બહાર ગામથી આવેલી કેટલીક બહેનોનાં ધાવણાં બાળો પણ ધવરાવ્યાં હતાં.

*

ફ્રાંસના જંતુશાસ્ત્રના પ્રો. ગેબ્રાઇલ બર્ટ્રીન્ડે લાંબા વખત સુધી દૂધ રહી શકે અને ફાટી જાય કે બગડે નહિ એવા રસાયણની શોધ કરી છે.

*

વીલેપારલે મ્યુનિ. ને મુંબઇ સાથે જોડી દેવા શ્રી. લીલાબહેન શાહે વીલેપારલેની સભામાં ભાષણ કર્યું.

*

ધરમશાલા ગામમાં કેસની તપાસ માટે ગયેલ પોલીસ સબ ઇન્સ્પેક્ટર ઉપર હુમલો કરી ત્રણ સ્ત્રીઓએ તેમને પૂરી પૂરી દીધા હતા.

*

પહેરામણીની પ્રથા દૂર કરવાનો ઠરાવ બીહારની ધારાસભામાં શ્રી. સુગલાલસિંહ રજુ કરવાના છે.

મુંબઇમાં મુસ્લીમ બહેનોનું યુનીયન વિદ્યાર્થીનીઓને દોરવણી આપવા શ્રી. હલીમાશાહ મહમ્મદના પ્રમુખપદે સ્થપાયું.

*

બેલીવીલેમાં એક સ્ત્રીને બાવીસ વર્ષથી ગર્ભ રહ્યો છતાં બાળકનો પ્રસવ થતો ન હોવાથી બાવીસ વર્ષ પછી તબીબોએ શસ્ત્રક્રિયા કરીને બાળકને બહાર કાઢયું છે.

*

વડીઆમાં એક યુવાન બ્રાહ્મણ બાઇએ કુવો પૂર્યો.

*

માહીમ વિભાગ (મુંબઇ)-માંથી એક મરાઠા યુવકની પત્નીને ભગાડી જવા માટે ખીમજી વેલજી નામના યુવાનની ધરપકડ થઇ.

*

કાનપુરમાં એક યુગલે લગ્ન વખતે પોતાના લોહીથી પ્રતિજ્ઞા કરી પોતાનું જીવન દેશને ધરવા નક્કી કર્યું. તેમણે એક ખરડો તૈયાર રાખ્યો ને ચાર ફેરા ફર્યા પછી એના પર પોતાના લોહીથી સહી કરી. એ યુગલનું નામ શ્રી. હૃદયનાથ મોટાં અને શ્રીમતી કામિની કૌલ.

*

જાણીતા ફિલ્મ પ્રોડયુસર અને દિગ્દર્શક શ્રી. સોરાબ મોદીએ જાણીતી ફિલ્મ નટી મહેતાબ બાનુ સાથે સીવીલ ...

જલાલપુરના સાતેમ ગામે આવેલા એક હરિજનનો છોકરો મુનસાડ ગામે એક હરિજનની સગીર વયની નાની બાળા સાથે લગ્ન કરવા જાન કાઢી ગામને પાદરે જતાં તેની સામે મનાઇ હુકમ થવાથી વરરાજા ગામને પાદરથી જ કન્યા વગર પાછા ફર્યા છે.

*

વડોદરા સરસુઆની ઓરીસના એક હરિજન ગ્રેજ્યુએટે પોતાની પત્ની તથા બાળકો હયાત છતાં સોળજાની એક હરિજન બાઇ સાથે ફરી લગ્ન કર્યાં છે.

*

સુરત જીલ્લાના દેગામના સુથાર પરસોતમ ગોવિંદે પોતાની પત્નીના ત્રાસથી કંટાળી કુવામાં પડતું મૂકયું પણ તેને બચાવી લીધો છે.

*

સંયુક્ત રાષ્ટ્રોની પેટા સમિતિમાં સ્ત્રીઓના હક્કનામા માટે હિંદના પ્રતિનિધિ તરીકે ગયેલા શ્રી. હંસાબહેન મહેતા મુંબઇ પાછા આવી પહોંચ્યા છે.

*

ભરૂચની સગીર ઉમરની ૧૧ વર્ષની ભીલ છોકરી ખજુરા વિગેરે લેવા સીમમાં ગઇ હતી ત્યારે બકરાં ચારતો ખેડા નામના ભરવાડે તેના મોંમાં ડુચો મારી, ઉપાડી જઇ, બળાત્કાર ...વાથી ... બની

ચીખલી તાલુકાના પીપલદારાના પરશોતમ ભીમલાની વીધવા બાઇ ભુલીને ડાકણ કહીને ધારીયું મારવા માટે તેના દિયર લાખા સામે કેસ થયો.

*

શહેનશાહના જન્મ દિવસની નવાજેશમાં કાશ્મીર અને જમ્મુના મહારાણી શ્રી. તારાદેવીને ' ઇમ્પીરીયલ ઓર્ડર ઓફ ક્રાઉન'નો અને સી. પી. ના રામપુર જીલ્લાના કોડલા એસ્ટેટના જમીનદાર શ્રીમતી વિષ્ણુપ્રિયાદેવીને રાણીનો ખીતાબ મળ્યો. ખંડીના ના. રાણી સાહેબ શ્રી. કુસુમકુમારીને કૈસરે હિંદનો સુવર્ણચંદ્રક અને શ્રી. શાન્તાબાઇ એચ. પી. દેસાઇ. (સીલોંગ) અને મીસીસ જલામલ વખારીઆ ( અમદાવાદ ) ને રૌપ્યચંદ્રક મળ્યાં.

*

ભરૂચના સિટિ પોલીસે હમીદ ગુલાબ, સાનજી અને નાથા એમ ત્રણ શખ્શોની મહમદપુરા ગોલવાડના વીઠ્ઠલ નાતુના ઘરનાં બારણાં તોડી વીસ વર્ષની એક યુવાન સ્ત્રી પર બળાત્કાર કરવા માટે ધરપકડ કરી છે.

*

ધુળીઆ મ્યુનિસિપાલીટીમાં પ્રથમ સ્ત્રી સભ્ય તરીકે સૌ. જયમતી ગુલાબચંદ શાહ





આ માસિક સાથે પદ્મિની માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી–જીવન


સંપાદક

મનુભાઇ જોધાણી

વર્ષ ૭ મું અંક દસમો

ઓગષ્ટ ૧૯૪૬ શ્રાવણ ૨૦૦૨


અનુક્રમ.




વાર્ષિક લવાજમ

દેશમાં રૂા. પાંચ પરદેશ દશ શીલીંગ

સ્ત્રી–જીવન કાર્યાલય

ઝવેરીવાડ : અમદાવાદ

વર્ષ સાતમું : શ્રાવણ ૨૦૦૨ : ઓગસ્ટ ૧૯૪૬ : અંક દશમો

# જીવન અને મૃત્યુ

યુદ્ધ અને સંહારની વચ્ચે જીવતી આ દુનિયામાં અનેક વખત વિચાર આવે છે કે જીવન શું છે? મૃત્યુ શું છે? એમ લાગે છે કે જીવન અને મૃત્યુ એ બન્ને ભ્રમ છેઃ માયા છેઃ સત્ય આ જગતમાં કે પરજગતમાં કશું જ નથી.

વિચારું છું કે માણસો મરે છે તે જ મૃત્યુ છે? માણસો જીવે છે તે જ જીવન છે? જડ કહેવાતા પદાર્થો તરફ નજર માંડું છું ને મનને પૂછું છું કે એ મૃત્યુ છે? હલન-ચલન કરતા પ્રાણીઓ અને આસ્માનમાં વિહરતા પંખીઓને નિહાળીને પ્રશ્ન થાય છે કે એ શું છે?

પોતાના દેશની સ્વતંત્રતા રક્ષવા માટે જેમણે પોતાનો પરાજય જાણતાં હોવા છતાં દુશ્મનોની સાથે લડતાં આ પૃથ્વી ઉપરથી વિદાય લીધી તે શું મૃત્યુ પામ્યા? અને લાખ્ખો માનવીઓના શબ ઉપરથી પોતાનો વિજયરથ દોરી જતા વિજેતા સૈનિકો શું જીવન જીવે છે?

સાગરના ઊછળતા ને લય પામતાં પ્રચંડ અને પામર મોજાંઓ જોઉં છું અને દિલમાં ફરી ફરીને પ્રશ્ન થાય છે કે ક્યાં છે જીવન? ક્યાં છે મૃત્યુ? સર્વત્ર જે ખેલ ચાલી રહ્યો છે તે શાનો છે? જીવનનો કે મૃત્યુનો?

કંઈ સમજ પડતી નથી. સુગંધ વેરીને ખરી પડેલું ફૂલ એ મૃત્યુ નથી, ન હોવું જોઈએ. અને જો હોય તો મને એ મૃત્યુ વહાલું છે. પ્રકાશ પાથરતાં લય પામેલો દીપક એ મૃત્યુ નથી અને હોય તો મને એ વહાલો છે. હું ઝંખું એવા મૃત્યુનેઃ એ જ મને ખરું જીવન લાગે છે. એવા મરજીવા આજે નથી, છતાં એ જીવે છે એમ લાગે છે. ધરતીને આઝાદ રાખવા જેની કાયાની કબરો બની ગઈ છે તે મારી કલ્પનાને જાણે જીવનના રંગથી રંગી દે છે અને જે વિજયના શંખો ફુંકે છે તે મારી ચેતનાને અધીર બનાવે છે.

જ્યાં બળી જઈને પ્રકાશ આપવાની વૃત્તિ છે, જ્યાં કરમાઈ જઈને સુગંધ પ્રસારવાની ઝંખના છે, જ્યાં અચેતન બનીને ચેતના જગાડવાની પ્રેરણા છે, ત્યાં જીવન છે. ભલે ત્યાં શ્વાસોચ્છવાસ ન હોય, વિજયના હુંકાર ન હોય. પણ એ જ ખરું જીવન છે અને બીજું સઘળું મારે મન મૃત્યુ છે. 'શ્રી.'

સ્વાશ્રયી બનવા ઇચ્છતી શિક્ષિકાનું



# પુનરાગમન

લેખક

**શ્રી. પી. રા. ભારદ્વાજ**

*

સુનંદાને બોલાવવા પટાવાળો આવ્યો અને તે ચમકી ઊઠી. પટાવાળાની પાછળ પાછળ એ હેડમિસ્ટ્રેસની ઓફિસ તરફ ચાલી. થોડે આગળ જતાં એ બને થંભી ગયાં. ચીફ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઇન્દુલાલ અને હેડમિસ્ટ્રેસ સામાં જ ચાલ્યા આવતાં હતાં. વંદન કરી તે બાજુએ ઊભી રહી ગઇ.

'મિસ સુનંદા, તમારા વિષેના રિપોર્ટમાં મિસ સાહેબનો સારો અભિપ્રાય આવ્યો છે, અને એથી અમારી ઓફિસ પણ તમારી કદર કરી, માનદ નિરીક્ષિકાનો હોદ્દો એનાયત કરે છે. એથી તમે સ્ટેટ એજ્યુકેશનલ બોર્ડના સભ્ય પણ આપોઆપ બનો છો.' સાહેબે કહ્યું.

છ એક માસથી સુનંદા મંડળપુરની હાઇસ્કુલની શિક્ષિકા બની હતી. આખા સ્ટેટમાં એકમાત્ર કન્યાશાળા અને તે પણ પાટનગર મંડળપુરમાં જ હતી. અને આખા રાજ્યમાં કન્યા કેળવણીની શરૂઆત જ થતી હોઇને હાઇસ્કુલના ઉપરના વર્ગોમાં પુરૂષ શિક્ષકો જ કામ કરતા હતા. શાળામાં હેડમિસ્ટ્રેસ પછીની બીજી ગ્રેજ્યુએટ સ્ત્રી માત્ર તે જ હતી. એથી જ્યારથી એ શાળામાં આવી ત્યારથી કંઇક સારૂં માન તો પામતી જ આવેલી, અને એમાં આ માન તેને મળતાં તેને પણ કેળવણી ખાતાની કદરદાની પ્રત્યે આભારની લાગણી થઇ આવી.

એણે કૃતજ્ઞતાના ભાર નીચે દબાઇને થોથરાતે સાદે કહ્યું: 'આપનો આભાર, સાહેબ, હું મારાથી બને છે તે રીતે મારી ફરજ બજાવવા બનતું કરૂં છું અને આ જવાબદારીનું કામ પણ સંતોષકારક રીતે બજાવવા મારાથી બનતું કરીશ.'

સાહેબ પણ ખુશ હતા. 'તમે લાયક છો તો તેની કદર કરવી એ અમારી ફરજ છે. આ હોદ્દાની રૂએ તમારે દર ત્રણ માસની અંદર રાજ્યની શાળાઓ—ખાસ કરીને કન્યાશાળાઓ અને મિશ્રશાળાઓની મુલાકાત લેવી પડશે અને તેનો અહેવાલ અમારી કચેરીમાં મોકલવો પડશે. અને મને શ્રદ્ધા છે કે તમે પણ અમને સંતોષ આપવા જરૂર પ્રયત્ન કરશો.'

ઇન્દુલાલ શાળા તપાસીને ચાલ્યા ગયા. ત્યારપછી શાળાની બધી શિક્ષિકાઓ એકઠી મળી સુનંદાને અભિનંદન આપવા લાગી. સુનંદા ખરેખર બધાના પ્રેમથી નાહી રહી હતી; બધાના આભાર નીચે દબાઇ એ મીઠી મુંઝવણ પણ ભોગવી રહી હતી. આખો દિવસ આનંદમાં પસાર થઇ ગયો.

પણ સાંજે છૂટતી વેળાએ ઘેર જતાં રસ્તાપર પાછળ ચાલતી એક બે શિક્ષિકાઓની ટકોર તેને કાને પડી: 'હા, બાઇ, હવે તો એનેય નમતાં ભજતાં રહેવાનું! સાહેબનાં માનીતાં બન્યાં છે. હવે તો એનાં રાજ થવાનાં!'

આ શબ્દોથી સુનંદાનું હૃદય સળગી ઊઠ્યું.. સાહેબની કૃપા શાની? એની પાછળ આટલો વ્યંગ શાનો? અને આખો દિવસ અભિનંદનનો વર્ષાદ વરસાવનારી એ જ બહેનો પાછળથી આવો કટાક્ષ કરી શો અર્થ કરી રહી હતી?

આખા દિવસના નિર્ભય આનંદમાં વિષનું બિંદુ રેડાઇ ગયું અને ઊંડીઊંડી વ્યથાની લાગણીઓ અનુભવતી એ અસ્વસ્થ થઇ ગઇ.

બીજે દિવસે શાળામાં જ ઇન્સ્પેક્ટર સાહેબની ચિઠ્ઠી આવી. સાહેબ ડિસ્ટ્રિક્ટમાં જવાના હતા અને સુનંદાને ડિસ્ટ્રિક્ટનો પરિચય કરાવવા પોતાની મોટરમાં એને સાથે જ લઇ જવાની ઇચ્છા એમણે વ્યક્ત કરી હતી.

કલાકેકમાં મોટર આવી ઉભી રહી. ખરેખર એમના માયાળુ સ્વભાવને લીધે સુનંદા ઉપકારના બોજા નીચે દબાયે જતી હતી.

મોટર એક પછી એક ગામો વટાવ્યે જતી હતી. ગામે ગામની શાળાઓ ઝડપભેર તપાસતા સાહેબનો રૂવાબ કંઇ અનેરો જ હતો. કપાળમાં તિલક ધારણ કરેલી સાહેબની સૌમ્ય મુદ્રા જ્યારે ક્રોધમય બનતી ત્યારે એમનું સ્વરૂપ પ્રચંડ બનતું. હાઇસ્કૂલની વિઝિટ દરમ્યાન બિલકુલ શાંત ધીરગંભીર દેખાતા ઇન્દુલાલ ગામડાંઓમાં એથી તદન ઉલટા જ દેખાતા હતા.

સુનંદા વિચારતી હતીઃ 'શું ગામડાંના શિક્ષકો ઉપર આટલો બધો કડપ જરૂરી હશે?'

ત્યાં જાણે એ જ પ્રશ્નનો જવાબ આપતા હોય તેમ ઇન્દુલાલ બોલ્યાઃ 'જુઓ મિસ સુનંદા, આ ગામડાંના મહેતાજીઓ બહુ જ હરામખોર હોય છે હરામખોર, અને ખટપટી પણ એટલા જ. એમની શાળામાં કોઇ બાઇ શિક્ષિકા મૂકી કે થઇ જ રહ્યું! એને પજવી જ મારવાના. અને આપણે ત્યાં તો ગામડાંઓમાં કન્યાકેળવણી અને સહશિક્ષણ દાખલ કર્યું છે, એટલે હું તો સ્ત્રીશિક્ષિકાઓની ભરતીની ખાસ તરફેણમાં છું.' પણ આ મહેતાજીઓ જ એ માર્ગમાં ખાસ અંતરાય રૂપ છે. તમારે પણ એ દ્રષ્ટિબિંદુ રાખી જ્યાં જ્યાં શિક્ષિકાઓ હોય ત્યાં ત્યાં તપાસ કરતાં રહેવું પડશે.'

મોટર ગામ પછી ગામ વટાવતી હતી. સાંજ પડી ત્યાં તો એ લગભગ રાજ્યની સરહદપરના છેલ્લા ગામ સુધી પહોંચી ગયા. આ ગામ મોટું હતું. શાળા પણ મોટી હતી. મિશ્ર શાળાની ઉપરી એક હેડમિસ્ટ્રેસ હતી. એના હાથ નીચે બે ત્રણ શિક્ષકો અને શિક્ષિકાઓ હતાં. અહિંની શાળાના કામકાજથી ઇન્દુલાલ ખૂશખૂશ થઇ ગયા હતા. આખા માર્ગમાં એમણે બતાવેલા રૌદ્ર સ્વરૂપથી સુનંદા પણ અકળાઇ ઊઠી હતી. અહિં આવતાં જ એમનું સ્વરૂપ ફરી ગયું. એ આનંદમાં આવી ગયા હતા. શાળાની એકેએક વસ્તુના મુક્તકંઠે વખાણ કરી રહ્યા હતા. સુનંદાની અકળામણ પણ ઉતરી ગઇ અને એ પણ કંઇક પ્રફુલ્લવદના બની.

સાંજ નમી ગઇ હતી. એટલે હેડમિસ્ટ્રેસના આગ્રહથી સાહેબે તે રાતનો મુકામ ત્યાં જ રાખ્યો. ગરીબ ગામની શાળાને ન પોસાય તેવું જમણ જમ્યા પછી સુવાની વ્યવસ્થા થઇ.

હેડમિસ્ટ્રેસ અને સુનંદાની પથારી એક ખંડમાં થઇ. ઇન્દુલાલનો ઉતારો બાજુના ખંડમાં હતો. હેડમિસ્ટ્રેસ અને સુનંદા ઉંઘ ન આવવાથી બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. થોડીક વાર થઇ હશે ત્યાં ઇન્દુલાલ એમના ખંડમાં દાખલ થયા, અને બાજુએ પડેલી ખુરશીપર ધમ કરતા બેસી ગયા.

પણ સુનંદા એકદમ ચમકી ઊઠી. કપાળમાં તિલક અને ચંદન ધારણ કરતા અને હર પળે ગીતાજીના શ્લોકો રટયા કરતા ઇન્દુલાલનો ચ્હેરો જે શાંત સૌમ્ય અને વાત્સલ્યભર્યો લાગતો તેને બદલે એમનો અત્યારનો ઢંગ સાવ જુદો જ હતોઃ એમના ચ્હેરા પર વિવશતા–વિકળતા ભરી હતી. એમની શાંત અને ગૌરવપૂર્ણ પ્રભાવશાળી આંખોમાં કામવિકારના સાપોલીયાં રમતાં હતાં.

ઇન્દુલાલ બેઠા ન બેઠા ત્યાં તો હેડમિસ્ટ્રેસ ઉભી થઇ.

'બેસો સુનંદાબ્હેન, સાહેબને અને તમારે માટે કોફી કરી લાવું. બેઠા છીએ તો જરા

ઠીક પડશે.' કહી તે બારણા આગળ પહોંચી.

સુનંદા ગભરાઇ ઉઠી. એણે પણ બૂમ મારી: 'ઉભાં રહો બ્હેન, હું પણ આવું છું.' અને એટલું કહેતાની સાથે જ એ પણ એની પાછળ જ ઓરડા બહાર નીકળી ગઇ.

એને પાછી વાળવા હેડમિસ્ટ્રેસે બે ત્રણવાર કહ્યું, ' અરે પણ સાહેબ ત્યાં એકલા બેઠા છે. એમને કેવું લાગે!' પણ સુનંદાએ કશું ગણુ-કાર્યું જ નહિ. એ એની પાછળ જ ગઇ.

કોફી બની ગયા પછી પણ હેડમિસ્ટ્રેસે તેના હાથમાં ટ્રે આપતાં કહ્યું: ' લ્યો આ લઇ જાવ.'

' તમે જ સાથે લઇ લ્યો ને!'

' મારે જરા જંગલ જવું પડશે. હું થોડીવાર રહીને આવું છું. તમે જાવ!'

' વારૂ તો પછી તમે જઇ આવો. આપણે બન્ને સાથે જ જઇશું.' સુનંદાએ આકુળ-વ્યાકુળ થતાં કહ્યું.

' અરે મ્હારાં સુનંદાબ્હેન, એમાં તમે શું ગભરાઈ ગયાં! હું તો તમારાં જેટલું ભણીયે નથી. તમે તો બી.એ. થયાં છો અને છતાં આમ ગભરાઇ પડો છો?' એમ કહી તે પણ સુવાના ખંડમાં સાથે જ પાછી આવી.

હેડમિસ્ટ્રેસ અને સુનંદાની મુખમુદ્રા પરથી કશું ન સમજે એવા કાંઇ બોટ ઇન્દુલાલ નહોતા. કોફી પીને તુરત જ એ કચવાતે મને પોતાના ખંડમાં જતા રહ્યા. પછી બન્ને જણીઓ ત્યાં જ સૂઇ ગઇ પણ સુનંદાએ તો તે રાત્રિ સંકલ્પ-વિકલ્પો વચ્ચે જાગરણમાં જ કાઢી. સવારના વહેલે પરોઢિયે શાળાના વાતાવરણમાં ધમાલ થઇ રહી. હેડમિસ્ટ્રેસના પતિ—જે પોતે પણ શાળાના એક શિક્ષક હતા અને રાતના સાહેબના ખંડમાં સુતા હતા—તે આવી હેડમિસ્ટ્રેસને જગાડી કહેવા લાગ્યા:

'તાર આવ્યો છે એટલે સાહેબને અત્યારે જ પાછા જવું પડશે. બાઇ સાહેબ ઉઠે ત્યારે કહેજો કે સાહેબ તો ગયા અને તમે પણ સવારની લોકલમાં ઉપડી શાળાએ પહોંચી જજો! મહારાજા સાહેબ હાઇસ્કુલની વિઝિટે આવવાના છે.'

સુનંદા જાગતી જ હતી. તેણે જ જવાબ વાળ્યો: ' બહુ સારૂં, સાહેબને કહેજો કે મારી ફિકર ન કરે.'

સવારે ઊઠયા પછીનું હેડમિસ્ટ્રેસ વગેરેનું ઠંડુ વર્તન સુનંદાને ખૂંચ્યું. શાળાનો પટાવાળો આવી તેને સ્ટેશને મૂકી ગયો.

ગાડી ઉપડી અને સુનંદા વિચારને ઝોલે ચડી. શું એનો ભય અકારણ હતો? જો એમ જ હોય તો પછી સવારના પલટાયેલા વાતાવરણનું શું કારણ? એ ગમે તે હોય. પણ એનું મન એક પાકી ગાંઠ વાળી બેઠું હતું. એ સાહેબને રીઝવી શકી નહોતી અને તેનું જ આ બધું પરિણામ હતું. અને એથી જ એ વધુ કકળી ઊઠી કે શું પુરુષો બધા આવા જ હશે!'

વળી પાછી એ વિચારી રહી. શા માટે એને નોકરીએ નીકળવું પડયું? અને પછી તો એના સંસારની એક આખી બાજુ પણ એક ઝડપી દ્રશ્યની માફક તેની નજર આગળ આવી ગઇ. તે પછી તેણે સંસારની અંદર એકલે પંડે ઝૂઝવા જે પ્રયત્નો કરેલા તે અને પળે પળે જે ભીતિ અનુભવેલી તે પણ યાદ આવતાં ગયાં.

એ અને સુરેશ કોલેજમાં ભણતાં હતાં. એના માતપિતા તો એ મટ્રિકમાં આવી તે પહેલાં જ ગુજરી ગયેલાં. ભાઇ, ભાભી અને તે પોતે-એમ ત્રણ જણમાં એમનું કુટુંબ સમાએલું હતું. ભાઇ કારકુની કરી સંસાર ચલાવતો હતો. પોતે ભણતી હતી.

કોલેજમાં જેમ બને છે તેમ અનેક યુવકોના પરિચયમાં તે આવેલી અને ત્યારથી જ એને પુરુષો પ્રત્યે એક જાતની ઘૃણા થઇ આવેલી. છતાં એ સ્ત્રી હતી. યૌવન હતું, અને ખીલતું હૃદય ગરમ લોહીથી ધબકતું હતું. અણગમતી પુરુષ જાતમાંથી પણ એક એને મળી ગયો. એ હતો સુરેશ. બન્ને પરિચયમાં આવ્યા. સુરેશ

બીજા યુવકો જેવો છીછરો કે વેવલો નહતો. યુવતીઓ વચ્ચે ઓછામાં ઓછા ભળતા સુરેશમાં તેને કંઈક આકર્ષણ મળી ગયું અને આખરે બન્નેએ લગ્ન કરવાનું વિચાર્યું.

પણ લગ્ન પહેલાં સુનંદાએ એક શરત મૂકી. એમનાં લગ્ન આત્માના બનેઃ દેહનાં નહિ. જયા–જયંન્તનાં લગ્ન એ એમનો આદર્શ હતો. સુરેશ એ શરત પાળવા તૈયાર હતો. એણે કોલ પણ દઈ દીધો.

લગ્ન પછી સુનંદા સુરેશને ઘેર ગઈ. સુરેશ શ્રીમંત પણ હતો અને કુટુંબનો સુખી પણ હતો. અરસપરસના સતત સહવાસે ધીમે ધીમે એનામાં પલટો આવતો ગયો. એનું પારૂપ ઉછળી ઊઠ્યું. બન્ને દેહ નજીક હોય છતાં એમની વચ્ચે સ્પર્શો–સ્પર્શના ભેદ કેટલો વખત ટકી શકે ? દહાડે ને દહાડે એ વધુ ને વધુ વિહ્વળ બનતો ગયો અને આખરે તેણે સુનંદા પાસે ખુલ્લી દરખાસ્ત મૂકીઃ

'સુની, તું કહે તેમ કરું ! પરન્તુ એ શરત શું તેં સાચે જ અક્ષરે અક્ષર પાળવા માટે કરી હતી ? એવું તે હોય ?'

'સુરેશ ! આ શું, તું યે એટલી વારમાં હતાશ થઈ ગયો ? આટલા જ દહાડામાં ? તો તો કેમ ચાલશે ?'

'પણ મેં આવું ધારેલું જ નહિને ? તું જ કહેને, આટલા દહાડા મારી સાથે રહેવા છતાં તને કશું નથી થતું ?'

'થાય તો યે શું ? આપણે જે નિર્ણય ખૂબ ખૂબ વિચાર કર્યા પછી કર્યો છે તે છેવટનો જ છે ! હું તો એને મક્કમપણે વળગી રહેવાની. એ આદર્શ એમ જતો કરી શકાય ? તું મજબુત મનનો બને તો કશું અશક્ય નથી.'

'તો પછી જો તું મને નહોતી ચાહતી તો, શા માટે લગ્ન કરી મને છેતર્યો ?'

'મેં તને છેતર્યો છે કે તેં મને છેતરી ?' તેં જે કોલ દીધો ને પ્રતિજ્ઞા લીધી તેને તોડવા તું ઊભો થયો છે કે હું ?'

## કૃષ્ણ–જન્મ



આભે ધરતીને કામળો ઢાંકીઓ,
રખે દેખે કો દેવકી કુમાર;
વ્રજવાટ શોભી રહી રે. ૧

કાંઈ વર્ષાએ વાજાં વગાડીઆં,
રખે કા'નાનો સાંભળે અવાજ;
વ્રજવાટ શોભી રહી રે. ૨

મહામાયાએ નિંદપરી મોકલ્યાં,
જો જો જાગે ન ભાઈ કે બહેન;
વ્રજવાટ શોભી રહી રે. ૩

નદી જમનાએ મારગ આપીઓ,
વસુદેવે તે બદલ્યાં બાળ;
વ્રજવાટ શોભી રહી રે. ૪

કા'ન કહેવાયો નંદ ઘેર દીકરો,
જશોદાએ લડાવ્યાં લાડ;
વ્રજવાટ શોભી રહી રે. ૫

કા'ન ગોપી–ગોવાળનો લાડકો,
ગાય ચારે, લે રાસના લહાવ;
વ્રજવાટ શોભી રહી રે. ૬

કા'ન માખણ દહીં, દૂધનો સવાદિઓ
ઓઢે કામળી, દે વાંસળીમાં સાદ;
વ્રજવાટ શોભી રહી રે. ૭

કા'ન સારા માણસનો સંગાથી,
કાન ભૂંડા રાક્ષસનો કાળ;
વ્રજવાટ શોભી રહી રે. ૮

જયમનગૌરી પાઠકજી

'પણ તો તું મને એટલું કહે, કે મને ચાહે છે કે નહિ? તું મને આવી રીતે હીજરાતો રીબાતો જોઇ જ રહેવાની? મારી સ્થિતિ દહાડે દહાડે વિષમ બનતી જાય છે તેનો તું કંઈ વિચાર જ નહિ કરવાની? અને તે યે જ્યારે હું તારે જ ખાતર બળી જળી રહ્યો છું ત્યારે! તારા એક સ્મિત ભર્યાં હાસ્ય માટે કેટલો તડપી રહ્યો છું ત્યારે?'

'તું યે મારી ખરી કસોટી કરે છે સુરેશ, હું ફરી ફરીને કેટલીવાર કહી ચૂકી છું કે હું માત્ર તનેજ અને તને જ ચાહું છું. હું ગમે તેવી છું, પણ આર્યા છું. આ ભવમાં સ્વપ્ને તો શું સંકલ્પે વિકલ્પે પણ બીજો ભવ નહિ કરૂં. પણ જે વસ્તુ માટે મેં તને વારે વારે ચેતવીને પછી જ લગ્નનો કોલ આપ્યો અને જે સંકલ્પ મારે મન મારા જીવનથી પણ અધિક છે તેને તો હું નહિ છોડી શકું!'

'પણ તું આટલી હઠી કેમ છે?'

'હું હઠી છું કે કેમ એ મને બોલાવ નહિ. હું સ્ત્રી છું. હું કશું ન સમજું તેવી મૂર્ખ નથી. છતાં મને મારા નિર્ધારને વળગી રહેવા દે! સુરેશ, મને એમાંથી ડગાવ નહિ. જો હું અહિં રહી તને વધુ દુઃખી કરતી હોઉં તો હું કાલ સવારે જ ચાલી જઇશ. પણ......'

'ના, ના, સુની એમ ના કરીશ. તો તો હું ગાંડો બની જઇશ. હું તારા વગર નહિ રહી શકું. હું, હું એ ઘેલછા ભર્યાં વચનોને પાળવા પણ નથી માગતો. તું મારી છે, મને ચાહે છે, એટલું બસ છે' એટલું કહી વિવશ બની એણે સુનંદાનો હાથ પકડ્યો.

જાણે દાઝી હોય તેમ સુનંદાએ એનો હાથ તરછોડી નાખ્યો.

"સુરેશ, તું પશુ ન બન! હું પશુ સાથે કદીયે નથી પરણી. જો તું આગળનો સુરેશ મટી જવા માગતો હોય તો મારો એક જ જવાબ છે. તું અત્યારે જ આ ખંડમાંથી ચાલ્યો જા. હું મારે માર્ગે સવારે જ ચાલી જઇશ. તારામાં કંઇએ માનવતા હોય તો આજની રાત મને એકલી રહેવા દે. હવે હું જ તારી સાથે નહિ રહી શકું."

તે દહાડે સુરેશને ખૂબ જ આઘાત લાગ્યો. અને તે પોતે પણ બીજે દહાડે જ તેના બાપને ઘેર આવતી રહી. ત્યાર પછીની સુરેશની સ્થિતિ દયાજનક બની હતી. સુરેશ પત્રો લખી લખીને થાક્યો, પોતે જવાબ લખી લખીને કંટાળી. સુરેશ પૈસા મોકલતો પણ પછીથી તો એ પોતે એ નિશ્ચયપર આવી ગઇ કે જો સ્ત્રીએ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સાચવવું હોય તો તેણે આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું જ જોઇએ. એણે એ પૈસા પાછા જ વાળ્યા હતા અને બીજી બાજુએ નોકરીની શોધ ચલાવી.

એનો કંઠ સારો હતો. સંગીતની તાલીમ લીધેલી હતી. સીનેમાની એક્ટ્રેસ તરીકે તો નહિ પણ જો માત્ર પડદા પાછળની ગાનારી તરીકે કામ કરવાનું મળી જાય તો તે નોકરી લેવા એ ખુશી હતી. એક વાર તે એક ડાયરેક્ટરને મળવા પણ ગઇ. થોડી પ્રાથમિક વાતચિત પછી ડાયરેક્ટરે એને બાજુના ખંડમાં લઇ જઇ એક કાંટો બતાવી કહ્યું: "અહિં ઉભા રહો જોઇએ."

એનું વજન નોંધાયું.

'વારૂ તમારા ચંપલ કાઢી નાખો તો! તમારો પગનો પંજો જોવા દો. કપડાં થોડાં વધુ ઊંચાં પણ લો જોઇએ!'

'મિસ્ટર ડાયરેક્ટર, તમારે મારા કંઠ-સંગીતનું કામ છે કે મારા પગની લાતનું?' છેડાઇ પડી એણે તુરતજ જવાબ આપી દીધો.

'બાઇ સાહેબ, સીનેમાની લાઇનની નોકરી કરવી હોય તો આવા ચોખલિયાવેડા અહિં ન પાલવે. અમારે તો સ્ટારોને માલિક પાસે રજૂ કરવી પડે અને તેમની મંજુરી માટે સ્ટારોનું આખું દેહ સૌષ્ઠવ પણ જોવું પડે.'

'વારૂ તો મને માર્ગ આપો. હું બહાર ચાલી જાઉં છું. મારે નોકરી નથી કરવી.'

'પધારો ત્યારે. અમે કોઇને તેડવા નથી

જતા. સૌ પોતાની મેળે જ અહિં આવે છે !'

અને ત્યાર પછી તો અનેક પ્રસંગો તેને યાદ આવી ગયા. સર્વત્ર થોડે ઘણે અંશે એ જ વસ્તુસ્થિતિ પ્રવર્તતી હતી. એથી જ આખરે એણે શાળાનું જીવન પવિત્ર માની તે દિશામાં વતનથી ઘણે દૂરદૂર ઝંપલાવ્યું હતું. પણ અહિં પણ એ જ હતું.

'હવે શું ?' એ જ પ્રશ્ન એની સામે ડોળા કાઢી ઘૂરકતો ઊભો હતો. મંડળપુર સ્ટેશન આવી ગયું. પણ ત્યાં ઊતરવાની જરાયે ઇચ્છા ન થઇ. સ્ટેશનમાં ઊતરી એણે બીજી ટિકિટ લઇ લીધી.

ટ્રેન ઊપડી. પાછી વિચાર પરંપરાઓ પણ સાથે જ ઊપડી. ઊંડા ઊંડા એક પ્રશ્ન કાળજું કોતરી રહ્યો હતો: 'શું સુરેશ ભુલ્યો હતો કે પોતે ?'

'સુરેશ સાથેના સહવાસ દરમ્યાન તે પોતે પણ કાંઇ સાવ સ્વસ્થ તો રહી જ શકી નહોતી; છતાં હૃદયોર્મિઓને દાબી દેવાંમાં એણે ડહાપણ કર્યું હતું કે એક મોટી ભૂલ કરી હતી અને એ એક ભૂલમાંથી જ આ બધી વિટંબણાઓની પરંપરા તો ઊભી થતી નહોતીને ! તેની હઠ માત્ર સ્ત્રીહઠ તો બની જતી નહોતીને ?

'અને જો એમ હોય તો ?

'અને એમ હોય કે ન હોય, પણ એક વાત સત્ય હતી. માનવ સમાજ જે છે તે છે. એને પોતે એકલી તો પલટાવી શકે જ નહિ. તો પછી એની વચ્ચે રહી પોતે સદાયે પુરુષથી ભાગતી ફરતી રહી જીવન બરબાદ તો નથી કરી રહી ?

'એના કરતાં પ્રેમાળ અને હૂંફ ભર્યો સુરેશનો આશ્રય શું ભુંડો ? જયા–જયન્ત એ કલ્પના હશે કે કદાચ કવિઓની કોઇ લોકોત્તર સૃષ્ટિનું નિર્માણ હશે. લોકજીવનની વચ્ચે એ શક્ય ન હોય તો શું લોકજીવનની સાથે સલાહ-સંપ કરી એનો માર્ગ ન સ્વીકારી લેવો ?'

એમને એમ બે સ્ટેશન પસાર થયાં. ત્રીજે સ્ટેશને ડબ્બામાં બેઠેલી બે સ્ત્રીઓ પણ ઉતરી ગઇ. સાવ એકાંત મળતાં મનમાં વિચારોને

## પ્રેમાશ્રુ

વરસે વાદળિયો રસધાર !
એ શું દિસે, આંસુડાં આનન્દનાં ?
પ્રકૃતિ–પ્રદર્શને, મનુજ, હસમુખાં જ કાં ?
એને નિરખી નભ હરખાય !
એ શું દિસે, આંસુડાં આનન્દનાં ?
આંબાના મોર ચાખી, કોકિલા જ કૂજતી !
મોરલા કરે છે ટહૂકાર !
એ શું દિસે, આંસુડાં આનન્દનાં ?
પ્રભુતા–પ્રેમ, કીસે રસાત્માની રંજની:
પ્રાણુ–પ્રભુ રીઝે અપાર !
એ શું દિસે, આંસુડાં આનન્દનાં ?
આજ કોના જન્મની,
જયંતીએ સહુ કાં હસે ?
ઉર ગુંજે લલિત લલકાર !
એ શું દિસે, આંસુડાં આનન્દનાં ?

'લલિત'

ખૂબ વેગ મળ્યો. એ વેગના ધસારાને એ ખાળી શકી નહિ. એણે એને રડાવી દીધી.

એણે રડી પણ ખૂબ જ લીધું. એટલામાં ચોથું સ્ટેશન આવ્યું, ત્યાં તો એનું હૃદય રડી રડીને ખાલી થઇ ગયું. એણે પણ હવે તો નિર્ણય કરી લીધો. બેગમાંથી લેટરપેડ કાઢી એણે સુરેશ ઉપર એક પત્ર લખી કાઢયો.

'...........અને સુરેશ, મેં તને દુઃખી કર્યો એ ખ્યાલે આજે હું કંપી ઊઠું છું. અત્યારેજ દોડી આવી તારે ચરણે પડી માફી માગવાનું મન થાય છે. પણ જે હૃદય એક બાજુ વેગ પકડે છે તે જ હૃદય કોણ જાણે કેમ બીજી બાજુએ અચકાય છે. સ્રીત્વ કદાચ આખરે તો શરમાયા વગર રહી જ શકતું નહીં. ચોક મારો છે, છતાં શ્રદ્ધા છે કે તું મને જરૂર માફ કરશે. નહિ કરે ? તું એકવાર તેડવા ન આવી શકે ? હું સીધી મોટાભાઇને ત્યાં જવાની છું.'

# શ્રી. પ્રિયંવદા નંદકિઓલ્યર

બિહાર પ્રાંતમાં આવેલા ગયા શહેરમાં અસલથી નંદકિઓલ્યર નામનું કુટુંબ વસેલું છે. હિંદી રાષ્ટ્રિયતાની તેમજ રાજ્યની સેવા કરવા બદલની ખ્યાતિ તો તેમને મળી જ ચૂકી છે. તેઓ કાયસ્થ જાતિના છે અને એટલે સ્વાભાવિક રીતે જ પ્રાંતમાં બુદ્ધિમાન વર્ગ તરીકેનું સ્થાન ભોગવે છે. આ કુટુંબના સુપુત્ર નામે જવાહરલાલે ગયામાં આવેલા ટોકરી રાજ્યમાં મેનેજરની પદવી પ્રાપ્ત કરી........ને કુટુંબનું કિસ્મત ખુલી ગયું. તેમના પુત્રો નંદકિશોરલાલ અને પરમેશ્વરલાલ પણ ખ્યાતિ પામી ચૂકેલા છે. બિહાર પ્રાંતના વિકાસમાં શ્રી. નંદકિશોરલાલનો પણ ફાળો છે. ડૉ. સચ્ચિદાનંદ સીંહાએ લખેલા ઇંગ્રેજી પુસ્તક "Some Eminent Bihar contemporaries" માં "Lalls of Gaya" ના નામે તેઓનો ઉલ્લેખ થયેલો છે. આ કુટુંબના એક સુપુત્ર રાજ્યની ઇન્ડીયન મેડીકલ સરવીસમાં છે અને તેમણે સહરાનાં રણમાં જર્મનોને હરાવીને દાક્તર તેમજ સૈનિક તરીકેની કીર્તિ સંપાદન કરી છે. દરિયાપારના દેશોમાંના સત્તર વર્ષના નિવાસ દરમિયાન ૭ વર્ષ સતત કાર્યદક્ષતા બતાવીને તેઓ હજી હમણાં જ હિંદમાં પાછા ફર્યા છે.

પરમેશ્વરલાલના પુત્ર હરનંદનલાલે પોતાની અટક નંદકિઓલ્યર રાખી છે અને આથી લાલના વંશજોને તેમના સમકાલિનો લાલ તરીકે નહિ, પરંતુ નંદકિલ્યઓરના નામે ઓળખે છે.

શ્રીમતી પ્રિયંવદા નંદકિઓલ્યર બેરીસ્ટર રામકિશોરલાલ નંદકિઓલ્યરનાં પત્ની થાય છે. રામકિશોરલાલ અલ્હાબાદમાં અખિલ હીંદ કૉંગ્રેસ કમિટી તરફથી અસરકારક રીતે રાષ્ટ્રિયતાને વ્યાપક બનાવવાનું કાર્ય કરી રહ્યા છે. જ્યારે એક તરફ પતિ કૉંગ્રેસનું સુકાન સંભાળી રહ્યા છે ત્યારે બીજી તરફ તેમનાં પત્ની બિહાર ખાતે અખિલ હિંદ કસ્તુરબા સ્મારક ટ્રસ્ટીના એજન્ટ છે. આજે છેલ્લા વર્ષથીયે વધુ સમયથી તેઓ ત્રણથી ચાર તાલિમ કેન્દ્રો ચલાવી રહ્યાં છે અને ભાગ્યે જ એવો એકાદ દિવસ ઉગે છે જ્યારે ઘરમાં તેમની હાજરી હોય. છાવણીઓમાં વ્યવસ્થા સાચવવા પોતે જાતે દેખરેખ રાખતાં ફર્યા જ કરે છે ને નવા આવનારાઓને પ્રોત્સાહન આપી કસ્તુરબા શિબિરમાં દાખલ કરે છે. નિઃશંકપણે કહેવું જોઈએ કે, કસ્તુરબા મેમોરીઅલ ટ્રસ્ટીના કાર્યનો જે વિકાસ છેલ્લા આઠ માસમાં થયો છે તે તેમના પ્રયાસો વિના શક્ય ન જ બનત.

બિહાર લેજીસ્લેટીવ એસેમ્બલીમાં જવા ઇચ્છનાર ૨૫ સ્ત્રીઓમાંના એક પ્રિયંવદા દેવી હતાં, ને કોંગ્રેસ કમિટિએ તેમની અરજી માન્ય રાખી હતી. પરંતુ જ્યારે કલકત્તા પાસેના એ ગામમાં મહાત્માજી ભાષણ કરતા હતા ત્યારે પ્રિયંવદા તેમની પાસે પહોંચી ગયાં અને બિહાર પ્રાંતની સ્ત્રીઓનું ધોરણ ઉંચુ લાવવા તેઓ જે કરી રહ્યાં હતાં, (ખાસ કરીને ગ્રામ પુનર્રચનાની દિશામાં) તે જણાવ્યું. આ નીચા કદના ને એકવડા બાંધાના બહેને આવા મહાભારત કાર્યમાં એકલે હાથે સાધેલો વિકાસ સાંભળીને મહાત્માજી ખુશ થઈ ગયા. વળી આ ન્યાયી પુરુષને જાણ થાય તે બદલ પોતે બિહાર ધારાસભામાં જવા ઉમેદવારી કરી હોવાનું પણ જણાવ્યું. તેમની પોતાની માન્યતા હતી કે આ રીતે પણ તેઓ સ્ત્રીઓના હક્કની સંભાળ રાખી શકાશે, ને તે બદલ તેમણે મહાત્માજીના આશિર્વાદની યાચના કરી. પણ મહાત્માજીએ ના કહી—ચોકખી ના સંભળાવી અને કહ્યું કે:—

"કાયદા બનાવવાનું કામ ધારાસભા પર

# શ્રી. રામદુલારી સિંહા

છોડી દો ! તમારે તમારી બધી સેવા ગ્રામોન્નતિને માટે આપવી જોઈએ. તમને જે પસંદ આવે તે એક સ્વીકારો. બેઉ કાર્યને એક જ સમયે પુરો ન્યાય નહિ આપી શકો.'

નિર્ણય કરવામાં પ્રિયંવદાદેવી ઝડપી સાબિત થયાં ને ધારાસભામાં જવાનો મોહ છોડી, તરતજ તેઓ કસ્તુરબા ટ્રસ્ટીઝના બિહાર ખાતેના એજંટ નિમાઈ ચૂક્યાં.

*

**શ્રી.** રામદુલારી સિંહાએ ૨૨ મે વર્ષે પટણા યુનિવર્સીટીની એમ. એ.ની પરીક્ષા ઇતિહાસના વિષય સાથે પસાર કરી ને કોલેજની કારકીર્દીની એક વધુ ફતેહ હાંસલ કરી. કોંગ્રેસ કાર્યકર મહેન્દ્રસિંહની સૌથી ન્હાની ગ્રામ્ય પુત્રી રામદુલારીએ બિહારી કુટુંબની પ્રથાઓનો નાશ કરવાનો નિશ્ચય કર્યો અને શાળામાં દાખલ થઇ. એની આ મનોવૃત્તિના બે કારણો હતાં : એકતો એનું સમસ્ત બદન સ્વતંત્રતાના આદર્શથી સભર હતું અને બીજું પ્રાંતની સ્ત્રીઓમાં નામ કરવાની અભિલાષા છગરને કોરતી હતી. પર્દાના રિવાજના વિરોધી અને જીલ્લામાંથી સ્ત્રીકેળવણીની તરફેણ કરનાર પહેલ વહેલા મહારથી શ્રી. મહેન્દ્રસિંહે એમની પુત્રીનું સ્વપ્ન છવંત બને એ માટે જરૂરી સ્વતંત્રતા આપી: રામદુલારીના મોટાં બહેન રામશ્રીનગરીએ ઉચ્ચ જ્ઞાનના અભ્યાસમાં સંસ્કૃત એસોસીએશનની માધ્યમીક પરીક્ષા માટે જરૂરી શિક્ષણ પ્રાપ્ત કરેલું, પરંતુ એમના સમયમાં રૂઢિનું પ્રાબલ્ય વધુ હોવાને કારણે, તે વખતના સંસ્કૃતના પંડિતોનાં ભવાં ચઢી ગયાં. એક સ્ત્રી વિદ્યાના શિખરે બિરાજમાન થાય, એ એમને માન્ય નહોતું. ને ત્યારથી તેઓએ સંસ્કૃતનો અભ્યાસ વધુ પડતો કઠિન ને ખરબચડો બનાવી દીધો અને



ત્યારથી એ શિક્ષણના દ્વાર સ્ત્રીઓ માટે હંમેશને માટે બીડાઇ ચૂક્યાં.

રામદુલારી તો એ રસ્તે જોયા વગર જ અંગ્રેજી શાળામાં દાખલ થઇ ગયાં. મીરઝાપુર ડીસ્ટ્રીક્ટના કોંગ્રેસ કાર્યકર શ્રી. ઠાકુર યુગલકિશોર સીંહા સાથે ૧૯૩૭ માં તેમના લગ્ન થઇ ગયાં બાદ તરતજ તેઓ અભ્યાસમાં મશગૂલ થઇ ગયાં અને બનારસ હિંદુ યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી. એમના કૈપંની કદર કરીને કોંગ્રેસ પ્રધાન મંડળે પટણા નરસીંઝ હોમના સુપરીન્ટેન્ડન્ટ તરીકે તેમની નિમણુક કરી, પરંતુ જેવું પ્રધાનમંડળે રાજીનામું આપ્યું કે તરતજ તેમણે પણ રાજીનામું આપી દીધું અને ફરી એકવાર અભ્યાસે એમને આકર્ષ્યાં, અને 'હીંદી' વિષય લઇને બનારસ હિંદુ યુનિવર્સીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કરી. આ રીતે જુદાજુદા વિષયો લઇને જુદી જુદી યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કરનાર એ માત્ર એક જ બિહારી સ્ત્રી છે.

રામદુલારી સીંહા મુખ્યત્વે કરીને ગ્રામ્ય કન્યા છે અને તેથી સામાજીક તેમજ કૌટુંબિક ઝંઝાવાતોનો હિંમતભેર સામનો કરીને, શાળા અને કોલેજોના ભારેખમ અભ્યાસક્રમથી ડર્યો વગર જે વિદ્યાપ્રાપ્તિ કરી છે ને બદલ તેઓ પ્રશંસાના અધિકારી ઠરે છે. એમણે પ્રાપ્ત કરેલી વિદ્યાથી તેઓ ધરાયા જ ન હોય તેમ તેમની અભિલાષા ઇંગ્રેજી સાહિત્યને વિષય તરીકે લઇને પટના યુનીવર્સીટીના એમ. એ. થવાની છે.

તેઓ એક ચુસ્ત કોંગ્રેસ કાર્યકર તરીકેની સેવા પણ બજાવી રહ્યાં છે. બિહારમાં આવેલું સારણ એમની જન્મભૂમિ છે. એમની વેકેશનો, એમનો આરામનો સમય—અરે! અભ્યાસમાંથી તારવેલો સમય પણ તેઓ ગામડાઓમાં વિતાવે છે. ત્યાં ઘેર ઘેર ફરે છે અને પોતાથી વધુ કમનસીબ અભણ સ્ત્રીઓને અજ્ઞાનના અંધારામાંથી બહાર કાઢવાના પ્રયાસોમાં પોતાનો સમય વિતાવે છે. પતિ તેમજ પત્ની બેઉના કુટુંબોએ આજ સુધી દરેક લડત તેમજ ચળવળમાં એક સરખો ભાગ લીધો છે.

ઘરમાં તો તેઓ એક નમૂનેદાર બિહારી સ્ત્રીની માફક વર્તે છે. સામાન્ય વાતચીતમાં શરમાળ લાગે, પરંતુ જાહેર વક્તા તરીકે કે વિવાદક તરીકે તેમનો જુસ્સો અનુપમ રીતે બમણો ઉઠે છે. બહારના કાર્યોમાં ને તેમાંય ખાસ કરીને ગામડામાં સ્ત્રીઓની સાથે તેમજ વિદ્યાર્થીનીઓ સાથેના કાર્યો તેમને વધુ ફાવે છે.

પ્રસંગાનુસાર, હીંદી ભાષામાં લેખો પણ લખે છે. આરામનો સમય તેઓ સંગીતના શોખમાં તેમજ ન્હાનાં કાવ્યો રચવામાં ગાળે છે.

સુખી લગ્નજીવનને કારણે આજે એમને એક ન્હાનું સુંદર બાળક પણ છે...ને એ બાળક પણ પોતાના માંબાપે ચીંધેલા રાહના રાહદારી થવાનું વચન આપે છે.

ઘણી બહેનો સાડી કેમ પહેરવી એનો વિચાર કરે છે, અને છતાં એમના પતિને એ પહેરવાની રીત ગમતી નથી. કેમકે પતિની દૃષ્ટિએ સાડી પહેરવાનું પત્ની વિચારતી નથી; એટલે એમની વચ્ચે આકર્ષણ જામતું નથી અને પરિણામે પુરૂષો બીજે ઠેકાણે પોતાનું મન દોડાવે છે.

આજ કાલ ત્રણ વસ્તુઓ ધ્યાનમાં રાખવા જેવી છે અને આજની દૃષ્ટિએ એ ત્રણમાંથી એકાદ રીત તો કોઇ પણ પુરૂષને પસંદ હોવાની જ.

પહેલી શ્રેણીના પુરૂષો એવા હોય છે કે તેમને સાડીની વિવિધતા સાથે પોતાની પત્ની



ઉલામાં ઉલી ઢબની રીતે સાડી પહેરે અને નવા જમાનાની 'સ્ત્રી' દેખાય. એટલે અંદરથી ભારતીય ને ઉપરથી પાશ્ચાત્ય. એ રૂચી પ્રમાણે પોષાક પહેરવાનું કારણ છે. એવા પતિઓ પોતાની પત્નીમાં સ્ત્રીત્વ અને પુરૂષત્વ–બન્ને ઇચ્છે છે, અને કબજો પહેરેલી કરતાં કોટ પહેરેલી જોવા માગે છે એટલે એવા પતિની

પત્નીઓએ સાડી પહેરીને ઉપર કોટ પહેરવો જોઈએ. ઋતુને અનુસાર કોટની જાત અને રંગ પસંદ કરવા. કોટની અંદર સાડીનો ઉપરનો ભાગ દબાઇ જવો જોઇએ. એવી સ્ત્રીઓ કપાળમાં ચાંદલો, કાનમાં એરીંગ કે બુટ્ટી પહેરી શકે ને કોટની ઉપર પાછળ છૂટો લાંબો ચોટલો લટકતો રાખી પોતાનું સ્ત્રીત્વ દાખવી શકે, તે સાથે પોતામાં પુરૂષત્વ પણ બતાવી શકે.

બીજી શ્રેણીના પુરુષો સ્ત્રી કોટ પહેરે એ પસંદ નથી કરતાં, છતાં તેઓ પણ પાશ્ચાત્ય રીતે સ્ત્રીને કપડાં પહેરતી જોવા ઇચ્છે છે. એવા લોકોને રંગીન સાડીઓ પસંદ હોય છે.



તેઓ ઇચ્છે છે કે, સાડી એવી રીતે પહેરેલી હોવી જોઇએ કે સ્ત્રીનાં અંગ-ઉપાંગ પુષ્ટ અને આકર્ષક દેખાય અને કેડ તદ્દન પાતળી અને નાજુક દેખાય. સાડી પહેરવાથી હાલતાં ચાલતાં લફડફફડ ન થાય, ઘુંઘટો ન હોય અને છેડો છૂટો લબડે નહિ; ને કબજો એવી રીતે પહેરે કે સ્ત્રીમાં આકર્ષક સૌંદર્ય, દ્રઢતા, કોમળતા અને ચપળતા સાથે આકર્ષણ આવે.

પુરૂષની દૃષ્ટિએ



# સાડી.

લેખીકા : શ્રી રૂક્ષ્મણીબહેન ખન્ના.

*

ત્રીજી શ્રેણીના પુરૂષો એવા હોય છે કે સ્ત્રીઓ રંગીન ચપોચપ કબજા પહેરે એવું તેઓ



ઇચ્છે. છતાં ઉપર સાડી તો સાદી અને આછા રંગ વાળી જ ગમે. એમને સફેદ સાડી વધુ ગમે છે. તેમને ભભકાદાર રંગ, ચટકીલી ભાત કે જૂની પુરાણી રીતના કબજા બીલકુલ પસંદ હોતા નથી. આવી સ્ત્રીએ હાથમાં માત્ર બે ચુડીઓ જ પહેરવી કેમકે બીજાં ઘરેણાં તેમને શોભશે નહી.

ગોળીનો ભોગ બનેલાં



શ્રી. નર્મદાબહેન પટેલ

આ પાછી બીજને દિવસે તા. ૧ લીએ 'સ્ત્રી-જીવનનો અંક' રવાના કર્યા પછી તરત જ રથજાત્રાના વરઘોડામાં તોફાન થયાના ખબર ગામમાં પ્રસરી ગયા ચપોચપ બધાં બજારો બંધ થયાં, ને ગૂંડાઓએ પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું. ઠેર ઠેર આગો અને ખૂનના ખબરો આવવા લાગ્યા. રીચીરોડ ઉપર એક ટોળાંએ ઘેરેલ મુસ્લીમ મોટર ડ્રાઇવરને શ્રી. વસંતરાવે છોડાવ્યા ને તોફાન અટકાવ્યું. કોંગ્રેસ કાર્યકરોએ લોકોને વીખેરવા પ્રયત્નો કર્યા અને એવા એક ટોળાને સમજાવવા જમાલપુરમાં શ્રી. વસંતરાવ હેગિષ્ટે અને શ્રી. રજબઅલી લાખાણી તેમના બીજા ત્રણ સાથીદારો સાથે જઈ પહોંચ્યાં. ટોળાએ તેમના ઉપર હુમલો કર્યો અને આ કોંગ્રેસ કાર્યકરોએ કાનપુરના શહીદ ગણેશશંકર વિદ્યાર્થી પેઠે પોતાનો ભોગ આપ્યો અને શહીદી સ્વીકારી; પણ શાન્તી ન થઈ.

બીજી તારીખે અશાન્તી વધી ને ઠેર ઠેર હુમલા થયા, તેનો વળતો જવાબ લોકોએ હુમલા પાછા હઠાવીને આપ્યો. પોલીસ ઠેર ઠેર ગોઠવાઈ ગઈ ને કરફ્યુનો હુકમ નીકળ્યો. ગૃહમંત્રી મોરારજીભાઈએ શાન્તી સ્થાપવા પ્રયત્ન કર્યો, પણ પોલીસ નિષ્ફળ નીવડી.

તા. ૩ જીની રાતના સવાઆઠ વાગ્યાના સુમારે રાયપુર સાંકડી શેરીના હનુમાન બાજુથી હથીઆરબંધ પોલીસે ગોળીબાર કર્યો હતો. બંદુકમાંથી છુટેલી ગોળી સૌ. નર્મદાબહેન ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલને વાગી હતી. તેમને હોસ્પીટાલમાં ખસેડતાં તેમનું સાંજે અવસાન થયું. મરતી વખતે તેમણે નિવેદનમાં લખાવ્યું કે, તેઓ મેડા ઉપર રેડીઓ સાંભળતાં હતાં અને પછી નીચે આવી પથારી કરીને જ્યારે આગળ સળીઆની જાળી બંધ હતી તેની પાછળનાં બારણાં બંધ કરતા હતાં ત્યારે તેમની ડૂંટી પાસે ગોળી વાગી હતી.

## મરિયમબુ

હિન્દુ-મુસ્લીમ બિરાદરીનો પહેલો પાઠ શીખવ્યો: વસંતરાવ દાદા અને રજબઅલી લાખાણીએ સાથે લોહી વહાવીને; બીજું દૃષ્ટાન્ત છે કાળુપુર પાંચપટી પાસેના એક મહોલ્લાનાં મુસ્લીમ બેન મરિયમબૂએ દાખવેલી હિંમતનું.

તોફાનના વિકરાળ દિવસે એક તોફાની ટોળું આગળ ધસી રહ્યું હતું. એને કોઈ લગામ નહોતી. સાર્વત્રિક વિનાશની આગ વધતી જતી હતી. તે ટોળું આ મરિયમબૂ રહેતાં હતાં તે મહોલ્લામાં આવી ચડ્યું. તેમાં હિંદુનાં ઘર પણ હતાં. હિંદુઓને આ ટોળાના સપાટામાંથી બચાવવા આ મુસ્લીમ બહેન ઘર બહાર નીકળી ટોળા આડે આવી ઊભાં. બંને હાથ પહોળા કરીને ટોળાને આગળ ધપતું રોક્યું અને કહ્યું: 'તમે મારા મહોલ્લામાં નહિ જઈ શકો, તમારે જે કંઈ નુકશાન કરવું હોય તે અમને કરો.' આમ કહીને તેમણે પોતાના પાડોશીઓને વિનાશના મુખમાંથી બચાવ્યા. ૨૨મી તારીખે જ્યારે શ્રી. મોરારજી દેસાઈ શહેરમાં ફરવા નીકળ્યા હતા ત્યારે તેમણે આ બહેનને મળીને ધન્યવાદ આપ્યો હતો.

## આ મહિને અમદાવાદમાં થયેલી

# કોમી-અશાન્તી

પોલીસે ગોળીબાર કર્યો ત્યારે લોકોનાં ટોળાં ત્યાં હતાં જ નહિ. આહકીકતને સમર્થન આપતી તે પોળની જનતાએ સરકારને અરજીઓ કરી તેમાં બહેનોએ પણ ભાગ લીધો છે.

કાળુપુર અને જમાલપુર વિસ્તારમાં પણ સ્ત્રીઓ ઉપર અત્યાચાર અને હુમલા થયા હોવાનું કહેવાય છે.

આ પછી આજ સુધીમાં કેટલીક સ્ત્રીઓ ઉપર પણ હુમલા છૂટાછવાયા થયા હતા. તેમાં એકને નજીવી ઈજા થઈ હોવાથી પાટો બાંધીને ઘેર જવા દીધાં હતાં.

પકડાયેલાઓને છોડાવવા સ્ત્રીઓનાં ટોળાં પોલીસ સ્ટેશને આવતાં, તેમાં ધનાસુથારની પોળના પોલીસ સ્ટેશને પકડાયેલાને છોડી મૂકયાં હતાં. જ્યારે કારંજ પોલીસ સ્ટેશને જમા થયેલ ૪૦૦ સ્ત્રીઓના ટોળાને ટીયર ગેસની ધમકી આપીને વીખેરી નાખવામાં આવેલાં.

આ અશાન્તી દરમ્યાન અનેક સ્ત્રીઓએ પોતાના જુવાન બેટાઓ, યુવાન પતિઓ અને ભાઇઓ ગુમાવ્યાં છે; અનેક ત્રાસ અને સંકટો વેઠયાં છેઃ અને ઘણી બહેનોએ પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છેઃ તેમના પ્રત્યે અમે દિલસોજી દાખવીએ છીએ.

સાથેસાથ કેટલીક બહેનોએ પોતાના આશ્રયે આવેલાંને બચાવવા ભગીરથ પ્રયત્ન પણ કર્યો છે. જો દરેક સ્ત્રી મનમાં નિશ્ચય કરે તો આવાં હુલ્લડ અટકાવી શકે. તેઓ પોતાના માણસોને તોફાન કરવા ન દે અને પોતાના મહોલ્લામાં તોફાનીઓને આવવા ન દે તો તોફાન કરીને ઘરમાં ઘૂસી જતા તોફાનીઓ તોફાન કરતાં અટકે, ને પોલીસ તેમને જાહેર માર્ગ ઉપર તોફાન કરતાં અટકાવી શકે.

## સ્વ. વસંતરાય હેગિષ્ટેનાં માતુશ્રી



શ્રી. કાશીતાઇ

## હમીદાબાનુ

હમીદાએ પોતાના સસરાને વિનવીને પુષ્પાને પોતાના ઘરમાં લઈ લીધી. હમીદાનો પતિ આજે હુલ્લડખોર યુવાનોના ટોળામાં ભળી ગયો હતો. પુષ્પા અને હમીદા એક જ પથારીમાં લપાઈને સૂઈ રહ્યાં હતાં.

રાતના અગિયારેકના સુમારે મુસ્લિમ યુવાનોનું ટોળું પુષ્પાને ઘેર આવ્યું. પુષ્પાને ન જોતાં ગુસ્સે ભરાયેલું ટોળું પુષ્પાની માતાને મારી, પુષ્પાની શોધમાં ઊપડયું.

હમીદાની પથારીમાં પુષ્પા ધ્રૂજી રહી હતી. એના થડકતા હૈયા પર હાથ મૂકી હમીદા સાંત્વન આપી રહી હતી. હમીદાના પતિ સાથે થોડાક યુવાનો ઘરમાં દાખલ થયા. ખંજર સાથે હમીદા પથારીમાંથી ઊઠતાં બોલી, 'યે ખંજર પહેલે હમ પે ચલાવ, પીર ઉસકા નામ લેના' ટોળું થોડી વાર અવાક્ રહ્યું. હમીદાએ ગર્જના સહિત કહ્યું: 'પાકિસ્તાન લેનેકું નીકલે હુએ પહેલે આપ તો પાક બનો.'

ટોળાના ગયા બાદ પુષ્પા હમીદાના ગળે વળગી ખૂબ રડી પડી. (ભારતી)

સહશિક્ષણની સંસ્થાઓમાં



# ફેલાતો સડો.

લેખક :
ડૉ. ભગવાનદાસ.

જે શિક્ષણ સંસ્થાઓમાં કન્યાઓને તથા સ્ત્રીઓને શિખવવામાં આવે છે, તેમાંની ઘણી-ખરી સંસ્થાઓમાં ગોટાળાના કિસ્સાઓ વધતા જાય છે. ખાનગી વાતચીતમાં વારંવાર એવી ઘટનાઓનો ઉલ્લેખ થાય છે, વર્તમાનપત્રોમાં કદીક નામઠામ દર્શાવ્યા વિના, કાં તો સાફ સાફ શબ્દોમાં સીધેસીધો, અથવા તો ઠઠ્ઠા-ભરી કટાક્ષમાં પરોક્ષ રીતે આવા કિસ્સાઓના ઘણીવાર ઉલ્લેખ થાય છે. એક હીંદી દૈનિકની સાપ્તાહિક આવૃત્તિમાં, થોડા વખત પહેલાં 'એક વિદ્યાર્થિની' એવી સહીથી ક્રોધાન્વિત સ્પષ્ટતાથી લખાએલો લેખ પ્રસિદ્ધ થયો હતો. એ લેખમાં લેખિકાએ લખ્યું હતું; એક નામચીન શિક્ષક અથવા તો પ્રાધ્યાપકને 'મેં પ્રત્યેક રૂપાળી કન્યાને ભોગવી છે' એમ કહેતાં મેં કાનોકાન સાંભળેલ છે. સુંવાળી લાગણી વાળાઓને તો આવી બાબત વાંચતાં પણ ભયંકર ત્રાસ થાય છે. પણ ચારેકોર આ પ્રકારનો ગંદવાડો વધતો જાય છે. આવી બાબતોને ઢાંકેલી રાખવાની જ સામાન્ય નીતિ પ્રવર્તે છે તેને લઇને ગંદવાડ ઉલટાનો વધે છે. આવી બાબતમાં શાહમૃગિયા વલણ નાહકારો નિવડે છે. સૂરજ અને હવામાં ખુલ્લાં મુકાયં ન હોય તેવાં કાતિલ ઝેર, અપ્રસિદ્ધના અંધ-કારમાં આખા સમાજ શરીરમાં ફેલાઇ વળે છે. ચામડીનો ચેપી રોગચાળો તો માનસિક ચેપના રોગચાળાની પાછળપાછળ ફેલાય છે. એટલે આ પ્રકારના ગોટાળાઓને ખુલ્લાં પાડનારાં વર્ત-માનપત્રોને તો વધાવી લઇને પ્રોત્સાહન આ-પવા જેવું છે.

માનવતાનું કલ્યાણ ચાહનારાં માનવીઓએ તો આ ગોટાળાની જાહેર તપાસ ચલાવવાનો આગ્રહ રાખવો જોઇએ. જે જે કેળવણીકારોની સામે આવી બાબતની ગંભીર શંકા ઉત્પન્ન થાય, તેને માટે એક માત્ર અસરકારક ઉપાય ખુલ્લી રીતે તપાસ ચલાવવાનો જ છે. શિક્ષણ-દાતાઓનું ચારિત્ર્ય સ્ફટિક શું નિર્મળ હોવું જ જોઇએ, એમને વિષે કોઇના દિલમાં સહેજે શંકા ન રહેવી જોઇએ. વિદ્યાર્થિઓની અધઃપત-નિવારવા સારૂ તત્કાળ શરૂ કરવી જોઇતી નૈતિક લડતની વેળાએ તો સામાન્ય કાયદા-કાનૂનોમાં તેટલા પૂરતા સુધારા કરવા જરૂરી છે. કન્યાઓની અધોગતિ કરનાર એક પણ અત્યાચારી છટકી ન શકે, તેટલા માટે કોઇ નિર્દોષ માનવીઓ વિના વાંકે ટીપાઇ જાય તો તે જોખમ પણ આવી બાબતમાં લેવા જોગ છે. બદમાસો, રખડેલ, મવાલીઓ અને ગુંડાઓ સામે જે પ્રકારના ફોજદારી કાયદા ઓર્ડિનન્સ કાઢે છે, તે ઢબના છતાં તેના કરતાં વધારે કપરા હંગામી ઓર્ડીનન્સ સર-કારે કાઢવા જોઇએ, અથવા તો કેળવણી ખાતાઓએ તે પ્રકારના હુકમો બહાર પાડવા જોઇએ, કેમકે પેલાઓ કરતાં પણ આવા પવિત્રક્ષેત્રમાં ઘુસેલા કામીઓ વધુ ભયંકર છે. જુવાન વ્યક્તિઓને કેળવણીનાં પવિત્ર કાર્ય

## વર્ષા

આવી આ વર્ષા સુહાગી,
ઓ બહેનડી ! આવી આ વર્ષા સુહાગી;
નાચી ઊઠયાં જો મોર ઢેલડી,
ફરીને હવે આવી આ વર્ષા સુહાગી.
ગ્રીષ્મે પૂરાં તપેલ, તરસ્યાં ઝૂરી રહેલ:
ઊના ઊનાળાના વાયુ અહીં સહેલ:
હરખાયાં ચાતક ચકોરડી !—આવી૦
સૂકાં'તા વન વાડી, ખેતરો બધાંય ખાલી,
થાતી વેરાન હતી વિશ્વે જ્યાં સર્વ ઝાડી;
લીલી શી ચાદર ઓઢાડી !—આવી૦
નેવે શાં ગીત ગાતી,નીરની આ ધાર ધાતી !
કેવી વહે છે હવે સરિતા આ મદમાતી ?
બંને કાંઠાને ડૂબાડી !—આવી૦
નાચે છે મેઘ મહા, રાચે છે દિશ દિશા;
છલકે છે સ્મિત ભવ્ય સૃષ્ટિસૌંદર્ય અહા !
ધરતીને આવી જીવાડી !—આવી૦

રમણલાલ વ્યાસ

બાળવી, તેમને મોટી સત્તાના સ્થાને મૂકી, એમના હાથમાં જે અધિકાર આપેલા હોય છે તેનો તેઓ ભંગ કરે છે. આવા માનવીઓને અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં તો કદાચ જીવતા જ પેટ્રોલ છાંટીને સળગાવી મૂકે.

પુરાણા સ્મૃતિકારોએ ઠરાવેલી સાંપ્રદાયિક પરંપરાવાળી શિક્ષાઓ કેટલાક માનવીઓને અત્યારે ઘાતકી લાગે, પરંતુ જ્યાંસુધી નૈતિક વાતાવરણમાં સુધારો થાય, ત્યાં સુધીના થોડાક વર્ષો માટે હંગામી કટોકટીના ઉપાય તરીકે બીજાઓને એ શિક્ષાઓ સંચીશે વાજબી લાગે. પ્રત્યેક સંસ્કૃત મુલકમાં સંસર્ગ જન્ય અને ચેપી રોગોને ફેલાતા અટકાવવા માટે એવા માનવીઓને ફરજિઆત નોખા પાડી દેવાનો રિવાજ છે. જુના સ્મૃતિકારો સૂચવે છે કે એવા જાતિયગુનેગારોને નર્કની ખાણોમાં ફેંકી દેવા, તેમને પરાણે એમાંની થોડીક વિષ્ટા ખવરાવવી અને પછી ડામ દેવા.

આ પ્રકારની શિક્ષા જો સંસ્કારી દેશોને યોગ્ય ન લાગે (જોકે આના કરતાં પણ વિશેષ ભયંકર ક્રૂરતા, વિનયાભિમાનની ઢાલ નીચે, તથા સામાજિક રીતભાતોના અને સંસ્કારિતાના બહાનાં નીચે, માત્ર યુદ્ધકાળમાં જ નહિ, પણ શાન્તીના સમયમાં, હરેક યુગમાં વિજ્ઞાન કલા અને કાનૂનના પવિત્ર નામે આચરવામાં આવી છે અને હજુ પણ આવે છે), તો ભલે બીજી કોઈ અસરકારક રીતો અજમાવવામાં આવે, પરંતુ પાપને ફેલાતું તો અટકાવવું જ જોઈએ અને તેની સામે લોકમત તથા લોકલાગણીને હુલકાવી મૂકવાં જોઈએ, એ મતમાં તો સહુ કોઈ મળતાં થશે જ. અમેરિકાના સંયુક્ત રાજ્યોનાં કેટલાંક પ્રદેશોમાં આવા ગુન્હાઓમાં તો કાયદો ઇન્દ્રિયચ્છેદની તથા ખસી કરવાની સજા કરવાની છૂટ ધરાવે છે. યુરોપના પ્રસ્થિયદેશો (જર્મની ઓસ્ટ્રેલીઆ) માં પણ તેમજ છે. એટલે આવા પ્રકારના અધમ ગુનાઓને દબાવી દેવા માટે કોઈ પણ જાતની આકરી સજાઓ સામે વિરોધ ઉઠાવવો ન ઘટે.

નારીઓને પજવતા બદમાસોને એક વખત એવું તો ભાન થશે કે તેમની સામે લોકમત બળબળી ઊઠયો છે, તેને કચડવા કટીબદ્ધ થઈ ગયો છે, એટલે આપોઆપ તે લોકો દબાઈ જવાના. કન્યાઓનાં વડિલોએ તેમજ શિક્ષિકાઓએ આવા લોકોના છળકપટ વિષે તમામ કન્યાઓને ચેતવી દેવી જોઈએ, જેથી કરીને સાવધાન રહે અને શિક્ષણકાર્યની યાત્રાઓના, નાટકના અભિનય કે સંગીત કે નૃત્ય અથવા બીજી કલાત્મક શિક્ષણના બહાના નીચે એ ઝેરી નાગો એમને ભોળવી, લોભાવીને, પાછળથી ઉભરી ન શકાય તેવી નિરાધાર દશા-

માંથી ફસાવી ન દે. ઉપરાંત કન્યાઓને વિશ્વાસમાં લઈને તેમણે એ પણ સૂચવી રાખવું કે, કોઈ પણ માણસ તેમની સાથે જરા પણ ગેરવર્તન ચલાવે તો, કોઈપણ જાતની શરમ કે સંકોચ રાખ્યા વિના માતા–પિતાને અથવા તો શિક્ષણસંસ્થાના પરિચિત અધિકારી પાસે એ વાત કહી દેવી. પજવણી કરનાર પુરુષની સામે સ્વરક્ષણ કરવાની કળા પણ તેમને શીખવી રાખવી જોઈએ. કુટુંબમાં આવી બાબતમાં પ્રસિદ્ધિ અને જાહેર તપાસ એ જ માત્ર એક અસરકારક ઉપાય છે.

જાહેર અદાલતમાં મુકદ્દમો ચલાવવો ન હોય તો તેને માટે અસરકારક ઉપાય એ છે કે, જે જે માણસોની ચાલચલગત માટે શંકા હોય, તેમના સંબંધમાં તમામ વિદ્યાર્થીનીઓના તથા શિક્ષકોના ગુપ્ત રીતે મત લેવા અને તે પછી મેનેજરોએ પોતપોતાની શિક્ષણ સંસ્થાઓમાંથી, જેમની વિરુદ્ધ બહુમતિ હોય તેવા ઇસમોને (ભલે પછી તે શિક્ષિકા હોય ને એ ખરાબ કામમાં ઉત્તેજન આપતી હોય) સંસ્થામાંથી દૂર કરી દેવા.

સાથે સાથે સહશિક્ષણ વિષે પણ બે શબ્દો કહેવા જેવા છે. પડદાપ્રથા કાઢી નાખી કન્યાઓને ભણાવવી જ જોઇએ. પરંતુ કન્યા કેળવણી એટલે સહશિક્ષણની નવી પ્રથાને જ અનુસરવું એવું તો ન જ હોવું જોઇએ. વર્તમાન રીતનું સહશિક્ષણ એ કોઇકાળે સ્વદેશી પ્રથા હતી જ નહિ. જૂના સ્મૃતિકારોએ ફરમાવ્યું છે કે કન્યાઓ યોગ્ય પ્રકારે શિક્ષિતા હોવી જોઇએ; છતાં સાથે સાથે તેમણે એવી ચેતવણી પણ આપી છે કે, 'પુરુષોએ લાંબા સમય સુધી ખુદ માતા, બહેન કે પુત્રીની સાથે પણ એકાંત સેવવું નહિ. ભલે તેવા ડાહ્યા માનવીનું પણ એથી કરીને પતન થાય છે.'

જાતીય બાબતવાળાં યુવક યુવતીઓનું સહશિક્ષણ જો હિંદમાં સફળ બનાવવું હોય તો, સાચાં (અને પ્રમાણમાં નાનાં) ગુરુકુળો ચલાવવાં જોઇએ. એ ગુરુકુળ એટલે 'ગુરુઓનાં કુટુંબગૃહો'–જે ગૃહો પરિણીત સ્ત્રીપુરુષોદ્વારા ચાલતાં હોય; બીજાં વિદ્યાર્થીઓ ભેળાં તેમનાં સંતાનો પણ ત્યાં જ ભણતાં હોય; તથા તમામ વિદ્યાર્થીઓ માટે ગુરુઓ સાચા વડીલ ભાવથી સતત કાળજી રાખતાં હોય. આવા સાચા માતૃ–પિતૃ ભાવથી પ્રેરિત સહશિક્ષણમાંથી તેઓ સંવાદી રસમેળ અને મનમેળવાળાં સુંદર અને સુખી લગ્નો નિર્માવી શકે. જાતીય તથા લગ્નના વિષયનાં જે થોડાંક સારાં પુસ્તકો અત્યારે ઉપલબ્ધ છે તે ગુરુઓની ભલામણ પ્રમાણે લગ્નેચ્છુ યુગલે લગ્ન પહેલાં વાંચી લેવાં જોઇએ. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં સારી રીતે ચલાવવામાં આવતી શિક્ષણ સંસ્થાઓમાં આ પ્રકારનાં લગ્નો વિદ્યાર્થીઓ કરે તે માટે તેમને ઉત્તેજન આપવામાં આવે છે; જેથી કરીને તેમાંથી ઘણાં લગ્નો સુખી થાય છે. આ રીતે લગ્નથી જોડાયલાં યુગલ ભેળાં રહે છે, અને જો એ વિષય શિખતાં ના હોય તો પોતપોતાના જુદા જુદા વિશિષ્ઠ ધંધાદારી વર્ગોમાં જઈ તેઓ અભ્યાસ કરે છે.

હિંદુસ્તાનમાં અત્યારે અપાતી પુસ્તકિયા કેળવણીના સંજોગમાં, સહશિક્ષણ નીતિને માટે વિનાશક થઇ પડે તેમ હોઈ, પરિણામે તે સમાજની અખંડતાને તથા ઐક્યને માટેય જોખમરૂપ છે. જે સમાજ પોતાનાં જુવાનીયાંની જાતિય પવિત્રતાને ચલાવી લેતો હોય; શિયળ, એકપત્નીવ્રત તથા એક પતિવ્રત, પારસ્પારિક વિશ્વાસ અને એકનિષ્ઠાનું મહાન મૂલ્યાંકન કરતો ન હોય, તે સમાજ તીવ્રગતિએ મૃત્યુ અને નર્કના માર્ગે વળી અધઃપતન પામે છે.

અક્ષત કુમાર–કુમારીઓનાં લગ્ન એ પ્રાચીન હિંદનો આદર્શ છે, અને માત્ર તેમાં જ વ્યક્તિ કુટુંબ તથા સમાજમાં દીર્ઘજીવન, સ્થિરતા અને કલ્યાણ વસેલાં છે.

(ગતાંકથી ચાલુ)

ઘરમાં પાછું 'સામાન્ય જીવન' શરૂ થયું. આડત્રીસ વર્ષની દુઃખી વિધવા સ્ત્રી કુટુંબની આગેવાન બની. તેણે પોતાના નિર્ણયો કરી લીધા. આખો ઉનાળો પ્રયોગશાળામાં સંશોધન ચાલુ રાખવું અને બચતો સમય નવેમ્બરમાં ભાષણો આપવા માટે તૈયારી કરવા માટે ઉપયોગમાં લેવો. પોતાના પ્રિયતમની પ્રણાલિકાઓને યોગ્ય પોતાનું શિક્ષણકાર્ય થવું જોઈએ. ફરી એકવાર અભ્યાસમાં મેરીએ મન પરોવી દીધું.

વાતાવરણ બદલાય એ હિસાબે મેરીએ નવું મકાન શોધવા માંડયું. આ વાતની વૃદ્ધ સસરાને ખબર પડી.

"મારો પીરે ગયો, મેરી, એક વૃદ્ધ માણસ સાથે રહેવાનો કાંઈ અર્થ નથી. હું એકલો રહીશ, અથવા જેક સાથે જઈશ. તમે તમારો નિર્ણય કરો." વૃદ્ધ સસરાએ કહ્યું.

"નહિ, તમે નક્કી કરો" મેરીએ ધીમેથી કહ્યું. "જો તમે જશો તો મને ખૂબ લાગી આવશે. પછી તમને પસંદ પડે તેમ તમે કરો." મેરીનો અવાજ ચિંતાથી ભરેલો હતો. 'શું હું આ મિત્ર અને વફાદાર સહવાસીને ગુમાવી બેસીશ?' મેરીના મનમાં વિચાર ઉઠયો. એક પરદેશી સ્ત્રી સાથે રહેવા કરતાં તેના દીકરા સાથે ડૉ. ક્યુરી રહેવા જાય એ સ્વાભાવિક હતું. પણ વૃદ્ધે જવાબ આપ્યોઃ "હું તો, મેરી, તમારી સાથે જ રહેવાનું પસંદ કરું." પછી તેમણે ખૂબ આવેશપૂર્વક ઉમેર્યું કે 'તમારી મરજી છે એટલે.' અને ડોસા નાની ઈરીનને બાગમાં રમાડવા ચાલ્યા ગયા.

એક વિધવા, એક ૭૬ વર્ષનો બુઢ્ઢો, એક નાની દીકરી અને એક બાળક—એમ ક્યુરી કુટુંબ બન્યું.

### (૧૧) પ્રોફેસર મેડમ ક્યુરી

અકસ્માતના ભોગ થઈ પડેલા સુપ્રસિદ્ધ

## જગતની મહાન સ્ત્રી–વૈજ્ઞાનિક



# મેડમ ક્યુરી

લેખક
ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

*

વૈજ્ઞાનિકની વિધવા આજે બપોરે દોઢ વાગ્યે પહેલું ભાષણ આપશે. ભાષણની જગ્યાઃ હૉલ; અને વિષયઃ રેડીયો-એક્ટીવીટી.

હૉલમાં વિદ્યાર્થીઓ માટે ૧૨૦ બેઠકો હતી. ઉપરાંત જાહેર પ્રજા અને છાપાવાળાઓ આવવાના, એટલે જગ્યાની સંકડાશ ઉભી થવાની. શા માટે એમ્ફી થીયેટર આ ભાષણ માટે મેરીને ન આપવું? આવી સૂચનાઓ છાપાંઓમાં આવવા લાગી. પહેલી જ વાર એક સ્ત્રી વિજ્ઞાન ઉપર ભાષણો આપનાની હતી.

બપોરે બાર વાગ્યે મેરી પોતાના પ્રિયતમની કબર પાસે ગઈ—જેના ઉત્તરાધિકારી તરીકે તે આજે ભાષણ આપવાની હતી–તો બીજી બાજુ એમ્ફી થીયેટર ચિકાર ભરાઈ ગયું હતું. વિદ્યાર્થીઓની મુશ્કેલીનો પાર નહોતો. નાના મોટા સૌ કોઈ 'તમાશો' જોવા જગ્યા રોકીને બેઠા હતા.

એકને પચીસ મીનીટ થઈ. અવાજ વધવા લાગ્યો. લોકો ડોક લાંબી કરીને ભાષણકારના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા. સૌ કોઇના મનમાં એક જ વિચાર હતો: 'ભાષણકાર કેવી રીતે શરૂઆત કરશે? યુનિવર્સિટીનો આભાર માનશે? પોતાના ધણીની પ્રશંસા કરશે?'

દોઢ વાગ્યો. પાછલું બારણું ઉઘાડયું અને તાળીઓના ગડગડાટ વચ્ચે મેરી દાખલ થઈ. સામે ટેબલ પર પ્રયોગોની સામગ્રી ગોઠવેલી હતી. હર્ષનાદનો અવાજ બંધ થાય ત્યાંસુધી મેરી શાંત ઉભી રહી. પછી લોકોની સમક્ષ નજર કરી શરૂ કર્યું: "છેલ્લા દશ વર્ષમાં ભૌતિક વિજ્ઞાનમાં જે પ્રગતિ થઈ છે એનો વિચાર કરીએ તો, વિદ્યુત્ અને દ્રવ્યને લગતા આપણા વિચારોમાં થયેલી પ્રગતિ વિસ્મય પમાડે છે..." પ્રોફેસર પીરે ક્યુરીએ જ્યાંથી અધુરૂં મૂક્યું હતું ત્યાંથી જ બરાબર મેરીએ ઉપાડી લીધું.

એકસરખા અવાજે મેરીએ પોતાનું ભાષણ પુરૂં કર્યું અને જે બારણેથી પોતે આવી હતી તે બારણેથી પાછી ચાલી ગઈ.

### (૨૩) એકલે હાથે

એક બુદ્ધિશાળી માણસની હુંફમાં મેરી પોતાનું કામ બરાબર કરી શકતી. તેમાં મુશ્કેલીઓ તો હતી, પણ હવે જે જીવન મેરી માટે હતું તેની સરખામણીમાં આ મુશ્કેલીઓ કાંઈ વિસાતમાં નહોતી. વિધવા મેડમ ક્યુરીની જવાબદારીઓએ કોઈ પણ હિંમતવાન મરદને પણ ભડકાવ્યો હોત. બે છોકરાં મોટા કરવાં, નિર્વાહ કરવા કમાવું અને પ્રોફેસર તરીકે સફળ થવું–પોતાના પ્રિયતમની સાથે આદરેલું સંશોધન આગળ ધપાવવું; વિદ્યાર્થીઓને સલાહ આપવી; આ બધું તેના માથા પર આવી પડ્યું. અને વળી એક અગત્યનું કામ હજી બાકી હતું: પીરેના સ્વપ્નાને યોગ્ય એક પ્રયોગશાળા સ્થાપવી, જ્યાં રેડીયો એક્ટીવીટીના નવા વિજ્ઞાનની ખીલવણી માટે યુવાન સંશોધનકારો કામ કરે.

સૌ પ્રથમ મેરીએ પોતાની દીકરીઓ અને સસરાને સગવડ મળે એવું ધ્યાન રાખવા માંડયું. એક નાનકડા બગીચાવાળું સાદું ઘર શોધી કાઢયું. પોતાનું દુઃખ કોઇ જાણી ન જાય એની તે કાળજી રાખતી. કોઇ દિવસ કોઇની સમક્ષ તે રડી ન પડતી. કોઇ દિલાસો આપે કે દયા દાખવે એવું પણ તે ન થવા દેતી. એક વાર એવું બન્યું કે, સંયમના અંકોડા એકદમ ઢીલ પડી ગયા. પોતે એકાંતનો આશરો ન શોધી શકી. અને દુઃખના આવેગમાં મૂર્છાને લીધે જમીન પર પછડાણી, એમ ઇવ એક જગ્યાએ ઉલ્લેખ કરે છે.

સને ૧૯૦૭માં મેરીની માનસિક સ્થિતિને આલેખતો નીચેનો પત્ર વાંચવા જેવો છે. 'વહાલી કામીયા,.........શું લખું? મારૂં જ્ઞાન એવું ઉંધું ગયું છે કે તેને કદી સરખું નહીં કરી શકાય. હંમેશાં આ પ્રમાણે જ ચાલવાનું અને એથી ઉલટું ચાલવા હું પ્રયત્ન કરીશ નહીં. હું મારી પુત્રીઓને શક્ય તેટલી સારી રીતે ઉછેરવા માગું છું, પરંતુ એથી પણ મને જીવનમાં રસ પડતો નથી. બંને બાળકો સારાં છે; પ્રિય લાગે છે અને સુંદર છે. ઉત્તમ ખીલવટ કરવા હું ખૂબ પ્રયત્ન કરૂં છું...થાક ખૂબ લાગે છે; દુઃખને લીધે શક્તિ અને તંદુરસ્તી પર અસર થઇ છે. પૈસાની મુશ્કેલી નથી. છોકરાં મોટાં થાય એટલું તો મારી પાસે છે. પણ આવકના સાધનો મારા ધણીની હૈયાતિની સરખામણીમાં સાવ સામાન્ય છે.'

એકલ જીવનની દુઃખી ક્ષણોમાં મેરીને બે વ્યક્તિઓ મદદગાર બનતી: એક જોસેફની સાળી માર્યા કાશીએન્સ્કા અને બીજા, ડૉ. ક્યુરી. વૃદ્ધ સસરાની ગંભીરતા મેરીને હિતકારી અસર પહોંચાડતી, તેમની હાજરી બાળકોને આનંદદાયક હતી. એમના વિના બાળકોનું

જીવન દુઃખમાં સંડોવાઇ ગયું હોત. વૃદ્ધ દાક્તર તેમની સાથે ખેલતા, આનંદ કરતા. બંને બાળકોની કેળવણીમાં વૃદ્ધ દાક્તરનો હિસ્સો ખુબ છે. તેમના પ્રત્યે મેડમ ક્યુરી પ્રેમ પૂર્વક આદર દાખવતી અને પોતાના પ્રત્યેના ઋણનો હિસ્સો યતકિંચિત્ વાળવા પ્રયત્ન કરતી. ૧૯૦૯માં વૃદ્ધ દાક્તર પથારીવશ થયા ત્યારે મેરી તેમની ચાકરી ઉભા પગે કરતી. ૧૯૧૦ના ફેબ્રુઆરીમાં એકાદ વર્ષની માંદગી ભોગવી તેમણે દુનિયા છોડી. ઘોર ખોદનારા પાસે અણધારી મજુરીની માગણી મેરીએ કરીઃ પીરેની કોફીન કાઢવા કહ્યું. પછી નીચે દાક્તરની, ઉપર પીરેની અને તેની ઉપર પોતાના કોફીન માટે જગ્યા રખાવીને માટી પૂરાવી. મૃત્યુમાં પણ પોતાના પીરેથી તે જુદી થવા માગતી નહોતી.

## (૨૪) બાળકોની કેળવણી

હવે મેરી એકલી પડી. બાળકોની શરૂઆતની કેળવણી અને કાળજી પ્રત્યે મેરીને અમુક વિચારો હતા. રોજ એક કલાક કામથી શરૂઆત થતી. આ કામ બુદ્ધિનું હોય કે શરીરનું હોય. ઇરીન ગણિતમાં હુંશિયારી બતાવતી; ઇવ સંગીતમાં પ્રવીણતા દાખવતી. આ પછી બંને બહેનો ખુલ્લી હવામાં ફરવા જતી. ગમે તેવી ઋતુમાં પણ તેઓ કસરત કરતી. તેઓ બગીચાનું રાંધવાનું સીવવાનું અને નમુના બનાવવાનું કામ શીખી. મેરી તેમની પર દેખરેખ રાખતી. ૧૯૧૧માં બંને બહેનો પોલંડ જઈ આવી. મેરી તેમને પહેલવાન બનાવવા નહોતી માગતી પણ તેમને ખડતલ બનાવવા ઇચ્છતી હતી. તેઓને જીંદગીની બધી બાજુઓનું જ્ઞાન થાય એમ તે ઇચ્છતી, અને મોજશોખમાં પડી ન જાય એનું ધ્યાન રાખતી. મેરી ધારત તો બંને માટે પુષ્કળ પૈસાનો વારસો રાખી શક્ત, પણ તેણે એમ ન કર્યું. જ્યારે તે વિધવા થઇ ત્યારે એક ગ્રામ રેડીયમનું શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. મિત્રો અને સંબંધીઓની સલાહ ઉપરવટ થઇને તેણે આ રેડીયમ પોતાની પ્રયોગશાળાને ભેટ આપી દેવાનું નક્કી કર્યું. આની કિંમત દશ લાખ સોનાના ફ્રાંક હતી. બાળકોની ઉપરની કેળવણીના કાર્યક્રમમાં એક વસ્તુ બાકી હતીઃ કેળવણી–સારી રીતભાતની. શોક ગ્રસ્ત ઘરમાં આ અજુગતું હતું. માત્ર ગાઢસંબંધીઓ જ આવતાં. અન્યને મળવાના પ્રસંગ સાવ થોડા હતા. ઇરીન અજાણ્યાને જોઇને મુંગી થઇ જતીઃ મોટપણામાં પણ તેની આ ટેવ તદ્દન ગઇ નથી.

ઇરીન નિશાળે જવા યોગ્ય વયે પહોંચી ત્યારે મેરીએ દીકરીને શિક્ષણ આપવાના સારામાં સારા સાધનો વિચારવા માંડ્યાં. નિશાળના વાતાવરણમાં તેને ગોંધી ન રાખવી, છતાં કેળવણીમાં ખામી ન આવે એ જોવાનું હતું. પોતાના વિદ્વાન મિત્રોને પૂછી જોયું. પરિણામે સામુદાયિક શિક્ષણનો નૂતન વિચાર સ્ફૂર્યો. આ વિચારે મૂર્ત સ્વરૂપ ધર્યું અને પ્રોફેસરોના દશ ભૂલકાં–છોકરાં અને છોકરીઓ નિશાળે ન જતાં રોજ એક વિદ્વાન પ્રોફેસર પાસે કલાક બેસીને પાઠ લેતાં. એક દિવસ પ્રોફેસર મેરી રસાયન શીખવતાં : બીજે દિવસે એ નાનકડું લશ્કર ગણિત શીખવા પ્રો. લેન્ગેવીન પાસે પહોંચતું : મેરી દર ગુરૂવારે ભૌતિક વિજ્ઞાનના પાઠ આપતી. આ વિદ્યાર્થીઓમાં ભવિષ્યના વૈજ્ઞાનિકો હતા. નાના નાના બોધિક પ્રયોગો બનાવીને મેરીએ વિદ્યાર્થીઓમાં વિજ્ઞાનનો પ્રેમ ખીલવ્યો. અને નોબલ પારિતોષિક મેળવનાર, નાના છોકરાંની શિક્ષક બની.

પછી મેરીએ ઇરીનને ખાનગી નિશાળમાં મોકલી. માધ્યમિક કેળવણી આ સુંદર સંસ્થામાં ઇરીને પૂરી કરી. ત્યાં નિશાળના કલાક બીજાનાં કરતાં થોડા હતા. ઇવને પણ તે જ સંસ્થામાં મેરીએ પાછળથી મૂકી હતી.

મેડમ ક્યુરીના આ પ્રયત્નો ફતેહમંદ હતા? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેનો જવાબ ઇવે હા અને ના બંનેમાં આપ્યો છે.

મેરીએ ભાડે રાખ્યો હતો. ઇરીન અને ઇવ ત્યાં પહોંચી ગયાં હતાં અને મેડમ ક્યુરી ઓગસ્ટ માસમાં તેમની સાથે જોડાવાની હતી; એવામાં યુરોપમાં યુદ્ધના દુંદુભિ ગગડયા. લશ્કરની ભરતી થવા લાગી. જર્મનોએ બેલ્જીયમમાં થઈને રસ્તો માગ્યો. તેનો બેલ્જીયમે સામનો કર્યો.

મેડમ ક્યુરીના સહકારીઓ અને પ્રયોગશાળાના મદદનીશો લડાઈમાં જોડાઇ ગયા હતા. ફ્રાંસમાં તો તે પરદેશી છે એવું મેડમ ક્યુરીએ મનમાં ન આણ્યું. પોતાનાં બાળકોની સાથે તે ચાલી ન ગઈ. પણ તેણે એક જ વિચાર કર્યો–અણીને વખતે ફ્રાંસને મદદ કરવાનો. પ્રયોગશાળા બંધ કરી નર્સ તરીકે જોડાવાનો વિચાર એ સાવ સહેલું નિરાકરણ હતું, પરંતુ એમાં તેને ઉણપ લાગવા માંડી. ક્ષ–કિરણની મદદ વડે સૈનિકોને ઉગારવાનું તેણે સત્તાવાળાઓને સૂચવ્યું. યુનિવર્સિટી પ્રયોગશાળામાં આને લગતાં માન્ય સાધનોની સૂચિ તૈયાર કરી અને ક્ષ–કિરણોના સેટ ઉભા કર્યા અને તેને માટે પ્રોફેસર, ઈન્જીનીયર અને વિદ્યાનીઓની સ્વયંસેવક ટુકડી ઉભી કરી, અને ઘાયલ થયેલાની સેવાનું કામ ઉપાડી લીધું. આ કામ માટે ઉપયોગી મોટર ગાડી પણ તૈયાર કરી–" રેડીઓ લોજીકલ કાર."

જર્મનોના ધસારાએ મેડમ ક્યુરી માટે સવાલ ઉભો કર્યો. તેને પારીસમાં રહેવું કે બ્રિટ્ટનીમાં ચાલ્યા જવું? ગમે તેમ થાય તો પણ તેણે પારીસમાં રહેવાનો નિશ્ચય કર્યો.

પણ એક વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. તેનું રેડીયમ દુશ્મનોના હાથમાંથી કેવી રીતે બચાવવું? સરકારી નોકરો અને અગત્યના બીજા માણસોને લઇ જતી ખરચક ટ્રેનમાં મેરી ચડી બેઠી. એક શીસાના પતરા વડે મઢેલી પેટીની અંદર રેડીયમની નાની ટયુબો હતી. બીજે દિવસે બોર્ડોની એક બેંકના સેફ્ટી વોલ્ટમાં પોતાનો કિંમતી સામાન મૂકયો અને ચિંતામુક્ત થતાં પારીસ પાછી ફરી.

આખરે પારીસ બચ્યું. મેડમ ક્યુરીએ બંને દિકરીઓને પોતાની પાસે બોલાવી લીધી.

મેરીને લાગ્યું હતું કે લડાઇ લંબાશે અને ઘાયલ થયેલાની સારવાર માટે વિશેષ ક્ષ–કિરણોનાં સાધનોની જરૂર પડશે, અને રેડીયોલોજીકલ કાર કિમતી સેવાઓ આપશે. લશ્કરમાં આ ગાડીઓનું નામ 'નાની ક્યુરી ગાડી' પાડવામાં આવ્યું હતું. મેડમ ક્યુરીએ આ કામ ઉપાડી લીધું. આવી વીસ ગાડીઓ તૈયાર કરી. ઇરીન પણ આ દયાના કામમાં ઉપયોગી થઇ હતી.

એક દિવસ મેરી મોટી દીકરી ઇરીનને કહેતી હતી: 'સરકારે પ્રજાજનોને પોતાનું સોનું આપી દેવા કહ્યું છે અને નવી કેટલીક લોનો કાઢવામાં આવશે. હું મારૂં થોડું ઘણું સોનું આપી દઉં છું, તેમાં મારા ચાંદ પણ આપી દઉં છું. આ બધા મારા માટે નકામાં છે. વળી આળસમાં મારા બીજા નોબેલ પારિતોષિકના પૈસા સ્ટોકહોમની બેંકમાં પડયા રહ્યા છે. આ મારી બચત છે. હું એ અહીંઆ લાવીને લોનમાં રોકવા માગું છું. રાજ્યને જરૂર છે. તને મંજુર છે?"

મેડમ ક્યુરીએ સોનું ફ્રાંસની બેંકના અમલદારને આપ્યું: પોતાના સુવર્ણચંદ્રકો પણ આપ્યા. અમલદારે સોનું રાખ્યું, પણ ચાંદો મેરીને પાછા આપ્યા.

બે વર્ષના ગાળામાં મેરીએ દોઢસો જેટલા માણસોને ક્ષ–કિરણોની સારવારની તાલીમ આપી તૈયાર કર્યા. ફ્રાંસના મિત્રરાજ્યોએ પણ મેરીની મદદ માગી. બેલ્જીયમની હસ્પીતાલોમાં મેરી કામ કરી આવતી. ૧૯૧૮માં ઈટાલીની સરકારની વિનંતિ આવી. મેરીએ ત્યાં પણ આ કામ ઉપાડી લીધું. અમેરિકાના વીસ સૈનિકોને પોતાની પ્રયોગશાળામાં આરોગ્ય

## કાવ્ય–પંચક

શ્રી રતનબાઈ ચૌહાણ

### [૧] દુધ–પાણી

ભાવ શું મળ્યાં મનડાં
જેવાં દૂધ–પાણી એક હોય,
આજ શોકચલડી હંસણીએ
રે જૂજવાં પાડયાં જોઈ;
પય ભરી પેટડાં પીધાં
પાણી પ્રજળતાં કીધાં

*

### [૨] પત્રને

સંદેશવાહક ! તુજ સરીખા
ખત્મ ત્યાં કંઈક થયા,
જાણું છું–વાપસ કોઈ વળ્યા નથી
ગલી જે એની ગયા;
એની રૂપ રોશનીમાં,
રે રે, તુયે થઈશ શું ફના ?

### [૩] સાયર (?) ને

સાયર ! તારાં મોતી મોંઘેરાં
હંસ કાજે છો હોય;
ઈચ્છયાં મેં તો તુચ્છ તણખલાં
રે કાંઠડે ઉગ્યાં કોઈ;
કીધાં શું એય અધિકાં ?
વેચ્યે લઈ વાળી લીધાં ?

*

### [૪] દશા ભેદ

અંખના કેરી કારી કટારી
ચિત્ત ચીરે આરપાર
ઉર તારે સળકેય નહીં શું
ચાદની લાળ લગાર ?
રાચે એક રંગક્રીડામાં
ઝૂરે બીજું પ્રાણપીડામાં

*

### [૫] આરસીને

ઓ આરસી ! શું તુંય તુજ કો
ખોજતી હર સુખ પરે !
કે, મુજ વિજોગણની ભલા,
અનુકરણથી હાંસી કરે ?

જરૂરી શિક્ષણ આપી તૈયાર કર્યાં.

આખરે યુદ્ધ વિરામ થયો. મેરીને એ વિજ્યોત્સવ ઉજવવાના હતા. તેની જન્મભુમિ પોલાંડ દોઢસો વર્ષની ગુલામી પછી સ્વતંત્ર થયું હતું.

મેરીએ હવે પાછું સંશોધન કાર્ય શરૂ કરી દીધું. 'યુદ્ધમાં રેડિયમ–વિજ્ઞાન' નામનું પુસ્તક લખ્યું. અનેક સ્ત્રીઓને માનચાંદ આપવામાં આવ્યા. પણ એ લીસ્ટમાં મેડમ ક્યુરીનું નામ ક્યાંય દેખાતું નહોતું !

### (૧૭) શાંતિ

દુનિયામાં પાછી શાંતિ ફેલાણી. જુદાજુદા દેશના વૈજ્ઞાનિકોના સંબંધો પાછા પૂર્વવત્ ચાલુ થયા. ૧૯૪૨ માં છોડી દીધેલું પ્રયોગનું કામ રેડીયમ ઈન્સ્ટીટયુટમાં ચાલુ થયું. મેરીએ કેટલાક નવા પ્રયોગો પણ શરૂ કર્યા.

જીવન નિયમિત થતું જતું હતું. વૃદ્ધ માએ પોતાની બંને દીકરીઓના ભવિષ્યનો વિચાર કરવા માંડયો. ઇરીન એકત્રીસ વર્ષની થઈ હતી. તેણે ભૌતિક વિજ્ઞાનમાં પડવાનો નિર્ણય કર્યો હતો; અને તે રેડિયમ નો આગળ અભ્યાસ કરવા માગતી હતી અને માબાપને પગલે તે આગળ વધવા ઇચ્છતી હતી. તેણે બીજી કોઇ કારકીર્દીનો વિચાર ન કર્યો. વિજ્ઞાનનો પ્રેમ તેને પ્રયોગશાળામાં કામ કરવા દોરતો હતો. ૧૯૧૮ માં ઈરીનને આસીસ્ટન્ટની જગ્યા

# મા-બાપના મુઝવણો

**પ્રશ્ન** સવારે શાળામાં જતી વેળા ધોયેલાં કપડાં પહેરાવીને મોકલું, પણ શાળામાંથી ચાર પાંચ કલાકે ઘેર આવે ત્યારે જોઇ લ્યો ભાઇનો વેશ! ધૂળ ધૂળ અને ડાઘા ડૂઘા! નવ દશ વર્ષના છોકરાને પોતાના કપડાં આમ બગાડી ન નખાય એનું ભાન નથી. ગૃહસ્થ ઘરનો છોકરો મેલા લુગડે બહાર ફરે એ કેવું લાગે! સાફ કપડે શાળામાં જાય કે બહાર ફરે તેની ઘણી કાળજી રાખું છું, પણ ઘડીક વારમાં કપડાં મેલાં ઘેલાં કરી આવે છે તેનું શું કરવું?

જવાબ: સુઘડ ટેવ કેળવવા છેક નાનપણથી બાળકને પ્રેરવાની જરૂર છે. બાળક ક્યાં બેસે, કેમ કરીને બેસે એ વાતની કાળજી બાળક બે ત્રણ વર્ષનું થાય ત્યારથી લેવાય તો જ બાળકને સુઘડ રહેવાની આદત પડે. તેમજ બાળકને ખાધા પીધા પછી રૂમાલ કે અંગૂછાથી હાથ લૂછવાની ટેવ પાડવી જોઇએ. બને એમ છે કે ઘરમાં બાળક ગમે તેવા સ્થાને બેસે ફરે તેમાં આપણને અજુકતું નથી લાગતું. બાળક પોતાનું આસન કે નાનું પાથરણું પાથરીને બેસે તેવી ઘરમાં ગોઠવણ રાખી હોય તો બાળકને તેવી ટેવ પડી જતાં ગમે ત્યાં બેસી પડવાની આદત નહિ પડે. રમતાં ભમતાં પણ, આવી ટેવ કેળવાતાં, તેને મેલી કે ધૂળવાળી જગાએ બેસતાં આંચકો આવશે. ખાધા પીધા પછી હાથ મોઢું સાફ કરવા માટે નાના રૂમાલો કે અંગૂછા સૌ કોઈ ઘરમાં વાપરે. એ રીત દાખલ કરવા જેવી છે. ખાધા પીધા પછી બાળક એંઠું મોઢું પોતાના પહેરણ, ફરાક કે ઘાઘરી અને ઓઢણીની ચાળે લૂછી લે એવું બને છે: આવી ટેવ પડે તો એની સફાઈ અને સુઘડતાની લાગણી બુઠ્ઠી બની જ જાયને!

તમે બાળકને સાફ કપડે બહાર કે શાળામાં મોકલવાનું તો કરો જ છો આ તો સાફ સફાઇનો તમારી જાતનો આગ્રહ થયો. બાળકને પોતાની જાતને સુઘડ રાખવાની વૃત્તિ કેળવવા તરફ તમે જ્યાં સુધી ન લઇ જાઓ ત્યાં સુધી તમારા આવા પ્રયત્નોમાં બાળકના સહકારની આશા તમે કેમ રાખી શકો? ગમે ત્યાં બેસી પડવાની ટેવ હોય, હાથ મોઢું પહેરેલાં કપડાંથી જ લૂછી લેવાની આદત હોય તો કપડાં મેલાં થાય જ ને! એટલે બાળકની આવી ટેવો માટે આપણાં ઘરોમાં સામાજિક વાતાવરણ અને વ્યવસ્થા ઉભી કરવાની જરૂર છે. એ વાતાવરણમાં બાળક શિષ્ટ સામાજિક ટેવો સહજપણે લઈ લેશે.

---

મળી. ઈવની બાબતમાં મેરીને જરા લાગી આવતું. પણ બાળકોને સ્વતંત્રતા આપવામાં માનનાર મા પોતાની ઈચ્છા તેમના પર લાદી ન શકી. ઈવનો સંગીત-પ્રેમ તેણે ખીલવવા દીધો; જોકે તેની ઈચ્છા ઇવને દાક્તરી લાઈન લેવડાવી રેડિયમના વૈદકીય ઉપયોગો પર કામ કરવાની હતી.

યુદ્ધના કંટાળા ભરેલા વર્ષો પછી મેરીની તબીયત સુધરી હતી. યુદ્ધ પછીના પહેલા ઉનાળાની રજાઓમાં દીકરીઓએ બ્રિટનીમાં લારક્યુ એસ્ટના નાનકડાં શાંત ગામડામાં ગાળ્યા. મેરી નાહવામાં ખૂબ આનંદ લેતી: 'હું ધારું છું કે મોન્શીયર બોરેલ કરતાં હું વધારે સારી રીતે તરી શકું છું' એમ મેરી ઘણી વાર કહેતી. એ નાનકડા ગામડામાં આનંદની છોળો ઉડતી, એમાં એ ગામના મચ્છીમારો પણ ભાગ લેતા. મેરીના પ્રોફેસર મિત્રો પણ ત્યાં આવીને શાંતિથી રહેતા. (ચાલુ)

( અતાંકથી ચાલુ )

**બાળકને** શીશીની ટેવ બનતાં સુધી ન પાડવી. કેમકે તે છોડતાં બહુ મુશ્કેલી પડે છે. વળી તેને સાફ રાખવાની ઘણી મુશ્કેલી છે. ઘરનાં બીજાં કામકાજોની ધમાલમાં શીશી બરાબર ઉકાળીને સાફ થઈ શકતી નથી, તેથી દૂધ બગડી જાય છે અને બાળકની તબીયત બગડે છે.

જે બાળકને જન્મથી જ માતાનું દૂધ ન મળે તેને જ શીશી આપવી. શીશી ચુસવની સાથે લાળ ઉત્પન્ન થઈ દૂધને પચાવે છે અને બાળકને સંતોષ પણ થાય છે. ફળનો રસ નાનપણથી ચમચીથી પાવો એટલે ચમચીથી પીવાની ટેવ પણ બાળકને પડે. બાળક બેસતાં શીખે પછી વાડકી કે પ્યાલાથી દૂધ પીવાની ટેવ પાડવી. નીચે રકાબી રાખવી જેથી બાળકનાં શરીર અને કપડાં ઉપર દૂધ ન ઢોળાય. બાળકને પ્યાલાથી પીવાની ટેવ પડી જશે, પછી તો ગળે માત્ર રૂમાલ કે નેપકીન બાંધવાથી પણ ચાલશે.

ભેંસનું દૂધ સૌથી ભારે છે એટલે બે ભાગ પાણી નાખી ઉકાળવું ને ગાયના દૂધમાં અડધો અડધ પાણી નાખી ઉકાળીને આપવું. ગાયના દૂધથી બાળકની બુદ્ધિનો પણ સારો વિકાસ થાય છે.

તરત જન્મેલા બાળકની જઠર છેક નાની હોય છે. તેમાં માત્ર બે ચમચી દૂધ માય છે. જ્યારે તે પંદરેક દિવસનું થાય છે ત્યારે જઠર જરા મોટી થાય છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે બાળકને દરેક ધાવણ વખતે કેટલું થોડું દૂધ જોઈએ શરૂઆતમાં, માત્ર દૂધ ઉપર જ બાળક જીવે તે સૌથી સારૂં છે. અને નવ માસ સુધી તો તેને પ્રવાહી સિવાય કંઇ જ ન અપાય. પાંચ છ માસનું બાળક થાય ત્યારે મધ ચટાડીએ તે પણ એક ચમચી જેટલું જ. ચોખા કે બીજું અનાજ તો નવ માસ પુરા થતાં સુધી ન જ અપાય. કેટલીક માતાઓ એમ વિચારે છે કે, એકલા દૂધથી બાળકનું પેટ કેમ ભરાય ? કંઈ ઘટ ચટાડયું હોય કે ખવડાવ્યું

# બાળઉછેર



સૌ ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય

*

હોય તો ભૂખ મટે, એમ ધારીને પોચો ભાત ને ઘી ખાવા આપે છે. આમ કરવાથી બાળક કજીયા કરી માંદુ પડે છે.

નિયમીત વખતે બાળકને ખોળામાં લેવું અને અમુક વખત સુધી તેને દૂધ આપવું.

ત્રણ ચાર કલાક પછી ફરીથી એને બીજી વાર દૂધ આપવાનું હોય એટલે ખોળામાં પાંચ મીનીટ લઈને તેને મૂકી ન દેવું. નીરાંતે પંદર સત્તર મીનીટ સુધી એને દૂધ આપવું. આ પ્રમાણે બાળકના દૂધનું માપ નક્કી થઈ જાય એટલે તે કોઈવાર ભૂખ્યું રહે કે વધારે પડતું દૂધ પીવાનો ભય રહે નહિ.

જો બાળક દેખાવમાં નાનકડું હોય તો માતાને મનમાં અધીરાઇ આવે છે કે ક્યારે તેને જાડું ને મોટું કરી દઉં ? અને તેથી વધારે પડતું દૂધ આપે છે. પરંતુ આ મોટી ભૂલ છે. બાળક કેટલું દૂધ પીએ છે તેનો સવાલ નથી– કેટલું પચે છે તે ઉપર તેને વધવાનો આધાર છે. ઘણીવાર મજા ઉપરાંત દૂધ આપવાથી બાળક ઉલટું માંદુ પડીને સુકાઈ જાય છે. દાંત આવતી વખતે બાળક બહુ હેરાન થાય છે. કોઇપણ કારણસર બાળક રડે તો તેને ખોળામાં લેવાની રીત ઘણી બહેનોમાં જેવામાં

આવે છે. પણ તેમાં માતા અને બાળક બન્નેની તંદુરસ્તીને નુકશાન પહોંચે છે.

બાળક જન્મે કે તરત તેનું વજન લેવું જોઈએ. ત્યાર પછી પણ દર મહિને વજન લેવું કે જેથી આપણને ખબર પડે કે તેને વધારે કે ઓછા દૂધની જરૂર છે કે કેમ? માતાનું દૂધ પચે છે કે નહિ? ઘણાં બાળકનું વજન વધારે હોય, દેખાવમાં જાડાં હોય અને શરીરમાં માંસના લોચા લબડતા હોય, હાડકાં સુકાં હોય અને ચામડીનો રંગ ફીકો કે ચાઠાંવાળો હોય તો જાણવું કે તેને ખોરાક પચતો નથી. તેવાં દેખાવમાં જાડાં ને વજનદાર બાળક તંદુરસ્ત ન ગણાય. મજબુત માંસ, મોટાં હાડકાં અને તેજદાર, સુંવાળી ને લાલાશ પડતી ચામડી હોય અને વજન દર મહિને પ્રમાણસર વધતું હોય તો જાણવું કે બાળક તંદુરસ્ત છે, અને ખોરાક બરોબર પચે છે. કેટલા વર્ષના બાળકનું વજન કેટલું હોવું જોઈએ તે નીચે બતાવવામાં આવ્યું છે. દર મહિને બાળકનું વજન વધવું તો જોઈએ જ. ઘેર સગવડ ન હોય તો હોસ્પીટલમાં જઈને વજન કરાવવું.

છોકરાઓનું વજન

| ઉંમર | વજન | ઉંચાઈ |
|---|---|---|
| જન્મ વખતે | ૬ાા થી ૭ાા રતલ | ૧૯ ઈંચ |
| ૧ માસ | ૮ાા ,, | ૨૦ાા ,, |
| ૨ માસ | ૧૦ાા ,, | ૨૧ાા ,, |
| ૩ માસ | ૧૨ા ,, | ૨૨ાા ,, |
| ૪ માસ | ૧૩ાા ,, | ૨૩ાા ,, |
| ૫ માસ | ૧૫ ,, | ૨૪ ,, |
| ૬ માસ | ૧૬ા ,, | ૨૪ાા ,, |

છોકરીઓનું વજન

| ઉંમર | વજન | ઉંચાઈ |
|---|---|---|
| જન્મ વખતે | ૬ થી ૭ રતલ | ૧૮ થી ૧૮ાા ઈંચ |
| ૧ માસ | ૮ા ,, | ૨૦ા ,, |
| ૨ માસ | ૧૦ા ,, | ૨૧ા ,, |
| ૩ માસ | ૧૧ાા ,, | ૨૨ા ,, |
| ૪ માસ | ૧૩ ,, | ૨૩ા ,, |
| ૫ માસ | ૧૪ ,, | ૨૩ાા ,, |
| ૬ માસ | ૧૫ા ,, | ૨૪ા ,, |

આ પ્રમાણે દર માસે અમુક રતલ વજન વધવું જોઈએ. છોકરા અને છોકરીઓમાં વજન અને ઉંચાઈમાં સહેજ તફાવત હોય છે. બાળક ૧૨ માસનું થાય ત્યારે છોકરાનું વજન ૨૨ાા રતલ અને ઉંચાઈ ૨૮ ઈંચ અને છોકરી બાર માસની થાય ત્યારે તેનું વજન ૨૧ રતલ અને ઉંચાઈ ૨૭ાા ઈંચ હોવી જોઈએ. જો બાળકનું વજન ન વધતું હોય તો તેનું કારણ તપાસવું. કાંતો એને ખોરાક ઓછો મળતો હોય અથવા તો પચતો ન હોય. અથવા ઘણીવાર બાળક લંબાઈમાં બહુ જલદી વધતું હોય તો એનું વજન ઓછું વધે છે. દાંત આવતા હોય કે શીતળા ટંકાવ્યા હોય કે માંદુ રહેતું હોય તો વજનમાં વધારો થતો અટકે છે.

બાળકના શરીરે તલના તેલને માલીશ કરવાથી તે મજબુત થશે, વજનમાં વધશે. બાળક નાનું હોય ત્યારથી જ શીતળા ટંકાવી લેવા જરૂરી છે. બાળક એક માસનું થયા પછી શીતળા કઢાવી શકાય છે; મોટા થયા પછી ટંકાવ્યા હોય તો બાળકને ખરજ આવે એટલે તે નખ વતી ખંજવાળી નાખે છે, અને તેથી તે પાકે છે. નાનાં હોય ત્યાં સુધી એને એવી સમજણ હોતી નથી એટલે ખણી નાખવાનો સંભવ રહેતો નથી. ઘણીવાર બાળકના હાથ ઉપર પાટા બાંધવા પડે છે. દર સાત વર્ષે શીતળા ફરી ટંકાવવા જોઈએ. ઘણાં બાળકો શીતળામાં મૃત્યુ પામે છે, શીયાળામાં શીતળા ટંકાવ્યા હોય તો જલદી રૂઝ આવી જાય છે. શીતળા બરાબર ભરાઈ જાય પછી ઘી ગરમ કરી રૂ વતી તેના ઉપર ખમી શકાય તેટલા ગરમ ચબકા દેવા. તેથી બાળકને સારૂં લાગશે અને પોપડી જલદી ઉખડી જશે. વળી આંબાના પાન બાળીને તેની રાખ તેના ઉપર દાબવાથી

પોપડી સુકાં બાઝે છે ને ઉખડયા પછી પણ આંબાના પાનની રાખ દાબવાથી શીળી ફોરા પડી જાય છે ને પાકવાનો સંભવ રહેતો નથી.

બાળક નવ માસનું થાય અને માતાનું દૂધ છોડે પછી તેને બહારના દૂધ ઉપરાંત ધીમે ધીમે કંઈ ખાવાનું આપવું. જો ત્યાં સુધીમાં બીલકુલ દાંત ન આવ્યા હોય તો પ્રવાહી જ આપવું. ભાતનું ઓસામણ, મીઠું અને ખાંડ નાખીને આપવું. મુસંબીનો રસ, ગ્લુકોઝ નાખીને આપવો. દાંત આવવા માંડે ત્યારપછી એક દિવસ એક ચમચી જેટલી વસ્તુ આપવી, તે પચે છે કે નહિ તે ચાર પાંચ દિવસ જોયા પછી જરા વધારે આપવા માંડવું. બાળકનું પેટ બહુ નાજુક હોય છે તે ખ્યાલમાં રાખી તેના ખોરાકનું પ્રમાણ નક્કી કરવું જોઇએ. ઢીલો ભાત દૂધમાં ચોળીને કુચા જેવું લાગે તે કાઢી નાખીને માત્ર પ્રવાહી જેવું રહે તે આપવું. બાજરીની રોટલીને ગોળ સાથે ખૂબ ચોળી ઝીણો ભૂકો કરીને દૂધના ઘુંટડા સાથે આપવું. ઢીલા ભાતને મગના પાણીમાં બરાબર ચોળીને આપવો. બરાબર શેકેલા ઘઉંના લોટનો શીરો થોડા ઘીમાં કરેલો આપી શકાય છે. ઘઉંની ચુલી પણ દૂધમાં ચોળીને અપાય છે. નાનપણથી જ બાળકને ફળ ખાવાની ટેવ પાડવી. મુસંબી, સંતરાં, ચીકુ, દાડમ, પપૈયું વગેરે બાળકનાં શરીરના બંધારણને મજબુત બનાવે છે. આપણે બાળકોના ખોરાક ઉપર પૂરતું ધ્યાન નથી આપતા તેથી જ કોડલીવર, એડોકસલેઇન ને કેલશીયમની ટીકડીઓ શરીર સારું થવા માટે આપવી પડે છે. માટે બાળકની ઉછેરમાં દરેક બાબતમાં ધ્યાન આપવું તે માતાની ફરજ છે. (ચાલુ)



# પુછપરછ

મારી એક બહેનપણીને મૂછો આવતી હોય તેમ ઉપલા હોઠ ઉપર ઝીણી આછા વાળ જેવું દેખાય છે, તેથી તે શરમની મારી બહાર નીકળતી નથી, ને નીકળે છે તો કોઈની સાથે વાત કરવા ઉભી રહે ત્યારે નાક સુધી મ્હોંનો નીચલો ભાગ રૂમાલ કે સાડીના છેડા વતી દાબી રાખે છે. એ ખૂબ મૂંઝાય છે. એ વાળને ઉગતા અટકાવવા માટે કોઈ ઉપાય હોય તો સૂચવશો. —કપિલાગૌરી

આપણા શરીર ઉપર હાથના પંજા ને પગના તળિઆં સિવાય સાડાત્રણ કરોડ રૂંવાટી ઉગે છે. સ્ત્રીઓને છાતીના ભાગમાં કવચીત ઉગે છે, પણ જો નાનપણથી ન્હાયા પછી શરીરને લૂછી નાખતી વખતે ખૂબ ઘસવામાં આવે તો રૂંવાટી વધતી નથી. ને સૂર્યની આતાપનાને કારણે વાળ વધારે ઉગે છે. અગાઉ સ્ત્રીઓ લાજ કાઢતી એથી એમને આવી ભીતી ન હતી. હાલ સ્ત્રીઓની અવરજવર ખુલ્લામાં ખૂબ વધ્યો છે એટલે ઘણી સ્ત્રીઓને હોઠ ઉપર ને દાઢી ઉપર વાળ ઉગવાના દાખલાઓ મળી આવે છે.

રૂંવાટી તો શરીરનું રક્ષણ કરે છે. રૂંવાટી તો સહુને હોય, એથી મુંઝાવા જેવું નથી. પરંતુ જો એ રૂંવાટી વચ્ચે કાળા વાળ દેખાતા હોય તો મુંઝાવા જેવું ખરૂં. રૂંવાટીને ઘસી નાખવાથી નીકળી જાય છે, પણ કાળા વાળ હોય તો ઘસવાથી તેના મૂળ નાબૂદ થતા નથી. આવા વાળ શરીરના બંધારણ ઉપર આધાર રાખે છે, માટે ભાગે જીવનનો ફેરફાર થતાં અને સગર્ભાવસ્થા દરમ્યાન જ ઉગે છે.

હોઠ ઉપર ઘાટી રૂંવાટી થાય ને તેથી મૂછ જેવું લાગે ત્યારે તેને લોશન કે પાઉડર ચોપડીને કાઢી નાખવા સિવાય હાલમાં બીજો કોઈ ઉપાય જાણીતો નથી. એ ટીંપાં એમોનિયા અને પેરોક્ષાઈડનો એક ચમચો લઈ

બન્ને ભેળવવાં. પ્રથમ સાબુ વતી ઉપલા હોઠ કે દાઢીને ધોઈ નાખી, તે ઉપર ઉપલું મીક્ષ્ચર ચોપડી બે ત્રણ મીનીટ રહેવા દેવું. તે પછી પા કલાકે ગરમ પાણીવતી ધોઈ નાખવું, તે પછી કરકરા કપડાથી કે રૂમાલથી લૂંછી નાંખવું. જો ચામડી ખરબચડી લાગે તો ક્રીમ લગાડવી. અઠવાડીઆંમાં આ રીતે બે વખત લગાડવાથી આવા વાળ દેખાતા બંધ થશે.

ઇલેક્ટ્રીસીટીની મદદથી આવા વાળ કાયમને માટે નીકળી જવાનો સંભવ છે, પણ એની ઘણી મુશ્કેલી છે. એકી વખતે ૩૦થી ૬૦ વાળ માંડ નીકળી શકે. પણ તે ટ્રીટમેન્ટ એટલી કંટાળા ભરેલી ને દુઃખદાયક છે કે કોઇ જ પસંદ કરે નહિ. વળી આ રીતે વાળ કઢાવ્યા હોય તો ત્યાં ભલે વાળ ન ઉગે, પણ તેની આજુબાજુ તો નવા વાળ ઉગ્યા જ કરવાના, એટલે એ તો કાયમની મુશ્કેલી રહ્યા જ કરે.

વાળ કાઢવાના પાઉડર કે સાબુ લગાડવાથી કાયમને માટે વાળ જતા નથી એ ખરૂં, પરંતુ ફરી ઉગતાં ચારથી છ અઠવાડીઆં લાગે છે. આ રીતે વાળ કાઢવાનું ઘણી સ્ત્રીઓ પસંદ કરે છે. મૂછ ઉપરના વાળ, દાઢી ઉપરના વાળ કે બગલના વાળ કાઢતી વખતે સાબુથી પ્રથમ ધોઇને સાફ કરવું કે જેથી ચીકાશ હોય તો નીકળી જાય. અને તે પછી જ સાબુ કે પાઉડર વાપરવો, એથી વાળ તરતજ નીકળી જશે ને ચામડી સુંવાળી રહેશે. આ રીતે કર્યા પછી હંમેશાં જાડા કપડાથી ઘસવાની ટેવ સહુથી વધુ ફાયદાકારક છે. એથી વાળનો ઉગાવો ઓછો થશે ને નાબૂદ પણ થવા સંભવ ખરો.

મારી દીકરીની મહેતીજીના બદલી થવાથી નવી મહેતીજી આવ્યાં. તેમને રહેવા મકાન મળતું નહતું તેથી મુંઝાતાં હતાં. મને દયા આવી ને મારા મકાનમાં બે રૂમ મેં તેમને કાઢી આપ્યા. પણ દયા ડાકણને ખાઇ ગઇ. ધીમે ધીમે મને લાગ્યું કે મારા પતિ હંમેશાં તેને સાથે લઇને ફરવા જાય છે, સીનેમા જોવા જાય છે તે ઘરમાં ઓછું ધ્યાન આપે છે. નિશાળેથી છૂટયા પછી બારોબાર બહાર મળીને ફરે છે. છેવટે વાત એટલે સુધી વધી કે ઘણી-વાર તેને રસોડે પણ તેમણે જમી લેવા માંડયું. મારાથી આ ન સંખાયું એટલે પડેલાં મેં તેમને કહ્યું. પણ તેથી તો મને માર પડયો, તે મેં મૂંગે મોઢે સહન કર્યો. પણ હવે રોજનું મારાથી આ સહેવાતું નથી. લોકોને વાતો કરવાનું મળે એથી બહાર હું કાંઈ જ બોલી શકતી નથી. મારાં સાસુ ઘરડાં છે ને તેમને આ વાતની કાંઈ ખબર નથી. તો મારે શું કરવું?

—અનસુયા

આ માટે તમારે વધારે 'ફફેરો' કરવો નહિ. ને તે જ્યારે ઘરે આવે ત્યારે તમારે કાંઈ ભરવાનું કે ગૂંથવાનું લઇને બેસવા જવાને બહાને તેને ત્યાં બેસી રહેવું. એથી એને વહેમ પડશે નહિ, ને તમારા પતિ તમારી હાજરીમાં ત્યાં બેસવાનું પસંદ પણ કરશે નહિ. એથી તેઓ જુદાં રહી શકશે. વળી તમારી સાસુ તો તદ્દન નવરાં હોય એટલે તેઓ જ્યારે તે ઘેર આવે ત્યારે એને ઘેર જ બેસી રહે. માતાની હાજરીમાં પણ એ જવાનું યોગ્ય નહિ ધારે. વળી ઓફીસમાંથી આવે ત્યારે કંઇને કંઈ લાવવાનું તમારે એમને સૂચવવું એટલે એ ખરીદવા જશે તેથી ઘેર જ આવવાની તેમને ફરજ પડશે. એ સીનેમા જોવા જાય તો તમારે પણ સાથે જ જવું ને એ રીતે રોજ તમારી હાજરી સાથે હોય તો એ શિક્ષિકા જ સાથે આવવાનું બંધ કરશે.

વળી દરરોજ તમારે આમને ઘેર આમ હતું ને તેમ હતું એવી હકીકત તમારા પતિને કહીને તેની ખોડ બતાવવી, પણ તમારા મનમાં ઈર્ષા છે એવું બતાવવું નહિ. એથી તમારા પતિમાં તેના પ્રત્યે અણરાગ થશે ને તેની સામે જોવાનું પણ બંધ થશે; ને એ રીતે તમારો માર્ગ સરળ થઈ જશે.

# સૌરભ





જે જમાનામાં આપણી બાળાઓ, અમુક ઉંમર પછી ઘર બહાર નીકળતી ન હતી, કદી નીકળતી તો મોટી ઉંમરની સ્ત્રીઓની સાથે જ નીકળતી, તે જમાનામાં કોઇ અટુલી બાળાને રસ્તા ઉપર જોવાથી જનતામાં કુતૂહલ જાગ્રત થતું હતું. પરંતુ એ જમાનો વીતી ગયે ગુજરાતમાં તો ત્રીસચાળીસ વર્ષ થઇ ગયાં. અત્યારે તો રસ્તે જેટલા યુવકો જોવામાં આવે તેટલી જ યુવતીઓ નજરે પડે છે. બજારમાં, બાગમાં, શાળામાં; કોલેજમાં, સીનેમામાં, બસમાં ટ્રામમાં, ટ્રેનમાં બધે જ સંપૂર્ણ છૂટથી બાળાઓ હરીફરી શકે છે. એમની તરફ નજર કરનારા, કદી કદી ટીકીટીકીને જોઈ રહેનારા, પુરુષો તો હજી સંખ્યાબંધ જોવામાં આવે છે. એ કુતૂહલનો વિષય તો થોડે અંશે હજી પણ રહ્યો છે. પરંતુ વિના સંકોચે એ હરીફરી શકે એવી સ્થિતિ મોટાં શહેરોમાં પ્રવર્તે છે એમ કહી શકાય. પરંતુ જ્યાં આજથી પંદરવીસ વર્ષ ઉપર જ સખત પડદાનો રિવાજ હતો ત્યાં કલકત્તામાં આજે શાળા–પાઠશાળામાં જતી બાળાઓને જાહેર જનતા તરફથી અપમાન અને અસભ્ય વર્તનનાં ભોગ થવું પડે છે, એમ કલકત્તાના એક છાપાંમાં પ્રગટ થયેલા પત્ર ઉપરથી જણાય છે. પત્રમાં આ જાતની ફરિયાદ કરનાર એક બંગાળી ગ્રેજ્યુએટ યુવતી છે. તે લખે છેઃ 'કલકત્તામાં કૉલેજ કે શાળામાં જવા માટે જે બહેનોને મોટર બસોમાં કે ટ્રામમાં જવું પડે છે તેમની કેટલીક મુશ્કેલીઓનો ખ્યાલ હું તમારા પત્ર મારફત જાહેર જનતાને આપવા માગું છું. મવાલીઓ, ગુંડાઓ, સહેલાણીઓ તો અસભ્ય ચેષ્ટાઓ કરે કે અશ્લીલ શબ્દો બોલે એ સમજાય તેવું છે અને તેને વિશે મારી ફરિયાદ પણ નથી, પરંતુ કૉલેજમાં ભણતા યુવકો, યુવાન વકીલો, બેન્ક અગર ઓફીસોના કલાર્ક વગેરે પણ બસમાં અગર ટ્રામમાંથી ચઢતાં ઉતરતાં જાણી જોઇને ધક્કા મુકી કરી બહેનોને હેરાન કરે છે ભીડ હોય તો પણ આ અસભ્ય માણસો અથડાઇને અગર ઘસાઇને જાય છે અને કેટલીક વાર તો પાછળથી ચૂંટીયાં ભરતાં મે તેમને નજરે જોયા છે. સંખ્યાબંધ યુવકો ચઢતા ઉતરતા હોય તેમાં આવા માણસને પકડવાનું કામ મુશ્કેલ છે. પરંતુ આ પ્રમાણે હેરાન થયેલી બાળા જ્યારે કંટાળીને પાછું વાળીને જુએ છે ત્યારે એ જંગલી યુવકોનું આખું ટોળું ખડખડાટ હસે છે! અહીં કલકત્તામાં લગભગ બધી હિન્દી યુવતીઓને આવો અનુભવ થયો હોય છે. જો કે આવી વાત પોતાના ઘરનાંને કે બીજાને કહેતાં તેમને શરમ આવે છે. આનું શું કારણ હશે? પુરુષો સ્ત્રીઓને માત્ર વિકારી દૃષ્ટિએ જ જોઈ શકે છે? કે સ્ત્રીઓની વધતી જતી સ્વતંત્રતાની તેમને અદેખાઈ આવે છે? ગમે તે કારણ હોય; મને લાગે છે કે આપણા ભવિષ્યના નાગરિકોનું આ પ્રકારનું જંગલી વર્તન તેમની કેળવણીને લાંછનરૂપ છે.'

આ જાતની સ્થિતિ પ્રવર્તવાનું મુખ્ય કારણ સૈકાઓથી ચાલી આવેલી પડદાની પ્રથાથી ઘડાયલું માનસ છે, અને થોડા વખતમાં, જેમ જેમ બહેનો વિશેષ નીડરતાથી હરતી–ફરતી થશે તેમ તેમ આ વિકૃત મનોવૃત્તિ નાશ પામશે.

કલકત્તાની થોડી હિંમતવાન યુવતીઓએ, ઉપર જણાવ્યો તેવો પ્રસંગ બને ત્યારે આઘું પાછું જોયા વગર, પગમાંથી ચંપલ કાઢી પાસે ઉભેલા યુવકને ઝપાટા લગાવવા; એ આવા જંગલી વર્તનને અટકાવવાનો સૌથી સચોટ ઉપાય છે. (જ્યોતિર્ધર)

*

ઇઆઓના ડુબુકમાં શ્રીમતી ચેસ્ટર જોનસન નામની એક યુવતી રહેતી હતી, તે હોટલને આગ લાગી. ત્રીજે માળેથી એ નીચે ઘર પાસે રખાએલી જાળમાં કુદી પડી. જ્યારે તે ભાનમાં આવી ત્યારે તેણે શું માગ્યું તે જાણો છો? ......એણે માગી 'લીપસ્ટીક'

*

હોલીવુડની એક અમેરિકી નટી પોતે જ્યારે અભિનય કરતી હોય છે ત્યારે પણ પોતાના બાળકનું રૂદન સાંભળી શકે તે માટે તેણે પોતાના અભિનયના રૂમ ને બાળકના રૂમ વચ્ચે ખાસ માઇક્રોફોનની ગોઠવણ કરી છે. એના પારણાની ચોમેર લાઉડસ્પીકરો ગોઠવવામાં આવ્યાં છે.

*

મેરીલેન્ડની એક યુવતી એકાએક આંધળી થઇ ગઈ, આથી તે ખૂબ જ દુઃખી થતી. તે પછી તે સગર્ભા થઈ. ડૉકટરોએ ધાર્યું કે બાળકને જોવાના અભિલાષ કદાચ પુનઃચક્ષુ આપશે અને બન્યું પણ તેમજ. બાળક જન્મ્યું પણ માની આંખો ન મળી, પણ બીજે દિવસે એકાએક આંખમાં ચેતન આવવા માંડયું ને બાળકની મા દેખતી થઈ.

*

કૉંગ્રેસની મહાસમીતી મુંબઇમાં ભરાઇ તેને બીજે દિવસ ભારતની સ્ત્રીશક્તિનો પરિચય થયો. શ્રીમતી સરોજિનીદેવીએ દ. આફ્રિકાના ગોઝારા કાયદા સામે રણચંડી શો ટંકાર કર્યો. એમની કવિત્વમય વાણીની તો વાત જ શી? પણ 'કારોબારીનો વિરોધ કરવા બે બહેનો મેદાને પડી. એમાં એક બહેન હતાં શ્રી રાજદુલારી દેવી. એ ખાસ પ્રૌઢ પણ નહોતાં. કૉંગ્રેસ વરિષ્ઠો પ્રત્યેના પૂરા માન સાથે એમણે એમની હૃદયવેદના વ્યક્ત કરી અને બ્રિટનની બાજીગરીમાં ન ફસાશો, એવી લાગણીભર્યા શબ્દોમાં સાફ ચેતવણી આપી. સારી મેદનીએ એમની હિમ્મતને અને દેશભક્તિને વધાવી લીધી. બીજાં શ્રીમતી અરૂણા બહેન હતા. એમની સફેદ ખાદીની સાડી,



એમનો બંગાળી પહેરવેશ, ને છુટા કેશ સાથે એમણે પણ કો વીરાંગનાની અદાથી ગેદની ગજવી. માઇક્રોફોન ત્રિશુળનાં આકારનું હતું ને એમના મસ્તક સુધી પહોંચતું હતું, એટલે જાણે શુભ્રવસ્ત્રા મહાદેવી હાથમાં ત્રિશુળ ધરીને શુંભનિશુંભનો વધ કરવા આવ્યા હોય એવું લાગતું હતું. એ ઠીક મુદ્દાસર બોલ્યાં. એમણે કહ્યું: 'મહાત્માજીને અંધકાર દેખાય છે, પણ મને તો ખુલ્લી આંખે બ્રિટીશ બાજીગરી સ્પષ્ટ દેખાય છે. '૧૯૪૨ની લડતની ભૂલો બતાવાય છે, પણ કૉંગ્રેસે લોકોને કશો કાર્યક્રમ આપ્યો નહીં, તે છતાં લોકોએ હિંદની આઝાદીની લડત ચાલુ રાખી, એ માટે ખરૂં જોતાં તો આગેવાનોએ ભૂલો કાઢવાને બદલે માફી માગવી જોઇએ. બીજું આવો નિર્ણય કોંગ્રેસવરિષ્ઠો

કરી જ ન શકે. એ માટે નેશનલ રેફરેન્ડન એટલે કે સમગ્ર પ્રજાનો મત લેવો જોઇએ, ત્રીજું જો આ રીતે કોંગ્રેસ વરિષ્ઠો મનસ્વીપણે નિર્ણય કરશે તો હું સાફ કહીશ કે નવી જમાત ઉભી થશે અને અમારા જેવાનું કોંગ્રેસમાં સ્થાન રહેશે નહિ !' આમ ખુલ્લા પડકાર સાથે શ્રી અરૂણાએ એમનું પ્રવચન સમાપ્ત કર્યું. પણ પછી એક કૌતુક થયું. પ્રશંસાની તાળીઓ પડે તે પહેલાં શ્રી અરૂણા મહાત્માજીના તખ્તની ગાદીની ધાર પર એમને ચરણે જઇને બેસી ગયાં ને મહાત્મા સાથે વિનોદી વાર્તાલાપ કરવા મંડી ગયાં. કોઈ તોફાની બાળક લાડ કરતું હોય ને એને વ્હાલથી ટપલી મારે એમ અરૂણાના ગાલ પર મહાત્માજીએ એક હળવી ટાપલી મારી. આખી મેદની ખડખડાટ હસી પડી ને બંધ પડેલી તાળીઓ ફરી ચાલી !

*

અમેરીકામાં અખતરો કરવા માટે એકતાલીશ સ્ત્રીઓને નળીમાં ભરી રાખેલ વીર્યથી ગર્ભાધાન કરાવવામાં આવ્યું હતું. આ રીતે પેદા થયેલાં ૪૧ બાળકો હવે શાળાએ જાય તેટલી ઉંમરનાં થઇ ગયાં છે. દાક્તરોએ આ બાળકોની શારીરિક બાંધો સારો છે. સામાન્ય રીતે સ્ત્રીને ગર્ભાધાન થાય છે અને જે બાળક જન્મે છે તેનાથી સારો નહિ તો તેના જેવો કૃત્રીમ રીતે જન્માવેલ બાળકોનો બાંધો છે.

કૃત્રીમ રીતે બાળકો જન્માવવાનું કાર્ય ૧૯૩૭માં શરૂ કરવામાં આવ્યું હતું. આ અખતરા માટે ખાસ જોડકાં પસંદ કરવામાં આવ્યાં હતાં. ત્યાર બાદ સ્રીને કોઈ યુવાન પુરૂષનું વીર્ય નળીમાં એકઠું કરીને કૃત્રિમ રીતે આપવામાં આવ્યું હતું. જે પુરૂષોનું વીર્ય લાવવામાં આવ્યું હતું તે તંદુરસ્ત બુધ્ધીશાળી અને સારા કુટુંબના હતા.

*

અમેરિકામાં માંદાની સારવારની સામાન્ય તાલીમ આપવામાં આવે છે તેનો લાભ વેકાઇઓને પણ આપવામાં આવશે. વિલાયતની એક જાણીતી નર્સિંગ સંસ્થામાં ચાર વરસ સુધી તેમને તાલીમ આપવામાં આવશે. તાલીમના સમય દરમ્યાન પૂરતી સગવડો સહિત રહેવાની જગ્યા મળશે અને તેનું ભાડું ભરવું નહિ પડે. તે ઉપરાંત મફત ભોજન તેમજ ગણવેશ માટે અને કપડાંની ધોલાઇ માટે ભથ્થાં આપવામાં આવશે અને અમેરિકા સુધી જવા માટે અને ત્યાંથી પાછા આવવા માટેનો મુસાફરી ખર્ચ પણ મળશે. વળી વધારામાં હોસ્પિટલ વેતન અને સરકારી વેતન મળીને વરસે ૧૦૦ પાઉંડ મળશે. તેમાં દાખલ થનાર સ્ત્રીએ સિનિયર કેમ્બ્રિજ અથવા સ્કૂલ લીવિંગ પરીક્ષા પાસ કરી હોવી જોઇએ. ઉપરાંત સાયન્સ જ્ઞાન, ઇન્ટર સાયન્સ અથવા આર્ટસવાળાને તરત પસંદગી મળશે. અંગ્રેજીનું સારૂં જ્ઞાન જરૂરી છે.

*

હિટલરના જોડીદાર જનરલ ગોરિંગની બાવન વર્ષની પત્ની ફ્રો એમી ગોરિંગ, નાન્ડોનિયન પહાડોના જંગલમાં હન્ટર્સ લોજમાં તેની આઠ વર્ષની પુત્રી ઇડા સાથે રહે છે, તે ખેડુતનાં કપડાં પહેરે છે, ફાટેલા જોડા પહેરે છે અને પોતાના નિર્વાહ માટે પાંચ માઇલ જંગલમાં ચાલીને લાકડાં પણ ફાડે છે. તે માને છે કે તેનો પતિ હરમાન ગોરિંગ, હિટલરની સ્મૃતિને વધુ પડતો વફાદાર બની રહ્યો છે, તે માટે તેની કીંમત તેણે ચુકવવી પડશે. તે પોતે પહેલાં જર્મન નટી હતી અને ફરીથી તે ધંધો સ્વીકારવા માગે છે.

*

તમાકુના વેપારીઓની એક સભામાં એડીનબરોમાં બોલતાં મિ. જહોન્ કેલકોનરે એવું ભાવિ ભાખ્યું હતું કે દરરોજ ૧૦થી ઓછી નહિ અને ૨૦થી વધારે નહિ એટલી સીગારેટ પોતાના ભાવિ પતિએ પીવી જ જોઇએ એવો

આગ્રહ કન્યા રાખશે. વધુમાં તેમણે જણાવ્યું કે વડા પ્રધાનના મોઢામાં ચૂંગી અથવા સીગારેટ તો હોવી જ જોઈએ.

*

આગ્રામાં એક માણસ કે જે માટી ખોદીને તેને વેચી પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે પોતાની કમનશીબીની દુર્દશા વર્ણવતાં જણાવે છે કે, તેને જમના નદી નજીક એક ખેતરમાં ખોદતાં ખોદતાં એક સીલબંધ ઘડો હાથ આવ્યો. તેનું ઢાંકણું ઉઘાડતાં તેમાંથી કેટલાક સિક્કાઓ તેમજ ઘરેણાં નીકળ્યાં. તેમાંથી પોતાને સાધન પ્રાપ્ત કરાવનાર ભગવાનને એણે સિક્કાઓ ધરાવી દીધા અને ઘરેણાં પોતાની પત્નીને આપ્યાં. પછી પત્ની દાગીના લઈને પોતાને છોડીને પોબાર થઈ ગઈ છે. હવે એની પાસે માત્ર માટી લઈ જવાને બે ગધેડાં ને એક કોદાળી જ મિલ્કતમાં રહ્યાં છે.

*

ગોન્ડામાં એક મરણ પામેલા માણસને ફરી જીવતો થતો જોવાનું આશ્ચર્યકારક દૃશ્ય લોકોએ નિહાળ્યું હતું. એક માણસ કે જેને મૃત્યુ પામેલો માની અયોધ્યા લઈ જવામાં આવતો હતો તે દરમિયાન તે એકદમ અણધાર્યો બેઠો થઈ જતાં લોકોનું એક ટોળું તે જોવાને ભેગું થઈ ગયું હતું.

*

ગાંધીજી લખે છે:.

જેણે સુરતના પાટીદાર આશ્રમમાંથી શ્રી નરહરિ પરીખને એક પ્રશ્ન કર્યો, તે જ બાઈ બીજો સવાલ કરે છે:

'લગ્ન કરવું ને સ્વરાજ ન મળે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું, એ બંને વસ્તુ અસંગત છે. જો બ્રહ્મચર્ય પાળવું જ હોય, તો લગ્ન કરવાની [illegible]મિતી સમેને જો લગ્ન કર્યું, તો બ્રહ્મચર્યને [illegible] કાપવાની કંઈ જરૂર નથી. મનુષ્ય [illegible]નું પ્રાણી છે. લગ્ન જેવી પવિત્ર સંસ્થાને ઉત્પન્ન કરીને એણે સમાજમાં વ્યવસ્થા અને ન્યાય સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે. જો લગ્નસંસ્થા ન હોત, તો જાતીય પ્રશ્ન માટે ઘર, શેરી ને ગામમાં અનેક પ્રકારના ઝઘડા થાત.

અલબત્ત, લગ્ન પછી કામવૃત્તિના દોર છૂટા મૂકી દેવાનું કોઈ કહેતું નથી. એમાં સંયમને સ્થાન છે જ, અને સંયમથી જ ગૃહસ્થાશ્રમ શોભે છે. પરંતુ લગ્નનો મુખ્ય ઉદ્દેશ તો સ્ત્રી અને પુરુષે સાથે રહીને એકબીજાનો વિકાસમાં કામવૃત્તિને મર્યાદામાં રાખીને સંતોષવાનો મુખ્ય ઉદ્દેશ રહેલો હોય છે, એ કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. હવે નવદંપતી પાસે સ્વરાજ મળે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લેવડાવવી, એટલે એમના જીવનમાં એક દંભનો ઉમેરો કરવો. આમાંથી દંપતીની વિકૃતિ થવાનો સંભવ હોય છે. જો દંપતી અસામાન્ય કક્ષાનાં મનુષ્ય હોય, તો લગ્ન-બંધનમાં પડવાની ના જ પાડે. પરંતુ લગ્ન કર્યાં એનો અર્થ એમ થયો કે, આ દુનિયામાં હરતાં ફરતાં સામાન્ય માનવી જેવાં જ છે. એ તો ઠીક થયું કે, વરે પાછળથી ખુલાસો કર્યો કે, કન્યાનો માતા થવાનો હક પોતે છીનવી શકે તેમ નથી. આ વાક્યથી બાપુની એક રીતે લાજ રહી, એમ કહીએ તો ચાલે. બાકી બ્રહ્મચર્યને નામે દંભને પોષણ મળ્યા સિવાય બીજું થવાની ભાગ્યે જ આશા રાખી શકાય. ('હરિજન બંધુ'માંથી)

*

*અમેરિકામાં અનાજ તપાસ કમીટી શ્રીમતી* પર્લબકના પ્રમુખ પદે નીમાઈ છે તેના તરફથી હિંદની મુલાકાતે જે મીશન આવ્યું છે તેમાં મીસ લીલીયન સ્મીથ, (લેખક અને પત્રકાર), મીસ મેરી જીન કેમ્પનર (ન્યુસપેપર એન્ટર પ્રાઇઝ પ્રતિનિધિ), મીસીસ ડોરોથી ડંબર બ્રોમલે (હેરાલ્ડ ટ્રીબ્યુન ન્યુયોર્ક) અને મીસીસ બ્રેડલી સ્મીથ ફોટોગ્રાફરનો સમાવેશ છે.

# કેટલાક સાચા

# કિસ્સાઓ

જોગેશ્વરી (મુંબઇ)માં આવેલ મસ્જિદના કાઝીની મરિયમબીબી નામની ૧૮ વર્ષની છોકરીના એક પઠાણ સાથે લગ્ન કરવાનું નક્કી થયું. એટલે બધા મુલ્લાં પાસે લગ્ન કરાવા ગયાં, ત્યાં એ છોકરીને પેલા શખ્શે પુછ્યું કે, તેણે તેના ભાઇનો પણ પતિ તરીકે સ્વીકાર કરવો પડશે. આથી એ છોકરી પેલા સાથે લગ્ન કર્યા વિના જ પોતાના ઘેરે ચાલી આવી. આ બનાવ બન્યા પછી થોડા દિવસ બાદ પેલો પરણવા આવનાર અને તેના ભાઇ અને સાથીદારો મરિયમને ઘેર આવી તેને બળજબરીથી મુંબઇ ઉઠાવી જઇ નાગપાડા નામના લત્તામાં રાખી હતી. પાછળથી છોકરીના બાપે પોલિસમાં ફરિયાદ કરતાં છોકરીને અને એને ઉપાડી જનાર બદમાશોને પકડી પાડી બદમાશો સામે કેસ કર્યો છે. એ કેસ નીચલી કોર્ટમાંથી સેશન્સ કમીટ કરવામાં આવ્યો છે.

*

થોડા દિવસ પર લખનૌમાં એક શ્રીમંત ગૃહસ્થની પુત્રીના લગ્ન હતાં. જાન માંડવે આવી ગઈ હતી. પછી વર પક્ષવાળાઓએ કન્યા માટે સાડીલુગડાં મોકલ્યાં. પરંતુ એમાંથી એક સાડી કન્યાને ન ગમી એટલે તે બદલવવા માટે વર વાળાઓને પાછી આપવામાં આવી. એમણે એ બદલી બીજી સુંદર સાડી લેવા ત્યાંના બધા બજારો ખૂંદ્યાં, પણ સારી સાડી ન મળી, એટલે કન્યાનાં પિતાએ વરને વગર પરણ્યે જ પાછો કાઢયો.

*

જૂનાગઢ પાસેના ઉના ગામના આધેડ વયના શ્રી હરિલાલ શાહ વિધૂર હોવાથી વડોદરે કન્યા શોધવા આવ્યા હતા. વડોદરામાં પૂછપરછ કરતાં એમને કેટલાક બદમાશોનો ભેટો થઇ જતાં તેમણે એક ઠાકરડાની છોકરીને વણિકની છોકરી ઠરાવી રૂા. ૯૦૧ માં વેચી, પરંતુ પોલિસને આ બાબતની ખબર પડી જતાં છોકરીની અને તેને પરણાવનારાની ધરપકડ કરતાં બધી પોલ ખૂલી ગઇ છે. આથી એ બિચારા શાહ વગર પરણ્યે જ પાછા ફર્યા.

*

થોડા દિવસ પર સિરોહીના ખાનદાન ગણાતા સિંધી વેપારી ચંદનમલે પોતાની ૧૭ વર્ષની પુત્રી કુ. ધરમને સાત હજાર રૂા. અને ૧૦૦ તોલા સોનું લઇ એક ૩૩ વર્ષના આધેડ સાથે પરણાવી છે.

કુ. ધરમના દાદાને આ લગ્નની ખબર પડતાં પોતાના પુત્રને તારથી ખબર આપીઃ ' ધરમને એ આધેડ સાથે પરણાવો નહિ. ' છતાં પિતાની લાગણીની દરકાર ન કરતાં કુ. ધરમને પેલા આધેડ સાથે પરણાવી દીધી.

*

સોસ્યલ વેલફેર ખુબ જ અજાયબી ભર્યા સમાચાર આપે છે. ચીનમાં પેથીંગથી દશ માઇલ દૂર આવેલા સ્થળે બનેલો બનાવ છે. ત્યાં રહેતી ચેંગસિયાવો નામે ૩૬ વર્ષની વયની એક સ્ત્રીએ એકી સાથે આઠ બાળકોને જન્મ આપ્યો છે. બાઇને ૧૧ માસ પર ગર્ભ રહ્યો હતો. આ બનાવથી આજુબાજુની વસ્તીમાં કુતૂહલ વ્યાપ્યું છે.

*

લાહોરમાં દુનિયાદારીના સંતાપથી કંટાળેલાં એક ગુજરાતી દંપતીએ ઝેર વડે આખા કુટુંબનું મરણ નીપજાવ્યાનો કરૂણ કિસ્સામાં માતાપિતા સહિત ત્રણ બાળકો મરણ પામ્યાં છે. કુટુંબનો મુખ્ય માણસ મણિલાલ એક કાગળ પોતાની પાછળ મૂકી ગયો છે. તેમાં

તેણે જણાવ્યું છે કે, જીવનની જંજાળમાંથી છૂટવા માટે અમે અમારાં બાળકોને સાથે લઇ જઇએ છીએ.

*

સુરતમાં રાત્રે લાલગેટથી સ્ટેશન તરફ જતી બે યુવતીઓ પાછળ એક છેલબટાઉ જેવો જુવાન પડયો હતો. તેણે ધીમે ધીમે મશ્કરી કરવા માંડી ને તે પછી રૂ. ૫૦ની રકમ આપવાની લાલચ બતાવતાં એક યુવતીએ ભાગળ નજીક તે છેલબટાઉને વાળ પકડી તમાચા ને મુક્કા માર્યા હતા; પરિણામે તે જુવાન નાસી છૂટયો હતો.

*

પાંચકુવા વલીમોલાતમાં રહેતી મહીવલ બીબીની સગીર છોકરીનાં લગ્ન થવાનાં હતાં તેને પોતાના મકાનમાંથી ઉઠાવી જવાના તથા ઘરમાંથી દાગીના ચોરી જવાના આરોપ માટે મહીવલ બીબીએ દિલ્હી દરવાજા બહાર રહેતા ઉસમાન ઇસ્માઇલ તથા તેની સગીર વયની છોકરી સામે પોલિસમાં ફરીયાદ કરી છે.

*

હરસોલ પોલીસ થાણાના છનાપુર ગામમાં રહેતા બાલુસિંગ કાલુસિંગ નામના યુવાન રજપૂતે ગૃહકલેશના કહેવાતા કારણે પોતાની યુવાન ગર્ભવતી પત્નીના પેટમાં કોદાળીનો હાથો મારતાં તેનું ત્યાં તુરત જ મરણ થયેલું. આ બનાવ અંગે પોલીસે સદરહુ બાલુસિંગને ખૂન કરવાના આરોપસર પકડી કેસ કર્યો છે.

*

ચેસ્ટરટાઉનમાં એક બાળકીના યહુદી માબાપે હોસ્પીટલ ઉપર નુકસાનીનો દાવો માંડયો છે. હોસ્પીટલમાં માતાએ એક બાળકને જન્મ આપ્યો હતો, તે છોકરી હતી. પણ હોસ્પીટલે ભુલથી છોકરો હોવાની ખબર તેના બાપને આપી. આથી બાપે છોકરાની સુન્નતની ધામધુમની તૈયારીમાં શિલીંગ ૫૨૦૦ ખર્ચી નાખ્યા હતા. એ ખરચેલા નાણાં પાછા મેળવવાનો નુકસાનીનો દાવો હોસ્પીટલ પર માંડવામાં આવ્યો છે.

*

નૈનીતાલ યુનિવર્સિટીના બાયોલોજીના પ્રોફેસર વેદવ્રત સાથે એવલીન કોરીનો નામે ૧૭ વર્ષની અમેરિકન કુમારિકાએ લગ્ન કર્યા છે. વેદવ્રત હાલ અમેરિકાની સ્ટાનફર્ડ યુનિવર્સિટીમાં સરકારી સ્કોલરશીપ લઇ અભ્યાસ કરે છે. એવલીને વેદાંત ધર્મ સ્વીકાર્યો છે. તેનાં આ કૃત પ્રત્યે તેના માતાપિતાની પણ સંમતિ છે.

*

નોઆખલીમાં લગભગ ત્રીશ માણસો (જેમાં મુખ્યત્વે હાથમાં બાળકો સાથે સ્ત્રીઓ હતી) એ રસ્તાઓ પર ભુખ કુચ કરી હતી ને તેઓ સામગ્રી અધિકારીઓની કચેરીએ ગયાં હતાં ને ત્યાં જઇને તેમણે ખોરાકની માગણી કરી હતી. સામગ્રી અધિકારીએ તેમને સીધાસીધીઓ પર લગભગ પચાસ મણ ચોખા આપ્યા હતા.

*

રાયાપેટાહમાં બે જુવાન મલાયમ બહેનો કુવામાં પડી જતાં ડુબીને મરણ પામી હતી. બંને બહેનો કુંવારી ને અનાથ હતી. બંને બહેનો કુવા પર ગઇ હતી તે પછી થોડી વારે ધમાકો થતાં બે ઘરમાં રહેતા અન્ય ભાડુતોએ બુમાબુમ કરી હતી. કન્યાઓના સગાંવ્હાલાંએ કુવામાં ઉતરી તેમને કાઢવાના પ્રયાસ કર્યા પણ તે ફોગટ ગયા હતા.

*

મુંબઇમાં વૈષ્ણવ સંપ્રદાયના પુષ્ટી માર્ગીય વિદ્વાન આચાર્ય ગોસ્વામી મહારાજ શ્રી ગોકુળનાથજી મહારાજના ત્રીજા લાલજી શ્રી દીક્ષિતજીએ બોરીવલી ખાતે એક પત્ની હયાત હોવા છતાં અને તેને પાંચ પુત્રો હયાત હોવા છતાં બીજીવાર લગ્ન કર્યાં છે. શ્રી દીક્ષિતજી મહારાજનાં પ્રથમ પત્ની માનસિક બિમારી ભોગવી રહ્યાં છે તેને લઇને તેમણે આ પગલું ભર્યું છે એમ કહેવાય છે.

*

અમૃતસરમાં એક લગ્ન પ્રસંગે હિંદુ વરરાજાએ એક મોટર, એક રેડિયો અને આધુનિક ફરનીચરની દહેજ તરીકે માગણી કરતાં, કન્યા વગર-પાછું ફરવું પડયું હતું. એમ બન્યું કે કન્યા પોતાના માબાપની છેલ્લી વિદાય લેતી હતી, ત્યારે વરરાજાએ છોકરીના બાપ સમક્ષ ઉપલી માગણી કરી. કન્યાના બાપે તેના સંબંધીઓની સલાહ લઈ છોકરીને વરરાજાની જાન સાથે નહિ મોકલવા જણાવ્યું. પુષ્કળ તકરાર થયા પછી આખરે વરરાજા કન્યા વગર ચાલ્યા ગયા.

*

માંડલાનાં ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ મી. જે. એસ. ચૌહાણે ૧૧ આરોપીઓ સામે ગેરકાયદે કૃત્યો કરવાના આરોપસર કેસ ચલાવી તેમાંના ૧૦ ને બે થી ચાર વર્ષની જુદી જુદી મુદતની સખ્ત કેદની સજા ફરમાવી હતી જેમાં બે સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે. આ સ્ત્રીઓ એક નામચીન આંતરપ્રાંતિય ટોળી સાથે સામેલ હતી અને એ ટોળી સ્ત્રીઓનાં અપહરણ કરી તેનો વેપાર ચલાવતી હતી. આ ટોળીએ સગીર વયની છોકરીઓનાં અપહરણ કરી તેમને વધારેમાં વધારે દામ આપનારને વેચી દેવાનું કાવતરું કર્યું હતું.

*

અમદાવાદમાં સાંકડી શેરીમાં હજીરાની પોળ પાસે ડાહ્યાભાઈ લક્ષ્મણદાસ પટેલનાં પત્ની શ્રી. નર્મદાબહેન રાત્રે રેડીઓ સાંભળી નીચે પોતાના મકાનનું બારણું બંધ કરતાં હતાં ત્યારે પોલીસે ગોળી મારી તેને પરિણામે તેમનું અવસાન થયું. તે સંબંધમાં તે પોળના રહીશો સાથે શ્રી. ચારુમતી યોધ અને ઉષાબહેન યોધે તે સંબંધી તપાસ કરવા અરજી કરી છે, કેમકે માત્ર ડોમી દેવથી એ પોલીસે શાંત વાતાવરણમાં એ બાઈ ઉપર ગોળી છોડી હોવાનું તેમણે જણાવ્યું છે. નર્મદાબહેનનું મૃત્યુ સમયનું નિવેદન લેવાયું છે તેમાં પણ આ જ હકીકત હોવાનું સંભળાય છે.

## સ્વીકાર

**અસ્વીકારઃ** મૂળ લેખક શ્રી. સૌરિન્દ્રમોહન. અનુવાદક શ્રી. મોહનલાલ ધામી. પ્રકાશકઃ શ્રી. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ ( કાઠિયાવાડ ) પાકું પુંઠું કિંમત રૂ. ત્રણ.

બંગાળી નવલકથાઓમાં નામના મેળવનાર શ્રી. સૌરિન્દ્ર મોહનની આ નવલકથા નવું દૃષ્ટિબિંદુ રજુ કરે છે.

**આંબળાની પડી.** અમદાવાદના રાયપુર આકાશેઠ કુવાની પોળવાળા એમ. એમ. ખંભાતવાળા તરફથી આંબળાની પડી અમને મળી છે. તે પડી તેલ ઉકાળવા માટે છે. આ પડીથી તેલ ઉકાળવા માટે નીચેની રીતે બનાવવું. મસાલો પહોળા વાસણમાં ( થાળામાં ) કાઢી ત્રણ રૂપીઆભાર પાણી નાંખી મસળી નાંખવો. તે મસાલો કોપરેલ અથવા મગફળીના તેલમાં તરત નાખી દેવો. મસાલાને ચોવીસ કલાક પલળવા દેવો. પછી ધીમા ( ઓછા ) તાપે બે ત્રણવાર ઉભરા આવે (તેટલી જ વારથી દસ મીનીટમાં જ પાણી બળી જાય છે) એટલે સગડી ઉપરથી વાસણ ઉતારી લઇ ઢાંકી દેવું. બીજે દીવસે લુગડાથી ગાળી લેવું. આ ઉપરાંત વધારે ખુશબોદાર તેલ બનાવવા માટે આ બોક્ષમાં સુગંધ કરતી તેલની શીશી હોય છે તે નાંખી હલાવી બાટલા ભરી લેવા. આ તેલ ખાત્રી લાયક ગુણકારી સુવાપીત બને છે એટલે દરેક કુટુંબમાં પહેલી પસંદગી થાય છે.

**સુચનાઃ**—બહુ ઉકાળી તેલ બાળી નાંખવાથી વાસણ ખરાબ થઇ જાય છે. માટે દસ મીનીટમાં સગડી ઉપરથી ઉતારી લેવું. ગરમ તેલમાં સુગંધીની બાટલી નાંખવી નહિ. તેલ ઉભરાઇ ન જાય માટે વાસણ ત્રણ ગણું મોટું લેવું. આંબળાની પડીમાં એક સો તોલા તેલ લેવું. બ્રાહ્મી–બોરસલી. અને મેંદીની પડીમાં પચાસ તોલા તેલ લેવું. ધુપેલની પડીમાં એક-સો આઠ તોલા તેલ લેવું.

# સ્ત્રી-જગત  સમાચાર

કસ્તુરબા સ્મારક ટ્રસ્ટ મંડળની કાર્યવાહક સમિતિમાં શ્રી. મૃદુલાબેન, શ્રી. ગોશીબહેન કેપ્ટન અને શ્રીમતી આર્યનાયકમ ચુંટાયાં છે.

*

ચીતાગોંગ જીલ્લામાં રેલ સંકટમાં સપડાયેલાને મદદ કરવા શ્રીમતી સેનગુપ્તાએ ફંડ માટે અપીલ કરી છે.

*

પાટણની એક યુવાન છોકરીને પોતાનો વર ગમતો ન હોવાથી તેણે સાસરે જવાની ના કહી, છતાં માબાપે પરાણે મોકલી ત્યારે રસ્તામાં કુવે પડી આપઘાત કર્યો.

*

પૂના કાઉન્સીલ હોલ પાસે અંગ્રેજકરવાદી ટોળાએ દેખાવો કરવાના ગુન્હા માટે પકડવામાં આવ્યાં તેમાં શ્રીમતી અહિંતાબાઇ અને શ્રીમતી ગીતાબાઇ ગાયકવાડ વગેરે ચાર બહેનો પણ પકડાઇ હતી.

*

છરવાડા ગામની બે છોકરીઓ દરીઆ કાંઠે ઢોર ચારવા ગયેલી તે જુવાળમાં તણાઇ ગઇ.

*

ચીનમા ચીંઘાઇ પ્રાંતમાં મુસ્લીમ કન્યાઓ માટે સાત નવાં વિદ્યાલયો ખોલવામાં આવ્યાં છે.



*

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે જર્મનીમાં લક્ઝંબર્ગમાં ભરાનારી આંતર રાષ્ટ્રીય મહિલા પરિષદમાં જવાનું માંડી વાળ્યું છે.

*

વડોદરાના ડૉ. ઠાકોરભાઇ પટેલે પોતાની યુવાન પત્ની અને બે બાળકો હયાત છતાં લેડી ડોક્ટર શ્રી. ઇન્દુમતી હોસંગડી સાથે મુંબઇમાં સ્નેહલગ્ન કર્યું.

*

અ. હિંદ મહિલા પરિષદની મુંબઇની શાખાએ લેડી રામરાવના પ્રમુખપદે 'અનાજ દિન' ઉજવ્યો હતો.

*

શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયને લોક પ્રતિનિધિ સભાના સભ્યોની ચુંટણીમાંથી ખસી જવાની રાષ્ટ્રપતિએ મંજુરી આપી હતી.

અમદાવાદના શેઠ શાન્તીલાલ મંગળદાસ તરફથી પંચગનીમાં પચાસ હજારની કિંમતના બંગલો અને ધર્મશાળા ગાંધીજીને કસ્તુરબા ટ્રસ્ટ ફંડના કાર્યમાં વાપરવા ભેટ મળ્યાં છે.

*

કેનેડાની સરવીસમાં કામ કરતી ૩૧૦૦૦ પરણેલી સાબાગ્યવતીઓને તેમનાં આઠ હજાર બાળકો સહિત તેમના વતન કેનેડામાં સહીસલામત પહોંચાડવામાં આવ્યાં છે.

*

પેલેસ્ટાઇનમાંની બ્રીટીશ નીતિ સામે વિરોધ તરીકે અમેરીકન યાહુદી કોંગ્રેસના પ્રમુખના પત્ની મીસીસ સ્ટીવને પોતાને મળેલ ઓ. બી. ઇ.નો ખિતાબ સ્વીકાર્યો નહિ.

*

જામનગરની એક સધવારી બાઇને ધર્માંતર કરાવી ઘરમાં બેસારવા જૂનાગઢ ઉપાડી ગયેલ મેમણ ઉપર સધવારાએ કેસ કર્યો છે.

*

વઢવાણમાંથી સ્ત્રીઓને ઉપાડી જઇ વેચી નાખવાનો ધંધો કરનાર એક ટોળી પકડાઈ છે.

*

ડભોઇમાં એક લેડી દાક્તરની દેખરેખ નીચે પ્રસુતિગૃહ શરૂ થયું છે.

*

મુંબઇમાં ગ્રાન્ટરોડથી શાન્તાક્રુઝ જતાં પારસી બાનુ હિલ્લુબાઇ જાલ કોલાહ કચરાઇ મુવાં.

*

બેગમ આગાખાન માટે પંદર હજાર રૂપીઆના હીરા ચોડેલી સાડી તૈયાર થઇ છે તે આફ્રીકામાં ના. આગાખાનના હીરક મહોત્સવ પ્રસંગે પહેરશે.

*

મુંબઇ સ્કુલ કમીટીના સેક્રેટરી કુ. કપીલા બહેન ખાંડવાળા ઓગષ્ટથી નિવૃત થનાર છે.

*

આસ્ટ્રીલીઆના હાઇ–કમીશ્નર સર રઘુનાથ પ્રાંજપેના પત્ની શ્રીમતી શકુંતલા પરાંજપે એ ભાષણ કરતાં જણાવ્યું કે કોમી રમખાણ માટે બ્રીટીશ રાજદ્વારી નીતિ જવાબદાર છે.

*

રાજુલાના મં. સ્વ. પુરીબહેન પુરૂષોતમ જુતાનું અવસાન થયું. તેમના પુત્રોએ રાજુલામાં પ્રસુતીગૃહ માટે પંદર હજાર અને બીજી સંસ્થાઓને સોળ હજાર રૂપીઆનું દાન કર્યું.

*

બલમાંમડા (તા. ધંધુકા) માં એક કેળાણબાઇની બહાદુરીથી બહારવટીયાને હાથે ગામ લુંટાતું બચી ગયું.



કલકત્તામાં અખીલ હિંદ મહિલા પરિષદની ખડી સમીતીની બેઠક શ્રી. હંસા બહેન મહેતાના પ્રમુખપદે મળી હતી અને હિંદી મહિલાઓનું હકકનામુ અને ખરડો તૈયાર કર્યો હતો.

*

પુનામાં મુંબઇની ધારાસભા સમક્ષ એક ઉપર બીજી પત્ની કરનારને ફોજદારી કાયદાની ૪૯૪ અને ૪૯૫ કલમ હેઠળ ગુન્હેગાર ગણી સજા કરવા માટે એક ખરડો રજુ થયો છે.

*

બાતુર (હૈદ્રાબાદ)માં મહારાષ્ટ મહિલા પરિષદનું બીજું અધિવેશન સૌ. માનકુંવરબાઇ ફીરોદીઆના પ્રમુખપદે ભરાયું હતું. એ પરિષદ સ્ત્રીઓના વીશ મંડળો ચલાવે છે.

*

વરાડામાં મળનારી આગામી મહિલા પરિષદના પ્રમુખ તરીકે લેડી રામરાવ ચુંટાયાં છે.

જગન્નાથપુરીમાં રથજાત્રાને દિવસે ઓરીસાના ગવર્નરનાં પત્ની શ્રીમતી લેડી કુસુમબહેન ત્રીવેદીએ રથ ખેંચવામાં તેમના પતિએ ભાગ લીધો ત્યારે ત્યાં હાજરી આપી હતી.

*

મુંબઇ મધ્યસ્થ ધારાસભાના સભ્ય અને કામદાર આગેવાન શ્રી. મણીબહેન કારાના ઘરમાંથી દશેક હજારનું ઝવેરાત ચોરાયું.

*

મહેસાણા પાસે બોરૂ ગામમાં એક જૈન સાધ્વીજી ઉપર ઠાકરડાએ હુમલો કર્યો હતો તેની ધરપકડ થઇ છે.

*

લંડનમાંથી પુરૂષો પરદેશ જઈ બીજાં બીન કરતા હોવાથી સરકારે હવે પછી પરદેશ જતા પુરૂષોની પત્નીઓની લેખીત રજા વગર પાસપોર્ટ આપવાની ના કહી છે.

*

સુરતના ફુલવાડાના કુ. હંસાકુમારી ઉમીઆશંકરે તેમની જ્ઞાતિના શ્રી. નવનીતલાલ માધવલાલ સાથે સ્નેહ લગ્ન કર્યાં.

*

આંધ્ર કોંગ્રેસ ચુંટણીમાં ઉભા થયેલ ઝગડાની તપાસ કરવા કમળાદેવી ચટ્ટોપાધ્યાય નીમાયાં છે.

*

૮ પાલીતાણામાં એક દરજણે અગ્નિ સ્નાન કર્યું. ઘંટી ગામમાં ભરવાડણબાઇએ કુવો પૂર્યો. તે બન્નેને બચાવી લીધેલ છે.

*

બ્રિટનની રાજગાદીના વારસ પ્રિન્સેસ એલીઝાબેથને લંડન વિદ્યાપીઠે સંગીત સ્નાતકની માનદ ડીગ્રી આપી.

*

નિઝામ હૈદ્રાબાદ સ્ટેટના રાયપુર જીલ્લામાં આવેલી આનાગુંડી જાગીરનાં રાણી શ્રી. કુપમ્માના ૧૦૨ વર્ષની વયે અવસાન પામ્યાં.

*

ઇદોર નરેશના પુત્રી રાજકુમારી ઉષાદેવી તેમના માંદા પિતાની ખબર કાઢવા અમેરિકા જઇ પહોંચ્યાં છે. તેઓ હાલ બોસ્ટનમાં છે.

*

ગોવામાં લગ્નની કંકોત્રીઓ માટે પણ સેન્સરની પરવાનગી લેવી પડે છે.

*

પટણા જીલ્લામાં બિહાર શરીફ પાસે અંધના ગામમાં થયેલ કોમી હુલ્લડમાં બાર માણસો મરાયાં તેમાં એક સ્ત્રીનું શબ પણ હતું.

*

કલકત્તામાં કુમરાળ બજારમાં કાન્તાબહેન નામની દરજણ બાઇ સુસો સળગાવતાં દાઝીને ગુજરી ગયાં.

કેલીફોર્નિયાના પાલોઆલ્ટોની અમેરિકન હાઇસ્કૂલમાં અભ્યાસ કરતી ૧૭ વર્ષની એવલીન ફોરીવો નામની અમેરિકન યુવતીએ વેદાંત ધર્મ સ્વીકારી નૈનીતાલ વિદ્યાપીઠના માજી પ્રાધ્યાપક શ્રી વેદવ્રત સાથે લગ્ન કર્યાં. યુવતીના માબાપે લગ્નની મંજુરી આપી હતી.

*

સુરતના સુરતી વીસા ખડાયતા જ્ઞાતિના કેળવણી ફંડમાંથી વિદ્યાર્થીનીઓને ફી તેમજ પુસ્તકો અપાતાં તે આ વર્ષેથી કન્યાઓને આપવાનું બંધ થયું છે.

*

પંચમહાલ જીલ્લાના કાર્યકર્તાઓમાંથી ડૉ. રતિલાલ શાહે શ્રી. ચંદ્રિકાબહેન સાથે, શ્રી. યોગેશ દેસાઇએ શ્રી. મીનાબહેન સાથે, અને શ્રી. નવલ કિશોરભાઇએ શ્રી. કુસુમ બહેન સાથે જ્ઞાતિનાં બંધનો તોડી પોતાની ઇચ્છાથી લગ્નબંધનથી જોડાયાં.

*

ગોવામાં ડૉ. લોહીઆની ધરપકડ થતાં ૪૦ છોકરીઓએ વત્સલા કીર્તનેનીની આગેવાની નીચે સરઘસ કાઢયું હતું. પોલીસે કુ. વત્સલાને પકડી હતી પણ તેની નીડરતા જોઇ છોડી મૂકી.

*

આરડોલી તાલુકા સમિતિમાં શ્રી. મંગળાલક્ષ્મીબહેન તથા શ્રી. દિવાળીબહેન ભક્ત ચુંટાયાં.

મુંબઇ સરકારના મજૂર ખાતાનાં શ્રીમતી કૃષ્ણાબાઇ વાઘ, આંતરરાષ્ટ્રીય મજુર સંઘના સ્ત્રી-કામદાર વિભાગની એક પરિષદમાં હાજરી આપવા માટે વિમાન મારફત મોન્ટ્રીયલ રવાના થયાં છે. પરિષદ જુલાઇની આઠમીએ શરૂ થઇ.

*

નવસારી શહેર સુધરાઇમાં શ્રી. વીરમતી બજારંતરાય એરવાળા સભ્ય તરીકે વડોદરા સરકાર તરફથી નીયુકત થયાં.

*

લોક પ્રતિનિધિ સભામાં નીચેની બહેનોને ઉમેદવારી કરવાની કોંગ્રેસે મંજુરી આપી હતી. અને બધાં જ બહેનો ચુંટાયાં.

યુ. પી.માંથી શ્રી. સુચિતા ક્રિપાલની, શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત, શ્રીમતી કમળા ચૌધરી, શ્રીમતી પૂર્ણિમા બેનરજી અને શ્રીમતી મેનન; ઓરીસામાંથી શ્રીમતી માલતી ચૌધરી; મુંબઇમાંથી શ્રી. હંસાબહેન મહેતા; બંગાળમાંથી શ્રી. લીલા રોય; મદ્રાસમાંથી શ્રી. અમ્મુ સ્વામીનાથન, શ્રી. સરોજીની નાયડુ, શ્રીમતી દુર્ગાબાઇ, શ્રી. વેલાયુધન; મધ્યપ્રાંતમાંથી રાજકુમારી અમૃતકુંવર; પંજાબમાંથી બેગમ શાહનવાઝ લીગ તરફથી ચુંટાયાં.

અમદાવાદના શ્રીમતી સરલાબહેન કસ્તુરભાઈ શેઠ વિમાન માર્ગે અમેરિકા ગયાં.

*

મુંબઇ મ્યુનિ. સ્કુલ કમીટીના મંત્રી કુ. કપીલાબહેન ખાંડવાળા આંતરરાષ્ટ્રીય કેળવણી પરિષદમાં હાજરી આપવા આસ્ટ્રેલીયા ગયાં. ત્યાં તેઓ સીડનીમાં મળનારી મહિલા પરિષદમાં અખીલહિંદ મહિલા પરિષદના પ્રતિનિધિ તરીકે હાજરી આપશે.

*

લંડનમાં વિજય દિન પ્રસંગે થયેલ કૂચમાં હિંદી સહાયક સ્ત્રી દળ ( વેક )ના સભ્યોને કૂચ કરવા દેવામાં આવી ન હતી.

*

આફ્રીકામાં મોનરો ન્યોર્જીઆમાં એક ગોરા તોફાની ટોળાંએ મોટરમાં બેઠેલાં બે હબસી સ્ત્રીઓ અને તેમના પતિઓને ઠાર માર્યા.

*

ઘાટકોપરમાં બાલકન્-જી-બારીની શાખાના ઉત્સાહી કાર્યકર શ્રી. દમયંતીબહેન વખારીઆનું અવસાન થતાં તેમની યાદમાં તેમના પિતાએ બે હજાર રૂપીઆનું શીશુ પુસ્તકાલયને દાન કર્યું.

*

ઝરીઆમાં ધનમાઈ રોટરી ક્લબની શરૂઆત થઈ છે.



મુંબાઇ ધારાસભામાં શ્રી. લીલાવતી મુનશીએ બહુ પત્નીત્વ ઉપર અને કજોડાં લગ્ન ઉપર અંકુશ મૂકતું બીલ રજુ કર્યું હતું. તે સીલેકટ કમીટીને સોંપાયું છે. તે કમીટીમાં શ્રી લીલાવતી મુનશી શ્રી. તારાબહેન મોડક શ્રી. સુમતીબાઇ ગોરે વગેરે ચુંટાયાં છે. છુટાછેડાનું બીલ પણ થોડા વખતમાં રજુ થશે.

*

કલકત્તાની એક હોસ્પીટાલમાં એક બાઈને ચાર છોકરીઓ એકી સાથે જન્મી છે ને ચારે મરેલી જન્મી હતી. અને અડધા રતલથી બે રતલ સુધીનું તેમનું ચારનું વજન હતું.

*

સુરતમાં સલાવત પરાની એક બાર વર્ષની બાળાને ભગાડી જઈ તેના પર બળાત્કાર કરવાના ગુના માટે બે દુંબળાઓને સેશનકમીટ કર્યા

લંડનમાં રોટી અને લોટની માપબંધી થવાની જાહેરાતથી બ્રીટીશ ગૃહિણીમંડળ માપબંધી સામે મોરચો માંડનાર છે એક સ્ત્રી નિવેદક જણાવે છે કે આ માપબંધીથી જે અનાજ બચશે તે યુરોપના કાળા બજારમાં જશે.

*

મુંબઇમાં મલબાર હીલ ઉપરનો વોર્ડનરોડ હવેથી ભુલાભાઇ દેસાઇ રોડ નામે ઓળખાશે કેમકે તે રસ્તા પર સ્વ. દેસાઇનું મકાન આવેલુ છે.

*

વડોદરામાં શ્રી. આત્મારામજી મેમોરીયન આર્ય કન્યાશાળા ખુલ્લી મુકાઈ.

*

લીંબડીના શુકલ ગીરજાશંકર મણિશંકરે તેમની પુત્રી કુ. રમા મેટ્રીકમાં પાસ થવાથી જ્ઞાતિના સ્ત્રી કેળવણી ફંડમાં બે હજાર રૂપીઆનું દાન કર્યુ.

*

મુંબઈના દાઉદી વહોરા કોમના વડા આમાલનાં પુત્રી અતુલબાઇ શેઠ બંદર ઉપર પગ ધોવા જતાં લપસીને ઝરામાં ડુબી જવાથી અવસાન પામ્યાં.

*

મુંબઇમાં ખાલસા કોલેજ પાસે શીખ સ્ત્રીઓએ મંત્રી મીશનની દરખાસ્તોનો બહિષ્કાર કરવાનાં પ્રતિજ્ઞાપત્ર પર સહીઓ કરી હતી.

અમદાવાદમાં કુ. સુશીલા અર્દેન માણેકલાલ કુસુમગર પી. એ. ને હોમ ઇકોનોમીક્સ અને નર્સીંગના વિષયો માટે અમેરિકાની વટુમલ સ્કોલરશીપ બે વર્ષ માટે મળી છે. કર્વે યુનિ. અને લાલશંકર મહિલા પાઠશાળામાંથી આ સ્કોલરશીપ મેળવવાનું માન પ્રથમ આ બહેનને મળે છે. તેઓ વધુ અભ્યાસ માટે અમેરિકા જશે.

*

કપડવંજમાં પોતાની માતાનું નામ જોડીને શ્રી. ગજરાબાઈ મહિલા વિદ્યાલય સ્થાપવા માટે મુંબઇના બાટલીબોય કુ. વાળા શ્રી. વાડીલાલ મનસુખરામ પારેખે સ્ત્રીકેળવણી અંગે પંચોતેર હજાર રૂપિયાનું દાન કર્યું.

*

કોંગ્રેસની વર્કીંગ કમીટીમાં શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય ને સભ્ય તરીકે અને કુ. મૃદુલાબેન સારાભાઇને મંત્રી તરીકે લેવામાં આવ્યાં છે

*

પંદર વર્ષની એક કાઠિયાવાડી બાળાના અપહરણ માટે ઉમરેઠમાં શકમંદ માણસોને પકડી પોલીસે કેસ કર્યો.

*

નાગપુરમાં શ્રી. જોગલેકર વકીલને ઘેર તેમના પત્નીને ફેસલાની કાપડીઆનું નામ જણી વકીલના નામના નોટપેપરનો ઉપયોગ કરી કોઇ હરામખોર માલ ઉઠાવીને ઠગી ગયો.

વડીધારાસભાના નિયુક્ત સભ્ય શ્રી. મણીબહેન કારાએ આ માસની શરૂઆતમાં અમદાવાદની મુલાકાત લીધી હતી.

*

માઇસોર રાજ્યે ચાર વર્ષ પછી શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય સામેનો પ્રવેશબંધીનો હુકમ પાછો ખેંચી લીધો છે.

*

હથીઆર અને દારૂગોળો ચોરીને એકઠો કરવા માટે કલકત્તામાં કુમારી બિજયાસેનની ધરપકડ થઈ છે ને તેમને જામીન ઉપર છોડયાં છે.

*

મુંબઇની શ્રી. નાથીબાઇ ઠાકરશી વીમેન્સ યુનિવર્સિટીનો પદવીદાન સમારંભ દી. બ. કાજીના પ્રમુખપદે થયો તે વખતે શ્રી. માવલંકર દાદાએ મંગળપ્રવચન કર્યું.

*

દક્ષિણ આફ્રીકા સત્યાગ્રહમાં પકડાયેલ ડૉ. ગુણમ બહેનને સ્ત્રી હોવાને કારણે બે માસની સજા ફરમાવી ત્યારે તેમણે બધાની સાથે પોતાને છ માસની સજા કરવાનું મેજીસ્ટ્રેટને કહ્યું, પણ મેજીસ્ટ્રેટે ઇન્કાર કર્યો.

*

વડોદરા રાજ્યના પાદરા તાલુકામાં પાટોદ ગામના એક વૃદ્ધ ગૃહસ્થે પોતાની પત્ની તથા બાળકો હયાત છતાં ફરી લગ્ન કરવાનો નિર્ણય કર્યો છે.

લોક પ્રતિનિધિઓની ચુંટણીમાં યુરોપીયન સભ્યોએ મતાધિકારનો ઉપયોગ નહિ કરવાનો નિર્ણય કર્યો હોવા છતાં ઓરીસાની ધારાસભામાં મીસ મનરો નામના સ્ત્રીસભ્યે પોતાના મતાધિકારનો ઉપયોગ કર્યો હતો.

*

ખેરાળુ સુધરાઇમાં કન્યાશાળાના હેડમીસ્ટ્રેસ શ્રી. લલીતાબહેન સરકાર તરફથી સભ્ય નીમાયાં.

*

આફ્રીકામાં સત્યાગ્રહી બહેનો ઉપર ગોરા લોકોનો હુમલા સામે વિરોધ દર્શાવવા મુંબઇમાં મહિલા સમિતિ અને અન્ય સ્ત્રી મંડળોની એક સભા મળી.

*

શ્રી. ઇન્દુમતી શેઠે સુરતના મહિલા મંડળના આશ્રયે મળેલી સભામાં ભાષણ કર્યું

*

વધીગંજના મહિલાશ્રમમાં કસ્તુરબા ગ્રામ સેવિકા વિદ્યાલય ખુલ્લું મુકાયું.

*

પાટણમાં એક ડોશી પોતાના છોકરાની વહુને સુવાવડ આવવાની છે એવું કહી મદદ મેળવી પૈસા એકઠા કરતી હતી તે લોકોની તપાસમાં તદ્દન જુઠું નીકળ્યું તેથી ડોશી ગામમાંથી નાશી ગઇ.

આ માસિક સાથે પદ્મિની માસિક જોડી દેવામાં આવ્યું છે

# સ્ત્રી-જીવન

સંપાદક

મનુભાઇ જોધાણી

વર્ષ સાતમું — અંક અગિયારમો

સપ્ટેમ્બર ૧૯૪૬ — ભાદરવો ૨૦૦૨


અનુક્રમ.




વાર્ષિક લવાજમ

દેશમાં રૂા. પાંચ — પરદેશ દશ શીલીંગ

સ્ત્રી-જીવન કાર્યાલય

ઝવેરીવાડ : અમદાવાદ



વર્ષ સાતમું : ભાદરવો ૨૦૦૨ : સપ્ટેમ્બર ૧૯૪૬ : અંક અગિયારમો

# -વીંઝણો

સ્વ. મહાકવિશ્રી ન્હાનાલાલ દ. કવિ

દાંડી ફરતો વીંઝણો રમણે ચ્હડે, એમ નિજ ધરી ફરતી ધરતી રમણે ચ્હડી છે. પર્વમેળાઓનો ફજેતફાળકો ચકાવે ચ્હડે, એમ અહો ઉપગ્રહોનાં તેજ અંગોવાળી સૂરજમાળા આભના ચોકમાં ચકાવે ચ્હડેલ છે. એવો સૂરજ માળાયે કંઈ એક નથી; રાસઘેલી ગોપિકાઓ સમી, અનન્તી સૂરજ માળાઓ અનન્તા ગગનમંડળમાં ફૂદડીએ ફરે છે. પ્રકૃતિનર્તકીની સુન્દરીમાંની ફૂલગૂંથણી સમાં રાશિમંડળો અને નક્ષત્રાવળો મંડી ડોલે છે; માયા નટડીના ચણિયાની સોનારૂપલ મોતી ટાંકી કોર સમી મન્દાકિનીની કોર મંડી ઉછળે છે. કાળચકાવે વિરાજીને વિરાટ એમ ઘૂમણે ચ્હડ્યો છે.

નીલો કમળરંગ વીંઝણો, હો નન્દલાલ !
રઢિયાળો રતનજડાવ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો; હો નન્દલાલ !

અદ્ભુત એક બ્રહ્મવીંઝણો છે; અને વિશ્વોત્પત્તિના અધિષ્ઠાતા દેવ બ્રહ્માજી એ રઢિયાળો, નીલકમળરંગી, તારકાવલિના હીરા રત્નજડાવવન્તો બ્રહ્મવીંઝણો વીંઝે છે.

સોનાનો સૂરજ શોભીતો, હો નન્દલાલ !
રૂપેરી ચન્દની બિછાવ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !

એ બ્રહ્મવીંઝણાની મધ્યમાં સહસ્રકિરણી સૂર્યદેવ છે, અને એની ફરતી રૂપેરી ચન્દનીની બિછાવ છે. વિશ્વોત્પત્તિના અધિષ્ઠાતા દેવ બ્રહ્માજી એ બ્રહ્મવીંઝણો વીંઝે છે.

કોરે મોરે ભર્યા હીરલા, હો નન્દલાલ !
ઝાલરે ઝીક મેરી વેલ, મોરા નન્દલાલ !
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો, હો નન્દલાલ !

તારકાવલિના હીરલા એ બ્રહ્મવીંઝણાની કોરેમોરે ગૂંથેલાં છે, અને એ બ્રહ્માંડવીંઝણાની ઝાલરે ઝીકના જેવી વીજળવેલો મૂકેલી છે. વિશ્વોત્પત્તિના અધિષ્ઠાતા દેવ બ્રહ્માજી એ બ્રહ્મવીંઝણો વીંઝે છે.

શાળાની પ્રયોગશાળામાં ઓરેરી-સૂરજ-માળાનો નરમહી ફાળકો તો દીઠો છે ને? રમતિયાળ બાળકની પેઠે એ ફાળકાને ઘૂમાવી જોયો છે? ભમરડાની પેરે ચકાવે ચ્હડાવી જોયો છે? શાળાની પ્રયોગશાળાના ખંડમાં એ



*

બાળખેલ ખેલ્યા હશો, તો બ્રહ્માંડનો બ્રહ્મવીંઝણો રમણે ચ્હડયાની વિરાટ કલ્પના સહેજ સ્હમજાશે. આશ્ચર્યનાં કૌતુક નહિ ઉગે કે બ્રહ્માજી બ્રહ્મ વીંઝણો શી વિધે વીંઝતા હશે. કલાપી કહે છેઃ

અમે જોગી મહાવરવા, સ્મશાનો ઢૂંઢનારાઓ;
ઝમીં ને આસમાનોના, દડા ઉડાવનારાઓ.

માનવઅવધૂત એવા હોય; તો સૃષ્ટિનો સરજનહાર, મહાકાળ શું ખેલન્દો, અવધૂત કેવોક હશે ભલા?

ગુજરાતગવાતો બીજો એક જૂનો રાસ છેઃ

પૃથ્વીમાં પાવાગઢ મ્હોટો રે;
કે ફરતી ડુંગરીઓની કોરઃ
વીંઝણો રમણે ચ્હડયો રે લોલ!

શિહોરની ડુંગરીઓને કોઇ ઘૂમાવે, તો પાવાગઢની ડુંગરીઓ ઘૂમતી કલ્પી શકાય. ગુજરાતણોને ને સોરઠિયાણીઓને વીંઝણાની પેરે ડુંગરીઓનો ઘેર ઘૂમતો નિરખવો એ મહાદર્શન ગઇ કાલ સુધી તો દુર્લભ ન્હોતું.

પણ બ્રહ્માંડનો એ બ્રહ્મવીંઝણો વીંઝીને બ્રહ્માજી કઇ મહાસિદ્ધિને સાધે છે ભલા? એ પ્રશ્ન અનુત્તર રહે તો આપણું આજનું કાળ-દર્શન અધૂરું રહે.

પુસ્તકપાનાં વાંચ્યાં છે; બ્રહ્માંડનો મહાગ્રન્થ કંઈ કે વાંચ્યો છે ખરો! વાંચવાનો આદરે કીધો છે? નિત્યનિત્યે નિરખો છો સૂર્યદેવને ઉગમણે ઉગતા, ને આથમણે આથમતા; રાત્રિએ રાત્રિએ વિચરે છે પાછળ તારામંડળના સંઘો. જાણતા નથી; હો ય નિત્યનિત્યે નિરખો છો કે બ્રહ્માંડનો બ્રહ્મવીંઝણો રમણે ચ્હડયો છે. વિશ્વનું એ નિત્ય સત્ય છે. વિશ્વસત્યથી નિરાળી કવિતા વિશ્વકવિતા ન હોય. એ બ્રહ્મવીંઝણો વીંઝણે ચ્હડે છે. વીંઝણે ચ્હડે છે, તેમ તેમ મ્હા ઓજસ્વી, મહા વર્ચસ્વી, મહા કલ્યાણકારી કાળમન્ત્રો અનન્તમાં વેરે વિખેરે છે. એની લહરીઓના પડછાયા ચિરંજીવ અક્ષરાવળો થઇ વજ્રપાયે સ્થપાય છે. સકલ સૃજનના ભાગ્ય-વિધાતા બ્રહ્મા બ્રહ્માંડનો બ્રહ્મ વીંઝણો ઘૂમાવતા ઘૂમાવતા સકલ સજનકુળનાં ભાગ્ય ઘડે છે; ઇતિહાસના યુગપલટાઓ રચે છે; કાળના અઘોર ઘોર ગર્જતું, યુગયુગાન્તરોનું, મહાકાવ્ય આલેખે છે.

દાંડી બ્રહ્માજીના હાથમાં,
હો નન્દલાલ!
માનવીના ભાગ્યના એ ખેલ;
ગોરા નન્દલાલ!
બ્રહ્મા વીંઝે બ્રહ્મવીંઝણો,
હો નન્દલાલ!
નીલો કમળરંગ વીંઝણો,
હો નન્દલાલ!

---

( અનુસંધાન પૃષ્ટ ૭૦૦ થી ચાલુ )

જેલમાં જઇ રાજકીય લડતમાં પોતાને ઝંપલા-વવા દેવાની પોતાના પતિ પાસે પરવાનગી માગી. અને તેમણે તરત જ તે હસતે મુખે આપી.

તેમની પહેલી પરીક્ષાનો ૭ માસમાં અંત આવ્યો. જેલમાંથી છુટયા પછી તેઓ ગ્રામ પુનરૂદ્ધારના રચનાત્મક કાર્ય માટે ગામડામાં ચાલ્યાં ગયાં, કેમકે રામસ્વરૂપદેવી એ મુખ્યત્વે કરીને ગ્રામ્ય મહિલા છે અને તેમાં તેમને ખૂબ રસ છે.

# તેજબા



લેખક :
**શ્રી રમેશ વ્હોરા**

ધીમો ગુંજારવ કરતી, વહી જતી એક નાની નદીને કાંઠે નાનું એવું ગામડું હતું. તે ઘણું જ જીર્ણ થઇ ગયું હતું. તેના રસ્તા ગંદા અને સાંકડા હતા. તેના મકાનો ડગમગી રહ્યાં હતાં. સૌન્દર્યમાં ફક્ત તેના ઊંચા અને ઘટાદાર વૃક્ષો આકર્ષી રહ્યાં હતાં. તેની વિશાળ ઘટામાં સંતાઇને કોકિલ ટહુકા કરતો. તેની લાંબી ડાળો ઉપર બેઠેલાં પક્ષીઓનો કિલકિલાટ આનંદ આપતો.

ગામ પ્રમાણે વસતિ પણ ઘણી જ ઓછી હતી. થોડા રજપુત, થોડા ખેડુત, થોડા વણિક અને એક બે ગણ્યાં ગાંઠયા બ્રાહ્મણના ઘર મળી આવતાં. ગામ ઉપર ભયનું વાદળ સતત ઘૂમ્યા કરતું. આસપાસ વસી રહેલા પિંઢારાઓનું જોર ખૂબ વધી ગયું હતું. અચાનક તેઓ આ નાના ગામ ઉપર ચડી આવતા અને ગરીબ જનોને લુંટી તેઓને વધારે કંગાળ બનાવતા હતા. ગામમાં વસી રહેલા રજપુતો તેની સામા થતા અને પિંઢારાઓને દૂર હટાવતા.

હમણા તો આખા યે ગામ ઉપર આનંદનાં તરંગો ફરી વળ્યા હતા. ત્યાંનો એક શ્રીમંત ગણાતો રજપુત સમરસિંહ પરણીને રૂપવતી કન્યા લઇ આવ્યો હતો. કન્યા તેજબાના પગલે પગલે ધરતી ગાજતી. તેનામાં અતુલ બળ હતું. તેની આંખોમાંથી સિંહણની ગૌરવતા ટપકતી હતી. તે સમરસિંહના પરાક્રમને વરી હતી. બન્નેને જોઈ આખું ગામ આનંદિત થતું, અને આવા સિંહસિંહણ સમા દંપતિને જોઇને ગૌરવ લેતું.

આમ થોડા દિવસો સુખમાં ચાલ્યા ગયા. પિંઢારાઓ પણ ઘણા વખત થયા દેખાતા ન હતા. એટલે લોકોનું થયું કે પિંઢારાઓ પકડાયા હશે કે બીજા મુલકમાં ગયા હશે.

નાના ગામ ઉપર રાત્રિની તિમિરતા ઘેરાઈ વળી હતી. ચારે બાજું શાંતિ ગઇ હતી. દૂર દૂરથી શિયાળ કે કુતરાના રડવાનો અવાજ ક્યારેક ક્યારેક આવતો હતો. ગામના ચોરે બે ચાર યુવાન બેઠા બેઠા કંઇ વાત કરી રહ્યા હતા. અચાનક એક યુવક બોલી ઉઠયોઃ

'સમરસિંહ ! આ અજવાળું શેનું છે!' યુવકે દૂર સિમ તરફ આંગળી ચીંધી. દૂર બે ત્રણ મશાલો ચમકતી હતી. મશાલાનું તેજ પાસે ને પાસે આવતું હતું. અચાનક મશાલો ઓલવાઇ ગઇ.

'રામસિંહ ! પિંઢારા લાગે છે. શંખ અને ઢોલ લઇ આવ. ભાયાતોને જાણ કરીએ' સમરસિંહ ઊભો થઈ ગયો.

'પ...ણ... સ...મ...ર...' રામસિંહ બોલતા અટકી ગયો.

'શું છે ? આ વાત કરવાનો સમય નથી. જલદી કહો.'

'હું કહું તે માન્ય રાખવું.' રામસિંહ બોલ્યો.

'રામસિંહ ! જલદી કહો. ગામ આફતમાં આવી પડશે.'

ફરી દૂર મશાલના તેજ ચમકયાં અને બુઝાયા.

'તમે ન[illegible]રિણિત છો. પિંઢારાનો સામનો

## 'હિંદનાં બીજાં' સ્ત્રીપ્રધાન



# શ્રી. રૂક્મણી લક્ષ્મીપતિ

*

હિંદમાં જાહેર જગાઓ પર સ્ત્રીઓની નિમણુંક કરવામાં મદ્રાસ આજસુધી મોખરે રહ્યું છે. ૧૯૨૬ની સાલમાં લેડી ડૉક્ટર મુથુલક્ષ્મી રેડી, મોન્ટફર્ડ રીફોર્મ લેજીસલેટીવ કાઉન્સીલના નાયબ પ્રમુખ તરીકે ચુંટાયાં હતાં. ૧૯૩૭માં કોંગ્રેસી સ્ત્રીકાર્યકર શ્રી રૂક્મણી લક્ષ્મીપતિ ધારાસભામાં નાયબ વક્તા તરીકે ચુંટાયા હતાં; તેમણે તે સમય દરમિયાન જાણીતા વક્તા બલસુ સાંબમૂર્તિની ગેરહાજરીમાં સભાનું કામકાજ પ્રશંસનીય શક્તિ, ગૌરવ તેમ જ શિષ્ટાચાર વડે પાર પાડેલું. આજે તો તેઓ મદ્રાસના પ્રધાનમંડળમાં પ્રધાનપદે બિરાજે છે ને એ રીતે શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડીતને પ્રધાનપદે સ્થાપીને સંયુક્ત પ્રાંત બાકાત હિંદ પરત્વે જે ચેલેંજ ફેંકી હતી તેનો દક્ષિણના પ્રાંત સચોટ જવાબ આપ્યો છે

શ્રીમતી રૂક્મણીદેવીના પતિ આયુર્વેદના જાણીતા ડૉક્ટર છે. આયુર્વેદ પરત્વેના આકર્ષણને ખાતર, તેમ જ હિંદી દવાઓ વિષે ઉત્સાહ સિંચન કરવાના કાર્યને પોતાનું જીવન-કાર્ય સમજીને તેઓ કામ કરી રહ્યાં છે ને છેલ્લા ૨૫ કરતાં પણ વધુ વર્ષથી શ્રીમતી રૂક્મણીદેવી કોંગ્રેસ સર્કલ્સમાં ચિંતન તેમજ કર્તુત્વના આગળ પડતા આગેવાન તરીકે ઘૂમી રહ્યાં છે.

તેઓ શ્રીમંત કુટુંબનાં છે. ને જાણીતા શ્રી. ટી. રામરાવનાં પુત્રી થાય. તેમનો જન્મ ૧૮૯૧માં થયો છે પરંતુ તેમની કેળવણીની શરૂઆત જરા મોટી ઉંમરે થયેલી. ગંભીરપણે કૉલેજની કેળવણી લેનાર અગ્રેસર આંધ્ર મહિલાઓમાંના તેઓ એક છે. મુખ્ય વિષય તરીકે 'ઇતિહાસ' લઇને તેઓ મદ્રાસ યુનિવર્સિટી માંથી ૧૯૨૦માં ગ્રેજ્યુએટ થયાં. તેઓ વીમેન્સ ક્રીશ્રીયન કૉલેજના એક વખતના પ્રીન્સીપાલ મીસ મેક-ડગાલના માનીતાં વિદ્યાર્થીની હતાં. યુવાન વયે તેઓ સુદૃઢ બાંધો તેમ જ સુરેખ ચ્હેરો ધરાવતાં હતાં; પરંતુ આજે ૫૫ વર્ષની વયે તેમનો ચ્હેરો વધુ શ્યામ, વ્યગ્ર, તેમ જ ચિંતનાત્મક લાગે છે. આ ફેરફારોનું કારણ તેમની ઉંમર છે તેના કરતાં વધુ મોટું કારણ તો દેશભક્તના કામોને અંગે વારે વારે ભોગવેલું જેલ-જીવન જ છે. કોંગ્રેસના કામો પતાવવા વારંવાર કરેલી મુસાફરીઓએ પણ તેમના શારીરિક બાંધાને ઘણી હાનિ પહોંચાડી છે.

ગ્રેજ્યુએટ થયા પછી તરત જ તેઓ અસહકારની ચળવળમાં ઓતપ્રોત થઇ ગયેલાં. એ સમયે તેઓ "ભારત સ્ત્રી મહામંડળ"ના સેક્રેટરી હતાં. ત્યાર પછી—એટલે કે આજથી બરાબર ૨૦ વર્ષ પહેલાં ૧૯૨૬ના જૂનમાં 'વીમેન્સ સફરેજ એલાયન્સ'ની પેરિસમાં ભરાયેલી દશમી અંતરરાષ્ટ્રિય કોંગ્રેસમાં હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપવા યુરોપ ગયેલાં. ત્યાંથી પાછા ફર્યા બાદ પોતાનું સમગ્ર જીવન દેશ સેવામાં વ્યતિત કરવાનો તેમણે નિર્ણય કર્યો.

ચેંગલપુર ડીસ્ટ્રીક્ટ બોર્ડમાં સભ્ય તરીકે તેમ જ મદ્રાસ યુનિવર્સિટીની સેનેટમાં તેમની ચુંટણી થઇ. પ્રાંતના દરેક સ્ત્રી-વિષયક કાર્યમાં તેઓ એકરસ થયાં, તેમ જ જુદા

જુદા સામાજીક સુધારા વિષે પોતાથી બનતું બધુ કરી છૂટયાં. તે પછી શરૂ થાય છે દાંડી કૂચનું પ્રકરણ: વેદારણ્યમ મુકામે મીઠાનો કાયદો તોડીને તેમણે સત્યાગ્રહ આદર્યો. એમની ધરપકડ થઇ: એમને કેદ કરવામાં આવ્યાં. ગાંધી-ઇરવીન સંધી થઇ, ને તેઓ છૂટયાં. ૧૯૩૨માં ગાંધીજીએ લંડનથી આવીને ફરીવાર સત્યાગ્રહની ચળવળ આરંભી, ત્યારે, ફરી એકવાર તેઓ જેલ-નિવાસી થયાં. મુક્તિ પામ્યા પછી તેઓ તામીલનાડ પ્રાંતિય કોંગ્રેસ કમિટિના સેક્રેટરી તરીકે ચુંટાયાં. ૧૧ વર્ષ પૂર્વે મદ્રાસના અખિલ હિંદ સ્વદેશી પ્રદર્શનના સેક્રેટરી તરીકે તેમણે કાર્ય કરેલું. ૧૯૩૬માં ચેટીનાડના કરાઇકુડીમાં ટામીલનાડ પ્રાંતિય કોન્ફરન્સના પ્રમુખ તરીકે ચૂંટાયાં. એ જ સાલમાં મદ્રાસ શહેર તરફથી મદ્રાસ ધારા-સભાના નાયબ વક્તા તરીકે ચૂંટાયાં. યુદ્ધ શરૂ થયું ને ફરી એકવાર તેઓ જેલવાસી થયાં. ૧૯૪૨ની ચળવળમાં પણ તેમને જેલમાં જવું પડેલું.

આ રીતે તેમણે દેશને ખાતર આપેલા ભોગ વડે આજની પ્રધાન તરીકેની તેમને મળેલી પદવીના તેઓ વ્યાજબી અધિકારી ઠરે છે; તેઓ મળેલી પદવીને પ્રશંસાનીય કાર્યશક્તિથી દીપાવશે એમાં કોઇ શંકાને સ્થાન નથી. જો કે તેઓ આંધ્ર-મહિલા છે, તો પણ તામીલનાડ પ્રાંતીય કોંગ્રેસની વ્યવસ્થામાં એકરસ થઇ ગયાં છે; અને પ્રજાની દરેકોઇ વ્યક્તિનું બને તેટલું ભલુંકરવા માટે જરૂરી યોગ્ય તુલનાશક્તિ, યુક્તિ, તેમ જ શક્તિ તેઓ ધરાવે છે. રૂક્ષ્મણીદેવીની પ્રધાન તરીકેની ચુંટણી નિશંકપણે પ્રાંતના આજના રાજકિય ઇતિહાસનું સિમાચિહ્ન બની રહે છે; પરંતુ તે બધાનો આધાર-સ્થંભ તો તેઓ શું કરે છે તે [illegible]છે.

ન. પુ. શાહ

## નવમી ઓગષ્ટનાં ક્રાંતિકારી



# શ્રીમતી રામસ્વરૂપદેવી

*

૧૯૪૨ની ક્રાંતિમાં સૌથી મોખરે રહેનારામાં બાલીઆ પછી કદાચ બીજે નંબરે સરાન જીલ્લો આવે છે. એ વખતે તે પ્રાંતમાં શૌર્ય અને અજોડ આત્મભોગના જે અનેક બનાવો અણુનોંધાયેલા રહ્યા છે, તેમાંનો એક કીસ્સો સરાનની અમનોર જાગીરનાં ૫૪ વર્ષનાં માલીક શ્રીમતી રામસ્વરૂપદેવીની આસપાસ ગુંથાયેલો છે.

રામસ્વરૂપદેવીનો જન્મ ભાગલપુરના એક મશહુર જમીનદાર કુટુંબમાં થયેલો. તેઓ સ્વ. હરમાધવપ્રસાદનાં વિધવા હતાં. રામસ્વરૂપદેવીએ આશરે ૧૩ વર્ષ પર કોંગ્રેસ ચળવળમાં સંપૂર્ણ પણે ઝુકાવ્યું હતું; પરંતુ તેઓ પોતાની જાતને પ્રસિદ્ધિમાં લાવતાં નહોતાં. ૧૯૪૨માં જ્યારે ક્રાંતિનો દાવાનળ ભભૂકી ઊઠયો ત્યારે 'ઘર બહાર કુદી પડી, બીડદારી મહિલાઓના લડાયક ખમીરનો પરચો આપનારમાં તેઓ મોખરે

હતાં. હાથમાં ઝંડો રાખી ૧૫થી ૨૦ હજારના ટોળાં સાથે તેમણે મરહોસર થાણા પર ત્રણ આક્રમણો કર્યાં હતાં. ત્રીજે દિવસે ટોળું બ્રિટિશ સૈનિકો વચ્ચે ઘુસી ગયું હતું, જેના પરિણામે ગભરાટમાં મરહોસર ગોળીબાર કીસ્સો બનવા પામ્યો હતો. ઝડપી ગોળીઓ છોડતી મશીનગનોએ ગોળીઓ વરસાવવા માંડી અને ગભરાયેલા ટોળાએ નાસભાગ કરી. પોતાના સાથીઓ પણ નાસી છુટયા હતા અને ચારે બાજુ ઉડતી ગોળીઓથી માણસો નીચે પડતા હતા, તે વખતે રામસ્વરૂપદેવી હાથમાં ત્રિરંગી ધ્વજ પકડી બ્રિટિશ ટુકડીની સમક્ષ અણનમ ઉભાં રહ્યાં હતાં. ગોળીબાર બંધ થતાં તેમણે પોતાના મંજુલ સ્વરે ટોળાને ફરી એકત્ર થઇ ખરા સત્યાગ્રહીની પેઠે ગોળીબારનો સામનો કરવાની હાકલ કરી હતી.

બધા નાસભાગ કરતા હતા તે વખતે આવી અજોડ હિંમત બતાવનાર આ મહિલાની હિંમત પ્રત્યે માન ખાતર કે ગમે તે કારણે બ્રીટીશ કમાન્ડરે તેમને સ્પર્શ ન કર્યો, પરંતુ ૯૩ મી કલમ હેઠળના શાસકોને મરહોસર થાણા પરના હુમલા વખતે મુઝફ્ફરનગરની બ્રીટીશ ટુકડી આગળ તેમણે જે અજોડ હિંમત દાખવી હતી તેની ખબર પડતાં જ સરકારે અમનોર જાગીરને પાલ્યપાલક કોર્ટના રક્ષણથી મુક્ત કરી અને તે ઉપરથી પોલીસ અને મીલીટરીએ સરકારના એ પગલાં પરથી સૂચન મેળવી લીધું અને જાગીરની મિલ્કતની લુંટ ચલાવી. અમનોરનાં કુટુંબનાં સ્ત્રી પુરુષો અને બાળકોના શરીર ઉપરનાં વસ્ત્રો સિવાય તમામ મિલ્કત લુંટી લીધી. જે ન લેવાય એવું હતું તે સળગાવી દીધું અને તે એટલે સુધી કે જ્યારે આ લુંટારા પાછા ગયા ત્યારે બે ત્રણ લાખની માલમતા ધરાવતા આ જાગીરદારના મકાનમાં એક ટમલર પણ રહેવા પામ્યું નહોતું. રામસ્વરૂપદેવી સામે વોરંટ કાઢવામાં આવ્યું હતું. આ વાતની ખબર પડતાં ભોમ-ભીતર ન જતાં ૧૫ દિવસ સુધી કામ કરી રામસ્વરૂપદેવી હિંમતથી સરાન જીલ્લાના મેજીસ્ટ્રેટ સમક્ષ ધરપકડ માટે હાજર થયાં હતાં. રામસ્વરૂપ દેવીને આમ આશરો મળ્યો. પણ તેમના કુટુંબીઓને માટે તો એક ગામથી બીજે ગામ ભટકવાનો અને પોતાના ખેડુતો કે ગરીબ મિત્રોની દયા પર જીવનનો એક જ માત્ર માર્ગ રહ્યો.

બ્રીટીશ અદાલતમાં રામસ્વરૂપદેવી પર થાણા પર હુમલો કરવાનો અને બ્રિટીશ સૈનિકોનાં ખૂન કરવાનો આરોપ મુકવામાં આવ્યો. પહેલા આરોપનો તેમણે સ્વીકાર કર્યો અને એ માટે ભારેમાં ભારે સજા કરવાનું જણાવ્યું; પરંતુ બીજા આરોપનો ઇન્કાર કરતાં મહાત્માજીના અનુયાયી તરીકે તે આરોપ પોતાને અણછાજતો જણાવ્યો હતો. પહેલા આરોપ માટે તેમને બે વર્ષ કેદની સજા થઈ જ્યારે બીજો આરોપ સત્તાવાળાઓ સાબીત કરી શક્યા નહિ.

મરહોસર થાણાપર હુમલો લઇ જવાની રામસ્વરૂપદેવીની બહાદુરી એ ક્રાંતિના આવેશમાં કાંઈ એકાએક લેવાયેલું પગલું નહોતું. લોકોનો જુસ્સો અને પોતાના પગલાના પરિણામનો પૂરો ખ્યાલ કરીને, શાંત મનુત્રી પૂર્વક તેમણે તે પગલું લીધું હતું અને તે કારણે જ તેમને જે ભારે ખોટ સહન કરવી પડી છે તેનો તેમને શોક થતો નથી.

શ્રી. રામસ્વરૂપદેવીની રાજકીય કેળવણીની ખરેખરી શરૂઆત ૧૧ વર્ષની વયે થયેલી. તે સમયે તેમનું લગ્ન અમનોર જાગીરના ૧૭ વર્ષના જાગીરદાર હરમાધવપ્રસાદ સાથે થયેલું. તે વખતે છોકરીઓને શાળાનું શિક્ષણ આપવાનું પ્રચલિત નહોતું. રામસ્વરૂપદેવીએ તેમના પિતાને ત્યાં હિંદી, ઉર્દૂ અને સંસ્કૃતનું ઠીકઠીક જ્ઞાન મેળવ્યું હતું અને તેમના સુધરેલ અને સુશિક્ષિત પતિએ તેમને સામાન્ય અંગ્રેજી શીખવ્યું હતું. ૧૯૩૦માં બ્રિટિશ સરકારના દમનચક્ર હેઠળ જમીનદાર હરમાધવપ્રસાદને હજારી બાગ જેલમાં પુરવામાં આવ્યા. રામસ્વરૂપદેવીએ તે

( અનુસંધાન પૃ. ૮૯૪ ઉપર )

# નિઝામ રાજ્યના ગામડાંમાં પોલિસે કરેલા

# મહિલાઓ ઉપર અત્યાચાર

લેખિકા

**કુ. પદ્મજા નાયડુ**

હૈદ્રાબાદ રાજ્યના ગામોમાં પોલીસે કરેલા અમાનુષી જુલ્મોની જાણુ દરેક દિવસ પર મને અચાનક જ થઇ અને હું ચોંકી ઉઠી. અત્યાચારોના પ્રકાર અનેક હતા. મહિલાઓ પરના બળાત્કારના પણ એમાં અનેક કિસ્સાઓ હતા. રાજ્યના જૂદા જૂદા જીલ્લાઓમાં બનેલા આ બનાવો વચ્ચે, ઉપર ઉપરથી એમનો સંબંધ ઓછો જ જણાય છે, પરંતુ એક જ સૂત્રે પરોવાયલા હોય એવા આ બનાવોની સૂચકતા હું 'અવગણી શકું નહીં'. એમાં સ્ત્રી-સન્માનનો એક મહા પ્રશ્ન સમાયેલો છે. કોઇને કોઇ નજીવા કારણસર પણ હૈદ્રાબાદ રાજ્યના અમલદારો અને ગ્રામવાસીઓ વચ્ચે અથડામણ થાય ત્યારે સજા તરીકે માનવની કલ્પનામાં આવી ન શકે એટલા વધુમાં વધુ અપમાન અને અવહેલનાજનક અત્યાચારો સ્ત્રીઓએ જ ખમવા, એવી પ્રણાલિકા હૈદ્રાબાદ રાજ્યની મહિલાઓ સ્થાપિત કરવા દેશે? હૈદ્રાબાદના તાજેતરના બનાવો આ મહત્વનો પ્રશ્ન ઉભો કરે છે.

બનાવો બન્યા ત્યારે હું તો રાજ્યની બહાર હતી. આથી હૈદ્રાબાદના બનાવોના સંબંધમાં જુદી જુદી જવાબદાર સંસ્થાઓએ જે નિવેદનો અને હેવાલો બહાર પાડયા હતા એનો મેં કાળજીપૂર્વક અભ્યાસ કર્યો. આ હેવાલોનો પ્રતિકાર કરતી સરકારી યાદીનો પણ મેં એવી જ કાળજીપૂર્વક અભ્યાસ કર્યો. આ પછી જાતી તપાસ કરી સ્વતંત્ર નિર્ણય પર આવવા મેં આ અઠવાડિયે બિદર • જીલ્લાના કોહીર તાલુકાના મછરેડીપલ્લી ગામનો અને નાલગોંડા જીલ્લાના જનગાંવ તાલુકાના અકનુર ગામનો પ્રવાસ કર્યો. આ ગામમાં મેં જાતિ તપાસ કરી. સહીવાળાં સંખ્યાબંધ નિવેદનો લીધાં. આ બે ગામોમાં ગુજરેલા અત્યાચારો સંબંધમાં મેં જે આક્ષેપો કર્યા છે એની સંપૂર્ણ જવાબદારી મારી છે.

આ બે ગામો ઉપરાંત કાકેલાં, ચંદનપલ્લી અને મોટાકુકુર નામના ગામોમાં પણ એવા જ અત્યાચારો ગુજર્યા હોવાના સમાચાર મને મળ્યા હતા, પરંતુ મારી તબીઅત ખરાબ હોવાને કારણે હું એ ગામોની મુલાકાત લઇ ન શકી એ માટે ખેદ થાય છે. પોલીસોના ત્રાસની વિગતો તથા નામો આપતી સંખ્યાબંધ ફરિયાદો મને એ ગામોમાંથી મળી છે. એમાં કરાયેલા આક્ષેપો ખરા નથી એમ માનવાને મને કશું જ કારણ નથી, પરંતુ એ વિષે મેં જાતે તપાસ કરેલી નથી, એટલે એ જુલ્મોનો અત્રે ઉલ્લેખ કરવાની જવાબદારી હું લેતી નથી.

અકનુરમાં, મછરેડીપલ્લીમાં અને જ્યાં જ્યાં જુલ્મો આચરાયા છે એ બધા ગામોમાં એક જ પદ્ધતિથી કામ લેવાયું હોય એમ જણાય છે. સ્થાનિક અમલદારોએ લોકોને સતાવવા, પોતાની અમર્યાદ સત્તાનું પ્રદર્શન કરવા અને કમનસીબ ગ્રામવાસીઓને હેરાન પરેશાન કરવા રોજીન્દા વ્યવહાર સાથે સંકળાયલી નજીવી બાબતોને કારણરૂપ બનાવી છે. સંકટોની માત્રા આખરે શિખરે પહોંચી અને પદદલિત બની ગયેલા માનવજંતુઓથી પણ સહન ન થઇ શકે એવી બની ગઈ અને ગ્રામવાસીઓ સામા થયા. બસ, પોલીસના બે-લગામ જુલ્મો માટે બહાનું મળી ગયું. જુલ્મો વરસતા અને ગામભરમાં એવો ત્રાસ ફેલાઈ જતો, કે આ ગામમાં પોતાનાં જીવનસર્વસ્વને પણ છોડીને ચોલીસથી બને એટલા દૂર ભાગી જવું, એ જ માત્ર એક ઇચ્છા ગ્રામવાસીઓના દિલમાં રહેતી.

કોઈ ચેપી રોગનો મહા ભયાનક ઉપદ્રવ ફેલાય અને લોકોમાં ગભરાટ ફેલાય એવો ગભરાટ મેં અક્કતુર અને માછરેડીપલ્લી ગામોમાં જોયો. જે શરમ અને અવહેલના સહન કરવા પડ્યાં છે અને ભાવિમાં કોણ જાણે હજુય શું શું બન્યું હશે એની ખબર ન હોવાને કારણે સ્ત્રી પુરુષો હતાશ બની ગયેલાં જણાતાં હતાં. અન્યાય સામે ફરિયાદ કરવાની હિંમત કરવાને કારણે આ બન્ને ગામના લોકોને એટલો બધો ચુપી ત્રાસ સહન કરવો પડ્યો છે કે, વળી પાછું બીજું ત્રાસ-રાજ્ય આવી પડશે એવા ભયે મારા પ્રશ્નોના જવાબ આપતાં પણ તેઓ આંચકો ખાતાં હતાં. આખરે મેં ખાતરી આપી કે, મારી આગળ નિવેદન કરવાથી એક પણ સ્ત્રી કે પુરૂષને જરા જેટલી પણ સતામણી નહિ થાય એની જવાબદારી હું લઉં છું, ત્યારે જ એમનું મન હેઠું બેઠું.

અક્કતુર ગામમાં લોકોએ જે નિવેદનો કર્યાં હતાં એ બધાંની મેં આખાં ગામલોકની અને બે પોલીસ સિપાઈઓની હાજરીમાં નોંધ લીધી હતી. આ નિવેદનમાં વિગતો ભારોભાર ભરી છે. પોલીસ સામે લગભગ દરેક પ્રકારના ત્રાસનાં, જુલ્મના, સતામણીના, ચોરીના પૈસા કઢાવવાના, અનાજ ફરજીઆત લઈ લેવાના અને સૌથી વધુ ગંભીર ગાલિપ્રદાનથી માંડીને મહિલાઓ પરના બળાત્કાર સુધીના અત્યાચારો વિષેના આક્ષેપો કરાયા છે. એ બન્ને ગામોમાં મહિલાઓએ મારી સમક્ષ જે નિવેદનો કર્યાં હતાં એની નોંધ મેં ખાનગીમાં લીધી હતી. એમના ઘરના પુરૂષો પણ એ વખતે હાજર ન હતા.

માછરેડીપલ્લીમાં ઝગડો અનાજની લેવીના બાકી રહેલા જથ્થામાંથી ઉભો થયો હતો. ગામમાંના ઘણા પુરૂષો ઘેર નહોતા, છતાં તહસીલદારે ગામનું બધુંય અનાજ જપ્ત કરી લેવાનો હુકમ કાઢ્યો અને આ હુકમના અનુસરણમાં પોલીસ લોકોના ઘરમાં ઘુસી અને તમામ અનાજ જપ્ત કરી લીધું. એક મુસલમાનના ઘરને પણ બાકી રહેવા દીધું નહીં. એ ઘરમાં બે અરક્ષિત મુસ્લીમ મહિલાઓ હતીઃ એમાં એક સુવાવડી હતી. પરદાને લગતા નિયમોનો ભંગ કરીને, એ મહિલાઓના વિરોધની અવગણના કરી, પોલીસ ઘરમાં ઘુસી ગયા. પોલીસે એ જ રાતે આખા ગામનો સંપૂર્ણ કબજો લીધો. એ દિવસે એક મુસલમાનને ઘેર લગ્ન હતાં. મધરાતને સુમારે પોલીસ એના ઘરમાં ઘુસી ગઈ અને પરોણાઓને માર માર્યો પછી ઘરધણીની ધરપકડ કરવા પોલીસ પરદાનશીન બાનુઓના પોકારોની પરવા કર્યા વિના ઝનાનામાં ઘુસી ગઈ હતી.

મછરેડીપલ્લીમાં ધાકધમકી અને મારફાડના બનાવોની લાંબી પરંપરા ગામલોક અને મહેસુલ અધિકારીઓ વચ્ચેની અથડામણમાં અનિવાર્ય રીતે પરિણમી હોઈ તહેસીલદાર પર હુમલો કરવામાં આવ્યો હતો. આને લીધે અધિકારી વર્ગની પ્રતિષ્ઠાને એટલી બધી ગંભીર હાનિ થઈ અને સુર્યાસ્ત અને સુર્યોદય વચ્ચેના સમયમાં કોઈ ધરપકડો થઈ શકે નહિ કે ઘરની ઝડતીઓ લઈ શકાય નહિ એવા અનાદિકાળથી જગતભરમાં પ્રવર્તતા કાયદાનો ભંગ કરવા માટે એને પુરતું કારણ ગણી લેવામાં લાગ્યું. હૈદ્રાબાદમાં પણ આવો કાયદો ધારાપોથી ઉપર તો અસ્તિત્વ ધરાવે છે (અસફિયાં ક્રી. પ્રો. કોડની કલમ ૯૭) પરંતુ તહેસીલદારના ગૌરવની તુલનામાં કાયદાનું શું ગૌરવ હોઈ શકે?

તહેસીલદાર, જે તેના પર હુમલો થયા પછી નાસી ગયો હતો, તે બિદરના તાલુકદાર અને ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડંન્ટ તેમજ એક પોલીસ ટુકડી સાથે મધરાતે પાછો આવ્યો; અને મધરાત તથા સૂર્યોદય વચ્ચેના સમયમાં મછરેડીપલ્લીના નાનકડાં ગામડાંએ ગેરકાયદેપણાનું એવું જંગલી રકતપાત નિહાળ્યું જે હિન્દના પ્રથમ રાજ્યને માટે પણ અજોડ જ હતું. રાત

દરમ્યાન તાલુકદાર તહેસીલદાર અને ડી. એસ. પી. પોતાની સાથે પોલીસ સિપાઇઓને લઇને ગામડાંની અંધારી ઉજ્જડ શેરીઓમાં નીકળી પડ્યા અને ઘેરઘેર જઇને સુતેલા માણસોને જગાડી જગાડીને મારપીટ, ધરપકડો અને સ્ત્રીઓની સતામણી કરવા લાગ્યા.

ભાગ્યે જ કોઇ ઘર એવું હશે જેમાં પોલીસ સિપાઇઓ ઘુસ્યા નહિ હોય અને જેમાંથી પુરુષોને લઇ નહિ ગયા હોય. આ રીતે રક્ષણહીન દશામાં મુકાઇ ગયેલી સ્ત્રીઓને દરેક પ્રકારની હલકટ સતામણીનો ભોગ બનાવવામાં આવી હતી. નિરાધાર સ્ત્રીઓ પર આવી સતામણી ગુજારવાનું સત્તાના કેફથી મદમસ્ત થયેલા માણસો માટે જ શકય હોય છે.

સ્ત્રીઓને કલ્પી ન શકાય તેવી ગંદામાં ગંદી ભાષામાં ગાળો ભાંડવામાં આવી હતી. મારપીટ કરીને તેમનાં ઘરેણાંઓ છીનવી લેવામાં આવ્યાં હતાં અને તેમના પર મર્યાદાહીન રીતે હુમલો કરવામાં આવ્યો હતો. અને કેટલીક સ્ત્રીઓ પર તો બળાત્કાર કરવામાં આવ્યો હતો. ૬૦ વર્ષ કરતાં વધારે ઉમ્મરની એક વૃદ્ધ સ્ત્રીને તેની હાજરીમાં નિર્દયરીતે ફટકારવામાં આવતાં તેના પોતાના ત્રણ પુત્રને બચાવવા માટે મથવાની હિંમત કરવાના ઘોર અપરાધ બદલ માર મારીને જમીન પર પટકી પાડવામાં આવી હતી. તેની ચીસો તેના ઘર બહારના બધા માણસોએ સાંભળી હતી. એટલે તાલુકદાર અને ડી. સી. પી. જેઓ ત્યાં જ હતા, તેમણે પણ એ ચીસો ન સાંભળી હોય એ મનમાં ઉતરી શકે તેવી વાત નથી; અને તેઓ જે મકાનો પાસેથી પસાર થયા તે ઘરોમાંથી સ્ત્રીઓની મદદ માટે પડતી ચીસો તેમણે સાંભળી ન હોય એ પણ બુદ્ધિગમ્ય નથી.

મારી પાસે જે નિવેદનો છે તે કાયદો અને વ્યવસ્થાના રક્ષણદારોનું એવું તાદૃશ્ય ભયંકર ચિત્ર આલેખે છે જેમાં તેઓ ઘોર રાત્રિએ દુર્ભાગી ગામડાંની શેરીઓમાં થઇને કૂચ કરી રહ્યા હતા અને તેમની પાછળ જે માણસોને માર મારીને ગિરફતાર કરવામાં આવ્યા હતા, તેમને તેમના રૂમાલોથી બાંધીને અમલદારોની પાછળ સરઘસરૂપે ઘસડવામાં આવતા હતા; અને આ 'સરઘસ' જે ઘરો પાસેથી પસાર થતું તે ઘરોમાંથી અંધકારમાં સતામણી અને બળાત્કારનો ભોગ બની રહેલી નિર્દોષ અબળાની મદદ માટેની દયાજનક ચીસો સંભળાતી હતી.

આ બધું મધરાતથી વહેલા પ્રભાત સુધી ચાલ્યું અને ત્યારે તહેસીલદારના ઘવાયેલ ગૌરવનો બદલો વાળવાનું કાર્ય પાર પાડીને અને ગામ લોકોના હૈયામાં વિષાયક ભય પ્રેરીને મછરેડપલ્લી ગામડામાં કાયદો અને વ્યવસ્થાની પુનઃ સ્થાપના કરી દીધી હોવાના સંતોષ સાથે તાલુકદાર અને ડી. સી. પી. વિદાય થઇ ગયા.

પરંતુ દુઃખી ગામલોકને માટે હજી વધારે વીતકો બાકી હતાં. જે પુરુષોને ગીરફતાર કરવામાં આવ્યા હતા તેમાંના ઘણાને પોલીસ અટકાયતમાં લઇ ગયા અને જેમને પછીથી છોડી મુકયા હતા તેમના પર સતત ત્રાસ ગુજારવામાં આવ્યો હતો. બે બહેનો પર ખૂબ જંગલી રીતે બળાત્કાર કરવામાં હતો. તેમાંની નાની બહેનની ઉમ્મર તો માંડ સોળ વર્ષ હશે. તે બેહોશ હાલતમાં પડી હતી અને તેના પતિને તેની મદદે જતો માર મારીને અને ગોળીથી ઠાર કરી નાખવાની ધમકી આપીને અટકાવવામાં આવ્યો હતો.

આ બે બહેનો વળતે દિવસે શરમ અને ત્રાસથી પડોશના બિદકાની ગામમાં પોતાના ભાઇને ઘેર નાસી ગઇ હતી. ત્યાંથી તેમની ધરપકડ કરવામાં આવી અને તેમના પતિઓ, ભાઇ અને માતા સાથે હદનુર ખાતેના પોલીસ

થાણામાં તેમને લઇ ગયા જ્યાં તેમને અટકાયતમાં રાખી મર્યાદહીન રીતે હેરાન કરવામાં આવ્યાં અને અંતે પોલીસ તેમની પાસેથી રૂા. ૩૦૦ કઢાવવામાં સફળ થઇ. એક વૃદ્ધ વેપારી અને તેની પત્નીએ જીવની આખી જીંદગીની કમાઇરૂપે તેમણે સાચવી રાખેલું સોનું તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યું હતું અને તેની તેમણે કરેલી ફરિયાદ બદલ તેમને કડવો પશ્ચાત્તાપ કરવામાં આવ્યો હતો. મારી પાસેની વિગતોથી આ વીતક કથાઓ હું અનંત રીતે કહી જઇ શકું તેમ છું, પણ કરવું જરૂરી નથી.

અક્નુરમાં બનેલા લુંટફાટના બનાવો તો વધુ આશ્ચર્યજનક છે. આ ગામનાં ધનગરો, કલાલો, શાહુકારો અને વણકરો છે. તેમને કેવા બેશરમ રીતે લુટવામાં આવ્યા અને હેરાન કરવામાં આવ્યા હતા તે અંગે નિવેદનો કર્યાં છે. આ બધા બનાવોની બલીહારી તો એ છે કે, ચીરિયાલ ગામના એક પોલીસ સબ ઇન્સપેક્ટરે ગામના એક માણસના ઘરમાં થયેલી ચોરીની તપાસ કરવામાંથી આ બધું બનવા પામ્યું હતું.

આ સબ ઇન્સપેક્ટરે પોતાની તપાસમાં નિષ્ફળ જવાથી ઉલટ એક યુવાન ખેડુત કન્યા પર ચોરીનો આરોપ મુકયો અને પછી તો અટકળ કરવી મુશ્કેલ નથી એવા કારણોસર તેણે એ કન્યાને પોતાના કબજામાં લેવા માટે એવો તો ત્રાસ અને ક્રુરતા વર્તાવી કે એ માણસ ગામમાંથી જીવતો છટકી જવા પામ્યો એ જ આશ્ચર્યજનક છે. એક ૧૮ વર્ષના યુવાન પર એવો તો ત્રાસ ગુજારવામાં આવ્યો હતો કે, એની પાસે નાઝીઓની ત્રાસ છાવણીઓ પણ હીણી લાગે ! આ યુવાનના ભાઈ અને પિતા હજુ જેલમાં છે અને આ બધો ત્રાસ નિહાળીને તેની વૃદ્ધ માતા અર્ધાં પાગલ થઇ ગઇ છે.

ગામના માણસોને દયાહિન રીતે એવા તો મારવામાં આવ્યા હતા કે ઉલટ આમરક્ષણને માટે ગ્રામજનોએ સબ ઇન્સપેક્ટર પર હુમલો કર્યો હતો. ત્યાર પછી નાલગોન્ડા અને જનગાંવમાંથી પોલીસના દળો ગામ ઉપર ઉતરી પડયાં અને તેમણે ગ્રામજનો પર બેફામ ત્રાસનું તાંડવ રચ્યું. ગામમાં જે કોઇ હાથમાં આવ્યું તેને સબ-ઇન્સપેકટર પર હુમલો કરવાના આરોપસર પકડવામાં આવ્યો.

ગામના લગભગ બધા પુરૂષોને પકડી લીધા બાદ, પોલીસના માણસો છુટથી શેરીઓમાં ફરવા લાગ્યા. તેમણે દારૂની દુકાનો લુંટી, ગામના અનાજના જથ્થા પર હાથ માર્યો અને રક્ષણ વિનાની સ્ત્રીઓની લાજ લુંટી. પોલીસ કોન્સ્ટેબલોએ ઘરોમાં પ્રવેશ કરીને સ્ત્રીઓ પર અત્યાચાર ગુજાર્યો અને એ રીતે સ્ત્રીઓ પર ઘોર શરમનો ભાર મૂકીને તેઓ ગામ છોડી ગયા. એક યુવાન કન્યા પર, તેના દીયરને ઘરના થાંભલા સાથે બાંધીને, અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો. એક બાળક પારણામાં દુધ માટે રડતું હતું, ત્યારે તેની માતા પર અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો. એક ગર્ભવતી સ્ત્રીને એવી તો મારવામાં આવી હતી કે ત્રણ દિવસ સુધી તેની પીડા તેને મટી નહોતી.

અકનુર ગામમાં આ રીતે પોલીસના ત્રાસ અને અત્યાચારથી પીડાએલી સ્ત્રીઓમાં ખ્રીસ્તીઓ, કલાલો, વણીક સ્ત્રીઓ, રેડી અને હરિજન મહિલાઓનો સમાવેશ થાય છે. પરદાનશિન લિંગાયત બાનુઓ પણ પોલીસના પંજામાંથી છટકવા પામી નહોતી.

અકનુર અને મછરેડીપલ્લી ગામોની દુઃખી સ્ત્રીઓએ જે શરમ સહન કરી હતી અને તેમને પાછળથી જે રીતે વધુ અપમાનીત કરવામાં આવી, તે સામે વધુમાં વધુ પોકાર પાડતાં હું એક સ્ત્રી તરીકે રહી શકતી નથી. હું વિરોધ કરવા માગું છું. અને હૈદ્રાબાદમાં અસ્તિત્વ ધરાવતી બધી મહિલા સંસ્થાઓ કે જેમનો દાવો સ્ત્રી હિતોનું રક્ષણ કરવાનો છે તે

સૌને, આ બનાવો અંગે રાજ્ય તરફથી હાથ ધરવામાં આવેલી તપાસ સામે વિરોધ દર્શાવવા મારી સાથે સૂર પુરાવવાની હું વિનંતિ કરું છું. માછરેડીપલ્લી ગામમાં એક સુબેદારે તપાસ હાથ ધરી હતી, જ્યારે અક્કુરમાં એક એવા પોલીસ અધિકારીને તપાસનું કામ સોંપવામાં આવ્યું હતું કે જેના હાથ નીચેના નોકરો જ ગુનેગારો હતા. અક્કુરની સ્ત્રીઓ, પોલીસ તપાસ દરમિયાન તેમના પર જે વધુ ત્રાસ ગુજારવામાંમાં આવ્યો હતો તે બધું યાદ કરીને અશ્રુભીની આંખે મારા પગે પડી હતી.

માછરેડીપલ્લીની સ્ત્રીઓની પણ આજાતની જ ફરિયાદો હતી. તપાસ દરમિયાન સ્ત્રીઓને એવા શરમજનક અને હીણપ ભર્યા પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા કે, કેટલીક સ્ત્રીઓને તો અમુક બનેલા બનાવોનો ઇન્કાર કરવાની પણ ફરજ પડી હતી. અક્કુરમાં કેટલીક સ્ત્રીઓને ભયંકર ધાકધમકી આપીને તેમના પર અત્યાચાર કરવામાં નથી આવ્યો એવા નિવેદનો પર તેમની સહીઓ લેવામાં આવી હતી.

હૈદ્રાબાદમાં સંખ્યાબંધ સ્ત્રીસંસ્થાઓ છે. અક્કુર, માછરેડીપલ્લી, કોરેલા, ચંદનપલ્લી અને મોટાકોદુર ગામોની સ્ત્રીઓપર ગુજારવામાં આવેલા ત્રાસ અને અત્યાચારોની જાહેર તપાસ કરવાની માગણી કરવા માટે આ બધી સ્ત્રીસંસ્થાઓએ સંગઠીત બનવાની હવે જરૂર છે. વિશેષમાં, રાજ્ય પાસે એવી માંગણી કરવી જરૂરી છે કે, સ્ત્રીઓના સ્વમાનને લગતી બાબતો અંગે તપાસ કરવા માટે નીમવામાં આવેલા પંચમાં સ્ત્રી-પ્રતિનિધિઓને સ્થાન મળવું જોઇએ. આવી નાજુક બાબત વિષે તપાસ કરવાનું કામ જે અમલદારોને સુપ્રત કરવામાં આવ્યું હોય તેમનાં માનસ જો અક્કુર અને માછરેડીપલ્લીમાં તેમણે જે ગંદા અને હીણા પ્રશ્નો પૂછ્યા એવા હલકા હોય તો—ઓછા પગારદાર અને અજ્ઞાન પોલીસ કોન્સ્ટેબલો સ્ત્રીઓ પ્રત્યે આવો જંગલી વર્તાવ રાખે તેમાં અજાયબી નથી.

## અમેરિકન યુવતીઓમાં પ્રસરેલી

# ચારિત્ર-હીનતા

*

અવિવાહિત અમેરિકન યુવતીઓ સમક્ષ નીતિ અંગેનું કશું નિશ્ચિત ધોરણ નહિ હોઇને પુરુષો સાથે તેઓ અમર્યાદ છૂટ લે છે તેને પરિણામે લગ્ન થતા પહેલાં ભ્રષ્ટ થઈ ચૂકી હોય તેવી યુવતીઓની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો જાય છે. આ પરિસ્થિતિ એટલી હદે વણસી છે કે, અમેરિકન માનસશાસ્ત્રીઓ અને સમાજના સંરક્ષકો ખરેખર સચિંત થવા માંડયા છે. અમેરિકન સ્ત્રીઓની પવિત્રતા કેટલી બધી ત્વરાથી અધોગતિ પામી રહી છે તેના કેટલાક ઉદ્બોધક આંકડા ડો. એલ. એમ. ટેરમેને પોતાના એક ગ્રંથમાં આપેલા છે; તે મુજબ, સન ૧૯૧૨ પહેલાં લગ્ન કરનારી સ્ત્રીઓમાં લગ્ન પહેલાં પોતાનાં કૌમાર્યનો ભંગ કરી ચૂકેલી સ્ત્રીઓની સંખ્યા ૧૨ ટકા જેટલી હતી; પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન અને તે પછીના તાત્કાલિક સમયમાં એવી સ્ત્રીઓની સંખ્યા ૧૦૨૬ ટકા હતી; સન ૧૯૨૨ અને ૧૯૩૨ વચ્ચે તેની સંખ્યા ૩૦ ટકા જેટલી હતી; જ્યારે સન ૧૯૩૨ અને ૧૯૩૭ વચ્ચે તેઓની સંખ્યા ૬૮ ટકા જેટલી થઈ હતી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન, ૨૫ ટકા જેટલી ગેરકાયદેસર સંતતિ જન્મી હતી, તેમજ ગર્ભપાતના કીસ્સાઓ પણ વધી ગયા હતા. આમાં સંડોવાયલી ઘણીખરી સ્ત્રીઓ હજી યૌવનના ઉંબરામાં જ પ્રવેશેલી હતી એમ કહીએ તો ચાલે.

બધી જ અમેરિકન સ્ત્રીઓની શિયળની ભાવના શિથિલ હશે એમ ન કહી શકાય. કેટલીકવાર એમ બને છે કે, પુરુષ સાથેના સંબંધમાં કયાં સુધી જઇને અટકી જવું તેની કશી ગતાગમ અમુક છોકરીઓને નથી પડતી. ડૉ. એના સ્ટીફન્સ ટૂંક સમય પર પેન્સીલ્વેનિયા સંસ્થાનની મહિલાશાળાઓની વિદ્યાર્થીનીઓ તરફથી જાતિય સંબંધો અંગે થતી પૂછપરછના

જવાબો આપવા મહિલાશાળાઓની મુલાકાતે ગયાં હતાં.-બહુધા તેમને એવા સવાલો પૂછવામાં આવતા કે, પુરુષ મારી સાથે લાડની મસ્તીમાં આગળ વધી જાય ત્યારે મારે શું કરવું ?' સારી છોકરીએ કેટલેથી અટકવું ?'

ટૂંક સમય પર ડૉ. એન્ના સ્ટીફન્સ પાસે એક ૨૬ વર્ષની સ્ત્રી આવી હતી. તેનાથી કેટલેક વર્ષે મોટા એક ડૉક્ટર સાથે તેનાં લગ્ન થવાની તૈયારી હતી. આ બે જણે હળવા લાડકોડ સિવાય કશું નહોતું કર્યું, પરંતુ ઉક્ત યુવતી જ્યારે હાઈસ્કૂલમાં ભણતી હતી ત્યારે હાઈસ્કૂલના એક અગ્રગણ્ય કુસ્તીબાજ સાથે તે પ્રેમમાં પડી હતી. કુસ્તીબાજે તેનું કૌમાર્ય ભ્રષ્ટ કર્યું હતું અને તે પછી તે એક બીજી યુવતીને ચાહવા લાગ્યો હતો. પ્રેમમાં નિર્ભ્રાંત થએલી યુવતીએ તે પછી તો એક પછી એક સાત પુરુષો સાથે દેહ સંબંધ કર્યો પરંતુ તે ઉલટી વધુ હતાશ થઈ. જેને ખરેખર ચાહતી હતી તે ડૉક્ટર સાથે હવે તે પરણવાની તૈયારીમાં હતી, પરંતુ પોતે પતિત છે એમ તેને લાગ્યા કરતું હતું, શારીરિક દૃષ્ટિએ પોતે પતિને સંતોષી શકે એવી કશી આશા તેને નહોતી રહી.

અમેરિકન તરુણીઓની નીતિમત્તાનાં ધોરણોમાં ફરક પડે છે ખરો. દાખલા તરીકે, કેટલાંક વર્ષો પહેલાં આ પ્રશ્નનો અભ્યાસ કરતાં માલુમ પડ્યું કે, કૉલેજમાં શિક્ષણ લેતી ૬૧૮ વિદ્યાર્થીનીઓમાંથી ત્રીજા ભાગની વિદ્યાર્થીનીઓ (જેમના બાપ નાના નાના ધંધાદારીઓ હતા) કૉલેજકાળ દરમ્યાન જ સંભોગનો અનુભવ કરી ચૂકી હતી. આ સંખ્યા વ્યવસાયો કરનારાઓની પુત્રીઓના ચોથા ભાગ કરતાં ય ઓછી હતી. કૉલેજમાં જનારી અને કૉલેજમાં નહિ જનારી યુવતીઓની નીતિમત્તા વચ્ચે ભારે તફાવત માલુમ પડ્યો છે. ડૉ. આલ્ફ્રેડ સી. કીન્સ્લી અને તેમના સહકારીઓએ ઇન્ડીઆના યુનિવર્સિટીમાં કરેલું સંશોધન દર્શાવે છે કે કૉલેજમાં જનારી યુવતીઓમાંથી ત્રીજા ભાગની યુવતીઓ લગ્નો થતાં સુધીમાં લૈંગિક અનુભવ લઈ ચૂકી હતી, જ્યારે કૉલેજમાં નહિ જનાર યુવતીઓમાંથી માત્ર અર્ધા ભાગની યુવતીઓએ જ અનુભવ કર્યો હતો.

પરંતુ કૉલેજમાં જનારી યુવતીઓ પુરુષો તરફથી થતાં શારીરિક લાડને વધુ પ્રમાણમાં તાબે થાય છે. સહેજે દસમાંથી નવ છોકરીઓ લગ્ન પહેલાં એક કે બીજે સમયે આવું કરે છે, છતાં છોકરીઓની વાત કરીએ તો આમાં તેમની વિષયભોગની લાલસા હમેશ મોજુદ હોય છે એવું કાંઈ નથી હોતું. પોતાને પ્રેમ કરનાર કોઈ છે એવો પ્રતિષ્ઠાનો ખ્યાલ કેટલીક વાર આને માટે જવાબદાર હોય છે.

આજથી પાંત્રીસ વર્ષ પહેલાંની અમેરિકન સ્ત્રીઓના મુકાબલે હાલની અમેરિકન સ્ત્રીઓની નીતિમત્તા આટલી શિથિલ કેમ છે, તેનાં કારણો આપતાં તબીબી વિજ્ઞાનના માનસશાસ્ત્રી મી. ક્લીફર્ડ આર. એડમ્સ જણાવે છે કે, સંતતિ-નિયમન અંગેની માહિતીએ અનેક લોકોના મનમાંથી ગર્ભાધાનના ભયને દૂર કર્યો છે, પ્રવાસે નીકળનારાં માટેની છાવણીઓની સગવડને લીધે યુવક યુવતીઓને માવિત્રોની નજરમાંથી છટકવાનું સહેલું બન્યું છે, જાતિયશાસ્ત્રમાં જાતિ પર ભાર મૂકવામાં આવે છે એવી નીતિ વિષે ચર્ચા અને પ્રયોગો કરવાનું વધુ સહેલું થયું છે, સુખી લગ્નજીવન માટે લૈંગિક દૃષ્ટિએ એકબીજાને બંધબેસતા હોવું આવશ્યક છે એવી માન્યતાથી પ્રેરાઇને અનેક યુવકયુવતીઓ તેનો અગાઉથી પ્રયોગ કરે છે; સીનેમા, નાટકો, પુસ્તકો, જાહેરખબરો અને બીજાં સાધનો પણ જાતીય વાનગીઓ પીરસ્યે જાય છે.

ઉપસંહાર કરતાં મી. ક્લીફર્ડ એડમ્સ લખે છે કે, 'હું માનું છું કે દરેક છોકરીએ પોતાના ખંડમાં શાંતિથી બેસીને પોતા માટેનું તત્ત્વજ્ઞાન ઘડી લેવું જોઇએ. તેમ કરતાં, આ બે વિધાનોને તે હકીકત તરીકે સ્વીકારી લેઃ એક અપરિણીત છોકરીએ પોતાની તંદુરસ્તીને ખાતર સંભોગ કરવાની જરુર નથી. અને [illegible] પુરુષોમાં માનીતી થઈ પડવા માટે પણ કોઈ છોકરીએ આડે માર્ગે જવાની જરુર નથી.'

( સત્ય હકીકતો )

થોડા દિવસ ઉપર હું મોટર બસમાં જતો હતો, ત્યારે નીચેની વાતચીત સાંભળવામાં આવી.

'કેમ ગિરધરભાઈ, પછી તમારા ભાણેજની સગાઈનું શું થયું ?'

'એ તો નક્કી કરી નાખ્યું, જુઓને, મારી બહેન તો કહે, કે કન્યાને નજરે જોઈએ તો ઠીક. છોકરો મોટો થયો એટલે તેને પણ ગમતી હોય તો સારું.'

મે કહ્યુંઃ 'હવે એમાં શું જોવું છે ? તમારી ભાભીએ જોઈ છે અને એની માશીની છોકરી છે. ઘર સારું છે. કન્યા ચૌદ પંદર વરસની છે, બે ચાર ચોપડી ભણેલી છે. એમના ઘરની કન્યાઓ આપણા ઘર સુધી તો આવે પણ નહિ. આ તો તમારી ભાભીએ સીપારસ કરી, ત્યારે એની મામીએ માન્યું. વળી ભાણાભાઈએ શું વિશેષ છે ? ભણ્યો છે ખરો, પણ તમારું ઘર કાંઈ ન્યાતમાં બહુ ઊંચું ગણાય નહિ. વળી તમે જોયા પછી કાળાગોરી કરો, અગર ઊંચીનીચી કે જાડીપાતળી કહી પસંદ ન કરો, તો તમારી ભાભીને મરવાનું જ થાય ને ? એટલે એ તો ન જોવામાં નવ ગુણ. દેખવુંય નહિ ને દાઝવુંય નહિ. કરી નાખો કંકુના, ભગવાનનું નામ દઈને'

બહેન કહેઃ "પણ મેં સાંભળ્યું છે કે એને હાથે ખોડ છે અને રાતે બરાબર દેખતી નથી, એ ખરું ?'

મેં કહ્યુંઃ 'નારે, જરા ડાબા હાથે ખોડ છે, પણ લોટો ઉંચકાય છે અને જમણો હાથ સારો છે એટલે રાંધવામાં ને કામકાજ કરવામાં શી અડચણ પડવાની છે ? રાત્રે જરા થોડું ભાળતી હશે તો આપણે દી છતે કામ કરાવી લેવું. હવે બીજીત્રીજી આડીઅવળી વાત મૂકીને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, ત્યારે મોં ધોવા ન જશો.' આમ બરાબર સમજાવ્યું એટલે ચોકઠું બેસી ગયું અને આ ખાચમનાં લગ્ન લીધાં છે.'

લગ્નની વેદિમાં



# બલિદાન

**શ્રી. ગટુભાઈ ધ્રુવ**

'તમે ઠીક કર્યું. ગરીબનું ઘર મંડાયું. બાકી એ છોકરી શામળી તો ખરી. ચૌદ વરસની છે પણ કદ મોટું એટલે તમારા ભાણાને જરા કજોડા જેવું તો ખરું સ્તો ?'

'હવે કજોડું ને બજોડું. રાતી પાઈએ આપવાની નથી એ કેમ ભૂલો છો ? ભાણો કાલ મોટો થશે એટલે બધું ઢંકાઈ જશે. આપણે તો કોઈનુંયે ઘર મંડાય એવું કરવું.'

એટલે આ ઠુંઠી, કાળી, રતાંધળી છોકરીનું એની આગળ કજોડું પડે એવા શીખેલ ભણેલા છોકરા સાથે 'ચોકઠું ગોઠવાઈ ગયું હશે' અને લગ્ન પણ થઈ ગયું હશે અને કન્યાના મામાને કોઈ ગરીબનું ઘર મંડાવી આપવાનું પુણ્ય મળ્યું હશે ! પણ એ છોકરાની જિંદગી કેવી જશે ?

( ૨ )

રતિલાલે યુનિવર્સિટીની સારી કેળવણી લીધી છે, નાનપણથી પોતાના પાડોશી અને બાપના ગાઢમિત્ર ચંપકલાલની છોકરી શાન્તા સાથે એ ગાઢ પરિચયમાં આવ્યો છે. શાન્તાએ પણ કોલેજનો અભ્યાસ પૂરો કર્યો છે. બન્નેએ

ભવિષ્યમાં લગ્નગ્રન્થીથી જોડાવાનો નિશ્ચય કર્યો છે, પણ બન્નેની જ્ઞાતિ એક નથી. રતિલાલ ઊતરતી ગણાતી જ્ઞાતિનો છે. શાન્તા બ્રાહ્મણ જ્ઞાતિની છે. જ્ઞાતિ જુદી હોવા સિવાય બધી જ રીતે વયમાં, ગુણમાં, રૂપમાં, સંસ્કારમાં, ભણતરમાં બંને એકબીજાને સારી રીતે અનુકૂળ આવે એવાં છે. આ બન્નેનો ગાઢ પરિચય થવામાં છેક નાનપણથી તે અત્યારે શાન્તા બાવીસ વર્ષની થઇ ત્યાં સુધી–બન્નેનાં માતપિતાએ જરા પણ વાંધો લીધો નથી. બન્નેએ પોતપોતાની જ્ઞાતિમાંથી આવેલાં ત્રણચાર માગાં પાછાં વાળ્યાં છે, પરન્તુ જ્યારે એમણે પોતાનો લગ્ન કરવાનો વિચાર પોતાપોતાના માતપિતાને જણાવ્યો ત્યારે બન્નેનાં માતાપિતા ખૂબ ગુસ્સે થયાં અને એ બાબતનો વિરોધ કર્યો.

હવે શાન્તાને તેમ જ રતિલાલને જ્ઞાતિમાં જેમ બને તેમ જલદી પરણાવી દેવાની તજવીજ ચાલવા માંડી. શાન્તાએ તો બીજે પરણવાની ઘસીને ના કહી દીધી છે. બન્નેનાં માબાપ આગળ પડતા વિચારનાં ગણાય છે–પોતાને ગણાવે છે. એટલે શાન્તાને એની મરજી વિરૂદ્ધ કોઇ ઠેકાણે પરણાવવાની તેમની યોજના અમલમાં મૂકી શકાઇ નથી.

રતિલાલનો મામો જબરો ખટપટી છે અને પોતાને મુત્સદ્દી અને વ્યવહારકુશળ માને છે. બહારગામની પોતાની એક મોટી ઉંમરની જરા ઠીક દેખાતી અને મેટ્રિક થયેલી કન્યા સાથે એણે રતિલાલનું ચોકઠું ગોઠવી આપ્યું. રતિલાલનાં માતપિતાને બધી વાત કરી અને કામ પાર પાડવાનું પોતે માથે લીધું.

રતિલાલને આ બાબતની ખબર પડતાં એણે સંપૂર્ણ નામરજી બતાવી; પરન્તુ શાન્તા જેટલો એ દૃઢ ન હતો અને સીધી રીતે સામનો કરવાની તાકાદ ધરાવે એવોય ન હતો. એની નરમાશનો લાભ લઇ એના લગ્નની તિથિ પણ નક્કી કરવામાં આવી. લગ્ન કરવા બીજે ગામ જવાનું હતું. ત્યાં જવાના છેલ્લા દિવસ સુધી રતિલાલે ના પાડયા જ કરી. મામાની સૂચનાથી લગ્ન માટે બે દિવસ વહેલાં ઘરનાં બધાં ગયાં. રતિલાલને પાછળથી લગ્નને દિવસે આવવાનું ઠરાવ્યું હતું. મામાએ ગણતરી કરેલી કે, બધાં જશે અને ત્યાં બધી તૈયારી હશે, પછી સહુની આબરૂ રાખવા પણ રતિલાલને જવું પડશે. લગ્નને આગલે દિવસે રતિલાલનો તાર આવ્યો કે લગ્ન બંધ રાખવું અને પોતે આવી શકશે નહિ; એટલે મામા જાતે તેડવા ગયા. એને એમ સમજાવ્યો કે 'તું જાતે ત્યાં આવીને ના કહે. અમારી જીભે હવે ના કહી શકાશે નહિ.' એમ સમજાવી મામા રતિલાલને લઇ આવ્યા. આ તરફ લગ્નની બધી તૈયારી થઇ ગઇ હતી. ન્યાતના લોકો સર્વ સંબંધી સૌ આવી ગયાં હતાં. છેવટની ઘડીએ રતિલાલને માતપિતાએ તથા મામાએ ખૂબ વિનવણી કરીઃ 'હવે છેવટની ઘડીએ ના કહે તો આપણું નાક કપાય અને મારાં બીજાં છોકરાંને પણ વરાવવાની મુશ્કેલી પડે' વગેરે જણાવી ઘણી રીતે સમજાવ્યો. રતિલાલ નિર્બળતા બતાવી પાટલે બેઠો. લગ્નવિધિ પતી ગયો. રતિલાલનું મન બીજે ભમતું હતું, શરીર ફક્ત લગ્નમંડપમાં હતું.

લગ્ન તો પતી ગયું, પણ રતિલાલે, એ કન્યાને પોતાને ઘેર બોલાવવાની સ્પષ્ટ ના કહી. લગ્ન થયાં બે વર્ષ થયાં છે પણ એ બાળાને ઘેર બોલાવી શકાઈ નથી. કન્યાને બોલાવે તો રતિલાલ નાસી જવાનું અગર આપઘાત કરવાનું જણાવે છે. ઓગણીસ વીસ વર્ષની એ બાળાએ બધી હકીકત જાણી છે. અને અત્યારે પિતાને ત્યાં એ હિસ્ટિરિઆના દરદથી પીડાઇ રહી છે.

હવે માબાપનો વિરોધ વેઠીને અને પેલી બિચારી બાળાનો ભવ બગાડીને રતિલાલ અને શાન્તા લગ્ન કરવાના નિશ્ચય ઉપર આવ્યાં છે. માતપિતા હવે કહે છે કે 'છોકરાં મોટાં થયાં એટલે આપણું શું ચાલે?'

(ગતાંકથી ચાલુ)

(૨૮) અમેરિકા

૧૯૨૦ના મે માસની એક સવારે રેડીયમ ઇન્સ્ટીટયુટના એક ઓરડામાં એક સ્ત્રી મેડમ ક્યુરીની રાહ જોતી હતી. તેનું નામ મીસીસ વીલ્યિમ બ્રાઉન મેલોની: ન્યુયોર્કના એક સામયિકની તંત્રી. ધ્રુજતા અવાજે તેણે નોકરને પૂછ્યું: 'મેડમ ક્યુરી મારી મુલાકાતની વાત ભૂલી ગયાં છે ?'

મીસીસ મેલોની વર્ષો થયાં આ મુલાકાતની રાહ જોયા કરતાં હતાં. મેડમ ક્યુરીના ઉચ્ચ જીવન અને કાર્યનાં તે પૂજારી હતાં: તેમને મન મેરી, સ્ત્રીત્વનું ઉચ્ચતમ આદર્શ હતી. તંત્રી તરીકે મેરીની મુલાકાત લેવા તેમણે ખૂબ પ્રયત્ન કર્યા હતા અને છેવટે એક વૈજ્ઞાનિક મિત્ર દ્વારાં આ મુલાકાત ગોઠવાઇ હતી.

બીજે દિવસે સવારે મેડમ ક્યુરીએ પ્રયોગશાળામાં મીસીસ મેલોનીને મુલાકાત આપી. મીસીસ મેલોનીના શબ્દોમાં મુલાકાત વર્ણવીએ:

બારણું ઉઘડયું. એક ફીક્કી બીકુ, નાનકડી સ્ત્રીને કાળા સુતરાઉ પોશાકમાં મેં જોઇ, તેના ચહેરા પર વિષાદની ઉંડી છાયા હતી. આવો ચહેરો મેં કોઇ દિવસ જોયો નહોતો. તેમાં વિદ્વતા દેખાઇ આવતી હતી. હું એક ઘુસણીયા જેવી લાગી. વીસ વર્ષો થયાં તાલીમ પામેલી પ્રશ્નકાર હોવા છતાં પણ હું એને એક પણ પ્રશ્ન ન પૂછી શકી. અમેરિકાની સ્ત્રીઓ આપના કાર્યમાં રસ લે છે એમ સમજાવવા પ્રયત્ન કર્યો પણ......છેવટે મેડમ ક્યુરીએ પોતે જ અમેરિકા સંબંધી વાત કાઢી.

'અમેરીકા પાસે પચ્ચાસ ગ્રામ રેડિયમ છે. બાલ્ટીમોરમાં ચાર, ડેન્વરમાં છ, ન્યુયોર્કમાં સાત...' વિગતવાર મેરીએ કહેવા માંડયું.

'અને ફ્રાંસમાં ?' મીસીસ મેલોનીએ પૂછ્યું.

'મારી પ્રયોગશાળામાં એકાદ ગ્રામ માંડ માંડ હશે.'

જગતની મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક'



# મેડમ ક્યુરી

લેખક

ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ

*

'તમારી પાસે માત્ર એક જ ગ્રામ છે ?'

'મારી પાસે ? અરે, મારી પાસે કંઇ નથી. એ તો મારી પ્રયોગશાળાની મીલ્કત છે.'

મેલોનીએ પેટન્ટની વાત કરી; તેની આવકમાંથી ખૂબ પૈસા મળશે એમ સૂચવ્યું.

'રેડિયમ કોઇને પૈસાદાર બનાવવા માટે નથી. રેડિયમ તત્ત્વ છે. એ સમગ્ર જનતાનું છે.' મેડમ ક્યુરીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો.

'આખી દુનિયામાંથી તમને પસંદ કરવાનું કહેવામાં આવે તો તમે શું લેશો ?' મીસીસ મેલોનીએ પૂછી નાખ્યું. આ પ્રશ્ન મૂર્ખાઇ ભરેલો હતો, પણ એમ બન્યું કે એ પ્રશ્ન વિધિના લેખ જેવો નીવડયો.

મેલોનીને ખબર પડી કે એક ગ્રામ રેડીયમની કિંમત એક લાખ ડોલર હતી. તેને એ પણ ખબર પડી કે ક્યુરીની પ્રયોગશાળામાં સાધનો પૂરતાં નહોતા—જોકે મકાન નવું બાંધેલું હતું; અને ત્યાંનું રેડીયમ માત્ર કેન્સરની સારવાર માટે જ વાપરવામાં આવતું.

મેલોનીના અચંબાનો પાર નહોતો. અમેરિકાની વિશાળ પ્રયોગશાળાઓ શ્રીમતી મેલોનીએ જોઈ હતી. એ હિસાબે રેડીયમ ઇન્સ્ટીટ્યુટ નિર્માલ્ય લાગ્યું. એના કરતાં તો રેડીયમના કારખાનાઓ ગંજાવર પાયા પર કામ કરતાં......

ત્યારે પારીસમાં જેવી તેવી ઓફિસમાં રેડીયમની શોધક સ્ત્રીને સવાલ પૂછ્યો હતો; 'તમને શું વિશેષ ગમે?'

'મારા સંશોધન કાર્ય માટે એક ગ્રામ રેડિયમની જરૂર છે. હું ખરીદી શકું એમ નથી. મને એ ઘણું મોઘું છે.' મેડમ ક્યુરીએ નમ્રતાથી જવાબ આપ્યો.

મેડમ મેલોનીએ એક અજબ યોજના વિચારી નાખી; મેડમ ક્યુરીને એક ગ્રામ રેડિયમ અમેરિકનો આપે. ન્યુયોર્ક આવીને દશ ધનાઢ્ય સ્ત્રીઓને મળી દશ હજાર ડોલરની માગણી દરેક સ્ત્રી પાસે કરી. પરિણામમાં નિષ્ફળતા. માત્ર ત્રણ સ્ત્રીઓએ જ હા પાડી.

'આ દશ ધનાઢ્ય સ્ત્રીઓની શી જરૂર?' તેણે મનમાં વિચાર કર્યો.

'શા માટે ગરીબ અને તવંગર બધી સ્ત્રીઓ પાસેથી ઉઘરાણું ન કરવું?' તેણે નિશ્ચય કરી નાખ્યો. અમેરિકામાં કાંઈ અશક્ય નથી. એક વગદાર સમિતિ બનાવીને 'મેડમ ક્યુરી રેડિયમ' ફંડ માટે દેશભરમાં હિલચાલ ઉપાડી લીધી. 'નવી દુનિયા'ના શહેરોમાં ઝોળી ફરવા લાગી અને થોડાક મહિના પછી મેલોનીએ ક્યુરીને લખી જણાવ્યું: 'પૈસા ભેગા થઈ ગયા છે અને રેડિયમ તમારૂં છે.'

અમેરિકાની ઉદાર સ્ત્રીઓએ ક્યુરીને ખૂબ મદદ કરી. બદલામાં એક નમ્ર વિનંતિ મોકલી: 'તમે અમેરિકા આવોને! અમે તમને મળવા અને ઓળખવા ઇચ્છીએ છીએ.'

લોકોના ટોળાથી દૂર ભાગનાર મેડમ ક્યુરી જાહેરાત પ્રિય અમેરિકાથી ભડકી ગઈ. આમંત્રણ સ્વીકારવાની આનાકાની કરવા લાગી.

મેલોનીએ મેરીના બધા વાંધા એક પછી એક દૂર કર્યા; 'તમારી દીકરીઓને એકલી છોડવા માગતા નથી; તો તેમને પણ અમારૂં આમંત્રણ છે. જાહેર સમારંભોનું ધાંધલ તમને થકવી નાખે છે તો અમે તદ્દન મર્યાદિત કાર્યક્રમ ગોઠવીશું. પધારો! તમારી મુસાફરી સગવડ ભરી કરી આપશું. અમેરિકાના પ્રમુખને હાથે તમને એક ગ્રામ રેડીયમની ભેટ કરવામાં આવશે.'

મેરીને ખૂબ અસર થઈ;૫૪ વર્ષની ઉમરે જીંદગીમાં પહેલીવાર મોટી મુસાફરી તેણે સ્વીકારી.

પ્રવાસીની તૈયારીઓ થવા માંડી. ઇરીન અને ઇવનો આનંદ માતો નહોતો. ઇવે પોતાની મા માટે નવાં કપડાં લેવડાવ્યાં. મેડમ ક્યુરીની આસપાસનું વાતાવરણ ધમાલ મય થઈ ગયું હતું. છાપાંઓએ મોટાં મોટાં શબ્દચિત્રો છાપ્યાં. ફ્રાન્સના સત્તાવાળાઓની મુશ્કેલીઓનો પાર નહોતો. મેડમ ક્યુરીને કેવી રીતે સન્માનવી, જેથી અમેરિકામાં ફ્રાન્સનું સારૂં દેખાય! લીજ્યનનો ક્રોસ એનાયત કરવામાં આવ્યો. મેરીએ ફરીને એ માન સ્વીકારવાની ના પાડી. એ માન મીસીસ મેલોનીને આપવા સૂચવ્યું. રેડિયમ ઇન્સ્ટીટ્યુટના લાભાર્થે એક મેળાવડો ગોઠવવામાં આવ્યો. ફ્રાંસના અગ્રગણ્ય વૈજ્ઞાનિકોએ તેમાં ભાગ લીધો અને ફત્તેહમંદ બનાવ્યો.

થોડા દિવસ પછી મેડમ ક્યુરી 'ઓલીમ્પીક' નામની બોટમાં અમેરિકા જવા નીકળી. બન્ને દીકરીઓ સાથે હતી. આ ત્રણ મુસાફરોનો સામાન માત્ર એક ટ્રંક પુરતો હતો. છતાં વહાણમાં સારામાં સારી જગ્યા તેમના માટે હતી. સગવડો બરાબર હતી એમ મેરીને પણ લાગ્યું, છતાં 'અતિશય મોજમજાહવાળું' ફરનીચર અને કિમતી ખોરાક પ્રત્યે મેડમ ક્યુરીને કુદરતી અણગમો થઈ આવતો. બોટના અન્ય મુસાફરોથી બચવા, મેડમ પોતાની કેબીનમાં એકલી પડી રહેતી. જીંદગીના બને પગલાં બનાવો યાદ કરીને પોતાને મળેલો 'મોટાઈ' ભૂલવા પ્રયત્ન કરતી.

## મેડમ ક્યુરી : અમેરિકામાં

મેડમ ક્યુરી મેડમ જીન પેરીન ઉપરના એક પત્રમાં પોતાનું હૃદય ખોલે છે.

તમારો પ્રેમાળ પત્ર મળ્યો. આટલે દૂરનો પ્રવાસ ખેડવાની મારી વૃત્તિ નહોતી. મારી ટેવ અને સ્વભાવને એ અનુકૂળ નથી. પણ દરિયો ઓળંગવાનું મને ગમ્યું ન હતું: દરિયો તોફાની છે. મને ફેર આવે છે. હું તો લગભગ બધો વખત કેબીનમાં પડી રહું છું. બાકી મારી તબિયત સારી છે. મીસીસ મેલોની અમારા માટે બધી સગવડ કરે છે. ઇરીન અને ઈવ સાથે મિત્રાચારી કરી છે. મી. મેલોની ખૂબ ભલા છે. હું તો લારક્યુએસ્ટની મોજનો વિચાર કરું છું..ત્યાંના બગીચા, ત્યાંની શાંન્તી, ત્યાંનો દરિયો મને ખૂબ ગમે છે.

ન્યુયોર્કનાં મકાનો ઝાંખાં ઝાંખાં દેખાવા લાગ્યાં. મેલોનીએ મેડમે ક્યુરીને ચેતવણી આપી દીધી કે પત્રકારો, ફોટો લેનારાઓ અને સીનેમાની ફીલ્મ ઉતારનારાઓ તમારી રાહ જોઇને ઉભા છે. લોકોનાં ટોળેટોળાં મહાન વૈજ્ઞાનિકના આગમનની રાહ જોતા હતા. 'માનવજાતનું કલ્યાણ કરવાવાળી' સ્ત્રી વૈજ્ઞાનિકના આગમનની છાપાંઓએ મોટા અક્ષરે જાહેરાત કરી દીધી હતી. છોકરીઓનાં જૂથ દીસી આવતાં હતાં. રાતા અને સફેદ ગુલાબ સાથે ત્રણસો સ્ત્રીઓનું મંડળ હાજર હતું. અમેરિકા, પોલેંડ, ફ્રાંસના ધ્વજો ફરકી રહ્યા હતા.

બોટની તુટક પર મેરીને એક મોટી આરામ ખુરશીમાં બેસાડવામાં આવી. તેની ટોપી અને હેન્ડબેગ બાજુ પર રાખવામાં આવ્યાં, ફોટોગ્રાફરોના કેમેરાના, કલીક કલીક અવાજ થવા લાગ્યા: લોકોમાંથી હર્ષનાદના અવાજો ઉઠવા લાગ્યા. ઈરીન અને ઇવ પોતાની માના અંગરક્ષક તરીકે કામ કરી રહ્યાં હતાં. ફ્રાંસમાં મેડમ ક્યુરી જાહેરાતના પ્રકાશ વિના શાંતિપૂર્વક રહેવા પ્રયત્ન કરતી અને તેમાં તે સફળ થઇ હતી, પણ અમેરિકામાં પ્રયત્ન પ્રથમ પળે જ તૂટી ગયો—ન ટકી શક્યો. ખાનગી



*

મોટરમાં મુસાફરી, મોટા ખાણાં, લોકોના ટોળાંના હર્ષનાદ અને પત્રકારોના આંટાફેરા... જીંદગીની ઉત્તરાવસ્થામાં પહોંચેલી તેમની મા માટે દુનિયાના લોકો શું ધારે છે એની ઇરીન અને ઇવને ખબર પડી ગઈ.

રેડીયમ વડે જેનો કેન્સર મટી ગયો હતો એવા એક માળીએ બે મહિના થયાં મહેનત કરીને સુંદર ગુલાબ ઉગાડ્યાં હતાં, તે મેરીને ચરણે ધર્યાં. મેલોનીનો ઓરડો ફુલોથી ભરાઈ ગયો હતો.

મેરીનો કાર્યક્રમ એક સમિતિએ નક્કી કર્યો. બધાં શહેરો, કોલેજો, યુનિવર્સિટીઓએ મેરીને આમંત્રી હતી. માનચાંદ, નવી ડીગ્રીઓ મેડમ ક્યુરીની રાહ જોઈ રહ્યાં હતાં.

'તમારી ટોપી અને ઝભ્ભો લાવ્યાં છો?' મેલોનીએ પૂછ્યું, 'આ બધામાં તેની શી જરૂર પડવાની?' મેરીના નિર્દોષ હાસ્યે જવાબ આપી દીધો.

મેરી આવું કાંઇ લાવી નહોતી, કારણ કે

આવો ઝભ્ભો તેની પાસે એકે નહોતો. સોરબોનમાં પ્રોફેસરો ઝભ્ભો રાખતા, પણ મેરીને તેની જરૂર પડી નહોતી. દાક્તરની પદવીને અનુરૂપ ઝભ્ભો બનાવવા દરજી બોલાવાયો. ઝભ્ભામાં મેરી અકળાવા લાગી. તેની બાંયો તેને ગભરાવતી. રેડીયમ વડે ઇજા પામેલી તેની આંગળીઓને રેશમી કાપડ વધારે પીડા કરતું. મે માસની ૧૩ મી તારીખે બધું તૈયાર થઇ ગયું. શ્રીમતી કાર્નેગીના ઘરે બપોરે જમીને મેરીએ ન્યુયૉર્કની ઉડતી પ્રદક્ષિણા કરી. પછી મેલોની, મેડમ કયુરી અને તેની બંને દીકરીઓ અમેરિકાની ઉડતી મુસાફરીએ નીકળ્યાં. શરૂઆતના દિવસોમાં સ્ત્રીઓની કૉલેજોમાં કાર્યક્રમ... ધોળા ઝભ્ભામાં છોકરીઓ, વાવટા અને ફુલ ઉડાડતી છોકરીઓ, ગાતી છોકરીઓ...યુનિવર્સિટી વિમેનની સંસ્થાના ગંજાવર મેળાવડામાં આ બધી કૉલેજની છોકરીઓ એકઠી થઇ હતી. અમેરિકાના પ્રોફેસરો, ફ્રાંસ અને પોલાંડના એલચીઓની હાજરીમાં મેરીને ઇનામ, ચાંદ, માનવંતી પદવીઓ આપવામાં આવી અને ન્યુયોર્ક શહેરની સ્વતંત્રતા એનાયત કરવામાં આવી.

પછી આવ્યો અમેરિકાની વૈજ્ઞાનિક સંસ્થાઓનો કાર્યક્રમ. ૫૭૩ સંસ્થાઓએ મેરીને આવકાર આપવા મેળાવડો કર્યો. મેરી થાકને લીધે લેવાઈ ગઈ હતી, તેમાં આથી ઉમેરો થયો. હજારો લોકોની મેદની, કાન ફાડી નાખે એવા હર્ષનાદ. એક અંકુએ હસ્તધૂનનની ધૂનમાં મેરીનો હાથ ઉતારી નાખ્યો, એથી એક હાથ ઝોળામાં રાખી મેરીને મુસાફરી કરવી પડી.

એ મહાન દિવસ આવી પહોંચ્યો. ૨૦ મી મે ના રોજ વોશિંગ્ટનમાં પ્રેસીડન્ટ હાર્ડિંગે મેડમ કયુરીને એક ગ્રામ રેડીયમની ભેટ કરી. આ નાની નાની શીશીઓ રાખવા સીસાવડે મઢેલી માનપત્રની પેટી ખાસ તૈયાર કરાવવામાં આવી હતી. પણ આ શીશીઓ એટલી કિમતી—તેમ જ જોખમકારક—હતી કે તેને બદલે તેના જેવી બનાવટી રેડિયમની પેટી મેળાવડામાં દેખાવ માટે મૂકવામાં આવી હતી. રાજદ્વારીઓ, ન્યાય ખાતાના, લશ્કરના તેમજ નૌકાદળના અધિકારીઓ અને યુનિવર્સિટીના પ્રતિનિધિઓ ત્યાં એકઠા થયા હતા.

ચાર વાગ્યે પ્રેસીડન્ટ આવી પહોંચ્યા. ફ્રેંચ એલચીની સાથે મીસીસ હાર્ડીંગ: પ્રેસીડન્ટની સાથે મેડમ કયુરી: પછી અનુક્રમે મીસીસ મેલોની, ઇવ અને ઇરીન અને મેડમ કયુરી સમિતિના સ્ત્રી સભ્યો—એમ સરઘસ આવ્યું. ભાષણો થયાં. છેલ્લું ભાષણ પ્રમુખે કર્યું:

'...મહાનુભાવ ઉમદા સ્ત્રી, ભક્ત પત્ની, પ્રેમાળ માતા, અથાક મહેનત કરીને જેણે જીવનની બધી ફરજો સંપૂર્ણ બજાવી છે...'

મેડમ કયુરીએ આભાર માન્યો. પછી ઓળખાણો કરાવવામાં આવી. મેરી એક ખુરસીમાં બેસીને સામે આવનાર સામે સ્મિત કરતી. ઇરીન અને ઇવ તેને બદલે હસ્તધૂનન કરતાં. અંગ્રેજ, ફ્રેંચ યા પોલિશ શિષ્ટાચાર અનુસાર આભારના શબ્દો બોલાતા.

સરઘસ પાછું તૈયાર થયું અને પગથીયાં ઉતારવા લાગ્યા. હજારો કેમેરા ઉઘડયા અને બંધ થયા.

અર્પણ વિધિ વખતે હાજરી આપનાર અને પત્રકારોએ માન્યું કે "રેડિયમ શોધકને અમેરિકન મિત્રોએ કિંમતી ખજાનો આપ્યો." પણ અર્પણ ક્રિયા થયા પહેલાં મીસીસ મેલોનીએ દાનનો દસ્તાવેજ મેરીને આપ્યો હતો તે મેરી બરાબર વાંચી ગઇ અને ખૂબ શાંતિપૂર્વક કહ્યું:

"આમાં સુધારો કરવાની જરૂર છે. અમેરિકાએ મને આપેલું રેડિયમ વિજ્ઞાનની મીલકત છે. હું જીવું છું ત્યાં સુધી હું વૈજ્ઞાનિક કાર્ય માટે તે વાપરીશ, એમાં કોઇ શંકા."

પણ પછી એ રેડિયમ મારી દીકરીઓની મીલ્કત થાય—જો દસ્તાવેજ એમને એમ રાખીએ તો. આ અશક્ય છે. હું મારી પ્રયોગશાળાને એની ભેટ કરૂં છું. વકીલને બોલાવશો ?"

"ચોક્સ. તમારી ઇચ્છા હોય તો આવતે અઠવાડિયે આ બધી વિધિ કરાવશું." મીસીસ મેલોનીએ જવાબ આપ્યો. તે તો આ સાંભળીને ડઘાઇ ગઇ હતી.

"નહિ. આવતી કાલે પણ નહિ. આજ રાતે જ થવું જોઇએ. કોને ખબર છે કે થોડા કલાક પછી હું મરી જઉં."

આટલા અસુરા વખતે વકીલ માંડમાંડ મળ્યા. કાગળોમાં મેરીના સૂચવ્યા મુજબ ઉમેરો કર્યો અને મેરીએ તુર્ત તેના ઉપર પોતાની સહી કરી.

ફીલાડેલ્ફીયા યુનિવર્સિટી તરફથી માન, દાક્તરની પદવી; ઉદ્યોગપતિઓ તરફથી ભેટો. મેસોથોરિયમ ૫૦ મીલીગ્રામની ભેટ; જોન સ્કોટ ચંદ્રક એનાયત થયાં. મેરીએ શરૂઆતના દિવસોમાં સંશોધનમાં વાપરેલ "પીએઝો ઇલેક્ટ્રીક ક્વાર્ટ્ઝ" ફીલોસોફીકલ સોસાયટીને ભેટ કર્યો. પીટ્સબર્ગની રેડિયમ ફેક્ટરીની મુલાકાત લીધી.

મેરીની નબળાઇ વધી ગઇ હતી. દાક્તરોએ મુસાફરી ન કરવાની સલાહ આપી. એથી કેટલાક સત્કાર સમારંભો રદ્દ કરવામાં આવ્યા.

અમેરિકન પત્રકારોએ વૃદ્ધ નબળી સ્રીને થકવી નાખવા માટે પ્રજાને ઠપકો આપ્યો. 'મહેમાનગતિનો અતિરેક' એક પત્રે મોટા મથાળાં છાપ્યાં. મેરીને જેમ બને તેમ ઓછો શ્રમ પડે એવા ઉપાયો લેવાવા લાગ્યા. ટોળાથી બચવા માટે ગાડીના પાછલે બારણેથી મેરી ઉતરી જતી.

આખો અમેરિકા દેખાડવાની મેલોનીની ઇચ્છા ફળીભૂત થાય એમ નહોતું. અગત્યના કાર્યક્રમો ઉકેલાયા. મેરીનું લોહી-દબાણુ એકદમ ઓછું થઈ ગયું હતું. દાક્તરો ગભરાયા હતા. મેરીએ થોડો આરામ લીધો. જૂન ૨૮ મીએ 'ઓલીમ્પીક' બોટ મેરીને લઇ ફ્રાંસ જવા ઉપડી. તાર અને ફુલોના હુમલા કેબીનમાં થયા હતા. અમેરીકાના શ્રીમંતોની અજબ વ્યવસ્થા-શક્તિએ મેરી પર સુંદર છાપ પાડી હતી.

૧૯૨૧ માં પણ ફ્રાન્સમાં રેડિયમની સારવાર માટે એક પણ ઇસ્પીતાલ નહોતી એ વિચારે મેરીને નિરાશા ઉત્પન્ન થતી.

મેરીને ભેટ મળેલ રેડિયમ મેરીની સાથે જ તે જ બોટમાં આવી ગયું હતું. આ રેડિયમ મેરીની કારકિર્દી પર અનેક વિચાર સ્ફુરાવે છે. આના માટે આખા ખંડ પર ઝોળી ફેરવવી પડી હતી. એને વાસ્તે મેરીને ત્યાં જાતે જવું પડ્યું હતું અને આભાર માનવો પડયો હતો...એક પેટન્ટ લઇને આ બધી ઉપાધી નીવારી ન શકાત ?

અમેરિકાથી પાછા ફર્યા પછી મેડમ ક્યુરીએ પોતાના આત્મચારિત્રને લગતી નાનકડી નોંધમાં આ પ્રશ્નો પૂછ્યા છે, અને જવાબ આપ્યા છે.

ઘણા મિત્રો સકારણ વિશ્વાસથી કહે છે કે જો પીરે અને મેં પેટન્ટથી અમારા હક્કો રક્ષિત કર્યા હોત તો, એક સારૂં રેડિયમ ઇન્સ્ટીટ્યુટ સ્થાપવા જેટલાં આર્થિક સાધનો અમને મળી જાત. આમાં અડચણ રૂપ વિઘ્નો ન આવત. પણ મને ખાત્રી છે કે પેટન્ટ ન લેવામાં અમે સાચા હતાં.

પોતાના કાર્યમાંથી શક્ય તેટલો લાભ ઉઠાવી લે અને બીજાનું ભલું ભૂલ્યા વિના પોતાના સ્વાર્થીનું રક્ષણ કરી લે એવા વ્યવહારૂ માણસોની માનવતાને જરૂર છેઃ પરંતુ સાથે સાથે સ્વપ્નોમાં રાચનારાઓની પણ માનવતાને જરૂર છે. આવાઓ માટે સાહસની નિઃસ્વાર્થી ખીલવણી આકર્ષક થાય છે અને પોતાના અંગત લાભનો વિચાર કરવાનું પણ તેમને

માટે અશક્ય બને છે. આવાઓને માટે દોલત નથી, કારણકે તેઓ તે ઈચ્છતા નથી. છતાં પણ, જીવનની ઉપાધિઓથી મુક્ત, સંશોધનનું કાર્ય ઉપાડી લેવા તેઓને સુવ્યવસ્થિત સમાજ જરુરી સાધનો પૂરા પાડવાનો.

व्यतिकरित दिगंताः श्वेतमानैः यशोभिः
सुकृतविलसितानां स्थान मूर्जे स्वालानाम् ।
अकलित महिमान केतनं मंगलानाम्
कथमपि भूवनेऽस्मिन् तादृशा संभवन्ति ॥

(૨૯) કીર્તિ

પંચાવન વર્ષની મેડમ ક્યુરીનું સ્થાન એક વિદ્યાર્થી અને સંશોધનકાર કરતાં તદ્દન વિશિષ્ઠ હતું. તેના નામની કીર્તિ એવી હતી કે તેની હાજરી માત્રથી સાર્વજનિક કામમાં ફત્તેહ ખાત્રી પૂર્વક થાય.

વિજ્ઞાન પરિષદો, ભાષણો, યુનિવર્સિટીના પદવીદાન સમારંભો, પ્રયોગશાળાઓની મુલાકાતો આ બધું મેરીને ખૂબ પ્રવાસ કરાવતું. તેની નબળી તબિયત છતાં તેને આ કાર્યક્રમોનો બોજો ઉઠાવવો પડતો. આ કામ પૂરું થાય એટલે મેડમ ક્યુરી કુદરતનું અવલોકન કરવામાં આનંદ લેતી.

ઇટલી, હોલાંડ, ઇગ્લેન્ડ તેને ખૂબ આવકારતાં. ૧૯૩૨ માં તેણે સ્પેનની યાદગાર મુસાફરી કરી. પ્રમુખ મસરીકે તેને ઝેકોસ્લોવાકીયામાં પોતાના ગામડાના ઘરે આમંત્રી. બેલ્જીયમમાં તેને શાહી સત્કાર મળતો. દુનિયાનો એક ખુણો એવો નહોતો કે જ્યાં તેનું નામ જાણીતું નહોય. દૂર પૂર્વમાં ચીનના એક પ્રાંતિક શહેરમાં બુદ્ધ અને ચીનના શહેનશાહોની હરોળમાં મેડમ ક્યુરીનો ફોટો ટાંગવામાં આવ્યો હતો; 'માનવજાતના ઉપકારકો'ની હરોળમાં ક્યુરીનું સ્થાન હતું.

૧૯૨૨ માં રાષ્ટ્રસંઘની સમિતિએ સર્વાનુમતે મેડમ ક્યુરી—સ્કલોડોવ્સ્કાને બૌદ્ધિક સહકારની આંતરરાષ્ટ્રીય સમિતિના સભ્ય તરીકે ચુંટી. મેરીએ તેનો સ્વીકાર કર્યો. તેના જીવનમાં આ એક અગત્યની તારીખ છે. અત્યાર સુધી અનેક સંસ્થાઓએ તેના નામનો ટેકો માગ્યો હતો, પણ મેરીએ સૌ કોઇને ના પાડી હતી. મેરીને આવું માન ગમતું નહિ. કારણ કે, કામ ન કરી શકે અને છતાં નામ માત્ર હોય તેનો અર્થ શો? રાજકીય બાબતોમાં હંમેશાં તે તટસ્થ રહેતી, પરંતુ રાષ્ટ્રસંઘની આ સમિતિમાં આઇન્સ્ટાઇન, મરે, મે ઇત્યાદિ સુવિખ્યાત વ્યક્તિઓ હતી. મેરી તેની ઉપ–પ્રમુખ ચુંટાઇ. દુનિયાના વૈજ્ઞાનિક સંશોધનમાં એક જાતની અરાજકતા ચાલતી હતી, તે દૂર કરવા મેરીએ પ્રયત્ન કરવા માંડયાં અને કેટલીય બાબતોમાં વિજ્ઞાનની પરિભાષા, પ્રકાશનો અને અંકેવાળોને લગતાં પ્રશ્નોમાં એકતા સાધી. ટેબલ ઓફ કોન્સટન્ટ્સ શરૂ કરાવ્યા.

નફાની દૃષ્ટિ દૂર રાખનાર વૈજ્ઞાનિક મેડમ ક્યુરી પોતાના સહકારીઓના કાર્યના સંરક્ષણના હક્કો માટે હીમાયત કરવા લાગી. વૈજ્ઞાનિકોને 'કોપી રાઇટ' મળે એ માટે તેણે કામ આદર્યું. ઉદ્યોગોમાંથી થતો નફો પ્રયોગશાળાઓનાં સાધનો અને વૈજ્ઞાનિક કાર્ય કરનારાઓની સગવડો માટે વાપરવો, એવી સૂચનાઓ કરવા લાગી. અજબ પરિવર્તન! આ કાર્ય મેરીએ ખૂબ ખંતથી ઉપાડી લીધું; એટલે સુધી કે, બીજા કાર્યો તેણે બાજુએ મૂકી દીધાં. ૧૯૩૩માં માત્ર એક વાર આ કામ છોડી મેરી સ્પેનમાં ભાષણ આપવા ગઇ હતી.

પોલાંડની મુસાફરીઓ—મેરીએ સ્વતંત્ર પોલાંડમાં રેડીયમ ઇન્સ્ટીટ્યુટ ઉભું કરવાની હીલચાલ કરી. કેન્સરની સારવાર માટે એક સારૂં કેન્દ્ર અને વૈજ્ઞાનિક સંશોધન માટે એક મથક સ્થાપવાની તેને ઇચ્છા હતી. પણ ગરીબ બિચારૂં પોલાંન્ડ! પૈસાની સગવડ ક્યાંથી કરવી? અને મેરીને આ કામ હાથ ધરવાનો વખત નહોતો.

ધ્રોન્યાએ આ કામ ઉપાડી લીધું. મેરીના નામના સ્ટેંપો કાઢયા અને દેશ આખામાં ફંડ ઉઘરાવવાનું શરૂ કરી દીધું. રાજ્ય તેમજ પ્રજાજનોએ તેમાં ઉદાર હાથે મદદ કરી.

ઇન્સ્ટીટ્યુટનો પાયો નાખવા મેરી વૉર્સો ગઇ. 'પોલીશ પ્રજાસત્તાકની અગ્રગણ્ય સ્ત્રી' તરીકે પ્રજાએ તેનું સન્માન કર્યું. યુનિવર્સિટી, વિદ્યાસભા અને મ્યુનિસિપાલિટીએ પોતાના તરફથી માનચાંદ આપ્યા. માર્શલ પીલ્સુડરકી મેરીના અંગત મિત્ર થઇ ગયા. કોઇપણ વિધિમાં અમલદારી દેખાવો નહોતા. મેરીના પોલિશ ભાષામાં થયેલ ભાષણ પર પોલાંડના પ્રમુખ મુગ્ધ થયા. આટલા વર્ષના દેશવટા પછી પોલિશ ભાષા પર આટલો કાબુ! પછી તો વર્ષો વહી ગયા. ઇંટોમાંથી દિવાલો થઇ. પણ રેડીયમ માટે પૈસા ક્યાંથી કાઢવા?

મેરીએ અમેરિકા તરફ જોયું. મીસીસ મેલોનીને સંભારી. ફરી પાછું મેલોનીએ મોટું ફંડ એકઠું કરી આપ્યું. અમેરિકાએ મેડમ ક્યુરીને એક બીજો ગ્રામ રેડિયમનો ભેટ ધર્યો. ૧૯૨૯માં પ્રમુખ હુવરના મહેમાન તરીકે તેમના ઘરે કેટલાય દિવસ મેરી રહી આવી.

૧૯૩૨માં વૉરસોનું રેડિયમ ઇન્સ્ટીટ્યુટ ચાલુ થયું; દર્દીઓને રેડીયમની સારવાર આપવાનું શરૂ થયું. મેરીની પોલાંડની આ છેલ્લી મુલાકાત હતી.

**ફ્રાંસમાં**...રેડીયમ ઇન્સ્ટીટ્યુટનું વૈજ્ઞાનિક તેમજ વૈદકીય કામ આગળ વધે એ માટે ક્યુરી ફાઉન્ડેશન નામની સ્વતંત્ર સંસ્થા કાઢવામાં આવી. તેમાં બક્ષીસો, મદદ વગેરે સ્વીકારવામાં આવતી.

૧૯૨૨ની સાલ. ફ્રાંસની વૈદકીય એકેડેમીના પાંત્રીસ સભ્યોએ એક અરજી કરી: 'અમે માનીએ છીએ કે મેડમ ક્યુરીને માનદ સભ્ય તરીકે લેવાથી એકેડેમીને માન મળશે......'

આ ક્રાંતિકારી અરજી!! ક્યુરીને હડધૂત કરનાર વિજ્ઞાન એકેડેમીના સભ્યોને કેવો બોધ પાઠ!! સર્વ ઉમેદવારોએ ઉમેદવારી પાછી ખેંચી લીધી.

એકેડેમીનાં પ્રથમ સ્ત્રી સભ્યને પ્રમુખે આવકાર આપ્યો.

૧૯૨૩માં ક્યુરી ફાઉન્ડેશને રેડીયમની શોધની પચીસમી સંવત્સરી ઉજવવાનું ઠરાવ્યું. ફ્રાંસની સરકારે મદદ કરી, અને સર્વાનુમતે પાર્લામેન્ટમાં કાયદો પસાર કર્યો; વારસાના હક્ક સુદ્ધાં ૪૦ હજાર ફ્રાંકનું મેરીને વર્ષાસન બાંધી આપ્યું. (ચાલુ)

## આમંત્રણ



આવ સખિ આવ તું સખિઓની સાથમાં,
ગાવાને ગીતડાં પ્રેમના જીરે........ટેક.

રાત જાય દોડતી, ચાંદ ચડયો વ્યોમમાં,
તારલીયા ઝબકી સંતાય રે....આવ સખિ૦

રૂપેરી ચાંદની સઘળે પથરાઈ છે,
મંદમંદ વાયરો વાયરે....આવ સખિ૦

જાઈ જુઇ મોગરાનાં ફૂલની સુગંધથી
મ્હેંકી ઉઠે મમ ચોક રે....આવ સખિ૦

મોહનલાલ ભોગીલાલ શાહ.

# ધરતીનો સાદ



ઉમટો અંતર આજ સ્થળે સ્થળ તારા ફુવારા રે.
ઉપલી ભોમથી આજ મારા ઊર કરો ઉતારા રે,
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

દિલની વીણા ગાન ભૂલી છે,
દેવ તણું આહ્વાન ભૂલી છેઃ

પુણ્ય પ્રકોપે આજ ભેદો એના મૌન કિનારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

મૂર્છિત તાપે શોષિત અંગો,
નિષ્કંપ વૃક્ષો, મૂક વિહંગોઃ
વરસી ધારા, ગજવો મારા મ્હેલ મિનારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

જલતી ભિતર ભીષણ જ્વાળો,
ઊડતી દિગંત દૂર વરાળો.

ફફડે જીવતાં જલતાં તેમાં પ્રાણ બિચારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

ઘોર પ્રલયકર આભ ગજાવો,
જળતો આતશ સાવ બૂઝાવો,

અંતર ગહને વસી ભરી દો પ્રાણ, દુલારા રે.
ઉતરી રગરગ જગવો અંકુશ માનવતાના રે.
ઉમટો અંતર આજ સ્થળે સ્થળ તારા ફુવારા રે.

'શશિન્' ઓઝા

## પ્રેમ અને લગ્નના ધક્કે ચડેલી



# શ્રીમતી


લેખક :

શ્રી ગટુભાઈ ગો. ધ્રુવ


ગુજરાતની ઊંચી ગણાતી એક જ્ઞાતિમાં શ્રીમતીનો જન્મ થયો હતો. પિતાની એ બહુ લાડકી હતી. શાળામાં અંગ્રેજી પાંચ ચોપડીઓ સુધી એ ભણી હતી. શ્રીમતી લગભગ નવ વર્ષની ઉંમર થઈ, ત્યારથી પોતાની જ્ઞાતિના એક ચંચળ છોકરા સાથે એને મૈત્રી થઈ. બન્ને મોટાં થતાં ગયાં, તેમ તેમની મૈત્રી ગાઢ થતી ગઈ. શ્રીમતીનાં માતાપિતાને પણ આ છોકરો ગમી ગયો અને આગળ ઉપર શ્રીમતીનો એની સાથે સંબંધ કરવાનો એમનો વિચાર હતો.

પરંતુ છોકરો જરા સ્વચ્છંદી થવા માંડયો અને જ્ઞાતિમાં એક બીજા સારા કુટુંબના ગણાતા છોકરા તરફથી શ્રીમતીનું માગું આવ્યું, એટલે તેના પિતાએ તેર વર્ષની ઉંમરે તેનું સગપણ એ છોકરા સાથે કરી દીધું. શ્રીમતીએ તો પેલા પિનાકિન સાથે જ પરણવાનો મનથી નિશ્ચય કરેલો હતો. પણ એટલી નાની બાળાનું શું ચાલે? છોકરી મોટી થાય અને કદાચ સગાઈ કરેલી જગાએ પરણવાની ના પાડે, એ બયથી શ્રીમતીના પિતાએ સારદા કાયદાની પરવા કર્યા વિના તેને સૂર્યકાન્ત સાથે પરણાવી દીધી. બિચારી શ્રીમતી આંખમાં આંસુ સાથે પરણી ગઈ.

શ્રીમતીના પિતા ભૂપતરાય એકંદરે સજ્જન માણસ હતા, એટલે પિનાકિન સાથેનો સંબંધ ચાલુ રાખ્યો અને એ કુટુંબ સાથે એ અગાઉની માફક હળેલો રહ્યો. શ્રીમતી સૂર્યકાન્ત સાથે પરણી તો ખરી, પણ એનું હૃદય તો પિનાકિન સાથે જોડાયેલું હતું. શ્રીમતી સોળ વર્ષની થઈ, ત્યાં એના પિતાનું અવસાન થયું. ભૂપતરાયને પાછળથી જણાયું કે સૂર્યકાન્ત ઊંચા કુળનો કહેવાતો, પણ ઓછી બુદ્ધિનો અને શ્રીમતી જેવી રૂપાળી અને ચંચળ છોકરી માટે બરાબર લાયક ન હતો, પણ હવે ઉપાય ન હતો.

*

પિતાના મરણ પછી ૭ મહિને શ્રીમતી પોતાને સાસરે ગઈ. એના પતિ સૂર્યકાન્તમાં ખાસ કાંઈ દૂષણ ન હતું, પણ એ માણસ મીઠાવગરનો હતો. બાપની ધાકને લીધે છેક રાંકડો બની ગયો હતો. શ્રીમતીએ હૃદય બીજાને અર્પેલું હોવા છતાં તેને સંસારવ્યવહાર એ સાસરામાં જ ચલાવવો પડયો ને એ વર્ષો દરમિયાન પિનાકિન અને શ્રીમતીનો મેળાપ તો અનેક વખત થતો. માતા, ભાઈઓ, અને સાસરાનાં માણસોથી પણ આ વાત છાની ન હતી. પિનાકિન અને સૂર્યકાન્તનો સંબંધ પણ એકંદરે મિત્રાચારીનો હતો. દરમિયાન શ્રીમતીને એક પુત્ર થયો.

પુત્રના જન્મ પછી સાસરાનાં માણસોને પિનાકિન અને શ્રીમતીના પરિચય પ્રત્યે અણગમો થતો ગયો અને ધીમે ધીમે અણગમાએ પ્રત્યક્ષ વિરોધનું સ્વરૂપ લીધું. દરમિયાન શ્રીમતીના પીઢ ઉંમરના સસરાએ તેની પ્રત્યે અઘટિત વર્તન કરવાનો પ્રયત્ન કર્યો, એમ

શ્રીમતીને લાગવાથી, એણે તે બાબત સૂર્યકાન્તને ફરિયાદ કરી. સૂર્યકાન્તે એ વાત માની ન હોય કે પિતાને વાત કરી ન શક્યો હોય, પણ એ ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ. શ્રીમતીને સાસરામાં રહેવું હવે બહુ વસમું લાગ્યું. સૂર્યકાન્ત એના મનથી હવે છેક ઊતરી ગયો. પિનાકિન ઉઘાડી રીતે તેનો બચાવ કરે કે રક્ષણ આપે તે બની શકે તેવું ન હતું. એટલે શ્રીમતી માતાને ઘેર રહેવા ગઇ. માતા તેને પોતાને ઘેર લાંબો વખત રાખવા ખુશી ન હતી. બે ચાર માસમાં શ્રીમતીને ફરી પાછું સાસરે રહેવા જવું પડ્યું.

સૂર્યકાન્ત સ્વભાવે નરમ તો હતો, પણ ઓછી સમજણ હોવાને કારણે ચઢાઉ હતો. કેટલાક મિત્રોની શીખવણીથી શ્રીમતીને એણે વારેવારે ઠપકો દેવાનું શરૂ કર્યું, અને પછીથી તો હાથ પણ ઉગામવા માંડ્યો. માર સહન કરે એવો શ્રીમતીનો સ્વભાવ જ ન હતો. એટલે એણે...ના સંચાલકને બધી વાત કરી અને એમની સંસ્થામાં તેને રાખવાની માગણી કરી. માતા તથા ભાઇઓ આની વિરૂદ્ધ હતા; તેમ છતાં એ સંસ્થામાં સંગીત શીખવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો અને સંગીતના શિક્ષણ ઉપરાંત સંસ્થાના બીજા કાર્યક્રમમાં પણ શ્રીમતીએ ઉત્સાહથી ભાગ લેવા માંડ્યો. રસ્તે આવતાં જતાં કોઇ વાર પિનાકિનનો મેળાપ થઇ જતો. પાછળથી એ બંન્ને સંકેતથી અનેક વખત મળતાં. રસ્તાની એક બાજુએ એક વખત પિનાકિન અને શ્રીમતીને વાતો કરતાં સૂર્યકાન્તે જોયાં; એટલે રસ્તામાં જ એણે શ્રીમતીને મારવા માંડી. પિનાકિને એનું રક્ષણ ન કર્યું હોત તો તેને તે દિવસે મરણતોલ માર પડત.

એ દિવસથી શ્રીમતીએ પોતાના ભવિષ્યના જીવન વિષે નિશ્ચય કરી લીધો. માતા અને ભાઇના વિરોધ છતાં એણે સંસ્થામાં જ જઇને રહેવાનું નક્કી કર્યું. ત્યાં સંગીતનું-સીતાર અને દિલરૂબા વગાડવાનું શિક્ષણ લેવામાં અને બીજી નાની બાળાઓને ભણવામાં મદદ કરવામાં એનો વખત ઠીક પસાર થતો હતો. બાળક કશ્યપને તેના બાપને ઘેર કે મોસાળમાં કોઇ જાતનું દુઃખ ન હતું.

આમ ત્રણ ચાર વર્ષ ચાલ્યું. દરમિયાન સૂર્યકાન્ત-સંસ્થામાં જઇને પણ વખતોવખત ધાંધલ કરતો. શ્રીમતી સાથે લગ્ન ન થઇ શક્યું તેથી પિનાકિને, પરણવાનો વિચાર જ માંડી વાળ્યો હતો...સંસ્થામાંથી પિનાકિનને મળવાની શ્રીમતીને બહુ સગવડ મળતી નહિં, પણ દશ બાર દિવસે, એકાદ વખત રસ્તામાં એ બન્ને મળી જતાં.

સૂર્યકાન્તે શ્રીમતીને સમજાવવાના અને ગઇ ગુજરી ભૂલી જઇ, ફરી પાછી ઘેર બોલાવવાના બહુ પ્રયત્ન કરી જોયા, પરન્તુ શ્રીમતીના મનનો મેળ ત્યાં કદી મળ્યો જ ન હતો, અને પિનાકિન એની ખાતર કુંવારો રહ્યો હતો એ આશ્વાસન અને સાંત્વનનું એક માત્ર એને સ્થાન હતું; તેમજ સૂર્યકાન્તે હાથ ઉપાડ્યાથી અને રસ્તા વચ્ચે તેની ફજેતી કરેલી હોવાથી તેનું સ્વમાન ઘવાયું હતું, એટલે કોઇ હિસાબે શ્રીમતી ફરી સાસરે જવા ખુશી ન હતી. છતાં પિનાકિનની મારફત એ પોતાના પુત્ર કશ્યપને કેટલીકવાર મળી શકતી.

સંસ્થામાંથી શ્રીમતીએ પિનાકિનને ઘેર-તેણે પોતાના બાપાથી અલગ ઘર લીધું હતું-જઇ ખુલ્લી રીતે રહેવાનો પોતાનો વિચાર જણાવ્યો, પરંતુ આમાં તેને સંસ્થા તરફથી ટેકો મળ્યો નહિ. તેમ છતાં કેટલીક વખત જુદું બહાનું કાઢીને એક બે દિવસ એ પિનાકિનને ઘેર રહી આવતી, એમ સંસ્થાના સંચાલકોને ખબર પડી. સંચાલકો એમ માનતા કે, પોતાની માતાને ઘેર એ રહેવા ગઇ છે. આ પ્રમાણે અનિયમિતતા અને સમાજ વિરૂદ્ધનો વ્યવહાર...તો ચલાવી શકે નહિ, એટલે શ્રીમતીને ...સંસ્થાના નિયમ પૂરી રીતે પાળવાની, અગર

તો સંસ્થા છોડી જવાની સખ્ત તાકીદ આપવામાં આવી. શ્રીમતી વાજીન્ત્ર સારી રીતે વગાડતી, એટલે એને એવી આશા હતી કે સંગીતનું ટ્યુશન આપીને એ પોતાનું ગુજરાન ચલાવી શકશે. એટલે એ સંસ્થાછોડી ગઇ.

સૂર્યકાન્તે પોતાના બધા પ્રયત્નો નિષ્ફળ જવાથી બીજીવાર લગ્ન કર્યું. એની જ્ઞાતિમાંથી તો એને કોઇ કન્યા ન મળી, પણ બીજી બ્રાહ્મણ જ્ઞાતિની મોટી ઉંમરની વિધવા સાથે એણે પુનર્લગ્ન કર્યું. શ્રીમતીને એમ લાગ્યું કે એ સમાજનો અન્યાય છે. શ્રીમતીએ ઘર ન માંડયું અને એનું પરિણીત જીવન નિષ્ફળ ગયું તેથી સૂર્યકાન્ત ફરી પરિણિત જીવન સુખથી વ્યતીત કરી શકયો. પરંતુ પોતાની મરજી ઉપરાંત શ્રીમતીને પરણવું પડયું હતું; તેની સાથે એના મનનો મેળ કદી મળ્યો ન હતો; જે યુવક પ્રત્યે એનું હૃદય ઢળ્યું હતું—છેક નાનપણથી જેની સાથે જીવન વીતાવવાનો એણે નિશ્ચય કર્યો હતો તે હજી એની જ ખાતર અપરિણીત રહ્યો હતો; પરિણીત પતિ એને મારઝૂડ કરતો અને રસ્તા વચ્ચે પણ એની ફજેતી કરવાની હદ સુધી હલકાઇ બતાવી હતી, તે ફરી પરણ્યો હોવા છતાં શ્રીમતીને પોતાને એનાથી છૂટા થવાનો કોઈ માર્ગ ન હતો, એ સમાજનો હડહડતો અન્યાય હતો એમ શ્રીમતીને લાગ્યું. છૂટા થવા માટે એણે બહુ પ્રયત્નો કર્યા. વડોદરાના કાયદાનો લાભ લેવામાં કોઈ રીતે એને સફળતા મળી નહિ. મા તથા ભાઇઓએ એના જીવન પ્રત્યે હવે ઉપેક્ષાવૃત્તિ ધારણ કરી હતી. તેનો પ્રથમ પતિ હયાત હોવાથી પિનાકિન સાથે એ લગ્ન તો કરી શકે એમ હતું નહિ, કારણકે લગ્ન કરે અને સૂર્યકાન્ત ફરિયાદ કરે તો એ બન્નેને જેલમાં જવું પડે.

......ની સંસ્થાના સંચાલકોની સલાહ વિરૂદ્ધ, બીજા જે એને સલાહ, સૂચના કે દોરવણી આપી શકે એ બધાંએ ના કહ્યા છતાં, શ્રીમતીએ કોઇની પરવા કર્યા સિવાય, હવે ઉઘાડી રીતે પિનાકિનને ઘેર જ રહેવા માંડયું. ઘણી લાંબી મુદ્દત સુધી હૃદયની લાગણી અને સમાજના સ્થાપિત નિયમોનું પાલન એ બે વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યા પછી હૃદયની લાગણીએ છેવટ જીત મેળવી અને શ્રીમતીએ બંડખોર વૃત્તિ ધારણ કરીને પિનાકિન સાથે સંસાર માંડયો. માતા, ભાઇ અને સગાસંબંધીઓએ તો એને લગભગ તજી જ દીધી. પિનાકિનનાં માતાપિતાએ પિનાકિન સાથેનો વ્યવહાર તોડી નાખ્યો. ન્યાતજાતનાં સૌએ એ બન્નેનો તિરસ્કાર કર્યો. સંસ્થાના સંચાલકોને પણ શ્રીમતીનું આ પગલું પસંદ પડયું નહિ, છતાં શ્રીમતીનાં કેટલાંક મિત્રો અને સંસ્થાની કેટલીક બંડખોર મનોવૃત્તિવાળાઓને શ્રીમતીના આ પગલાથી અંતરમાં એક જાતનો સંતોષ થયો. જે કાર્ય કરવાની પોતાની અંતરની ઇચ્છા હોય, છતાં હિમ્મત ન ચાલતી હોય, ત્યારે તે કાર્ય બીજું કોઇ કરે, ત્યારે કેટલાકને ઇર્ષા ઉત્પન્ન થાય છે અને કોઇક તેને અંતરથી આવકારે છે.

શ્રીમતીનો પોતાના બાળક પુત્ર કશ્યપ પ્રત્યેનો પ્રેમ એવો ને એવો અખંડ ચાલુ રહ્યો હતો. હવે એ લગભગ આઠેક વર્ષનો થયો હતો. નિશાળે જતે આવતે કે બીજે કાંઇ ફરવા જતો એ વખતે કુટુંબનાં બધાંથી છાનોમાનો એ શ્રીમતીને મળતો.

સૂર્યકાન્તે શ્રીમતીના આ પગલાનો જરા પણ વિરોધ કર્યો નહિ, એથી સહુને બહુ નવાઇ લાગી. કુટુંબીજનો કે મિત્રો એ બાબત એને પૂછતા ત્યારે એ એટલો જ જવાબ દેતો: "હું ફરીથી પરણ્યો'ને"

પિનાકિન અને શ્રીમતીનો નવો સંસાર લગભગ એક વર્ષ બહુ સારી રીતે ચાલ્યો; પરન્તુ એ સ્થિતિ લાંબો વખત ટકવાનું સર્જિત ન હતું.

લગભગ દોઢ વર્ષથી શ્રીમતીને વખતો

વખત થોડો થોડો તાવ આવી જતો અને ક્વચિત ઉધરસ પણ થતી. અત્યાર સુધી તો સંસ્થામાં રહીને સંગીત ગાવા વગાડવામાં અને શીખવવામાં એનો બધો વખત જતો. અગાઉ સાસરામાં એને માથે ઘર ચલાવવાનો કે કુટુંબનો કશો બોજો પડ્યો ન હતો, પણ હવે તાવથી નબળી પડેલી તબીયતે એને માથે ઘર ચલાવવાનો બોજો પડ્યો. પિનાકિનની કમાણી ઝાઝી ન હતી, તે ઉપરાંત એમના મિત્રોને ઘરે બોલાવી ચ્હાપાણી કરવામાં અને ખાવાપીવામાં પોતાની સ્થિતિ કરતાં વધારે ખર્ચ કરતો, તેથી પૈસાની હંમેશાં તાણ રહેતી. શ્રીમતીને પોતાના શરીર માટે પુષ્ટિકારક ખોરાકની અને દવાદારૂની પણ કંજુસાઇ કરવી પડતી. પિનાકિનને હાથ સંકોડવાની એ વારેવારે શીખામણ આપતી, એટલે ધીમેધીમે પિનાકિને ઘરની બહાર મિત્રોમાં વધારે ફરવા માંડ્યું. શ્રીમતી પ્રત્યેનો એનો પ્રેમ તો જેવો ને તેવો જ હતો, પણ પોતાનું સર્વસ્વ ત્યાગવા એ તૈયાર ન હતો. સમાજ સામે ટક્કર ઝીલવાની શ્રીમતી જેટલી એની શક્તિ બળવાન ન હતી. શ્રીમતીને સમાજનાં માણસોએ તથા સગાં-વહાલાંએ અને કુટુંબીજનોએ તજી દીધી, તેથી સમાજ પ્રત્યે વિશેષ ક્રોધ ચડ્યો હતો. એને એમ લાગતુ હતું કે સમાજ ઢોંગ, છાની અનીતિ; ઉપરઉપરના દેખાવને લઇ ચલાવે છે; પરંતુ ખુલ્લી રીતે સમાજનાં સ્થાપિત બંધનો તોડી પ્રમાણિક જીવન ગાળનારને તરછોડે છે. સમાજનો કાયદો પણ તેને અન્યાયી અને એકપક્ષી લાગતો હતો, કારણ કે એના પતિ સૂર્યકાન્તને ફરી પરણવા માટે કોઇ દોષ દેતું નહતું.

પિનાકિનની ધીમે ધીમે વધતી જતી બેદરકારીથી શ્રીમતીના મનને ઘણો આઘાત થયો. એની નબળી તબિયતમાં આ જાતના આઘાતથી વિશેષ નબળાઇ આવી અને એ ક્ષયરોગમાં સપડાઇ.

કેટલાક માસ સુધી તો શ્રીમતીએ પરાણે પરાણે ઘરકામનો બોજો—રાંધવા વગેરેનું કામ-ઉઠાવ્યું, પણ પછી તો એ ખાટલે પડી. પિનાકિનને હવે શ્રીમતીના મંદવાડની ગંભીરતાની સમજણ પડી. એણે સારા ડાક્ટરો અને દવા કરવામાં પોતાની શક્તિ ઉપરાંત ખર્ચ કર્યું. શ્રીમતીને હવા ખાવા પણ મોકલી, છતાં શરીરના રોગ ઉપરાંત મનના ઊંડા આઘાતથી શ્રીમતીની તબીયત દિન પર દિન લથડતી ચાલી. પિનાકિન હવે હિમ્મત હારવા લાગ્યો, પૈસે ટકે હેરાન થવા લાગ્યો, છતાં પોતે હાથે રાંધે અને શ્રીમતીને પણ એની રુચિ અનુસાર રાંધી આપે એમ લાગણી પૂર્વક કરવા લાગ્યો. શ્રીમતીને પણ હવે પોતે બોજારૂપ છે એમ લાગવા માંડ્યું. પોતાના જે થોડા ઘણા દાગીના અંગ ઉપર હતા, તે એક પછી એક વેચી તેણે ડાક્ટરનાં બીલો ચૂકવવા માંડ્યાં.

શ્રીમતીના મંદવાડની ખબર એની માતાને અને ભાઇઓને પડી અને તેઓ એને જોવા આવી ગયાં. એમના તરફથી સૂર્યકાન્તને પણ મંદવાડના સમાચાર મળ્યા. સૂર્યકાન્ત શ્રીમતીને જોવા આવ્યો. શ્રીમતીની સ્થિતિ જોઇ એને બહુ લાગણી થઇ. એ માણસ બહુ નરમ હતો. ચડાઉ હતો અને નિરૂપાયે બીજીવાર પરણ્યો હતો, પણ મનનો સાચો ખાનદાન હતો. શ્રીમતીને એણે કહ્યું: "હું બીજી વાર પરણ્યો છું, પણ તેથી મારા ઘરમાંથી તારો હક્ક ઓછો થતો નથી. જ્યારે તને જરૂર લાગે ત્યારે તું અડધી રાતે પણ મારે ઘેર આવી શકે છે. તારે માટે મારું ઘર સદાને માટે ઉઘાડુ છે" સૂર્યકાન્તની આટલી બધી ઉદારતાની શ્રીમતી ઉપર બહુ અસર થઈ. ભૂતકાળનું પોતાનું જીવન નવા સંસારમાં સુખના સ્વપ્ના અને અત્યારની સ્થિતિ વિષે તેને અનેક વિચારો આવ્યા. એ રાતથી શ્રીમતીની સ્થિતિ વધારે ખરાબ થતી ગઈ.

પિનાકિન્ હવે તો શ્રીમતીના ચાલુ મંદવાડથી કંટાળો પણ બતાવવા લાગ્યો. જે બાળા માટે એણે ન્યાત, જાત, સગાં સંબંધી સર્વ સાથેનો સંબંધ છોડયો, જેને માટે એ જિંદગી ભર કુંવારો રહ્યો, તેની સાથે છ સાત માસ સંસાર ભોગવ્યા પછી એ તો મંદવાડની પથારીએ પડી. અને હવે તો એને જીંદગીભર માંદી સ્ત્રી જ વેઠવાની, એ વિચારે છેક નિરાશ થઈ ગયો. પૈસેટકે એ હેરાન થઈ ગયો હતો. નોકરીમાં નિયમસર અને વખતસર ન જવાતું હોવાથી ત્યાં પણ ઉપરીનો ઠપકો વારંવાર ખાવો પડતો. સૂર્યકાન્ત મળવા આવી ગયો હતો અને શ્રીમતીની પથારીમાં પચાસ રૂપીઆ મૂકી ગયો હતો, એની પણ એને ખબર પડી હતી. શ્રીમતીએ પોતે જ એને બધી હકીકત વિગતવાર કહી હતી. આ ઉપરથી એને જરા ઇર્ષા પણ ઉત્પન્ન થઈ હતી.

શ્રીમતીનો મંદવાડ વધતો ગયો. ડાકટરોએ એની આશા છોડી દીધી. તેની માતાને પિનાકિને ખબર આપી એટલે માતા પિનાકિનને ઘેર આવી અને શ્રીમતીએ પોતાને ઘેર લઇ જવાની માગણી માતા પાસે કરી, પણ માતાએ મરણ પથારીએ પડેલી—આખરની મહેમાન—પોતાની દીકરીની છેલ્લી આશા પૂરી કરવાને વખતે એવી શરત મૂકી કે, 'પિનાકિન ત્યાં રહે નહિં. એટલુંજ નહિં, પણ જોવા પણ ન આવે તો હું તને મારે ઘેર લઈ જાઉં' આ બાઇને ન્યાત જાત અને સગા સંબંધીઓમાં પોતાની પ્રતિષ્ઠા અને આબરૂ જવાનો ભય નડયો! શ્રીમતીએ આ શરતનો તિરસ્કારથી અસ્વીકાર કર્યો. "તમારા કરતાં તો સૂર્યકાન્ત કેટલો બધો ઉદાર! એનું ઘર મેં ભાંગ્યું, એનું જીવન મારે લીધે રદ થયું, છતાં એનાં બારણાં મારે માટે ઉઘાડાં છે અને તમે—મારી જનેતા—મને આખરના મંદવાડ વખતે ઘેર લઇ જવાની પણ ના પાડો છો? કુટુંબ, ઘરબાર, ન્યાત જાત સમાજ બધું તજીને જેને

## મંત્રતંત્ર સૌ છોડ તું આજે

મંત્રતંત્ર સૌ છોડ તું આજે,
માળાના કૈં જાપ જપે તું;
મિથ્યા મીઠા રાગે;
મંદિરનાં તું દ્વાર ઉઘાડી,
જો શું ઇશ્વર માગે? મંત્રતંત્ર૦
દેવળમાં ના દેવ બિરાજે,
ઘૂમે ખેડૂત સંગે;
ચોમાસે ઉનાળે નાચે,
અવિરત એને ઢંગે;
ધૂળ ખરડાયા સાજે. મંત્રતંત્ર૦
મુક્તિતણા ઓ શોધક!
તારી મુક્તિ કોને હાથે?
હર્ષથી સર્જન ભાર ઉપાડી,
બંધાઇ તુજ સાથે;
માલિક તારો રાજે. મંત્રતંત્ર
ધ્યાન ત્યજી વળી ફૂલ વિખેરી,
આવ જરી તું બ્હારે;
વસ્ત્રો મેલાં થાય ભલે શી
ચિંતા એની તારે?
ઉભતાં પ્રભુ સહ લાજે?
મંત્રતંત્ર સૌ છોડ તું આજે.

જશભાઇ કા. પટેલ

આશરે હું આવી છું તેના જ છાપરા નીચે હું મરીશ." આમ કહી શ્રીમતીએ મોઢું ફેરવી દીધું. એ રાત્રે શ્રીમતીએ પ્રાણ મૂકયો.

એના તાકીયા નીચેથી બે ચીઠ્ઠીઓ મળી આવી. એક સૂર્યકાન્ત ઉપર હતીઃ "મને માફ કરશો? પણ માફી શી રીતે માગું? તમારી ઉદારતા કેવી છે." બીજી ચીઠ્ઠી પોતાના બાળક કશ્યપ ઉપર હતી, "મરતી વખતે તારું મોઢું જોવાની મારી ઇચ્છા અધૂરી રહી ગઇ. પાકીટમાં એક સોનાની સેર છે એ તારી જનોઈ વખતે તારી વ્હાલી મા તરફની છેલ્લી ભેટ."

# વ્રજયાત્રા



શ્રી. ઘેલુભાઇ દેસાઇ

*

( ગતાંકથી ચાલુ )

અહિં ભરતપુર રાજ્યાનો પુરાણો કીલ્લો છે. દાઉદજીનું મંદિર છે. રૂપ સાગર નામનું સુંદર સરોવર છે. અહિંથી એક રસ્તો નંદગાંવ જાય છે, જ્યારે બીજો રસ્તો પાડરગાંવ જાય છે. આગળ જતાં બદ્રિના દર્શન આવે છે. ઉત્તરખંડની અપૂર્વ લીલાના દર્શન પણ અહિંજ થાય છે. ત્યાંથી આગળ કામવન આવે છે. પાંડવો વનવાસ સમયે અહિં રહ્યા હતા. અને ભગવાને ગોપીઓ પાસે દાણ લીધાં હતાં. અહીં ચોરાસી તીર્થ છે. અહિંથી આગળ કનવરો ગાંવ, ચિત્ર વિચિત્ર શિલા, ઉંચાગાવ, ડભારોગાંવ, અને આગળ બરસાણા આવે છે. અહીં કૃષ્ણની લાડલી રાધકાજીનું મંદિર છે. ધન્ય છે રાધકાજી તમારી ભક્તિને કે આજે પણ જનતાને મુખે રાધાકૃષ્ણનું અમર નામ રમી રહ્યું છે. પહાડની ટેકરી ઉપર સુંદર તેમજ ભવ્ય મંદિર બનાવેલુ છે તેમાં રાધીકાજીની મૂર્તિ આજે પણ શ્રી. કૃષ્ણના અમર અભિસારીકાનો બરાબર ખ્યાલ આપતી બિરાજે છે. જયપુરની પત્થરની કરીગરી જોવા લાયક છે. આખું મંદિર આરસપહાણનું બનાવેલું છે. દંતકથા કહે છે કે રાધીકાજીને નારાયણદાસી નામના બ્રાહ્મણને સ્વપ્નું આવ્યું અને તેમની મૂર્તીને જમીનમાંથી બહાર કાઢી અને પુજન કરી મૂર્તીની સ્થાપના કરી. પાસેજ પ્રેમ સરોવર છે.

અહીં મહાપ્રભુજીની બેઠક છે તથા રાધા ગોપાલજીનું મંદિર છે. આગળ સંકેતવન આવે છે. ત્યાં રાધા અને કૃષ્ણ રોજ મળતા હતા. પહાડ ઉપર રાધા કૃષ્ણની પાદુકાઓ છે. નંદ મહારાજનું ગામ પણ પહાડ ઉપર છે. આને નંદગ્રામ કહે છે. ત્યાં નંદ મહારાજનું મંદિર છે. ત્યાંથી પાછા મથુરાજી આવવું પડે છે.

મથુરાથી પાસે ગોકુલ છે. અહિં ભગવાન નન્દરાયની ગાયો ચરાવતા હતા. ગોકુલ જમનાજીને કીનારે છે. ત્યાં ઠાકુરાની ઘાટ પણ છે. મહા પ્રભુજીની બેઠક છે. અહીં કૃષ્ણનાં મંદીર ઘેરઘેર છે. ત્યાંથી આગળ દાઉદજીનું મંદિર છે. મુતીં ઘણી જ મોટી અને ભવ્ય છે.

કૃષ્ણ ભગવાનની લીલા મથુરા અને આસપાસના પ્રદેશોમાં થઇ તેમના સંસ્કારણો તજાયલા દેખાય છે. વૈષ્ણવો તેની પરીક્રમ કરે છે. ભગવાન કૃષ્ણે પાપીઓનો સંહાર કરવા યુગેયુગે અવતાર લીધો આજે કલીયુગમાં પણ હું આપનો ગીતાનો શ્લોક યાદ કરૂં છું.

' પરિત્રાણાય સાધૂનાં વિનાશાયશ્ચ દુષ્કૃતામ્,
ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે. '

અને આમ પૂણ્ય ભૂમિ વ્રજની પરિક્રમા કરીને મ્હારા જીવનને ધન્ય થયેલુ હુ માનું છું. લાખ લાખ વંદન હજો અમર ભૂમિ થી વ્રજ ને જેની સાથે ભગવાન શ્રી મધુસુદનના અનેક પરાક્રમો તથા લીલાઓના સંસ્મરણો સંકળાયાં છે-જેના દર્શન માત્રથી હૃદયમાં કોઈ અદ્દભૂત અનેરી શાન્તી પ્રાપ્ત થાય છે આજે. વ્રજભૂમિમાં તેમજ સારા ભારત ભરમાં રાધા કૃષ્ણ, રાધારમણનું અમર નામ લોકોના હૃદયમાં કોતરાઇ ગયું છે.

# નાગથાતની યાત્રા

લેખિકા.
શ્રી. સુશીલા નય્યર

*

શ્રી ધર્મદેવ શાસ્ત્રી કેટલાંક વરસથી જોનસરબાવરની પછાત જાતિઓની સેવા કરે છે. તેમની તીવ્ર ઇચ્છા હતી કે, ગાંધીજી પોતે તેમનું કાર્ય જોવા આવે, અથવા પોતે ન જઇ શકે, તો તેમની ટુકડીમાંથી કોઇકને મોકલે. દાકતર તરીકે કસ્તૂરબા ટ્રસ્ટના દાકતરી વિભાગની મંત્રી અને સંચાલક તરીકે, શાસ્ત્રીજીની સાથે જવાને ગાંધીજીએ મારી પસંદગી કરી.

શ્રી. આભા ગાંધી અને હું ત્રીજી તારીખે સવારે ૭ વાગ્યે શાસ્ત્રીજીની રાહબરીમાં મસૂરીથી નીકળ્યાં. શાસ્ત્રીજીના મિત્ર વર્માજીની પુત્રી તથા પુત્ર અને તેમના એક મિત્ર દહેરાદૂનથી અમારી સાથે થયાં. સાહિયા સુધી મોટર જાય છે. દસ વાગ્યે ત્યાં પહોંચ્યાં, અને સાડા દસ વાગ્યે અમે નાગથાતને રસ્તે પડયાં. શાસ્ત્રીજીએ બે પહાડી ટટ્ટુ, ઝંપાન અને બે મજૂરોની વ્યવસ્થા રાખી હતી.

ચઢાણ કપરું હતું. એક સાંકડી કેડી હતી. એક તરફ પહાડ હતા, બીજી તરફ ઊંડી ખાઇ હતી; કેટલીક જગ્યાએ રસ્તો એટલો ખરાબ હતો કે, માણસ જરા પણ ગાફેલ રહે ને પગ લપસે, તો નીચે સેંકડો ફૂટ ઊંડી ખાઇમાં પડે અને તેના ફુરચે-ફુરચા ઊડી જાય. કેટલીક જગ્યાએ તો ખાઇ તરફ જોતાં જ ચક્કર આવી જતાં. એટલે, અમે રસ્તા પર મીટ માંડીને ચાલતાં હતાં. એક જગ્યાએ કેડી તૂટેલી હતી. રસ્તામાં અમે જુદી જુદી જગ્યાએથી જમનાને મળનારી અમલા અને ટોંસનાં તથા ખુદ જમનાજીનાં દર્શન કર્યાં.

જોનસરબાવર અર્ધપછાત પ્રદેશ છે. તેમાં કુલ ૪૫૦ ગામ પહાડો પર વસેલાં છે. રસ્તા ખરાબ છે. વસ્તી ૫૬,૦૦૦ની છે. જોનસરબાવર બ્રિટીશ હિન્દમાં છે; પણ ત્રણ બાજુએ ટેહરી, નાહન અને જુબ્બલ વગેરે દેશી રજવાડાંથી ઘેરાયેલું છે. લોકોનો ધંધો ખેતીનો છે. બટાટા, આદુ, મકાઇ, ઘઉં અને મૂંડવો (એક અનાજ) વગેરે પાકે છે. બાવરમાં પણ અફીણ થાય છે. પહાડોમાં ખેતી કરવી, એ સખત મજૂરીનું કામ છે. જમીન ઓછી છે. આ પ્રદેશમાં બહુપતિત્વનો, એટલે કે, એકથી વધારે ધણી કરવાનો રીવાજ છે, તેનું મૂળ કારણ પણ આ જમીનની તંગી છે. કહે છે કે, ત્યાં બધા ભાઇઓ વચ્ચે એક જ પત્ની હોય છે, એટલે જર-જમીન વહેંચવાનો સવાલ ઊઠતો નથી અને બાળકોની સંખ્યા પણ આપોઆપ મર્યાદિત રહે છે.

આ રિવાજથી લાભ હોય કે ન હોય, નુકશાન ખૂબ છે. પ્રમેહ, ગરમી વગેરે રોગ ઘણા ફેલાયેલા છે. ઘણા પુરુષો વચ્ચે એક જ સ્ત્રી હોવાને કારણે ઘણી સ્ત્રીઓ કુંવારી રહી જાય છે—તે જોઇ મેદાનોમાંથી કેટલાક દુષ્ટ લોકોએ આવીને અહીં સ્ત્રીઓનો વેપાર શરૂ કર્યો છે. સેંકડો છોકરીઓ દર વરસે બહાર મોકલવામાં આવે છે. લોકોની આર્થિક સ્થિતિ ન સુધરે, ત્યાં સુધી સુધારકોથી આ ઘણા ધણી કરવાનો રિવાજ બંધ કરાવી નહીં શકાય. આજે તો એક સ્ત્રીને વધારે પતિ હોય, તે પ્રતિષ્ઠાની નિશાની ગણાય છે. એક ગામમાં અમે પાણી પીવા રોકાયાં. જે છોકરીએ અમને પાણી આપ્યું, તે તરતની પરણેલી હતી. અમે પૂછ્યું; 'તમારે કેટલા પતિ છે?' 'બે' તેની માએ કંઇક દિલગીરીપૂર્વક કહ્યું, 'પણ, એના સસરા પાંચ છે.' 'પાંચ સસરા' કહેતાં ડોશી ફુલાતી હતી.

આ લોકોને માટે કેળવણીની કે તબીબી મદદની કશી વ્યવસ્થા નથી; પણ, તેમને પોતાની સંસ્કૃતિનું ભારે અભિમાન છે. તેમનું કહેવું છે કે, અમારી સંસ્કૃતિ પાંડવોથી ઉતરી આવેલી

છે. એમ કહેવાય છે કે, પાંડવોના સમયના કેટલાંય ખંડેરો અહીં મોજૂદ છે. અહીં લાખા-મંડળ નામનું સ્થળ છે. પાંડવોને લાખના મહેલમાં બાળી મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, તે જ આ, એમ કહેવાય છે. અહીં ઘણા માઇલ લાંબી એક સુરંગ છે. કહે છે કે, એ સુરંગને રસ્તે નાસી છૂટીને પાંડવોએ પોતાના જાન બચાવ્યા હતા. આજે પણ ખોદતાં ત્યાં સેંકડો મૂર્તિઓ મળી આવે છે.

પહાડની ટોચ પર અમને વિરાટગઢના ખંડેર બતાવવામાં આવ્યાં. કહે છે કે, વન-વાસના દિવસોમાં પાંડવોએ જેનો આશ્રય લીધો હતો, તે રાજા વિરાટનો કિલ્લો અહીં હતો.

કાલસી પાસે એક કુવો બતાવવામાં આવે છે. કહે છે કે, પાંડવોએ ગુપ્તવાસના એક વરસ દરમ્યાન શસ્ત્રો તેમાં સંતાડ્યાં હતાં.

જોનસરબાવરમાં ચાર જાતિઓ વસે છે: બ્રાહ્મણ, રજપૂત, બાજગી અને કોલ્ટા. છેલ્લી બે જાતિઓ હરિજન છે. લગ્ન કે એવા કોઇ પ્રસંગે કોઇ બ્રાહ્મણ કે રજપૂત કોઇ બાજગી કે કોલ્ટાને ૨૫–૩૦ રૂપીયા ધીરે. એટલે તે અને તેનાં ઘરનાં બધાં માણસો ધીરનારનાં ગુલામ જેવાં બની જાય છે. માલીક અથવા ધણિયામો તેમને ખાવાનું ને કપડાં આપે છે અને તેના બદલામાં તે લોકોને જે કહે તે કામ કરવું પડે છે. કોલ્ટા બિચારા એટલા ગરીબ અને પછાત છે કે, તેમાંના ઘણા તો આ ગુલામીમાં પણ રાજી છે. કારણ કે, એથી તેમને રોટલાની ચિંતા રહેતી નથી. સ્ત્રીઓનો વેપાર પણ આ કોલ્ટામાં જ થાય છે.

સાંજે ૭ વાગે અમે નાગથાન પહોંચ્યાં. નાગથાન રમ્ય સ્થળ છે અને ચકરોતાથી ૧૬ માઇલ ને મસૂરીથી ૨૨ માઇલ દૂર આવેલું છે. પહાડની ટોચ પરથી યમુનાજીનાં દર્શન થાય છે.

નાગથાનમાં શાસ્ત્રીજીને કોઇ જમીનદાર પાસેથી મફત જમીન મળી છે. શાસ્ત્રીજીએ ત્યાં એક નિશાળ ખોલી છે, અને કસ્તુરબાના સ્મરણાર્થે એક દવાખાનું ખોલ્યું છે. હાલમાં તો દવાખાનું દરદીઓને ફક્ત દવા આપવા પૂરતું જ છે. બહારના લોકો આવીને દવા લઇ જાય છે. કોઈ વાર કોઇ દરદીને દવાખાનામાં રાખવો પડે, તો રાખે છે. દવાખાનું ચલાવનારી બહેન નેપાળી છે. તેણે કલકત્તામાં હોમિયોપથીનો અભ્યાસ કર્યો છે, અને દાયણના કામની પણ થોડી તાલીમ લીધી છે. દવાખાનામાં દવા આપવા ઉપરાંત તે ગામડામાં પણ ફરે છે અને લોકોને બને તેટલી મદદ આપે છે.

સ્ત્રીઓની હાલત બહુ ખરાબ છે. ઘણા પતિઓની સેવાના બોજા ઉપરાંત તેમને ઘરનું અને ખેતરનું કામ પણ કરવું પડે છે. કામ માટે તે સોએક રૂપિયામાં એક પત્ની ખરીદી લાવે છે, પછી એની સાથે ન ફાવ્યું તો તેને કાઢી મૂકીને બીજી લાવે છે. અહીં કેળવાયલી કે બિન–કેળવાયેલી દાઇઓ નથી. સુવાવડ વખતે પાડોશણો એકબીજાને મદદ કરે છે. તેમને સ્વચ્છતા વગેરેનું કાંઇ ભાન હોતું નથી, એટલે પહેલી સુવાવડ પછી સ્ત્રીઓ વંધ્યા થઇ જાય છે. અહીં એક સારી ઇસ્પિતાલની જરૂર છે, જ્યાં શસ્ત્રક્રિયા વગેરે કરી શકાય અને સુવા-વડના અઘરા કેસોનો ઇલાજ થઇ શકે.

પાછા ફરતાં શાસ્ત્રીજી અમને કાલસી લઈ ગયા. કાલસીમાં તેમણે મહારાજ અશોકના એક પુરાણા શિલાલેખની નજીકમાં જ એક 'અશોક આશ્રમ' ખોલ્યો છે. કાલિંગ જીત્યા પછી મહારાજ અશોકને ખૂનરેજી તરફ કેવો તિરસ્કાર ઉપજ્યો તે વાત આ શિલાલેખમાં લખી છે. તેમને લાગ્યું કે, ખૂનરેજીથી મેળવેલી જીત, હાર કરતાંયે બૂરી છે. આથી તેમણે અહિંસા ધર્મ સ્વીકાર્યો. એમ કહેવાય છે કે, ત્યાર પછી અફઘાનિસ્તાન સહિત આખું હિંદુસ્તાન આપમેળે મહારાજ અશોકના છત્ર-નીચે આવી ગયું. ('હરિજન' બંધુમાંથી)

# હીજરાતું સ્ત્રીજીવન

**સ્ત્રી**ઓ વિષે ઘણી વાતો થઈ છે. સ્ત્રીઓના પ્રશ્નો ઉકેલવા ઘણા પ્રયત્નો થયા છે, પણ એ પ્રયત્નો કેટલીકવાર ઉપલકીયા લાગે છે. ઉપરછલ્લા પ્રયત્નથી અથવા તો ઉપર ઉપરના કામથી આ પ્રશ્નનો ઉકેલ લાવવો કઠણ છે. સમાજનું મૂળ સડેલું છે. એ મૂળ પર ઘા કરવામાં નહિ આવે તો ઉપરના પ્રયત્નો બહુ સફળ થાય એમ લાગતું નથી.

જીવન નવાજૂના વિચારો વચ્ચેથી પસાર થાય છે, એ સમયે નવાં આકર્ષણો અને જૂના રૂઢિ અને રિવાજો વચ્ચે ઘર્ષણ થવાનું અને થાય છે. આ ઘર્ષણ સમયે સમાજનાં સ્થિર જળ ડહોળાવાનાં અને કેટલીક વ્યક્તિના કલ્યાણ સાધવા સાથે કેટલાકને હાનિ પણ પહોંચવાની. આ સમયે સમાજે થયેલાં પરિવર્તન પર શોક ન કરતાં, પરિવર્તન કરેલ વ્યક્તિ પ્રત્યે તિરસ્કાર ન દર્શાવતાં, સમાજનું મૂળ તપાસવું જરૂરનું છે.

કેળવણીનો પ્રચાર થાય છે. પ્રચારના પરિણામે પુરુષ વર્ગને પહેલી તક મળતાં, શીખી નવા સંસ્કાર મેળવી તે તૈયાર થાય છે, જ્યારે સ્ત્રીની દશા જ જુદી છે. સ્ત્રીથી નવા વિચાર પ્રમાણે સંયુક્ત કુટુંબમાં કે રૂઢિચુસ્ત સમાજમાં જીવી શકાતું નથી, અને અજ્ઞાન તથા અણઆવડના પ્રતાપે નવું જીવન અપનાવી શકાતું નથી. આથી ઘણી વાર આવી સ્ત્રીઓનો સંસાર સુખી થતો નથી, કારણ કે જેની સાથે જીવન ગાળવાનું છે તેની સાથે મેળ મળતો નથી. વિચારના મતભેદને પરિણામે પતિ–પત્નીના ભેદ તીવ્ર રૂપ પકડે છે અને પુરુષ સ્ત્રીને ત્યજી કાં તો બીજું લગ્ન કરે છે, કાં તો એકલું જીવન વિતાવે છે.

બીજો પ્રશ્ન ઘણો વધારે ધ્યાન માગે છે અને તે સ્ત્રીઓ અને કન્યાઓનો વેપાર. આ વેપાર અટકાવવા અથવા તેની સામે સખત પગલાં લેવા ઠેકાણે ઠેકાણે 'વીજીલન્સ એસોસીએશન' સ્થાપવાં જોઈએ. આવી સંસ્થાઓ



કે પ્રવૃત્તિઓ શરૂ થાય અને તેમાં કામ કરવા તૈયાર હોય તેવાં જોડાય તો આ કામ ઘણું સફળ થઈ શકે. જ્યાં સુધી સખત પગલાં કે સખત કામ આ દિશામાં નહિ થાય ત્યાંસુધી આ પ્રશ્ન ખૂબ વિકટ રહેવાનો છે.

શહેરની આ પ્રવૃત્તિનો—આ ગુંડાશાહીનો ભોગ સ્ત્રીઓ બને છે, તેનાં કારણ પણ વિચાર માગે છે. નાની વયની છોકરીઓ અને સ્ત્રીઓને બંધ વાતાવરણમાં રાખવાથી બહારનાં વાતાવરણથી તે તદ્દન અજ્ઞાત હોય છે. અને આથી દુનિયાની લુચ્ચાઈ—દગાબાજી અને શઠતાનો ભોગ તરત જ બને છે અને ભોળવાઈ જઈ અવળે માર્ગે વળે છે. દુનિયામાં—વ્યવહારમાં જ્યારે જીવનની દિશા પલટાઈ જાય છે ત્યારે એ રીતના અખતરા પણ કરવાની જરૂર છે. કન્યાઓ અને સ્ત્રીઓને આવી ગુંડાગીરીથી વાકેફ કરવાની જરૂર છે અને ગુંડાગીરી સામે થવાની શક્તિ પણ વધારવાની આવશ્યકતા છે. આ શીખવવા માટે શરીરબળ મનોબળ કેળવાય તેવું શિક્ષણ, જરૂરનું જાતીય જ્ઞાન,

સમાજશાસ્ત્ર અને સ્ત્રીઓના પ્રશ્નો જો શીખવવામાં આવે તો આ પ્રશ્ન કંઈક હળવો થાય.

સ્ત્રીજીવનનું ઊંડાણુ માપતાં, સમાજનો સમસ્ત દૃષ્ટિએ વિચાર કરતાં આજે સમાજ સ્ત્રીને જે ભયંકર અન્યાય કરી રહ્યો છે, સ્ત્રી જે રીતે શોષાઈ રહી છે, એ સ્થિતિ પલટાવાની જરૂર છે. 'કોઈની લાડકવાયી' એ પુત્રી નથી, આનંદથી કલ્લોલતી કન્યા એ નથી, પણ સાસુ, નણંદ ને પતિના સાણસામાં સપડાયલી ૧૫ કે ૧૬ વરસની પત્ની છે. એ પત્નીને નથી આનંદ, નથી અવકાશ. ઉગતું જીવન દબાય છે, ઉગતી કન્યાઓ રેંસાય છે. બાળ વયે પત્ની બને, નાની વયે માતા બને છે અને ઘણીવાર અપરિપક્વ વયને લીધે પ્રસવ આપતાં કે પ્રસવ પછી તેનું મૃત્યુ થાય છે અને સ્ત્રીજીવનનો આથી પણ કરુણ ચિતાર વારંવાર આપવા પડતા બાળકના જન્મ અને તેની મુશ્કેલીનો છે. આ ઉપરાઉપરી જન્મ આપતાં સ્ત્રીનું મૃત્યુ થાય તો ? થાય ! થતું આવ્યું છે ! બાળકો રઝળશે, પણ નવી માતા આવતાં કંઈ સમય જતો નથી.

સ્ત્રી સ્ત્રી તરીકે જ જન્મે છે. તેના જીવનને વિકસાવવા સમાજનો મોટો ભાગ બેપરવાહ હોય છે. તેના જીવનની દરકાર નથી. તેની લાગણીની કિંમત નથી અને તેના સુખેદુઃખે દુઃખી થવાનું કોઈ શીખ્યું નથી. પરીણામે સ્ત્રી સદાય નિરાશ અને નિરૂત્સાહી બને છે. આની અસર સમાજ પર પડે છે. એ અસરને પરિણામે આખો સમાજ અને સંસાર દુઃખમાં જ સબડયા કરતો હોય, તેને આનંદને અવકાશ પણ ન હોય, ઉલ્લાસ ન હોય તેવું ભારરૂપ જીવન જીવી રહ્યો છે.

આથી કરુણ તો સ્ત્રીને કબજે રાખવાની ભાવના છે. પિતા, માતા અને પુત્ર તો કબજે રાખે, પણ જ્યારે તેઓના મનમાં પણ કલ્પના થાય કે વહુ કબજે નથી રહેતી અથવા તેને હેરાન કરવી છે ત્યારે ભાડુતી ગુંડાઓ પાસે પોતાની વહુને માર મરાવે છે. આવું બને છે ત્યારે જીવન પરથી સ્ત્રીનો રસ ઉડી જાય છે. ત્યારે કાંતો તે આપઘાત કરે છે, કાંતો ઘર છોડી ચાલી જાય છે. અને ચાલી જાય છે ત્યારે ? સ્ત્રી નાસી ગઈ ગણાઈ, તેની સામે ફરિયાદ થાય, તેને કબજે લેવા પ્રયત્ન થાય, પણ એનું મૂળ તો ન જ શોધાય ! આવી સ્ત્રીઓની કરુણ કથની ઘણી છે. અને એવા સંયોગો ઉભા થાય ત્યારે સ્ત્રીઓને કહેવાતા કુટુંબીજનો–પશુ ખરી રીતે પાશવી અત્યાચાર કરતા મનુષ્યો–સામે રક્ષણ આપવું જરૂરી છે. ભાડુતી ગુંડાઓથી માર ખવરાવતો આપણો સમાજ જ્યારે એ ગુંડાઓ રસ્તા પર એ જ સ્ત્રીઓની અથવા બીજી સ્ત્રીઓની છેડતી કરે છે ત્યારે શા માટે છેડાઈ પડતો હશે ? એક વખત જે રસ્તો આપણે જ ગુંડાશાહી તત્ત્વને બતાવીએ તે રસ્તો પછી તેઓ પોતે પણ શા માટે તક મળતાં ન લે ! આ પ્રશ્ન ખૂબ વિચાર માગે છે, અને આથી સમાજમાં સ્ત્રીઓને રક્ષણ આપવા માટે અબલાશ્રમો ઊભાં કરવાને સમાજના એક અંગ–અધિકાર જમાવી બેઠેલા પુરૂષ–માંથી પરને પીડવાની વૃત્તિ દૂર કરવી અને બીજા અંગની–કચડાયેલા અંગની–માનસિક નબળાઇ દૂર કરવી જરૂરી છે.

## પ્રકરણ ૪ થું

## બાળકની સંભાળ

દાંત આવતાં પહેલાં બાળકનું મ્હોં ગરમ જણાય છે, બેચેની લાગે છે, લાળ પડે છે, ચ્હેરો લાલ લાલ દેખાય છે, તાવ જેવું લાગે છે, ઉલટી ને ઝાડા થાય છે અને સ્વભાવ ચીડીયો થઈ જાય છે. ઘણી માતાઓ બાળક માંદુ પડે ત્યારે દાંત આવવાને લીધે આમ થતું હશે એમ માની માંદગીનો કાંઈ ઉપાય કરતી નથી. બાળક સાત આઠ માસનું થયા સિવાય ભાગ્યે જ તેને દાંત આવે છે. બાળક જન્મતાં પહેલાં માતાએ પોતાના ખોરાકમાં સંભાળ રાખી હોય અને બાળક જન્મ્યા પછી સારૂં દૂધ મળતું હોય, તો બાળકના દાંત સારા ને મજબુત આવે છે. દાંત આવતા હોય અને તેને લીધે બાળક માંદુ પડે તોયે તેનો ઉપાય તો કરવો જ જોઈએ. બાળક નવેક માસનું થાય ત્યાં સુધી દાંત ન ફૂટે તો માતાને ચિંતા થાય છે, પણ મોડા દાંત ફૂટે તેમાં કાંઈ હરકત નથી. જે બાળકે નવ માસ સુધી માતાનું દૂધ પીધું હોય અને રોટીની ટેવ ન હોય, ને એકંદર તંદુરસ્ત હોય તો તેને દાંત વખતે બહુ હેરાનગતિ થતી નથી. આ બધું હોવા છતાં પણ કેટલાંક બાળકો હેરાન થાય છે—તેથી તે બાબતમાં કાંઈ નક્કી કહી શકાય નહિ.

બાળકને આશરે ૭ થી ૯ માસનું હોય ત્યારે કોઈવાર ઉપલા અથવા નીચલા, કે બે વચલા છેદક દાંત આવે છે. ૮ થી ૧૨ માસનાં બાળકને ચાર ઉપલા છેદક દાંત આવે છે. બે નીચલા બહારના છેદક દાંત ૭ થી ૧૧ વર્ષનાં બાળકને આવે છે. દોઢથી બે વર્ષનાં બાળકને ચાર આગલી ઉપદાઢો અને ચાર રાક્ષી આવે છે. પછી ૨ થી ૨॥ વર્ષ દરમિયાન ચાર પાછલી ઉપદાઢો આવે છે. આથી ૨ થી ૨॥ વર્ષની અંદર કુલ વીસ દાંત ફૂટે છે, આ દાંતને દુધીઆ દાંત કહે છે.

# બાળઉછેર



સૌ. ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય

*

સ્હેજ દાંત દેખાવા માંડે કે તેનાં અવાળાં સ્વચ્છ આંગળીએ હલકે હલકે ઘસવાં, તેથી દાંતને આવતાં મુશ્કેલી ઓછી પડે છે. અવાળા ઉપર 'ટેકામારી' ઘસીને ચોપડવાથી પણ સુખ મળે છે, અથવા એક ભાગ ગ્લીસરીન અને ત્રણ ભાગ પાણી ભેગાં કરી તેનાથી અવાળાં ઘસવાં. પોચા લાકડાના કકડાને ચોકખો કરીને અથવા તો હાથીદાંતની સફેદ ગોળ જાડી બંગડી બાળકને રમવા આપવાથી તેને તે ચાવવાની મઝા પડે છે. બાળકનું પેટ નિયમીત વખતે આવે તેની કાળજી રાખવી. દાંત આવે ત્યારે બાળકને ખોરાક પર અરૂચિ થાય તો તેને આગ્રહ ન કરવો. દાંત સહેલાઇથી આવે તેને માટે બજારમાં મળતી દવાઓ કે ભૂકીઓ આપવી નહિ. ઓસ્ટોકેલશીયમ કે કોઇપણ જાતનું કેલશીયમ અથવા તો 'કાલઝાના' ની ટીકડી દાંત માટે બહુ સારી છે. દૂધ, શાક ભાજી, ચુનો, ફોસફરસ વિગેરે તત્વવાળા ખોરાકથી દાંત મજબુત થાય છે.

બાળકો દાતણ કરતાં ન શીખે ત્યાં સુધી હાઇડ્રોજન પેરોકસાઇડમાં બોળીને રૂનું પુમડું એના દાંતે ઘસવાથી, અથવા ઘરગથ્થુ દંતમંજન આંગળીથી ઘસવાથી દાંત ચોકખા રહે છે.

જન્મ્યા પછી બાળકને મીઠાનાં કોગળા કરવાની ટેવ નાનપણથી જ પાડવી. દાંત મજબુત કરવા માટે કઠણ વસ્તુ ખાવા આપવી. બાળક બારેક માસનું થાય ત્યારે તેને સક્કરજન ચાવવા આપવું. તેને જો ખાતાં નહિ આવડે તો પણ દાંતને કસરત તો મળશે જ, અને રસ પણ પેટમાં જશે. પાન, સોપારી, મીઠાઇ વિગેરેથી દાંત બગડે છે, માટે બાળકોને પાન સોપારીની ટેવ પાડવી જ નહિ. દાંત આવે ત્યારે બાળકને કોઇવાર લાળ પડે છે. એથી છાતીનો ભાગ ભીનો થવાથી શરદી થાય માટે ઝીણા કાપડનું બાળોયું ગળે બાંધ્યું હોય તો સારૂં.

છેક નાના બાળકને ન્હવરાવવું એ કાંઈ સહેલી વાત નથી. તેનાં આંખ, કાન, નાક વિગેરેમાં પાણી ન જાય તે સંભાળવું. હાથમાં બાળકને લેતાં એમ થાય કે, રખેને આપણો હાથ તેને વાગી જશે. એવી રીતે તેને સંભાળથી પકડવું. બાળકને ન્હવરાવવામાં કાળજી, ઝડપ અને સંભાળ રાખવી. બાળકને શરદી એકદમ લાગી જાય છે માટે ઓરડી તદ્દન બંધ થાય એવી હોવી જોઇએ. ન્હવડાવની વખતે, સાબુ, પાણી, ટુવાલ વિગેરે જોઇતી ચીજો પહેલેથી તૈયાર રાખવી, ને પછી જ બાળકને પારણામાંથી બહાર કાઢવું. પાણી સાધારણ ગરમ ખમી શકાય તેવું લેવું. ન્હવરાવીને પહેરાવવાનાં કપડાં, પાવડર, આંજણની ડબ્બી વિગેરે તૈયાર રાખવું.

બાળકને નવરાવતાં પહેલાં કપડાં કાઢી નાખવાં, પરંતુ એકાદા ગરમ કપડાના ટુકડામાં વીંટી રાખી, ચોકખા ચીંથરાને સ્હેજ ગરમ ઘીમાં બોળીને તેનાથી બંન્ને નસકોરાં સાફ કરવાં. રૂને ઘીમાં બોળી નાકમાં ટીપાં પાડવાં, આંખમાં એરંડીયું આંજવું, જેથી આંખને ઠંડક રહે અને ગરમી નીકળી જાય. બાળકના જન્મ પછી તેનાં નાક, કાન, ગળું વગેરે પહેલેથી જ તુરત સાફ રાખવાં. આંખો બોરીકના પાણીથી ધોઈ સીલ્વર નાઇટ્રેટનાં ટીપાં પાડવાં, કાન પણ ભીના કકડાથી સાફ કરવાં, અને ધુપેલ કે મીઠા તેલનાં ટીંપા પાડવાં. પછી બાળકને આખે શરીરે સ્હેજ ગરમ તેલમાં હળદર નાખીને માલીશ કરવું. ખાસ કરીને નાક આમળનો ભાગ, છાતી, હાથ અને પગ બહુ પોચા હાથે ઘસવા. તેલ ઘસી રહ્યા પછી હાથ પગ ઉંચા નીચા કરીને કસરત કરાવવી. પછી બાળકને પગ ઉપર સુવાડીને અથવા તો નાના પહોળા ટબમાં સુવાડીને નવરાવવું. સાબુથી નવરાવતાં પહેલાં દૂધની તર કે ઘી ચોળવું, ને પછી નવરાવવું. ચીકાશ કાઢવા માટે ચણાના લોટમાં સ્હેજ પાણી નાખીને આખે શરીરે ચોળવું. શરૂઆતમાં મોઢે સાબુ ન લગાડવો. માથું સાબુથી ચોળીને ધોવું; પરંતુ માથું ધોતાં સાબુ કે પાણી કાનમાં કે આંખમાં ન જાય તે કાળજી રાખવી. શરીરના દરેક ભાગ સાફ કરવા. પાણી નાખતાં બાળક ફુંધાઈ ન જાય તે જોવું. જલદી ન્હવડાવી તેને જલદી લુછી નાંખવું. પછી દરેક સાંધામાં અભિગાવતી પાવડર ભરી કપડાં તરતજ પહેરાવી દેવાં. નવરાવીને તરત છેક ઝીણાં કપડાં પહેરાવવાં નહિ. કપડાં પહેરાવવામાં બાળકને વારે ઘડીએ ઉથુંચતું કરવું નહિ. નવરાવીને તરત તેને પવનમાં ન લઈ જવું. નવરાવીને આંખો આંજીને તરત જ તેને સુવડાવી દેવું. નાહ્યા પછી તેનું શરીર હલકું પડવાથી તેને સારી નીંદર આવી જશે. આ પ્રમાણે દરરોજ તેને એક વાર તો નવરાવવું જ જોઇએ. દૂધ પાયા પછી એક કલાક સુધી તેને રમવા દઇ પછી જ નવરાવવું.

બાળકની ઉંઘ માટે પણ, તેના ખોરાક જેટલી જ કાળજી રાખવી. બાળક જેમ ઉંઘે તેમ તે તંદુરસ્ત થાય છે. બાળકને માતાની પથારીમાં સુવું ગમે છે, પણ તે જગ્યા તેને માટે લાયક નથી. ત્યાં તેને માતાના ઉચ્છ્વાસવાળી હવા લેવી પડે છે. વળી ઉંઘમાં પડખું ફરતાં માતાથી બાળકનાં હાથ પગ ચગદાઈ

જાય, મોટા ઓઢવાનામાં નાનકડું બાળક ગુંગળાઇ જાય, તેમ જ પરસેવો થવાથી શરદી લાગી જવાનો સંભવ રહે.

બાળકને ઘોડીયા કરતાં પારણામાં સુવાડવું વધારે સારૂં છે. ઘોડીયામાં કુમળા હાડકાં કોકડું વળી જવાનો સંભવ રહે છે. બનતા લગી હીંચકાની ટેવ પાડવી જ નહિ. સ્થિર પારણામાં સુઇ રહે તો સારૂં. બાળકને જેવી ટેવ પાડીએ તેવી પડે છે. ઘોડીયું કે પારણું છોડાવ્યા પછી કઠેરા વાળા પલંગમાં સુવાની ટેવ પાડવી. તેનાથી રાતમાં નીચે પડી જવાનો ભય રહેતો નથી. બાળકનો પલંગ પવનમાં ન મૂકવો.

પહેલું પખવાડીયું તો બાળકે આખો દિવસ ને રાત ઉંઘવું જોઇએ. ન્હાની વખતે અને માતા દૂધ આપે એટલી જ વાર તે જાગે છે. ત્યારપછી તેને લગભગ સંધ્યાકાળે જાગે તેવી ટેવ પાડવી. આમ કરવાથી રાત્રે બરોબર ઉંઘશે, એક વર્ષનું થતાં લગી બાળકે લગભગ ૧૬ કલાક ઉંઘવું જોઇએ. તે પછી ૧૨, ૧૪ કલાક ઉંઘે તો ચાલે. વળી જેમ વધારે તે ઉંઘશે તેમ તેનું શરીર અને મન વધારે તંદુરસ્ત થશે.

બાળક ધુંટણીયા તાણતું થાય ત્યારે તેને રમવા માટે એવી જગા હોવી જોઇએ કે જ્યાં તે પડે નહિ, વાગે નહિ કે બીજી કોઇ જાતની ઇજા થાય નહિ. એવી જગ્યામાં થોડા રમકડાં આપી બેસાડવું.

બાળકને રડતું છાનું રાખવા માટે ઘણી સ્ત્રીઓ તેના મોંમાં રબ્બરની ટોટી આપી મૂકે છે. ટોટી બહુ જ નુકસાનકારક છે. ટોટી ચુસવાથી બાળકને દાંત આવતી વખતે બહુ પીડા થાય છે અને ખરાબ દાંત આવે છે. ટોટી ચુસવાથી બાળકને મોઢેથી શ્વાસ લેવાની ટેવ પડે છે; અને તેથી તેની છાતી નબળી પડે ટોટી સાથે કચરો જવાથી મ્હોં આવે છે, અને જંતુઓ મ્હોંમાં જવાથી અમે તે રોગ લાગુ પડી જાય છે.

બાળક શા માટે રડે છે તે ઘણીવખત સમજાતું નથી. કાંઇપણ કારણ વગર તે રડતું નથી. ઘણીવાર ઉંઘમાંથી જાગી ચીસ પાડે છે તેનાં કારણો નીચે પ્રમાણે છે :-(૧) અપચાને લીધે (૨) નબળા શરીરને લીધે-(૩)પેટમાં કૃમીનાં ઉપદ્રવને લીધે-(૪)માંકડ મચ્છર કે માખી જેવાં જંતુઓ કરડવાને લીધે-(૫) અને બાળકે બાળોતીયું ભીનું કર્યું હોય અથવા તો દસ્ત થયો હોય તો, તેને ભીનામાં કે ગંદામાં પડયું રહેવું ગમતું નથી. તેને ટાઢ કે તાવ લાગતો હોય તો પણ તે રડે છે. બાળોતીયું કે પાટો સખત બંધાઇ ગયાં હોય અને તેને લીધે તેને તે ભાગની ચામડી ઉપર બળતું હોય તો રડે છે. પેટમાં પવન થયો હોય ને પેટમાં દુઃખતું હોય તો પણ તે રડે છે. તેને ભૂખ કે તરસ લાગી હોય તો તે રડે છે. તેને ઘોડીયામાં સંકડાશ પડતી હોય ને હાથ પગ ન હલાવી શકાતા હોય તો પણ રડે છે. શા કારણસર બાળક રડે છે તે તુરત શોધી કાઢવું અને તરત તેના ઉપાય કરવા. બાળક જરા મોટું થાય છે ત્યારે તો માતા તેના રડવાના જુદા અવાજથી સમજી શકે છે કે તેને શું થાય છે. માટે બાળક જ્યારે રડે ત્યારે તરત ખોળામાં લેવું કે ખાવાનું આપવું એ મોટી ભૂલ છે.

ઇશ્વરે માતાને બાળક સોંપ્યું છે. તેને ગમે તેમ ઉછેરો તો એ મોટું તો થશે જ અને સંભાળથી ઉછેરો તો પણ એ મોટું થશે, પરંતુ મોટા થયા પછી, આપણે માટે તેને માન ઉપજે એવી રીતે ઉછેરવું જોઇએ. તેને નવ વસ્તુ જરૂરની છે. તે તેને મળે તેનું ખાસ ધ્યાન રાખવું તે માતાપિતાની ફરજ છે-૧ તાજી હવા, ૨ સૂર્યનો તડકો-૩ માતાનું દૂધ-૪ નિયમીત અને માપસર ખોરાક-૫ નિયમીત દસ્ત આવવો જોઇએ.-૬ ન્હાવણુ-૭ પુરતાં કપડાં-૮ સ્વચ્છતા-૯ ઉકાળેલું પાણી અને પુરતી ઉંઘ; આટલું જો બાળકને મળે તો તે તંદુરસ્ત અને આનંદી રહેશે. (ચાલુ)

# રસોઇ ઘર

સંપાદિકાઃ

સૌ. મણીમહેન એચ. મહેતા



## કેરીનો મુરબ્બો

**સાધન**—કાચી દળદાર કેરી અઢીશેર, ખાંડ પાંચ શેર, દુધ તોલા ૨॥. કેશર તોલો ૦। એલચી અને ચણેકબાબ તો. ૦।

### બનાવવાની રીત—

કેરી લેતી વેળા એક લાંબી સોયથી કાચી કેરીનું દળ તપાસવું. પછી તેની છાલ ઉતારી એક કેરીમાંથી નાના ટુકડા કરવા. અંદરની ગોટલી કાઢી નાંખવી. સખ્ત ગોટલીનું જાળીવાળું પડ કાઢી નાખવું. પછી પાંચ શેર ખાંડમાં દોઢ શેર પાણી નાંખી ચુલા પર મુકવું. તે ખદખદે એટલે દુધ અને પાણી અઢી અઢી તોલા મેળવી ચાસણીમાં નાંખવું એટલે મેલનો ઉભરો આવશે તે એક ઝારાથી કાઢતા જવું, એટલે ચાસણી ચોકખી થશે. તે ચાસણી ચારતારી થાય ત્યારે કરેલા કેરીના ટુકડા તેમાં નાંખી દેવા એથી મુરબ્બો મધ જેવો ઘાટો થાય. કેરીના ટુકડા ઉપર જાય અને ચાસની ત્રણતારી થાય ત્યારે તેમાં કેશર, એલચી, ચણેકબાબ કુટીને તેનો ભુકો મુરબ્બામાં નાંખવો. ચાસણીમાં કેરી નાંખ્યા પછી પાણી છુટે છે. તે બળી જાય ને ત્રણતારી ચાસણી રહે ત્યારે મુરબ્બો થયો ગણાય. મુરબ્બો કાચના વાસણમાં ભરતી વેળા એકદમ ટુંડો થયા પછી ભરવો. ભર્યા બાદ હવા ન જાય તેવા વાસણમાં પેક રાખવો.

## વેરકડલે (મગફળી)ની ચટણી

**સાધન**—ટોપરૂં શેર ૦। લીલવા દ્રાક્ષ ૦। શેર, શેકેલી મગફળી શેર ૦।, તલ શેર ૦।, હલદર તોલા ૦।, રાઇ તોલા ૦।, મેથી તોલા ૦। લીલામરચાં ૧૦, હીંગ ચણાભાર, મીઠું તોલા ૧॥, ગોળ શેર ૧, લીંબુ નંગ ૧, તેલ શેર ૦। વરીયાળી તોલા ૦॥

### બનાવવાની રીત—

શીંગને શેકવી. તેનાં નાંનાં નાંનાં ટુકડા કરવા. તલને શેકી નાંખવા. બધું તૈયાર કરી, તેલ શેર ૦।નો કલાઇવાળા વાસણમાં વઘાર મુકી તેમાં હીંગ, રાઇ, મેથીનો વઘાર મુકવો. વઘાર થાય એટલે ટોપરૂં, તલ, મગફળી, લીલવા દ્રાક્ષ, વરીયાળી બધું વઘારી દેવું. જરા બદામી રંગનું થાય એટલે ગોળ શેર ૧નો ભુકો કરી તેમાં નાંખી દેવો અને દાઝે નહિ તેવી રીતે હલાવતાં રહેવું. ખદખદે એટલે મીઠું હલદર નાંખવા. ગોળ નાંખતા પહેલા મરચાના ભંગીયાં કરી અંદર નાંખવા. તૈયાર થાય એટલે નીચે ઉતારી લીંબુ નીચોવવું. લીંબુ ન હોય તો તાજી આંબલીનું પાણી કપડેથી ગાળીને જરૂર પુરતું મેળવવું. પછી જરા ઠંડુ પડે એટલે ઉપયોગમાં લેવાય છે. દ્રાક્ષ ન હોય [illegible] ચટણી ઓછા પ્રમાણમાં પણ બનાવાય

# દાદીમાનું વૈદું

[ ઘરગથ્થુ ઉપાયો ]



### ગુમડાં

આપણાં દાદીઓ આપણાં બાળકોને ગુમડાંઓ ઉપર કેવી જાતના ઉપાયો અજમાવતાં તે વાતો પણ જાણવા જેવી છે. જ્યારે કોઇ બાળકની આંગળી કાંઇ દબાણમાં આવી જાય, જેમકે બારણાની ફાટમાં પીસાઇ જાય અગર આંગળી ઉપર પત્થર પડે એથી કંઇ થાય અને એમાંથી કંઈ લોહી નીકળે નહિ કે અંદરના હાડકાને ઈજા થાય નહીં, ત્યારે તેવે વખતે આંગળી ઉપર ભીના કપડાનો પાટો બાંધી દેવામાં આવતો હતો અને જ્યારે તે પાટો સૂકાઇ જાય ત્યારે તેની ઉપર ફરીથી પાણી રેડવામાં આવતું હતું. આવી રીતે ફક્ત પાણીનો પાટો બાંધવાથી પીસાએલો ભાગ એક બે દિવસમાં સારો થઇ જતો હતો. દાક્તર લૂઇ કુન્હે પાણીના પ્રયોગોથી દરદો સારાં કરે છે. તે પ્રયોગો આપણી દાદીઓ સેંકડો વર્ષો થયાં નાનાં બચ્ચાંઓ ઉપર અજમાવ્યાં કરે છે, અને તેથી ઘણાં બાળકોને ફાયદો થાય છે.

કેટલીક જાતનાં સાદાં, જલદી મટી શકે તેવાં ગુમડાંઓ ઉપર પાણીમાં માંગલોરી નળીયું ઘસીને ચોપડે છે અગર જુની ઇંટનો કકડો ઘસીને ચોપડે છે, તેથી બાળકોનાં ગુમડાં મટી જાય છે.

ઘણી વખત જે ગુમડાંઓ જલદીથી નહિ મટે હોય તેની ઉપર, પીપરનું મોટું ઝાડ હોય તે પીપળનાં કુળાંકુળાં પાંદડાં વાટીને પોટીશ પેઠે બાંધે છે. તેથી દરદીને ઘણી ટાઢક વળી જાય છે અને બહુ હઠીલાં ગુમડાંઓ પણ બહુ સહેલાઈથી રૂઝાઈ જાય છે.

કેટલીક જાતમાં ગુમડાંઓ ઉપર ખાખરાના પાંદડાંના ડીટીઆં મોંઢામાં ચાવીને લગાડે છે અને તેની ઉપર પાટો બાંધી દે છે તેથી પણ અજબ જેવો ફાયદો થાય છે અને તુરતજ ગુમડાંઓ મટી જાય છે.

કેટલીક જાતનાં ગુમડાંઓ તથા બીજા કઠીણ જખમો ઉપર તુલસીનાં પાન વાટીને ચોપડી દે છે, તેથી પણ ઘણી જાતનાં ગુમડાંઓ તથા ઘણી જાતના જખમો જલદીથી રૂઝાઇ જાય છે.

કોઈ વખત ગુમડાં ઉપર માત્ર તલના તેલનું પોતું મૂકી રાખવાથીજ આરામ થઈ જાય છે. ફમાં ભીજવેલા તેલ સિવાય બીજી કોઇ પણ ચીજ તેમાં નાખતા નથી. એકલા તેલથી જ ફાયદો થઈ જાય છે. પણ તેમાં મુદ્દાની વાત એટલી જ છે કે, ગુમડાની જાતો ઓળખવી જોઇએ, કારણ કે કેટલીક જાતનાં ગુમડાંઓને તેલ લગાડવાથી તેઓ પ્રકોપે છે અને તેમાંથી રજનું ગજ થાય છે. માટે કઈ જાતનાં ગુમડાંઓ ઉપર તેલ લગાડવું વ્યાજબી છે અને કઈ જાતનાં ગુમડાંઓ ઉપર તેલથી નુકશાન થાય છે, તે વાત જાણી લેવી જોઇએ.

નાનાં બાળકોને ઘણી વખત ખસ થાય છે અને ખસ એ ચેપી રોગ છે. તેથી ઘરમાં

એક છોકરાને ખસ થઈ હોય તો તેનો ચેપ લાગીને બીજાં છોકરાંઓને પણ ખસ થાય છે. એટલુંજ નહિ, પણ પાડોશીનાં છોકરાંઓને ખસ થઈ હોય અને તેની સાથે બેદરકારીથી બીજાં છોકરાંઓ રમ્યા કરે તો તેઓને પણ ખસનો ચેપ લાગી ખસ થાય છે. એટલે ઘણે ઠેકાણે અને ઘણાં છોકરાઓમાં ખસ નીકળવી એ સ્વાભાવિક છે. એ માટે આપણી જુની ડોશીમાં એવો ઉપાય કરતાં કે કળીચુનો લઈ તેને કપડે ચાળી ઘીમાં મીલાવતાં અને સો વખત ઠંડા પાણીથી તેને ધોઈ નાંખતાં. એ પછી તે ઘી અને ચૂનાનો મલમ થાય તે મલમ છોકરાંઓની ખસ ઉપર લગાડે છે તેથી થોડા દિવસમાં ખસ મટી જાય છે.

ઘણી વખત ચાકુ, કાતર, સુડી વિગેરેની ધાર બાળકોને વાગી જાય છે. તેથી હાથમાંથી લોહી નીકળે છે. એ વખત આપણી દાદીઓ એમ કરતાં કે ગોદડામાંથી જૂના રૂને કાઢી દેવતા ઉપર મૂકી તેને બાળી દેતાં અને એ રૂની જે કાળી રાખ થાય તે કાળી રાખ જખમ ઉપર દાબી પાટો બાંધી દેતાં. તેથી બચ્ચાઓનાં જખમો રૂઝાઈ જતા હતાં. બળેલા રૂ સિવાય બીજી કોઇ પણ દવા એવા જખમો ઉપર તેઓ લગાડતાં નહિ.

કેટલીક જાતનાં ગુમડાંઓ ઉપર કેટલીક ડોશીઓ, સ્ત્રીઓ પોતાના કપાળમાં ચાંલ્લો કરે છે તે કંકુ લગાડે છે. તેથી પણ ઘણી જાતનાં ગુમડાં મટી જાય છે. કારણ કે કંકુ હળદરમાંથી બનાવે છે અને હળદરમાં જંતુઓ નાશ કરવાનો તથા ગુમડાં મટાડવાનો ગુણ છે. એટલે ફક્ત કંકુ લગાડવાથી પણ કેટલીક જાતનાં ગુમડાંઓ મટી જાય છે.

બાળકોમાં ફટકીઆં નામે એક જાતનાં ચેપી ગુમડાંઓ થાય છે. એ ગુમડાં બહુ જલદી જલદી થાય છે. અને તે ફુટે ત્યારે તેમાંથી પાણી જેવો પદાર્થ નીકળે છે. એ રસી શરીરમાં જે ઠેકાણે લાગે તે ઠેકાણે તુરતજ તેના જેવાં બીજાં ગુમડાંઓ થાય છે. તેને ફટકીઆં ગુમડાં કહે છે. એવાં ગુમડાંઓ ઉપર મળી લગાડી દે છે તેથી તે જાતના ગુમડાંઓ વધતાં અટકે છે અને થોડા દિવસમાં મટી જાય છે.

બાળકોનાં ગુમડાંઓ માટે કેટલીક ડોશીમાં સિંદુરનો મલમ બનાવીને રાખે છે. એ મલમ બનાવવાની રીત એ છે, કે પાશેર તેલને ગરમ કરી તેમાં પાશેર મીણ નાંખે છે અને મીણ પીગળી જાય તે પછી તેમાં અર્ધો શેર સિંદુર નાંખી ધીમી આંચે હલાવ્યા કરે છે. તે સારી રીતે પાકી જાય ત્યારે ઉતારી એક વાસણમાં ભરી રાખી મુકે છે. તે મલમની પટ્ટી ઘણી જાતનાં ગુમડાંઓ ઉપર લગાડે છે. તેથી ઘણી જાતનાં ગુમડાંઓ મટી જાય છે.

કેટલીક જાતનાં ગુમડાંઓ ઉપર અસલના વખતની ડોશીઓ રાંધણીઆમાં ધુમાડો જામી જવાથી જે ધુંસ થએલો હોય તે ધુંસ લગાડતાં હતાં. જેમકે કોઈ બાળક જ્યારે પડી જાય અથવા હાથે પગે ઠેસ વાગે તેથી લોહી નીકળે ત્યારે તે ઉપર ધુમાડીનો ધુંસ લગાડતાં હતાં અને એથી પણ એ વખતે ઘણો ફાયદો થતો હતો. હાલના વખતના દાક્તરોને આ પ્રયોગ ગમે કે નહિ એ વાત જુદી છે. તેઓ ધુંસમાંથી કંઇ જંતુઓ શોધી કાઢે તો તેમાં કાંઈ નવાઈ નથી. પણ આપણી દાદીઓએ તો રાંધણીઆમાં જામી થએલા ધુમાડાના ધુંસમાંથી પણ ઘણાં બાળકોને સાજાં કરેલાં છે.

ગામડામાં ગરીબ વર્ગનાં છોકરાંઓ સીમમાં બહુ ફર્યા કરે છે. અને તેમને પગમાં પહેરવા માટે જોડા પણ હોતા નથી. અને ગામડાઓમાં બાવળ, બોરડી, ગોખરૂ, હાથલા, કંટાળા વિગેરેના કાંટા બહુ હોય છે. તેથી ઘણા બાળકોના પગમાં હાથલા ચાલતા કાંટા વાગી જાય છે. એ વખતે કાંટા કાઢયા પછી પગ ન પાકે માટે આપણી અસલની ડોશીઓ ત્યાં ગુંદરને ગરમ કરી લગાડી દેતાં. એથી કાંટાનો [illegible] મ. રૂઝાઇ જતો અને તે પાકવાની ફીકર રહેતી નહિ.

ઘણી વખત કેટલાંક બાળકોનાં માથાં ઉપર બહુ ગુમડાં નીકળી પડે છે. એ ગુમડાં માટે કેટલીક ડોસીઓ એવા ઉપાયો કરતી હતી કે, ધુપેલ-તેલ ગાળ્યા પછી તેના વાસણના જે ડોયલા બાકી રહે તે ડોલસાને તેલમાં વાટીને માથાના ગુમડા ઉપર ચોપડી દેવામાં આવતા હતા. આથી ઘણાં બાળકોનાં માથાનાં ગુમડાઓ મટી જતાં હતાં.

બાળકોની ખસ મટાડવા માટે વધારે આકરો મલમ બનાવવો પડે તો તેઓ પારાને તથા ગંધકને મીલાવી તેમાં ઘી કે તેલ નાંખી તેનો મલમ બનાવતાં હતાં. એ મલમથી ખસ જલદી મટી જતી હતી. એ મલમ બનાવવાની રીત એ છે કે, પારો એક તોલો લેવો અને ગંધક બે તોલા લેવો. બન્નેને ખલમાં વાટી નાંખવાં; તેથી તેની કાળી કજલી બની જાય છે. પછી પાંચ તોલા ઘી અને આઠ તોલા મીણ ગરમ કરી તેમાં એ પારા ગંધકની કજલી મેળવી, લગાડવાથી ખસ મટી જાય છે. આવી જાતના સાદા સાદા મલમો ઘણી ડોસીઓ પોતાને ઘેર બનાવીને તૈયાર રાખતાં હતાં અને ગામમાંથી જે કોઇ લેવા આવે તેને મફત આપતાં હતાં.

કેટલાંક બાળકોને શરીરમાં ઝીણી ઝીણી રાતી રાતી ફુદડીઓ નીકળી પડે છે. અને તે કોઈ કોઈ એક જ ઠેકાણે નહિ, પણ આખા શરીરમાં નીકળી પડે છે. આજે તેને માટે દાક્તરો કહે છે કે, કારબોનિકવાળા સાબુથી એ ફુદડીઓને ધોવી જોઇએ. પણ થોડાં વરસ પહેલાં આપણી દાદીઓ કારબોનિક સાબુને બદલે ગાયના તથા ભેંસના છાણનો ઉપયોગ કરતાં હતાં અને કારબોનિક સાબુથી જે કામ ન થાય તે કામ ભેંસના છાણથી થતું હતું. તે માટે તેઓ એમ કરતાં કે, તેઓ આખા શરીર ઉપર છાણથી માલેસ કરાવતાં. પછી થોડો વખત તડકામાં બેસાડી મૂકતાં, પછી નવરાવી ડીલ લૂછી, ધૂપેલ લઇ શરીર ઉપર ચોળાવતાં. તેથી શરીરમાં ફૂટી નીકળેલી લૂખસ તથા ખૂજલી મટી જતી હતી.

સૂર્યના તાપથી ઘણી જાતનાં દરદો સારાં થાય છે, એમ હાલના દાક્તરોએ શોધ કરેલ છે. પણ એ વાત આપણી ડોસીઓ સેંકડો વરસ થયાં જાણતી હતી અને પોતાનાં બાળકો ઉપર પણ એ પ્રયોગ અજમાવતી હતી.

ઉનાળામાં ગરમીને લીધે નીકળતાં કેટલીક જાતનાં ગુમડાંઓ ઉપર પાણીમાં સુખડ ઘસીને કે ચંદન તેઓ ચોપડતાં હતાં. એ ચંદન ચોપડવાથી પણ ઘણા બાળકોનાં તથા ઘણીએ જુવાન સ્ત્રીઓનાં મોઢા ઉપરનાં ખીલ અને ગુમડાંઓ મટી જતાં હતાં.

કેટલીક જાતનાં ગુમડાંઓ કે જેને પાકતાં કે ફૂટતાં વાર લાગે તેમ હોય તેની ઉપર કોઈ વખત લીમડાનાં પાંદડાં ઘસીને બાંધતાં હતાં. કોઈ વખત કેટલીક ગાંઠો ઉપર કાંદાની પોટીસ બાંધતાં હતાં. કોઈ વખત નગોડનાં પાંદડાંની પોટીસ બાંધતાં હતાં. કોઈ વખત મગ તથા બાજરીને બાફી તેની પોટીસ બાંધતાં હતા. ફીલામારીની પોટીસ બાંધતાં હતાં, કોઇ વખત ભોંયપાતરી પાડીને બાંધતાં હતાં. અને કોઇ વખત પીપળાનાં કુણાંકુણાં પાંદડાં વાટીને બાંધતાં હતાં. આવા આવા સેંકડો જાતના ઉપયોગ તેઓને મોઢે યાદ હતા, એટલું જ નહિ, પણ એ બધા ઉપાયો ઘણા માણસો ઉપર ઘણી વખત અજમાવેલા હતા.

આ સિવાય કેટલાંક બાળકોને ભરનીંગળ ગુમડાંઓ થાય છે. તે ગુમડાંઓ ભરાય છે ને ફૂટે છે, પણ તે જલદીથી રૂઝાતાં નથી. એવાં ગુમડાંઓ ઉપર હાલના વખતમાં દાક્તરો ઓપરેશન કરે છે. પણ અસલના વખતમાં ઓપરેશનનાં કાંઈ સાધનો ન હતાં. તે વખતે એવા સખત પ્રકારનાં ગુમડાંઓની દવા આપણી ડોસીઓ પાસે હતી અને એવી જાતનાં મુશ્કેલ ગુમડાંઓ પણ તેઓ બહુ સહેલાઇથી મટાડી શકતાં હતાં.

# મા-બાપની મૂંઝવણ

**પ્રશ્ન**—બાળકોના બાપુનો અને મારો આગ્રહ ઘરમાં વ્યવસ્થા અને સુઘડતા લાવવા માટે વધતો જાય તેમ, જાણે તેનો પ્રત્યાઘાત ઉલટાનો વધારે પડતી અવ્યવસ્થા ઊભી કરવામાં થતો હોય તેવું બાળકો કરી મૂકે છે. એ કારણે ઘણીવાર તો એ ઉકળી ઉઠે છે અને બાળકોને ધમકાવી પણ નાંખે છે. પણ એનું પરિણામ લાંબો વખત ટકતું નથી. એક બે દિવસ બાળકો ધાકને લીધે તેમના બાપુએ કહ્યું હોય તેમ વર્તે, પછી તો ભગવાન એના એ.

વાત એમ છે કે, બચુ શાળામાંથી આવે ને પોતાની ચોપડીઓની થેલી ઘરમાં ગમે ત્યાં મૂકીને રમવા દોડ્યો જાય. ટોપી ખીંટીએ ભેરવવાને બદલે ફાવે ત્યાં મૂકી દે. છત્રી કે એવી ચીજ વસ્તુ ખીતીએ મૂકવાને બદલે જ્યાં ત્યાં રાખીને ચાલવા માંડે. બબલી પણ પોતાનું ફરાક કે ઘાઘરી ખીંતીએ મૂકવાને બદલે બારી –જાળીમાં રખડતાં મૂકી દે. ઘરમાં કપડાં મૂકવા માટે ખાસ જાતની ખીંતીઓ તેમના બાપુએ લાવીને રાખેલ છે; પણ એનો ઉપયોગ કોઈ કરે તો ને! શાળામાં જવાનો વખત થાય ને સૌ પોતાની ચીજ શોધવા મંડી પડે. બાકી જુએ તો ઘરમાં કૈંબે ચડતી હોય, તો પણ લટકાવી મૂકવાનું કોઈને ન સૂઝે. બહુ કહીએ અને વાંસે લાગીને કરાવીએ તો વળી કોઈ અમલ કરે. આ વાત તો રોજની થઈ. છોક-રાંઓની આ ટેવને લીધે ઘરમાં તેમની હરેક ચીજ જ્યાં ત્યાં પડેલી હેબે ચડે અને વખત ટાણે ગોતતાં માંડ હાથે લાગે. આનું તે શું કરવું?

**જવાબઃ**—આ જાતની ગેરવ્યવસ્થા આપણાં ઘરોમાં સામાન્ય થઈ પડી છે. આપણે મોટેરાં બાળકોને ટોક ટોક કરીને આવી અવ્ય-વસ્થા ટાળવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ એ તેનો કાયમી પરિણામ લાવે તેવો ઉપાય નથી. આવી અવ્યવસ્થાનો ઉકેલ ટોકણીથી ન થાય. ઘરમાં આ જાતની વ્યવસ્થામાં, બાળકોને નજરમાં રાખ્યા સિવાય ઘરની ગોઠ-વણોમાં ફેરફાર ન કરીએ તો ઉકેલ શક્ય નથી.

ઘરમાં કબાટ અરીસા ખીતીઓ ખીલીઓ વગેરે જે મૂકવામાં આવે છે તે આપણે ત્યાં સામાન્ય રીતે મોટેરાને નજરમાં રાખીને મૂકેલાં હોય છે. આ બધાંનો ઉપયોગ નાનાં બાળકો માટે મોટેરાંની મદદ લીધા વગર શક્ય નથી હોતો. મોટેરાંઓ બાળકો પાસે તેની ચીજ વસ્તુ ઠેકાણાસર મૂકવા લટકાવવાનો આગ્રહ તો રાખે છે, પણ તેનો અમલ મોટેરાંની મદદ લીધા સિવાય કે સ્ટૂલ કે ટેબલ પર ચડીને તેમ કરવું પડે એ સ્થિતિ હોય ત્યાં શક્ય નથી. બાળકને વ્યવસ્થા ગમે છે. પોતાની ચીજ વસ્તુ મોટેરાં સહેલાઈથી ગોઠવીને રાખી શકે તેવી અનુકૂળતા તે ઘરમાં જુએ છે, પણ તેને પોતાને માટે આવી વ્યવસ્થા જાળવવી, કોઈની પરાધીનતા સ્વીકાર્યા વગર શક્ય ન હોય, એ તેના માટે કેવી દુઃખદ સ્થિતિ! અને આ સ્થિતિ ઊભી કરનાર–રાખનાર મોટેરાં છે જ્યારે ઠપકાને પાત્ર બને છે બાળક!

એટલે ઘરમાં વ્યવસ્થા રહે તેવો આગ્રહ સેવનાર આપણે મોટેરાં આ વાત નજરમાં રાખીને બાળકો પોતાની મેળે પોતાની ચીજ વસ્તુ યથાસ્થાને મૂકી–રાખી–લટકાવી શકે તેવી ગોઠવણ ઘરમાં કરીએ તો આનો સહેલાઈથી ઉકેલ આવી જાય.

# પુછપરછ

હું એક બ્રાહ્મણ બાઈ છું ને થોડું ભણેલી હોઈ હાલમાં નોકરી કરી ગુજારો ચલાવું છું. હું પરણેલી છું ને મારા પતિએ મને તજી દઈ બીજું લગ્ન કરેલ છે. હાલમાં તેઓ એક... માં નોકરી કરે છે. હું નોકરી છોડી દઉં તો મારે ખાવું શી રીતે, એ પ્રશ્ન ઉભો થાય છે.

તેમણે મને ખોરાકી તથા પોષાકી અને રહેવાનો આશરો આપવો જોઇએ કે નહિ? જો તેઓ મને એ ન આપે તો મારે શા પગલાં લેવાં? હું બહુ મુંઝાઉં છું. તો કૃપા મને તેનો જવાબ આપશો. —શાન્તાબેન

તમારો જે પ્રશ્ન છે તે તમારો જ માત્ર નથી, સમાજની અનેક બહેનોનો આ પ્રશ્ન છે. સમાજમાં એટલો બધો સડો પેઠો છે કે વાત વાતમાં યુવકો પોતાની પત્નીને રખડતી મૂકી પોતે બીજું લગ્ન કરી લે છે. ને પ્રથમ પરણેતરને માટે ગુજરાનની કે બીજી કોઇ જોગવાઈ કરતા નથી. આ માટે હમણાં જ શ્રી. લીલાવતી બહેન મુનશીએ આવાં લગ્નો અટકાવવા એક ખરડો મુંબઈ ધારાસભામાં રજુ કર્યો છે. અને સીલેક્ટ કમીટીને સોંપાયો છે તેનું શુભ પરિણામ જરૂર આવશે.

તમારા પ્રશ્નમાં તમે તમારા પગ ઉપર ઉભા રહેતાં થયાં છે એ ઉત્તમ છે. તમે નોકરી કરીને, કોઈની દયા ઉપર ન જીવતાં, પોતાની જાતે સ્વતંત્ર રીતે કમાવ છો એ સારું છે. ને દરેક સ્ત્રીએ પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવું જરૂરી છે. છતાં તમે ભરણપોષણ માટે દાવો જરૂર લાવી શકો. એથી તમને પૈસા મળશે, પણ પતિ નહિ મળે. કાયદાની એ વિચિત્રતા છે.

*

હું આ વર્ષે બી. એ.માં પાસ થઈ છું. [illegible]ભાગ્ય કહો કે દૂર્ભાગ્ય, પણ બે માણસો [illegible] પ્રેમના ભીખારી બન્યા છે. એક યુવાન [illegible]વનોદિત છે ને બીજાની પત્ની ગુજરી જવાથી વિધુર થયેલ છે. તેને બે બાળકો છે. પહેલા યુવાન સાથે મારાં લગ્ન થવાનું અસંભવિત છે અને બીજા સાથે લગ્ન કરવાની મારી બા ના કહે છે. કોઇની સાવકી મા થવાનું મારી બાને ગમતું નથી. હું પોચા હૃદયની છું એટલે એ બેમાંથી એકેયને ના કહી શકતી નથી. હવે હું શું કરું? —સુમતી

તમારી ઇચ્છા મુજબ તો તમે જો પેલાં બે બાળકો ઉપર માતૃત્વ ઢાળી શકો તો એ વિધુર સાથે લગ્ન કરો એ સરસ છે. પણ જો તમે એ બાળકોને તમારાં પોતાનાં માનીને ઉછેરી ન શકો તો કદી એ લગ્નનો વિચાર ન કરશો. પહેલા યુવાન સાથે લગ્ન થવાનું અશક્ય હતું તો પછી એને નકામો પ્રેમ પછવાડે પાગલ બનાવવાનું ઇચ્છવાં જેવું નહતું—નથી. તે પણ મૂર્ખો કે લગ્ન થાય એમ નથી એવું જાણવા છતાં તમારા પ્રેમનો ભીખારી બન્યો. હવે તમે એને સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દો કે આપણી વચ્ચે મૈત્રી રહેશે, પણ લગ્ન કરી શકાય એવું નથી; માટે ખોટી મથામણ છોડી દે. આ બાબતમાં તમારા માતા-પિતા અને પીઢ બહેનપણીઓ પાસેથી તમને યોગ્ય દોરવણી જરૂર મળશે. ઉતાવળા બની પગલું ભર્યા પછી પસ્તાવું એના કરતાં જેની સાથે લગ્ન કરવું છે એની સાથે આપણો જીંદગીભરનો સંબંધ સુખરૂપ નીવડશે એની ખાત્રી થયા પછી જ લગ્ન કરવું એ યુવાન કન્યાઓ માટે હિતાવહ છે.

*

હમણાં થોડા વખતથી હું વાંચવા માંડુ છું કે તરત જ પાણી ઝરવા માંડે છે. ને આંખ

દુઃખે છે. પહેલાં આવું નહોતું થતું. એને માટે શું કરવું? —કમળાબહેન

આંખમાં તાપોડીયાં થાય તો પાણી ઝરે છે. આંખની ગરમી એ વાટે નીકળી જાય છે. ખીલ કે તાપોડીયાં કોઇ સારા આંખના એક્ષપર્ટ પાસે ઘસાવી નાખવા અથવા તેને યોગ્ય દવા નાખવી, જેથી આંખમાંથી એ દર્દ મટે. આંખ એ શરીરનું અગત્યનું અંગ છે. તેને માટે બેદરકારી ન રાખવી જોઇએ. નહિં તો કીકી ઉપર ફુલુ પડી જવાથી વધારે હેરાન થવું પડે છે.

આંખનું ઉપલું પોપચું ઉથલાવી જોવાથી ખબર પડશે કે તેમાં નાની ઝીણી ફોલ્લીઓ થઇ છે કે નહિ. ગરમીને કારણે એવી ફોલ્લીઓ થાય છે ને તે આંખમાં ખૂંચ્યાં કરે છે ને તેને લીધે આંખમાંથી પાણી ઝરે. માટે તેનો તરત જ ઉપાય કરવો જોઇએ.

જો ફોલ્લીઓ જેવું કાંઇ જ ન હોય તો શરીરમાંથી વીટામીન'એ'નું પ્રમાણ ઓછું હોવાનું કારણ હોય. ઘી, માખણ વગેરેમાં વીટામીન એ હોય છે માટે તેનું પ્રમાણ ખાવામાં વધારવું એથી આંખનું તેજ પણ વધશે.

જો તમારી આંખો ચમકતી ન હોય ને ઝાંઝવાં જેવું લાગતું હોય તો દરરોજ સવારે ઉઠીને તરત જ અને રાત્રે સુતી વખતે બારી પાસે ખુલ્લી હવામાં ઉભા રહીને ખૂબ લાંબા પાંચ છ શ્વાસોશ્વાસ લેવા. એકાદ અઠવાડી-આમાં તમારી આંખો ચમકવાળી અને સ્વચ્છ થઇ ગયેલી લાગશે. છતાં ઉંડા શ્વાસ લેવાની પ્રેક્ટીસ કર્યા કરશો એથી તમારી આંખોને ઘણો સારો ફાયદો થશે.

આંખો ભારે અને થાકેલી લાગે ત્યારે થોડા થોડા વખતે ત્રણચાર મીનીટ આંખો બંધ કરીને આરામ લેવો. આંખોનાં પોપચાં લાલ હોય એમ લાગે તો થોડું ચોકખું દૂધ ગરમ કરીને તેમાં રૂનાં પોતાં બોળીને નવસેકા દૂધથી શેક કરવો. આંખો બંધ કરીને રૂનાં પોતાં પોપચાં ઉપર મૂકી શેક કરવાથી આંખો હળવી ફુલ જેવી થશે ને ઘણો આરામ લાગશે. દિવસમાં ત્રણ ચાર વખત દૂધનો શેક કરવો ને દરેક વખતે તાજું દૂધ ગરમ કરીને વાપરવું. વપરાયેલ દૂધ ફેંકી દેવું.

આંખની ઝાંખ લાગે ને જોવામાં મુશ્કેલી પડતી હોય ત્યારે દૂર જોઇ રહેવાની કસરત ચમત્કારીક ફાયદો આપશે. આંખનું મટકું માર્યા વગર અને પાણી ન આવે ત્યાં સુધી દૂર એક વસ્તુ ઉપર નજર કેન્દ્રિત કરીને દૂર જોવાની ટેવ પાડવી. એથી આંખની શક્તિ વધશે.

*

મારી એક બહેનપણી ખૂબ શરમાળ છે અને અમે જે હાઇસ્કુલમાં ભણીએ છીએ તેમાં સહશિક્ષણ છે. અમે છૂટથી બીજા વિદ્યાર્થીઓ સાથે વાત કરીએ છીએ ત્યારે એની જીભ શીવાઇ જાય છે અને તે કોઇ સાથે બોલતી નથી ને નીચું જોઇ રહે છે. ઘરે પણ એકલી ઓરડામાં ગોંધાઇ રહે છે. જ્યારે જઇએ ત્યારે બારણું અંદરથી બંધ કરીને સુતી હોય. એને કાંઇ રોગ થયાનું પૂછીએ છીએ તો ના કહે છે, પણ સુકાતી જતી હોય એવું અમને લાગે છે. એને શું થયું હશે? એને અમારી સાથે રમતમાં ચર્ચાઓમાં ને પુરૂષમિત્રો સાથે ભાગ લેતી કરવા માટે અમારે શું કરવું?

—કપિલાબહેન

તમારી એ બહેનપણીને પડેલી ગુપ્ત ખરાબ કુટેવનું એ પરિણામ હોવું જોઇએ.

એને એકાંતમાં રહેતાં અટકાવવી જોઇએ, ઘરે પણ બીજી મોટી બહેનો કે બાની સાથે જ સુવા બેસવાનું રાખે. સાંજે ફરવા જાય ને સુતી વખતે ન્હાવાનું રાખે. ને ધીમે ધીમે એને આખો દિવસ તમારી સાથે હરવા ફરવા, ચર્ચા કરવામાં. ને વાંચવા બેસવામાં રાખવી, જેથી એની ટેવ ધીમે ધીમે ભૂલી જશે. એકાંતમાં રહેતી ઘણી યુવતીઓએ એ ટેવ પડી જાય છે ને પરિણામે એ જીવનનો રસ ગૂમાવે છે.

# સૌરભ





શ્રી નાથીબાઈ મહિલા વિદ્યાપીઠના આશ્રય હેઠળ ભારતીય વિદ્યાભવન મુંબઈમાં ભાષણ આપતી વખતે સર હરસિદ્ધભાઈ દીવેટીયાએ કહ્યું હતું કેઃ—સમય પ્રમાણે હિંદુ કાયદામાં ધરમૂળ ફેરફારની જરૂર છે. માત્ર હિંદુ કાયદામાં ફેરફાર નહીં, પરતુ એને એક સરખો અને સરળ બનાવાશે તો એ એક મોટું પગલું ગણાશે.

મનુના સમયથી હિંદુ કાયદો ધીમે ધીમે વિકાસ પામતો આવ્યો છે. એ વિકાસ ધારાઓના ઘડતરથી નહીં, પરંતુ વ્યવહાર અને વિદ્વાનોએ એના કરેલા અર્થોથી. એટલે એમાં ઘણી અસંગતિઓ હોય, પરંતુ તે તો અનિવાર્ય હતી. ને ઘણા ઝગડાઓમાં જુદા જુદા પ્રાંતોમાં કાયદો જુદો પડતો હતો.

અંગ્રેજો સત્તા પર આવ્યા પછી સુધારાના બહુ ઓછા પ્રયત્નો થયા છે અને લગ્નના ધારામાં તો કેટલીક કલમો પસાર કરાવવાને માટે બ્રહ્મોસમાજ જવાબદાર છે. પરંતુ એમાં ઉચિત ફેરફાર કરવાના સંજોગો જોતાં, સમય પાકી ચૂકયો છે.

અલબત્ત નવી પરિસ્થિતિ એવી મૂંઝવણ ભરેલી છે કે તેમાં આખા હિંદ માટે એક સરખાપણું લાવવાનું મુશ્કેલ દેખાય છે. તેથી તો દેશ ત્રણ વિભાગમાં વહેંચાઈ જશે. તેનું મધ્યસ્થાન કેન્દ્ર નબળું રહેશે. કાયદામાં કોઈ પણ જાતના સુધારા કરવાની સત્તા રહેશે નહિ. અને તે સાર્વત્રિક ધારો ઘડવામાં હાનિકારક થઈ પડશે. ને એ મધ્યસ્થ સરકાર જે દેખાય છે તે પ્રમાણે તો ત્રણે વિભાગ ઉપર કાયદાનો અમલ ભાગ્યેજ કરી શકશે. સિવાય કે કાયદાને સંયુક્ત હિંદ માટે બનાવાયો હોય : તો મને લાગે છે કે દેશનું બંધારણ જો છૂટ આપે તો હિંદુ પ્રજાને એક ધારા નીચે લાવી શકાય.

સંયુક્ત કુટુંબ અનુસાર હાલના સંજોગો તપાસીએ તો સંયુક્ત કુટુંબની પ્રથામાંથી એનો પ્રાણ પરવારી ગયો છે. અગાઉ તો સંયુક્ત કુટુંબની રચના એ મહત્વનું બંધારણ હતું અને પેઢી દર પેઢી તેમાં વિભાગો નહોતા આવતા. પરંતુ આજે તો એનું હાર્દ ચાલ્યું ગયું છે. અલબત્ત, આજે ઘણાં કુટુંબો સાથે રહે છે, પરંતુ વ્યક્તિઓ તો સામાન્ય ખર્ચમાં ભાગ આપવાનો આવતાં ધિક્કારે છે. એથી એ રચના મરેલા જેવી જ છે. રાવ સમિતિનો હેવાલ જોતાં સ્ત્રીને પોતાની મીલકત વસીયત નામામાં બીજાને આપી દેવાનો હક મળે. એમાં ભયસ્થાન એ છે કે, કેટલાક લુચ્ચા માણસો અભણ સ્ત્રીઓની મીલકતને ધૂતી જાય. પરંતુ આનો અટકાવ તો માત્ર સ્ત્રીઓની કેળવણીનું ધોરણ ઉંચુ લાવીને જ થઇ શકે.

એ જ પ્રમાણે હિંદુ નારીને સબળ કારણોને લઈને છૂટાછેડાની છૂટ મળવી જોઈએ. જ્યાં એકપત્નીત્વ છે ત્યાં મર્યાદામાં છૂટાછેડા હોય તેમાં અન્યાયી કશું નથી. છૂટાછેડાનો હકક કાંઈ લગ્નના પાવિત્ર્યને કોઈ રીતે હાનિકર્તા નથી. હું માનું છું કે સમાજની રચના જ એવી વલણ લેશે કે પતિપત્ની છૂટાં થવા માટે ગભીર વિચારણા કરશે; એટલે છૂટાછેડાનો હક્ક આપવામાં કોઈ જાતનો બાધ નથી.

જનતા આવા અગત્યના પ્રશ્નો તરફ ઉદાસ

રહે છે એમ મને લાગ્યા કરે છે. આ વિષય ઉપર તો ઘણી ચર્ચાઓ થવી જોઇએ, જેથી કરીને તપાસ સમિતિને/પણ જનતાની વલણ અને મત જાણવા મળે. દાખલા તરીકે, સ્ત્રીઓએ વારસામાં સંપત્તિ મેળવવા માટે ઘણા વિદ્વાનોમાં મતભેદ રહેલો છે અને તેથી જ ભવિષ્યમાં આવા વિષયો ઉપર વધુ ચર્ચા થવી જરૂરી છે.

*

મુંબઇ ધારાસભામાં શ્રી: લીલાવતી મુનશીએ રજુ કરેલો પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ગ્રેજ્યેએટો અને આગળ નહિ ભણવા ઇચ્છનાર મેટ્રીક્યુલેટને ફરજીઆત બે વર્ષ સુધી કામે લગાડવાના ઠરાવ ઉપર શ્રીમતી શુમતીબાઇ ગોરે ફરજીઆત સેવાનો વિરોધ કર્યો હતો ને ત્રણ મહિના અક્ષરજ્ઞાન પ્રચાર માટે ઉત્તેજન આપવા સૂચવ્યું હતું. અને શ્રી. તારાબ્હેન મોડકે માત્ર ઐચ્છિક સેવાઓ લેવાની સૂચના રજુ કરી હતી. વર્ધાશિક્ષણ યોજના મુજબ પ્રાથમિક શિક્ષણ સંબંધી વડાપ્રધાન શ્રી. ખેરના ઠરાવ સામે શ્રીમતી ખદીના શરીએ કહ્યું કે, સરકાર કન્યાકેળવણી તરફ-ખાસ કરીને મુસ્લીમ કન્યા કેળવણી તરફ-લક્ષ આપતી નથી. ને તારાબ્હેન મોડકે મૂળ ઠરાવને ટેકો આપતાં કહ્યું કે, કાંતવાનું ખર્ચાળ નહિ હોવાથી તે શીખવી શકાય છે.

*

મુસ્લીમ લીગની મુંબઇમાં મળેલી ખાસ બેઠકમાં લાહોરની ઇસ્લામીઆ જીન્ના વીમેન્સ કોલેજના પ્રીન્સીપાલ ફાતમાબેગમે જણાવ્યું હતું કે, કોઇ ભોગ આપવા માટે પંજાબની મુસ્લીમ સ્ત્રીઓ પછાત નહિ રહે.

*

વડી ધારાસભામાં અગાઉ ઘણા વખત પડેલાં ચર્ચેલાં ધાર્મિક લગ્નને ખસતાં કરી સ્પેશીઅલ મેરેજ તરીકે ફરી લગ્ન નોંધવાનો અને પછી આ ખાસ કાનુની લગ્નની સગવડો આપવાને લગતો ખરડો ડૉ. દેશમુખ તરફથી રજુ થયો છે; તે સામે જાહેર પ્રજાનો મત માગવામાં આવેલ છે.

*

ઇજીપ્તની રાણી નેફરટીટીનું મસ્તક દુનિયાંના સૌથી વધુ કીંમતી કલાકારીગરીના નમૂના પૈકીનું એક છે. આ શિલ્પકૃતિને ૧૯૧૩ માં જર્મન પુરાતત્ત્વવેત્તાવાળા બોરશાર્ટે ઇજીપ્તમાં તેલ-અલ અમન ખાતે ખોદકામ કરતાં શોધી કાઢ્યું હતું. આ મસ્તકને જે જુવે તે તેની જાદુઇ અસર હેઠળ આવી જતું હોવાનું મનાય છે. એ કારણથી બોરશાર્ટે તેને ચોરી છૂપીથી ઇજીપ્ત બહાર લઇ ગયેલો. આ મસ્તકે ૧૯૨૦ માં કૈસર ફ્રેડરીક મ્યુઝીયમમાં સ્થાન લીધું. આ વાતની ઇજીપ્તને ખબર પડતાં બન્ને દેશો વચ્ચે તેની કાયદેસરની માલીકી અંગે સખત તકરાર જામી હતી.

ઇજીપ્તનો દાવો એવો હતો કે બોરશાર્ટે ઇજીપ્તને છેતર્યું હતું. નેફરટીટીનું ખરૂં મહત્વ જાહેર કરવાને બદલે તેને 'પ્લાસ્ટરના પુતળા' તરીકે વર્ણવ્યું હતું. ઇજીપ્તના કાયદા મુજબ સોંપી પરદેશી સંશોધકને હાથ આપેલા નમૂનાનો મોટો ભાગ ઇજીપ્તમાં જ રહેવો જોઇએ.

આ તકરાર ૧૯૩૯ સુધી ચાલી અને ૧૯૩૯માં એવું નક્કી થયું કે નેફરટીટીને બે ત્રણ બીજા કીંમતી નમૂનાઓના બદલામાં ઇજીપ્તને સોંપવું. એ અરસામાં એડોલ્ફ હિટલરે તેને જોતાં તે તેનાથી જાદુઇ રીતે અંજાઇ ગયો અને પરિણામે ઇજીપ્ત અને જર્મની વચ્ચેના સંદેશા પડી ભાંગ્યા.

૧૯૪૫ ની વસંત ઋતુમાં અમેરિકન લશ્કરને મરકેન્સ ખાતેની મીઠાની ખાણમાંથી લાખો રૂપીઆના સોનાના ભંડારો હાથ લાગ્યા તે સાથે આ મસ્તક પણ હાથ લાગ્યું. નેફરટીટીને વીસબેડન ખાતે લઇ જઇ બીજા ખજાનાના નમૂનાઓ સાથે ત્યાં રજુ કરવામાં આવ્યું.

ઇજીપ્તે તે પોતાની માલીકીનું હોવાનો દાવો કરી સાથી લશ્કરી સત્તા પાસે તેની

માગણી કરી છે. પરંતુ સાથી સત્તાવાળાઓ પર પણ તેની જાદૂઇ અસર થવાથી તેમણે ઇજીપ્તનો દાવો એમ જણાવીને રદ કર્યો છે કે ૧૯૩૮ પહેલાં જે ચીજો જર્મનીના કબજામાં હોય તેમને લગતા દાવા તેઓ હાથ લેતા નથી.

આ જાદૂઇ માથું લેન્ડ મ્યુઝીયમમાં હંગેરીના રાજમુગટના ઝવેરાત અને બીજી કીંમતી વસ્તુઓ સાથે રાખવામાં આવ્યું છે. ૩૨૦૦ વર્ષ પરની તુતન ખામેનની સાસુનું આ મસ્તક હજી કેટલાય ઉપર પોતાના જાદુની ભૂરકી નાખશે.

૩૦૦૦ વર્ષ જુના આ શીલ્પની તાજેતરમાં લેવાયેલી તસ્વીરો બતાવે છે કે તે હજી પણ સંપૂર્ણ સારી સ્થિતિમાં છે.

*

માતૃત્વનો મહિમા મહાન છે, પૂજ્ય અને પવિત્ર છે. પોતાની પુત્રીને એક આદર્શ ગૃહિણી ને સફળ માતા તરીકે જગતને આપવામાં પુરાણ-કાળથી તે અત્યાર સુધીમાં એનો ફાળો અમૂલ્ય ગણાયો છે.

શાળાની કેળવણી લેતાં પહેલાં કન્યારૂપી ખીલતી કુમળી વેલને સુસંસ્કારોનું પાણી-અમી સીંચનાર, અને કેળવણી પામ્યા પછી એને સુયોગ્ય માર્ગે ચડાવનાર માતા છે. કન્યાનાં ચારિત્ર્યબળનો, નીતિ, રીતિ, ને મર્યાદાનો મુખ્ય આધાર માતા તેમજ જે ઘરમાં એ ઉછરી હોય ત્યાંના વાતાવરણ પર જ હોય છે, પોતાની પુત્રીને મેળાવડાઓમાં કે ઉત્સવોમાં ભાગ લેતી જોઇ, તાળીઓના ગડગડાટ વચ્ચે નૃત્ય સંગીત સાથે ગીત ગાતી જોઇ, વાદ-સભામાં વાદ કરતી જોઇ, સમાનતાના હક્ક માટે ભાષણ કરતી જોઇ, બેડમીન્ટનની રમતમાં ભાગ લેતી જોઇ, સાઇકલ ફેરવતી જોઇ ઘણી માતાઓ પોતાની પુત્રી માટે ગર્વ કરે, ગૌરવ લે છે કે, 'અમારી પુત્રી કેટલી આગળ વધી રહી છે. કેટલી પ્રવૃત્તિઓ કરી રહી છે. કે કેટલા બધા આગળ પડતા સુધારક વિચારની છે.' આમ પોતાની છોકરીનાં વખાણ કરવામાં ને સાંભળવામાં ઘણી માતાઓ અનેરો આનંદ માણે છે, પરંતુ આમ કરવામાં માતાઓ પોતાના માતા તરીકેના આદર્શમાંથી ચૂકે છે અને પાછળથી 'અરેરે, આટલી બધી છૂટ ન આપી હોત તો ઠીક થાત.' એવો એને પશ્ચાતાપ કરવો પડે છે.

અને આ કારણે ઘણી વખતે પાછળથી છોકરીઓને પણ વેઠવું પડે છે. એટલે આને કાંઈ માતૃત્વનો મહિમા ન કહી શકાય.

'પફ ને પાઉડર, ક્રીમ, સ્નો, ને લીપસ્ટીક ઇત્યાદિ વગર હું સૌંદર્ય જાળવી શકું છું,' એવો ખ્યાલ પોતાની ઉગતી કન્યાઓનાં મગજમાં પ્રેરવાનો છે. નોકર-ચાકરોની મદદ વગર પણ ઘર કેમ સુવ્યવસ્થિત ને સુઘડ રાખી શકાય, જેથી ઘરનાં માણસો 'ગૃહકુંજ' છોડી કાશ્મીરની કુંજોમાં યે જવાનું પસંદ ન કરે; તેમજ આયા વગર બાળઉછેર કેમ સારી રીતે કરી શકાય ને તંદુરસ્ત ને સંસ્કારિક સંતાનને આવતી કાલના ઘડવૈયા તરીકે ઉછેરી આપી સદ્‌ભાગ્ય કઇ રીતે પ્રાપ્ત કરાય તે શિખવવાનો છે. આ છે માતૃત્વના મહામૂલા મંત્રો.

પરણ્યાં પહેલાં ભગિનીના ભાવની પવિત્ર ભાવનાથી માતૃકુલે ખીલતી કળી સમી ખીલે; પરણ્યા પછી શ્વસુરગૃહે પ્રેમ ને સેવાની ભાવનાથી પારકાંને પોતાનાં કરી તેમનાં દિલ જીતી લઇ, પતિના સુખદુઃખની સહચારિણી બની, મંજરી શી મહેંક ભરી મહોરવાથી ને પછી એક આદર્શમાતા તરીકે સંસ્કાર ને સદ્‌ગુણ રૂપી સંજીવની પાઇને અમી વરસની વાદળી શી પાળે, પોષે ને સમર્થ બનાવે એ જ માતૃત્વનો મહાન મહિમા છે. એ જ ખરો ધર્મ છે, ખરું જીવન છે, પુણ્ય છે ને જીવનનું સાફલ્ય છે.

*

આમ તો કાશ્મિરની કિસાન બેટી ખૂબ જ શાંત અને શરમાળ લાગે છે.

પરંતુ આજે કાશ્મિરની આવી જ કિસાન બેટીઓ અને સ્ત્રીઓએ એ શાંતિ અને શરમને ખંખેરી નાખી છે; એ જૂના પુરાણા બુરખાઓને ફેંકી દીધા છે. આજે તેઓ રસોડાંઓ છોડીને સાચી છાતીએ લાઠી અને ગોળીઓનો સામનો કરી રહી છે.

પંદર વરસ પહેલાં ૧૯૩૧માં આ જ રીતે એમની માતાઓ શેરીઓમાં દોડી ગઈ હતી, અને વિરાંગનાઓ બની હતી. આજે એ વિરાંગનાઓની બેટીઓ બહાર પડી છે. એ જ ધ્યેયને અને એ જ લડતને માટે એક નવી પેઢી જૂની પેઢીનું સ્થાન લઈ રહી છે.

આજે તેઓ ગોળીઓના જવાબ રૂપે પથ્થરોનો મારો ચલાવીને ડોંગરા પોલિસના ટાંગા ધ્રૂજાવી રહી છે. ખભે મોટી કડીઆળી ડાંગો લઈને આજે તેઓ કાશ્મિરની ધરતીને મુક્ત કરવા નીકળી પડી છે.

૧૯૩૧માં શ્રીનગરની કામદાર સ્ત્રી ઝોનીએ પોતા-પર હુમલો કરનાર સિપાહીના ભાલાને ખુંચવી લઈ એના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા અને એ રાક્ષસી સૈનિકને ઘોડા પરથી ઉથલાવી પાડ્યો હતો. મહોલ્લાની સ્ત્રીઓને એકઠી કરી એણે ઘોડેસ્વાર સૈનિકોને હંફાવ્યા હતા. છેલ્લે એના પગમાં સખત ઇજા થયા પછી એને હોસ્પીટલમાં ખસેડવામાં આવી હતી

એવી જ રીતે ૧૯૩૮ની લોક-લડતમાં કામદાર વર્ગની વિધવા સ્ત્રી અઝીઝીએ સ્ત્રીઓના મોટા દેખાવો યોજીને કશ્મીરની ડોંગરાશાહીને તોબાહ પોકરાવી હતી. એણે દિવસો સુધી કાશ્મીરના મુખ્ય પ્રધાન અને બીજા જુલ્મજહાંગીરોની મોટી સ્મશાન-યાત્રાઓ કાઢી હતી.

આજે, ૧૯૪૬માં એક જૂના દેશભક્ત કુટુંબની બેટી અને રાષ્ટ્રીય પરિષદના માજી પ્રમુખની બહેન ઝાર્નાબ નૂતન પેઢીની સરદારી લઈને ભાષણો કરતી, સરઘસો કાઢતી ડોંગરાશાહીની સામે લડી રહી છે.

ઝોની, અઝીઝી, ઝાર્નાબ......૧૯૩૧, ૧૯૩૮, ૧૯૪૬, કાશ્મીરની આ વિરાંગનાઓ છે. આજે તેમના જેવી અનેક વિરાંગનાઓ પોતાના પ્રાણપ્યારા ને સ્વર્ગસમા કાશ્મીરની આઝાદી માટે ઘર બહાર નીકળી પડી છે.

*

આઝાદ હિંદ સરકાર પણ પોતાની પ્રજાને ઇલ્કાબો આપતી હતી. જેઓએ તન, મન અને પોતાની મિલ્કતોથી આ સરકારને મદદ કરેલી તેઓને આ સરકારે 'સેવકે-હિંદ'નો ઇલ્કાબ આપ્યો હતો. શ્રી. હબીબ અને શ્રીમતી હીરાબેન બેટાઇને 'સેવકે હિંદ'નો ઇલ્કાબ મળ્યો હતો.

શ્રીમતી હીરાબેન કાઠીયાવાડી છે તેમનો જન્મ પોરબંદરમાં ( કાઠીઆવાડ ) થયેલો છે. તેમની ઉંમર આસરે બાવીસ વર્ષની છે. તેમના પિતાનું માન વસનજી, અને માતાનું નામ પ્રેમકુંવર છે. તેમને બે ભાઈ અને એક બહેન છે. તેમના પતિનું નામ હેમરાજ છે. તેઓ ગુજરાતી લખી વાંચી જાણે છે અને સાધારણ અંગ્રેજી પણ જાણે છે. તેમના કહેવા પ્રમાણે તેમને દેશસેવા કરવાનો વધારે શોખ છે. તેઓ પંદર વર્ષથી બ્રહ્મદેશમાં રહેતાં હતાં. તેમણે તેમજ તેમના પતિએ આઝાદ સરકારને સોનાની કંઠીઓ, કીંમતી ઝવેરાત તેમજ બીજા માલ દ્વારા સારી એવી મદદ કરેલી. આ મદદની રકમ આશરે પંદર લાખ રૂપિઆ હતી.

તેમાં ૫૧૦૦૦ રૂપીઆ રોકડા આપ્યા હતા. આ બધું દેશની ખાતર લડતી સરકારને તેઓએ આપી દીધેલું. હીરાબેન આઝાદ હિંદ સંઘની કમાન્ડર શાખાના ચેરમેન હતાં. તેઓ ઘેર ઘેર ફરીને વસ્તુઓ ભેગી કરતાં. ઝાંસીની રાણીની પલટણમાં ભરતી કરવાનું કામ પણ કરતાં હતાં. હાસ્પીતાલમાં જઈ દરદીઓને આશ્વાસન આપતાં અને મિઠાઈ આપતાં.

તેમના પતિ શ્રી. હેમરાજ બેટાઇ

બ્રહ્મદેશમાં તેઓ ઈ. સ. ૧૯૨૪માં ગએલા અને બે વર્ષ નોકરી કરી. પછી તેમણે અનાજનો વેપાર કર્યો. પાછળથી જનરલ સ્ટોર આક્યાબમાં ખોલ્યો અને પછી રંગુનમાં ગ્રામોફોન અને રેકર્ડનો સ્ટોર શરૂ કર્યો હતો. પાછળથી ગ્રામોફોન બનાવવાની કંપની તેમણે રંગુનમાં શરૂ કરેલી. પાછળથી કલકત્તા આવ્યા હતા અને ઈ.સ. ૧૯૪૧માં ફરી પાછા રંગુન ગયા, કારણ કે તેમનું કુટુંબ રંગુનમાં હતું. પછીથી તેમનાથી લડાઈને કારણે હિંદ આવી શકાયું નહિ. તેમને ત્રણ ભાઈઓ છે. તે બધા હિંદ આવી પહોંચ્યા હતા. તેઓ અને તેમના પત્ની જ રહી ગયાં હતાં. નેતાજીની પ્રેરણાથી એ પતિ-પત્નીએ આઝાદીની લડતમાં ભાગ લીધો હતો. 'નેતાજી ફંડ કમિટિ'ના તેઓ સભ્ય હતા. અને તેઓ ઈ. સ. ૧૯૪૪ જાન્યુઆરી મહિનામાં થએલી ચુંટણીમાં કમિટિના વાઈસ ચેરમેન તરીકે ચૂંટાયા. આઝાદ બેંકના દસ લાખ રૂપીઆના શેરો તેમણે ખરીદ્યા હતા. તેઓ બેંકના ડીરેક્ટર પણ હતા. હાલ તેઓ કલકત્તામાં રહેવાના છે અને દેશનેતાઓ તરફથી જે હુકમો બહાર પડે તેનો અમલ કરવાનો તેમનો ઈરાદો છે. તેમનું આખું કુટુંબ અત્યારે હિંદમાં છે.

*

આયર્લેન્ડના શનોન હવાઈ મથકે ગોમાઅની વતની ૮૯ વર્ષનાં વૃદ્ધ શ્રીમતી માર્ગરેટ કલન એક અમેરિકન વિમાનમાં બેસીને ન્યુયોર્ક રવાના થયાં. આટલાંટીક સમુદ્ર પાર કરનાર સ્ત્રીઓમાં શ્રીમતી માર્ગરેટ સહુથી વૃદ્ધ છે.

તેમણે જણાવ્યું હતું કે, મારો આ પ્રવાસ ન્યુયોર્કમાં જ સમાપ્ત નહિ થાય, પણ ત્યાંથી હું મારી બહેન એલીઝાબેથ બીકને મળવા ન્યોરન્ટો વર્જીન મારા જીવતા સંબંધીઓમાં એક રૂતિ ૭૭ વર્ષની એ મારી સહુની નાની બહેન છે.

સફેદ વાળવાળી યુવતી માર્ગરેટ લગભગ બાર વખત જળ માર્ગે આટલાંટીક પાર ગઈ છે અને છેલ્લી ૨૫ વર્ષ પહેલાં તે આટલાંટીક ઓળંગીને ગઈ હતી. સંતાનોમાં તો એને કોઈ જ નથી. સ્ટીમરને બદલે હવાઈ જહાજમાં જવાનું પસંદ કરવાના કારણમાં તેણે જણાવ્યું કે, આ યુવાનીના દિવસોમાં આસમાનની સહેલ ન કરૂં તો ઘડપણમાં પછી ક્યારે કરવાની? પચાસ વર્ષ પછી તો બધા જ લોકો વિમાનમાંજ મુસાફરી કરતાં હશે, ત્યારે આજે હું હવાઈ જહાજમાં અમેરિકા જાઉં તેમાં શી નવાઈ છે!

*

ફળો જેટલા અને તેટલા પ્રમાણમાં ખાવાં જોઈએ એવી સૂચના આહારશાસ્ત્રીઓ તરફથી થાય છે. આ સૂચના માટે બે મત છે જ નહિ. આપણા આહારમાં ફળોને ચોક્કસ સ્થાન છે એ વિશે મતભેદ નથી. અનાજ ઉપરાંત શાકભાજી અને ફળોનો સમાવેશ થવો જોઈએ, અને ઋતુમાં મળતાં ફળનો ઉપયોગ કરવો જોઈએ, એ હવે સુવિદિત છે. ફળ ખાવાની સૂચના સહેલાઈથી અમલમાં મૂકી શકાય એવી લાગે છે. પણ તેનો આધાર ફળોની કીંમત, તેમની પ્રાપ્યતા વગેરે અંશો પર રહે છે. સામાન્ય જનતાને અનુકૂળ કીમતે ફળો સહેલાઈથી પ્રાપ્ય ન થાય તો? ટૂંકામાં, આ પ્રશ્ન આર્થિક બની જાય છે.

ફળો બગડી ન જાય એટલી ઉષ્ણતા જાળવીને—રેફ્રિજરેશન (Refrigeration) ની આધુનિક રીતોને લીધે એક દેશનાં ફળો બીજે મોકલાવવાની સગવડ વધી છે. હાફુસ કેરી જેવું ઉત્તમ ફળ હિંદમાંથી ઇંગ્લેન્ડ મોકલાય છે. સાથે સાથે ફળ સાચવવાની રીતો—કેનિંગ (canning)ની પ્રગતિને લીધે કોઈપણ દેશનાં ફળ ગમે તે વખતે—ફળની મોસમ હોય કે નહિ, એવા કોઈપણ સમયે મળી શકે છે. અમેરિકા અને યુરોપના દેશોએ ફળોને

લોકભોગ્ય બનાવવા ઘણું કર્યું છે, પરંતુ હિંદુસ્તાનની રેલ્વેઓએ ફળોના વ્યવહાર સંબંધી બહુ જ ઓછું ધ્યાન આપ્યું છે. ખાસ ઠંડીવાળા ડબા તૈયાર કરીને ફળના વ્યવહારને જોઈતી સગવડ આપણા દેશમાં ઘણી ઓછી છે. હિંદી પ્રજાની તંદુરસ્તી સાથે આ પ્રશ્ન ખાસ અગત્યનો છે. લોકોને ફળ સસ્તાં અને સહેલાઈથી મળે એ ખાસ જરૂરનું છે.

ડબામાં સંઘરેલાં ફળો કરતાં તાજાં ફળ આરોગ્યની દૃષ્ટિએ વધારે પસંદ કરવા યોગ્ય છે. કેનિંગમાં ફળનાં પૌષ્ટિક તત્ત્વો સચવાઈ રહે એ પ્રત્યે પૂરતું ધ્યાન અપાય છે, તાજાં ફળોની બરોબર એ ન આવી શકે. સાધારણતઃ ફળોના વિભાગ નીચે પ્રમાણે કરી શકાય:

બોર અને તેની જાતનાં ફળો; મોસંબી, સંતરા વગેરે; કેરી, ચીકુ, દ્રાક્ષ, તડબૂચ, દાડમ, અને ઉષ્ણકટીબંધ પ્રદેશમાં થતાં ફળો—અનનસ, કેળાં, ફણસ વગેરે; આ ઉપરાંત બીજાં ફળો થતાં નથી એમ નથી, પણ તેઓની અગત્ય સ્થાનિક હોય છે. દાખલા તરીકે ગુજરાતમાં ફાલસાં, રાયણ થાય છે. આપણા દેશમાં જામફળ થાય છે,—તેમાં અલ્લાહાબાદના જમરૂખ વિશિષ્ટ જાતનાં હોય છે.

સ્વાદમાં ખાસ કરીને જીભને આકર્ષક હોય એવા સુગંધવાળાં ફળો ખૂબ વખણાય છે. ફળોની લાક્ષણિક સુગંધ તેમાં આવેલા આલ્કોહોલ, એસ્ટર એવા રાસાયનિક પદાર્થોને આભારી હોય છે. દાખલા તરીકે, કેળાંમાં એમાઇલ એસીટેઇટ નામનો એસ્ટર હોય છે; દ્રાક્ષમાં મીથાઇલ એન્થ્રાનીલેઇટ હોય છે.

એક વર્ગ તરીકે, બધાં ફળોમાં રસ હોય છે; તેમાં પાણીનું પ્રમાણ પુષ્કળ હોય છે; સાકર અને ખાટા પદાર્થો પણ સારી રીતે હોય છે. કેળાં, લીલી ખારેકમાં ખૂબ સાકર હોય છે એટલે તે ખૂબ મીઠાં લાગે છે; તો કરમદાં, લીંબુ, બોરમાં ખાટા પદાર્થોનું પ્રમાણ સાકર કરતાં વિશેષ હોય છે. આવાં ખાટાં ફળોનો ઉપયોગ અથાણાં માટે થાય છે. જુદી જુદી અવસ્થામાં સ્ટાર્ચ (કાંજી)નું પ્રમાણ ભિન્ન ભિન્ન હોય છે અને તેમાં ફેરફાર થાય છે, લીલાં ઓલીવ આમાં અપવાદ રૂપ છે. તેમાં તેલનું પ્રમાણ વિશેષ હોય છે.

ફળોનો પરિપાક ખૂબ અગત્યનો છે; કાચાં ફળ હોજરીને ઉથલાવી નાખે છે તો અતિ પાકી ગયેલાં સ્વાદિષ્ટ ફળો વાયુ ઉત્પન્ન કરે છે.

સામાન્ય રીતે ફળોમાં આવેલ વિટામિન 'સી'ને લીધે તેઓ પૌષ્ટિક ગુણો ધરાવે છે. વિટામિન 'સી' ગરમીથી એકદમ નષ્ટ થઇ જાય છે એટલે તેનું પ્રમાણ સચવાઇ રહે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. આ ઉપરાંત, ફળોમાં કેરોટીન હોય છે: તેમાંથી 'વિટામિન 'એ' શરીરમાં પેદા થાય છે. ફળોમાં ખનીજ તત્ત્વોનું પ્રમાણ ઠીક હોય છે. દાખલા તરીકે અંજીર, નારંગી, રાસબરી વગેરેમાં કેલ્શિયમ ખૂબ હોય છે: કેળાં, ખારેક, દ્રાક્ષ, એપ્રીકટ (જરદાળુ) વગેરેમાં લોહ સારા પ્રમાણમાં હોય છે. પ્રુનમાં ત્રાંબુ હોય છે. સાદા પાંડુરોગમાં એપ્રીકટ (Apricot) લોહી સુધારવા માટે વપરાય છે.

ફળો પર સંશોધન દિવસે દિવસે વધતું જાય છે. ફળો સંઘરવાની રીતોમાં સુધારા કરવામાં આવ્યા છે. ફળોની સુકવણીએ નવું પ્રકરણ ખોલ્યું છે. કેટલાંક ફળો—જેવાં કે પપૈયા અનનસમાં પપેઇન નામનો ખમીર હોય છે, એથી આ ફળો પાચકનાના સરસ ગુણો ધરાવે છે. અતિસાર મટાડવા માટે પપેઇન જુદો કાઢીને વાપરવામાં આવે છે.

ફળના રસો સંબંધી ટૂંકો ઉલ્લેખ કર્યા વિના આ વિવેચન અપૂર્ણ રહેવા સંભવ છે: વર્ષો પહેલાં માત્ર દ્રાક્ષનો રસ મળતો. હવે જાત જાતનાં ફળના રસો મળે છે અને લોકપ્રિય થતા જાય છે. આ રસો પણ ફળો જેવા જ પૌષ્ટિક ગુણો ધરાવે છે.

ડૉ. એન. એમ. શાહ (અભિપ્રા

ઇંગ્લેંડમાં હવે જેમને પરદેશ જવું હશે તેમના પાસપોર્ટની અરજીમાં તેમની પત્નીની સંમતિ દર્શાવતી સહી આપવી પડશે. ઘણા પતિઓ પોતાની પત્નીઓને તજી દઇ પરદેશ જઇ ત્યાં ઘરસંસાર માંડે છે; અને પોતાના ઘરની સ્ત્રીઓને દુઃખી કરે છે, એવી હાલમાં સ્ત્રીઓ તરફથી ફરિયાદ સાંભળવામાં આવવાથી, સ્ત્રીઓના ગૃહજીવનના સ્વાસ્થ્યના રક્ષણ માટે આ કાયદો કરવાની જરૂર પડી છે, એમ છાપામાં જણાવેલું છે.

*

અમેરિકાના જગવિખ્યાત શરીરશાસ્ત્રી બર્નોડ મેકફેડને પોતાની પત્નીથી છૂટાછેડા લીધા હતા. મેકફૈડનની પત્નીને અગાઉ સર્વોત્તમ સૌંદર્યવંતીનું ઇનામ પણ મળ્યું હતું. ને ૩૩ વર્ષ સુધી એ સ્ત્રી સાથે તેણે દંપતી જીવન વીતાવ્યું હતું. આ દરમ્યાન તેમને સાત સંતાન થયાં હતાં. છૂટાછેડા મેળવવા માટે મેકફેડનને ત્રણ વર્ષ સુધી કોર્ટમાં લડવું પડયું હતું. છેવટે મીઆમી ખાતે છુટાછેડાની મંજુરી આપવામાં આવી હતી. આ છુટાછેડા લેવાનું કારણ એ છે કે તેની સ્ત્રીએ શરીર ઉપર વધારે પ્રમાણમાં ચરબીનો ઉમેરો કર્યો હતો!

*

વીજળીક પ્રગતિએ અમેરિકન રસોડાઓમાં પરિવર્તન આણ્યું છે. હાલમાં અમેરિકાના બજારમાં રસોઇ માટે હેરત પમાડે એવા વીજળીક રસોઇ કરવાના સંચાઓ મૂકવામાં આવ્યા છે. આ સંચાઓ રસોઇ કરનાર ગૃહિણીની ગરજ સારે છે. તેનું રસોઇ કરવાનું યંત્ર આપોઆપ રસોઇ કરી લે. અને તે પણ એઠવાડ કે ગંદવાડ કર્યા વગર, ને ઘણી બહુ જ ઓછા સમયમાં રસોઇ તૈયાર કરી આપે છે. આ મશીનો ફક્ત રાંધીજ આપતા નથી, પણ રાંધેલું લાંબા સમય સુધી ગરમાગરમ પણ રાખી શકે છે. એ પણ કમાલ છે કે એક બટન દાબતાંજ રસોઇ તૈયાર!

લંડનમાં એક મશીનનો જાહેર પ્રયોગ બતાવાયો હતો. આ "મશીનથી છ માણસના" કુટુંબનાં વાસણો બાર મીનીટમાં સાફ થઇ જાય છે. કપડાં તો બટન દબાવતાં થોડી જ મીનીટમાં ધોવાઇ ને સુકાઇ જાય છે. રામાની ગરજ સારે એવું આ મશીન છે.

*

સ્ત્રીજીવનના ગયા અંકમાં શ્રી. શકુંતલા પરાંજપે એ આસ્ટ્રેલીઆના હાઇ કમિશ્નરનાં પત્ની હોવાનું છપાયું છે પણ તે ખોટું છે. શ્રી. શકુંતલા પરાંજપે તેમનાં પુત્રી છે.

શ્રી. શકુંતલા પરાંજપેએ એક ઓસ્ટ્રીયન કલાકાર સાથે લગ્ન કર્યું હતું.. પરદેશમાં થોડાં વરસ વસવાટ પણ કર્યો હતો. એ લગ્નથી એમને એક પુત્રી પણ છે. અને પુત્રીમાં એના માતા પિતાની કલાસર્જન શક્તિ સારા પ્રમાણમાં વારસામાં ઉતરી છે. એ નવેક વર્ષની કન્યાની વાર્તાઓનો સંગ્રહ મરાઠી ભાષામાં પ્રગટ થયો છે.

શ્રી. શકુંતલાબાઇનો પરદેશ અને તેમના પતિ સાથેનો સંબંધ બહુ લાંબો-વખત ટકયો નથી. એમણે છૂટાછેડા લીધા પછી તેઓ તેમના પિતા સર રઘુનાથ પરાંજપે સાથે પૂનામાં રહ્યાં; અને જુદી જુદી પ્રવૃત્તિઓમાં તેઓ રસ લેતા હતાં. તેમણે એક નાટક પણ લખ્યું છે. નાની નાટીકાઓ અને વાર્તાઓ તો ઘણાં જ લખ્યાં છે, એટલું જ નહિ, પણ નાટકમાં પોતે પાત્ર ભજવવામાં પણ કુશળ અને કાબેલ છે.

હાલમાં તેઓ તેમના પિતા સર રઘુનાથ પરાંજપે સાથે ઓસ્ટ્રેલીઆમાં છે. —ચં. ઉદેશી

*

ઇંગ્લેંડમાં અને ખાસ કરીને લંડન જેવા શહેરોમાં શહેરી નોકરીઆત સ્ત્રીવર્ગ પરણેલ ન હોવા છતાં પરપુરુષની સાથે રહે છે અને તે કારણે તેમને છોકરાં પણ થઇ ગયાં છે. ૫૦ વર્ષથી એવો કાયદો છે કે સ્ત્રી

સીવીલ સર્વન્ટ પરણી ન શકે. જો કે ઉચ્ચ હોદ્દા ભોગવતી સ્ત્રી–નોકરો માટે તો તેમને પરણવું કે નહિ તે માટે તેમના ઉપરી અધિકારી–ખાતાના વડાના નિર્ણય પર અવલંબે છે. જો કે આવો નિર્ણય ઘણા થોડા કેસમાં તેઓ વાપરે છે.

સરકારી તપાસ સમિતિનો શ્વેતપત્ર જે સરકારે પ્રસિદ્ધ કર્યો છે તેમાં આ લગ્ન પ્રતિબંધ દુર કરવાની હિમાયત કરવામાં આવી છે. હાલની રજા બાદ મળનારી પાર્લામેન્ટની બેઠકમાં આ વિષય વિષે વિસ્તૃત ચર્ચા થશે.

*

પંજાબ મુસ્લીમ લીગનાં અને ધારા સભાનાં સભ્ય બેગમ તસરીફ યુ એને લોકોરના ડેપ્યુટી કમીશનર સમક્ષ એક ફરિયાદ નોંધાવી હોવાની વાત બહાર આવી છે કે, દુનિયાના વ્યવહારથી અજાણ અને કિશોર વયની નિર્દોષ મુસ્લિમ છોકરીઓને ફિલ્મ નટીઓ બનાવવાની લાલચ આપીને સોનેરી સ્વપ્નાંની ભ્રામક જાળ ઉભી કરીને કેટલાક લેભાગુ ફિલ્મ કંપનીઓના સંચાલકો ફસાવે છે. ધન, વૈભવ, એશઆરામના લોભમાં તેવી અજ્ઞાન બાળાઓ ફસાઇ જાય છે, અને માનસિક તથા નૈતિક પાયમાલીઓ વ્હોરી લે છે.

*

સીંધ મુસ્લીમ કોલેજમાં પ્રોફેસર કુમારી ડી' એબ્રો વર્ગમાં દાખલ થયાં ત્યારે પાટીઆપર 'પાકીસ્તાનમાંથી હટો' એવા શબ્દો લખેલા જોઇ તે સંબંધી તેઓ પૂછપરછ કરતાં હતાં તેવામાં વર્ગમાં બોંબનો ધડાકો થયો હતો.

*

એસોસીએટેડ પ્રેસ ઓફ અમેરીકા તરફથી જણાવવામાં આવ્યું છે કે, બ્રીટીશ સામ્રાજ્યના બીજા નંબરના શહેર કલકત્તામાં ફરી ખુનરેજી ચાલી રહી છે અને બચ્ચાંઓ, સ્ત્રીઓ અને વૃદ્ધોની સેંકડોથી સંખ્યામાં કતલ થઇ રહી છે.

સ્ત્રીઓનાં મૃતદેહોને પણ ચૂંથવાંમાં આવ્યા છે અને માઝા છાંડી ચૂકેલી એ અધમતાએ સ્ત્રીઓના સ્તન પ્રદેશને કાપી નાખ્યાં છે. એક નાના બાળકને મારીને તેને બારણા સાથે ખીલો મારીને જડી લીધો હતો. કેટલાંય સ્ત્રી અને બાળકોને, ગટરમાં ને નદીમાં ફેંકી દેવામાં આવ્યાં હતાં. કકડતા તેલ ને ઉનાં પાણી રેડી ઘણાંને મારી નાખવામાં આવ્યાં હતાં.

આ ખુનરેજીમાં પુરૂષોની હાજરીમાં જ તેમનાં બાળકો અને બૈરાંઓને પહેલાં રહેંસી નાખી, તે પછી તે પુરૂષોની પણ કતલ કરી નાખવાનાના અરેરાટીભર્યા બનાવો બન્યા છે.

લોહીભીની સાડી પહેરેલી એક સ્ત્રી હાથમાં બાળક લઇને વલોપાત કરતી જતી જોવામાં આવી હતી. ગુંડાઓએ આ સ્ત્રીને તેમ જ તેનાં બાળકને પણ જખમી કર્યું હતું.

વિવેકાનંદરોડ ઉપરની એક મોટા મુસ્લીમ છાત્રાલયની તમામ મુસ્લીમ વિદ્યાર્થીનીઓ સહીસલામત છે અને તેમને રીપનસ્ટ્રીટમાં ખસેવામાં આવી છે.

એક ૧૮ વર્ષની મારવાડી છોકરીને નવ ઘા મારવામાં આવ્યા છે. દાકતરો માને છે કે એ છોકરી બચી જશે.

પોલોક સ્ટ્રીટ, અમૃતલા સ્ટ્રીટ, મનુક લેઇન, તારાચંદ દત્ત સ્ટ્રીટ, ઇઝરા સ્ટ્રીટ, કેનીંગ સ્ટ્રીટ, લોઅર ચીનપુર રોડ વગેરે લત્તાઓમાં ગુજરાતી કુટુંબો વસે છે તેમના ઉપર અનહદ જુલમ ગુજારવામાં આવ્યાનું ને છુરાનાં સળગાવી મૂકયાનું સંભળાય છે. ત્યાંની કેટલીક સ્ત્રીઓને છુરા બચાવવા નળના પાઇપ વાટે બીજા માળેથી ઉતારી લેવાઇ હતી.

આટલી ખૂનરેજી વચ્ચે પણ માનવતા દેખાય છે ફસાઇ ગયેલાં મુસ્લીમ કુટુંબોને હિંદુઓએ પોતાના માળામાં આશ્રય આપ્યો છે, તે જ રીતે કેટલાક મુસ્લીમોએ હિંદુ કુટુંબોનાં રક્ષણ કરી સ્થળાંતર કરાવેલ છે.

# કેટલાંક સાચા કિસ્સાઓ

અમદાવાદના લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં ૨૬ વર્ષની ઉંમરે એક ગ્રેજ્યુએટ યુવાનને એક પત્ની હયાત હોવા છતાં બીજી પરણવાના કોડ જાગ્યાના સમાચારે આ જ્ઞાતિમાં ભારે સનસનાટી ફેલાવા પામી છે.

એમ જણાય છે કે રાયપુર વિસ્તારમાં ૨૬ વર્ષના એક ગ્રેજ્યુએટ કે જેઓ જ્ઞાતિએ લેઉઆ પાટીદાર છે અને તેમની પત્ની પણ ઉમ્મર તે માત્ર ૧૯ વર્ષની છે અને તેઓ પણ ગ્રેજ્યુએટ છે, તેમ છતાં આ પત્નીની મગજની હાલત અસ્થીર છે એવું કારણ આગળ ધરીને ૧૬ થી ૧૭ વર્ષની એક બીજી તેમની જ જ્ઞાતિની કુમારીકા સાથે લગ્ન કરવા તૈયાર થયા હોવાની હકીકત બહાર આવવા પામી છે. એમ જણાય છે કે આ લગ્ન ગુપચુપ પતાવી દેવાની તૈયારીઓ ચાલી રહી છે. આ લગ્ન અટકાવવા માટે વિકાસગૃહને ભલામણ પણ કરવામાં આવી છે. જ્ઞાતિમાં આ લગ્નની શકયતાએ ભારે ચકચાર જગાડી છે.

ફરી પરણવાના કોડ સેવતા આ જુવાનનાં લગ્ન સાંકડી શેરીમાં આજથી ચાર વર્ષ પર થયા હોવાનું જણાય છે.

*

બેલગામના ગોકાક તાલુકાના અકકેરા-નગરધામ ખાતે એક માણસે પોતાની પત્નીનું ગળુ દબાવી મારી નાખી તેને કુવામાં નાખી દીધી, ત્યાર બાદ ત્રણે ઉપતાં છોકરાંઓને કુવામાં નાખી દીધાં હતાં, તેમાં તેની મોટી છોકરી કે જેની ઉંમર દસ વર્ષની છે, તેના હાથમાં એક પત્થર આવી જવાથી, તે તેને વળગી પડી હતી, તે છોકરીના પગે તેનો છ વર્ષનો ભાઇ વળગી પડયો હતો, તેની સૌથી નાની છોકરી કે જેની ઉંમર દસ વર્ષની છે, તે મરણ પામી છે.

*

સંકેશ્વરમાં હમણાં નવીન જાતની બનાવટ થાય છે. કેટલેક ઘેર કોઇક માણસો જઈને પુરુષ વર્ગની ગેરહાજરીમાં ત્યાંના સ્ત્રીવર્ગને કહે છે કે શેઠે ખાંડ લાવવા માટે તપેલી મંગાવી છે તે આપો ને એક રૂપિયો પણ આપો. ખાંડ માટે તાલાવેલી હોવાથી ખાંડ મેળવવા જતાં રૂપિયો ને તપેલી બેઉ જાય છે !

*

અમરેલી પ્રાન્તના ચલાલાના કાઠી ભગતના ઇનામી રામપરા ગામના આલીંગ નામના કાઠીએ ગામની ચૌદ જેટલી સ્ત્રીઓને કહેવાતી સોનાના માદળીઆની ચોરી કરવાના બહાના તળે ધગધગતા તેલના તાવડામાં હાથ બોળાવ્યા હતા. આ સનસનાટીભર્યા સમાચારે પ્રજામાં અરેરાટી વ્યાપી ગઇ હતી. ત્રણેક સ્ત્રીઓને કાંડા સુધી બળવાથી ગંભીર ઇજા થઈ છે જ્યારે બીજી સ્ત્રીઓને ઓછી વધતી ઇજા થવા પામી છે. ગામમાંથી સમાચાર બહાર ન જાય તે માટે માથાભારે માણસોએ તકેદારી રાખી હતી અને પ્રજામંડળ કાર્યકરો આવે તો ગોળીએથી ઠાર કરી દેવાની અફવા પણ વહેતી મુકવામાં આવી હતી. પોલીસને આ બનાવની જાણ થતાં કાઠીની ધરપકડ કરી છે.

*

કલકત્તામાં ૧૬ વર્ષની શ્રીમતી હંદાબાળા દાસીની અરજ ઉપરથી અલીપુરના માજીસ્ટ્રેટે માણિક વિશ્વાસ અને બોસ્તમ ધૂનકીને સજા કરી.

આ હંદાબાળા દુકાળ અને અન્નસંકટના ત્રાસથી રીબાતી હતી. તેનો પતિ તેને પિયર તેની મા પાસે મૂકીને કયાંક નાસી ગયો હતો. આ યુવાન છોકરી તેની મા સાથે રાજાહાટ

થાણાના શેખરપુર ગામમાં રહેતી હતી એક દિવસ તેનો જૂનો ઓળખીતો માણિક વિશ્વાસ તેને ઘેર આવ્યો ને તેણે આ છોકરીને કહ્યું કે 'તું મારી સાથે એક બાવા પાસે ચાલ. તે તને મંત્રનું તાવીજ કરી આપશે તેથી તારે પૈસાની મુંઝવણ મટશે. બધાં દુઃખ નાશ પામશે ને તારો પતિ પણ તારે વશ થઇને તારા ઘરમાં આવીને રહેશે.' છોકરી ભોળવાઇ ગઇ ને તેની સાથે ગઇ. માણિક તેને બેલિયા ઘાટા પુલ ઉપર લઇ ગયો ને ત્યાં એ યુવાન છોકરીનું શિયળ લૂંટયું. તે પછી તે તેને એક બીજા ઘેર લઈ ગયો ને ત્યાં છ દિવસ સુધી તેને રાખીને તેની ઇજ્જત ઉપર હુમલા કર્યાં. તે પછી તેને એક અજાણ્યા સ્થળે લઇ ગયો ને ત્યાં ત્રણ માસ સુધી માણિક અને તે ઘર માલિક—બન્નેના પાશવિ અત્યાચારોનો ભોગ બનેલી કંઢાબાળાનું શરીર ચુંથાયું. ત્યાંથી તેને એક બીજે સ્થળે લઈ જતા રસ્તામાંથી આ યુવતી નાસી છૂટી ને પોલીસનો આશ્રય લીધો. ગુન્હેગારો પકડાયા ને તેમને સજા થઇ.

*

શીવરાજપુર સ્ટેટના દેદેપુર ઉર્ફે ચીરણુ ગામમાં બાબુલાલ અને શીતળ નામના બે ઘાંચી ભાઇ વચ્ચે અંદરો અંદર તકરાર થઇ, તેથી બાબુલાલની પત્ની વચ્ચે પડીને તેમજ છૂટા પાડવા ગઇ, તેમાં શીતળે તેની ભાભીને એક ડંડો માર્યો જેને લીધે તે તરતજ મરી ગઈ. શીતળ અને તેના ભાઇની પોલીસે ધરપકડ-કરી.

*

કાનપુરમાં ૧૭–૧૮ વર્ષની એક રૂપાં નામની કાયસ્થ યુવતી ફતેગંજ લખનૌથી ભાગીને કાનપુર આવી હતી. એને ત્યાં પોતાના રૂપાનો કંદોરો વેચી નાખ્યો. પૂછપરછ કરતાં લોકોને વહેમ પડયો ને તેને ત્યાંના અનાથાશ્રમમાં સોંપી. તેના પતિને લખનૌથી બોલાવ્યો. તેને જોઇને તે કન્યાએ કહ્યું કે 'આ મારો ધણી નથી. મારે તો એ ભાઇ સમાન છે.' એથી રૂપાનાં બાપ તથા સાસરાને તેડાવ્યા ને રૂપાં તેમને સોંપી દીધી. હાલમાં તે તેના બાપ સાથે લખનૌ ગઇ.

*

જોધપુર રાજ્યના કૂંદિઆ એસ્ટેટના એક ઠકરાણીએ કન્યા રત્નને જન્મ આપ્યો તેથી ગુસ્સે થઇને ઠાકોરે તેને સખત માર માર્યો. એ મારના સોળ ઠકરાણીના આખા શરીર ઉપર દેખાય છે. પુત્રી બાળકનું અવસાન થઇ ગયું છે. આ ઉપરથી મારવાડ પોલીસે ઠાકોરની ધરપકડ કરી છે.

*

એલીસબ્રીજમાં રહેતા ૨૮ વર્ષના લેઉઆ પાટીદાર શ્રી. નારણલાલ ભીખાલાલે તેમની એક પત્ની હયાત છતાં તેમની જ્ઞાતિના શ્રી. સવાઈલાલ કૃષ્ણલાલની પુત્રી સાથે ફરી લગ્ન કર્યું.

*

અમરેલીમાં સ્ત્રી કાર્યકર શ્રી. તારાબહેન દોશીનું સોનગઢમાં અવસાન થયું. તેઓ અમરેલીમાં શ્રીમંત કુટુંબમાં ઉછર્યાં હતાં ને કર્વે વિદ્યાપીઠની પદવી મેળવી હતી. તે પછી તેમનાં લગ્ન એક ધનાઢય યુવક સાથે થયાં હતાં, પણ કમનસીબે નાની ઉમરમાં તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું.

વૈધવ્ય પછી તેમણે સ્ત્રીઓની સેવા અને રચનાત્મક કાર્યમાં પોતાનું જીવન જોડી દીધું. ૧૯૪૨મા તેમણે સરકારી નીતિના વિરોધ તરીકે અમરેલી મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે રાજીનામુ આપ્યુ હતું ને હાલમાં તેઓ અમરેલીના ગૃહઉદ્યોગ સંઘનું સંચાલન કરતાં હતાં. પોતાની પાછળ એક પુત્ર તેઓ મુકી ગયાં છે. તેમના સ્મારક માટે ઉદ્યોગ સંઘ પ્રયત્ન કરે છે.

*

પટણા જિલ્લાના મોંઘીર શહેરમાં ભૂખ્યા માનવીઓની એક ભૂખકૂચ સત્તાવાળાઓ પાસે અનાજ અને કપડાંની માગણી કરવાને શહેરના રસ્તાઓમાં ફરી હતી.

ભરૂચથી તવરા જતી સડક પર સાંજને સમયે કહેવાતા બળાત્કારનો એક બનાવ બની ગયો છે. દારાશા ઉર્ફે ડેલી અરદેશર તાડીવાળા અને કાલીદાસ નામનો મુંબઇનો એક મોટર હાંકનાર તવરા તરફથી ભરૂચ આવતા હતા, તે દરમ્યાન રાજપીપળાનું ને કરજણ તરફ જતું એક હરિજન જોડું તેમને સામેથી આવતું મળ્યું હતું. જોડામાંથી સ્ત્રીને જોઇને, બન્નેની દાનત બગડતાં, તેમણે સત્તરેક વર્ષની હરિજન સ્ત્રીને તેના પતિથી અલગ પાડી અને તે પછી બન્નેએ વારાફરતી સ્ત્રી પર અત્યાચાર ગુજાર્યો. રસ્તા પરથી પસાર થતા એક સાયકલ સવારને આ વાતની જાણ થતાં તેણે પાંસેના ઝાડેશ્વર ગામે જઇને ગામલોકોને ખબર આપી ને ગામ લોકોએ ભેગા થઇને, સ્ત્રી પર અત્યાર ગુજારનારાઓને પકડી પોલીસને સોંપ્યા હતા. પોલીસે બન્નેને ગીરફતાર કર્યા છે ને બાઇને હોસ્પીટલમાં ખસેડી છે.

*

મુંબાઇમાં એક પંદર વર્ષની યુવતીનું હરણ કરવા તથા તેની ઉપર બળાત્કાર ગુજારવાના આરોપસર હૈદ્રાબાદના એક ડૉક્ટર એસ. એમ. લુકમાન સામે કેસ કરવામાં આવેલો હતો. તેનો ચુકાદો મેજીસ્ટ્રેટ મી. વ્યાસે આપ્યો છે. આરોપી ડૉક્ટર હૈદ્રાબાદ ખાતે આંખની દવાનું દવાખાનું ચલાવતો હતો. આઠ મહિના પર એક છોકરી પોતાની મા સાથે આરોપીના દવાખાને આંખ બતાવવા ગઇ હતી. પછી છોકરી તે ડૉક્ટર પાસે આંખની સ્પેશીયાલીસ્ટ થવા ટ્યુશન લેતી હતી. ડૉક્ટરે તેને પોતાની સાથે મુંબાઈ આવવા કહ્યું. મુંબઇની હોસ્પીટલમાં તેને આંખને લગતું સારૂં જ્ઞાન મળશે, એમ છોકરીના માબાપને સમજાવી ડૉક્ટર તે બાળાને મુંબાઇ લઇ ગયો. મુંબાઇમાં ડૉક્ટરે તે છોકરી સાથે સી વ્યુ હોટલમાં મુકામ કર્યો. ત્યાં તેઓએ પતિ-પત્ની તરીકે પોતાના નામ નોંધાવ્યાં. બાદ એક દિવસે ડૉક્ટરે છોકરી સાથે લગ્ન કરવાની વાત કરી. છોકરીએ લગ્ન કરવાની ના કહી, તેથી ડૉક્ટરે તેના પર બળાત્કાર કરવા માંડ્યો. છોકરીએ હોહા કરી, એટલે હોટલનો મેનેજર દોડી આવ્યો અને ડૉક્ટરને પોલિસ સ્ટેશને પહોંચાડ્યો. પોલિસે ડૉક્ટર સામે કેસ કર્યો અને છોકરીને આફતમાંથી બચાવી.

*

શ્રી. સરવરે સેસન્સ જજ નાગપુરની અદાલતમાં એક કેસ ચાલે છે. તેમાં એક સ્ત્રી નીંબી અને તેના દિયર રામજી ઉપર તેમની પુત્રવધુ કિસનીના ખૂનનું તહોમત છે.

આ બધા ઉમરેડ તહસીલના રાજોરા ગામના તેલી છે. કીસનીની માએ હૃદયદ્રાવક ભાષામાં જુબાની આપી કે, કીસની સાથે ખરાબ વર્તન ચલાવવામાં આવતું હતું. નીંબીના પતિએ પોતાની પત્ની વિરૂદ્ધ જુબાની આપતાં કહ્યું કે, તેની પત્ની નીંબીનો રામજી સાથે ખરાબ સંબંધ હતો અને એ સંબંધની વાત કીસની આમમાં કહી દેતી હતી, તેથી એક રાત્રે રામજી અને નીંબીએ કીસનીની છાતી ઉપર મોટો પત્થર મૂકીને તેને મારી નાખી. મને પણ મારી નાખશે એવી બીતીથી હું બહાર નાસી ગયો હતો ને બીજી સવારે ઘેર આવ્યો હતો.

*

બંગાળમાં આવેલા નેત્રકોણમાં ભૂખમરાની હાડમારીથી પીડાતા એક પિતાએ પોતાની પુત્રીને ૯ રૂપીઆમાં વેચી દીધી છે, કંદાપર કઇલાટી સંઘના એ શખ્સને ગયા દુષ્કાળ વખતે પોતાની નાની જમીન વેચી નાખવી પડી હતી અને આ વર્ષે તેણે મકાન ગુમાવ્યું. તેની પત્ની પણ તેને મૂકી ચાલી ગઇ, ત્યારે આવી વિપત્તિમાંથી બચવા તેણે પોતાની પુત્રીને પરસ્વાધીન કરી અને નાસી છૂટયો.

# સ્ત્રી-જગત  સમાચાર

હિંદના વીમેન્સ ઓગ્ઝી-લીયરી કોર્પ્સના ડારેક્ટર કાઉન્ટેસ ઓફ કાલીઘરસે પોતાનો હોદ્દો છોડી અમેરિકા પ્રયાણ કર્યું ત્યારે મીસીસ ડગલાસે દિલ્હીમાં તેમને વિદાયમાન આપ્યું.

*

મુંબઈમાં શ્રી. અરૂણા અસફઅલીને એક લાખની થેલી અર્પણ થવાની છે.

*

રાજપીપળામાં એક . ૧૯ વર્ષની જૈન યુવતીએ એકી સાથે ત્રણ બાળકોનો જન્મ આપ્યો, તેમાં બે પુત્રો ને એક પુત્રી હતાં. પુત્રી જન્મ થતાં તરત જ મરણ પામી જ્યારે બે પુત્રો અને માતા તંદુરસ્ત છે.

*

અમદાવાદમાં દરીઆપુરના પાટીદાર શ્રી ડાહ્યાભાઈ મોગીલાલ બકરી બી. એ. પોતાની બે પત્નીઓ હયાત છતાં, ફરી ત્રીજું લગ્ન વીરમગામ જઈને કરી આવ્યા છે.

*

અમદાવાદમાં ગયા હુલ્લડ વખતે સલાપસરોડ ઉપર એક ઘાંચણબાઈનું ખૂન થયું હતું.

*

પૂનામાં અભિડકરવાદી બહેનો પકડાઈ હતી તેઓ માફી માગીને છૂટી ગયાં.

લોકપ્રતિનિધિ સભામાં બંગાળમાંથી બેગમ ઇકરામુલ્લાહ અને યુક્તપ્રાંતમાંથી બેગમ અઇઝાઝુ રસુલ ચુંટાયાં છે. બધા પ્રાંતોમાં થઈને કુલ્લે પંદર સ્ત્રી સભાસદો ચુંટાયાં છે.

*

સુરતનું અનાવિલ મહિલા મંડળ સ્વ. મહાદેવભાઈ દેસાઈ સ્મારક નિબંધની હરિફાઈ યોજવા મળ્યું હતું.

*

રાજકુમારી શ્રી અમૃત કુંવરે રીક્ષાઓ ખેંચનારની સ્થિતિ સુધારવા ને તેમના શરીર ઉપર થતી અસર સંબંધી 'હરિજન'માં એક લેખ લખ્યો છે.

*

મુંબઈમાં પગાર વધારો, આવવાડીક રજા અને હક્ક રજા માટે અઠ્ઠાવીશ હજાર ઘાટીઓનું એક સરઘસ નીકળ્યું હતું. તેમાં 'શેઠાણી ઝીંદાબાદ' પોકારવામાં આવ્યું હતું: અને માગણી ન સ્વીકારાય તો હડતાલ ઉપર જવાનું ઠરાવ્યું. ચનીંગાગ એસ્ટેટની બહેનોની મળેલી સભાએ ઘાટીઓના વિરોધ સામે ઘાટી વિના ચલાવી લેવા ઠરાવ્યું.

*

ડભોઈના શાસ્ત્રી મંગળદાસ દલપતને તેની પત્નીનું ખૂન કરવા માટે જન્મટીપની સજા થઈ.

*

લાહોરમાં પંજાબ ધારાસભા ગૃહ પાસે થયેલ મોટર અકસ્માતમાં ત્રણ બાળાઓ મરણ પામી.

*

મદ્રાસમાં કેપ્ટન લક્ષ્મીની આગેવાની નીચે નેતાજી સપ્તાહ ઉજવાયો અને ભવ્ય સરઘસ નીકળ્યું હતું.

*

સક્કરમાં ૧૮ વર્ષની એક યુવતી ન્હાવા ગયેલી તે ડૂબી ગઈ. તેણે ૧૮ સોનાની બંગડીઓ અને પાંચ હજારની કિંમતની હીરાની વીંટી પહેરી હતી.

*

વલસાડ તાલુકામાં ઉંટડીની એક સ્ત્રીને ચપ્પુ બતાવી ઘરેણાં ઉતરાવી લેનારની ધરપકડ થઈ.

*

સુરતની પારસી પંચાયતે વક્તૃત્વ હરિફાઈ ગોઠવેલી તેમાં ક વર્ગમાં (૧) કુ. માણેક હોમીસેરીયટ (૩) કુ. ખોરશેદ ગોળવાળા અને તાંજમ ... હોમાય વકીલ બીજાં આવ્યાં.

શ્રી. અરુણા અસફઅલી-એ મહાસભા સમાજવાદી પક્ષ-ની વ્યવસ્થા માટે સિંધનો પ્રવાસ કર્યો. અને હાલ મદ્રાસ પ્રાંતનો પ્રવાસ શરૂ કર્યો છે.

*

અમલસાડ — લુસવાડાના એક મુસ્લીમે પોતાની પત્નીના માથામાં ચપ્પુ ખોસી દીધું.

*

સુરતમાં નાણાવટના કંતાનના ટેકરા પરથી તરતના જન્મેલા એક બાળકની લાશ પોલિસને મળી હતી, તે અંગે ધરમના કાંટા આગળ રહેનાર ત્રિભોવનદાસ છબીલદાસની ધણીયાણી પત્ની બાઇ મણિની અને તેમાં મદદ કરવાના કહેવાતા આરોપ અંગે ત્યાંની વાળંદ જ્ઞાતિની બેનકોર નામની સ્ત્રીની ધરપકડ થઇ છે.

*

બ્રિટનના કોઈ પુરુષને ભવિષ્યમાં તેની પત્નીની લેખિત સંમતિ વિના પરદેશ જવાની પરવાનગી નહિ આપવામાં આવે એવો કાયદો ત્યાંની પાસપોર્ટ ઑફિસે જાહેર કર્યો છે. આ કાયદાના સમર્થનમાં અધિકારીએ જણાવ્યું હતું કે, બ્રિટનમાં ઘણા ખરા પુરુષો તેમની પત્નીઓને ત્યજી દઇને પરદેશમાં બીજી છોકરીઓ સાથે લગ્નથી જોડાવા માગે છે અને આવી રીતે ત્યક્તાઓનું ભરણપોષણ કરવું એ રાજ્યને ભારરૂપ થઇ પડે છે.

*

મુંબઇની નાથીબાઇ સ્ત્રીઓની વિદ્યાપીઠના ઉપકુલવતી તરીકે સૌ. હંસાબહેન મહેતા અને કુલપતિ તરીકે શ્રી. હરસિદ્ધભાઈ દિવેટીઆ ચુંટાયાં.

*

સુરતની બડેખાં ચકલાની રહીશ બાઇ કલાવતીએ પોતાનો છોકરો પચાવી પાડવાનો આરોપ મોટા વરાછાની બાઈ કંકુ દ્વારકાદાસ ઉપર મૂકેલો તેમાં બાઇ કંકુને નિર્દોષ છોડી મૂકવામાં આવી.

*

બેંગ્લોરથી ઝાંસી જતી ૨૧ વર્ષની યુવતી મીસ પુલીન સીકલેરાનું પહેલા વર્ગના ડબ્બામાં ખૂન થયું.

*

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ વતી લડત લડનાર શ્રીમતી માર્ગરેટ બાલીન્જરને તેમના પતિ સાથે હિંદમાં આવવાની સરકારે પરવાનગી આપી છે.

*

આગ્રાની એક કોલેજના અધ્યાપકની યુવાન પુત્રીના પ્રેમમાં પડેલા એક વિદ્યાર્થીએ તે અધ્યાપકને પત્ર લખી લગન કરાવી આપવાની માગણી કરી છે, અને નહિં તો ખૂન કરવાની ધમકી આપી છે. અધ્યાપકે હાલ તેને પોતાને ઘેર મહેમાન તરીકે રાખી તેના પિતાને આ પરિસ્થિતિનો ઉકેલ લાવવા દબાણ કર્યું છે.

કોચીન ધારાસભાના સભ્ય શ્રીમતી ડી. નેલાયુધને કોચીનના મહારાજાએ આપેલ સ્વાતંત્ર્ય સંદેશ માટે સંતોષ જાહેર કર્યો.

*

ચીનની એક કિશાન સ્ત્રીએ એકી સાથે પાંચ બાળકોને જન્મ આપ્યો, તેમાં ૪ પુત્રો ને એક પુત્રી છે. આ પાંચે બાળકોને ધવરાવવા માટે બે ધાવો રાખવામાં આવી છે.

*

કલકત્તામાં અ.હિં. મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમિટીએ દેશમાં વિદ્યાર્થિનીઓ માટે તેમજ નોકરીઆત સ્ત્રીઓ માટે યોગ્ય હોસ્ટેલોની વ્યવસ્થા કરવા બધા શિક્ષણ ખાતાઓને અને સરકારને આગ્રહ કરતો ઠરાવ કર્યો.

*

જાણીતા ભોવાલી કેસમાં પ્રીવી કાઉન્સીલના ચુકાદાથી શ્રી. વિભાવતીદેવી હારી ગયેલાં; પણ, ચુકાદો આવતાં તે રાજકુમારનું કલકત્તામાં અચાનક અવસાન થયું.

*

ચલાળા પાસે રામપુરમાં કાઠિ તાલુકદારે સોનાની એક માદરડીની ચોરી માટે પ્રજાની ચૌદ સ્ત્રીઓના હાથ તેલની કકડતી કડાઈમાં બોળાવ્યાથી એ પ્રદેશમાં ત્રાસ ફેલાયો છે.

*

વિરમગામ મ્યુનિસિપાલિટીમાં શ્રી. ચંદનબહેન માણેકચંદ સભ્ય તરીકે ચુંટાયાં.

*

કલકત્તામાં સામાન્ય હડતાલને દિવસે રેડીઓ સ્ટેશને પીકેટીંગ કરતી વિદ્યાર્થિનીઓ ઉપર યુરોપીયન પોલીસ સાર્જન્ટોએ છીપકાર દોડાવી સાત વિદ્યાર્થિનીઓને ઇજા થવા સંબંધી ધારાસભામાં સભામોકુફીની દરખાસ્ત રજુ થઇ.

*

અમદાવાદમાં સ્વામીનારાયણ મંદિર પાસે બસો વર્ષનું જુનું મકાન વરસાદમાં બેસી જવાથી એક સ્ત્રીને ઇજા થઈ હતી.

*

અમદાવાદ ઝવેરીવાડમાં પટણીની ખડકીમાં રહેતા બોટાદના શ્રી હરજીવનદાસ શાહની ૨૦ વર્ષની યુવાન પુત્રી સવિતાએ એક હરજી સાથે લગ્ન કર્યાં. આ હરજીને પત્ની હયાત છે ને બે બાળકો છે.

*

શ્રી. સરોજની નાયડુના પુત્રી કુ. પદ્મજા નાયડુએ હૈદ્રાબાદ નિઝામ સ્ટેટના ગામડામાં સ્ત્રીઓ ઉપર થયેલ અત્યાચાર સંબંધી જાતે તપાસ કરી પુરી ખાત્રી પૂર્વક નિવેદન બહાર પાડયું છે ને મહિલા સંસ્થાઓએ લડત ઉપાડી લઇ જાહેર તપાસ માટે હાકલ કરી છે. નીઝામ સરકારે તપાસ પંચ નીમ્યું છે

સુરતનાં શ્રી. સવિતાબેન અંબેલાલ દેસાઇ એમ. એસ. ની પરીક્ષામાં પાસ થયાં. આ પરીક્ષા પાસ કરનાર તેઓ પ્રથમ ગુજરાતી બહેન છે.

*

તારકેશ્વર શિશુભારતીમાં શ્રી. સરલાદેવી સારાભાઇએ નૂતન બાળશિક્ષણ ઉપર ભાષણ કર્યું.

*

નવસારી સુધરાઇના સભ્ય શ્રી. વીરમતી દેસાઇને માન આપવા નવસારીની સ્ત્રીસંસ્થાઓ તરફથી રાજરત્ન શ્રી. સુનાભાઇ દેસાઇના પ્રમુખપદે મેળાવડો થયો, તેમાં શ્રી. દીનબાઇ ઇરાનીએ તેમની સેવાઓનો ઉલ્લેખ કરી સંતોષ જાહેર કર્યો હતો.

*

રાજકોટના રાવબહાદુર શ્રી. મણીલાલ કાળીએ પોતાના સ્વર્ગસ્થ પત્ની શ્રી. નંદગૌરીના સ્મરણાર્થે એક એન્ડાઉમેન્ટ ફંડ સ્થાપી, તેના વ્યાજમાંથી રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં ભણતી ગરીબ વિદ્યાર્થિનીઓમાંથી દર વર્ષે પાંચ બાળાઓને અર્ધી માફી આપવાનું ઠરાવ્યું છે.

*

ડભોઇમાં શ્રી. ઇન્દુમતીબહેન ઠાકોર વગેરે બહેનોએ ભગિની ભગિની સેવાસમાજ નામે સંસ્થા શરૂ કરી. તેના પ્રમુખ તરીકે શ્રી પ્રમીલાબહેન કદમ ચુંટાયાં.

સુરત આઇ. પી. મીશન હાઇસ્કૂલમાં શ્રીમતી ચૌનાનીના પ્રમુખપદે એક સંમેલન ભરાયું તેમાં જનાના હાઇસ્કૂલની બાળાઓએ કાર્યક્રમ રજુ કર્યો હતો.

*

ફ્રોરીઆનાં રાણી લંડનમાં પોતાના પતિ માટે નોકરી શોધે છે. તેમના પતિને મુસોલીનીએ ૧૯૪૮ માં ગાદીએ બેસાડેલા, પણ તેનું મૃત્યુ થતાં આમને ગાદી છોડવી પડી.

*

ખેડામાં ટ્રેઝરી ઓફીસ જવાના દરવાજા બહાર તરતની જન્મેલી એક છોકરી મળી આવતાં તપાસ ઉપરથી એક ઉચ્ચ જ્ઞાતિની બાઇની ધરપકડ કરી તેને તપાસ માટે હોસ્પીટાલમાં મોકલી.

*

સુરતની હિંદુ ચેરીટી હોસ્પીટાલમાંથી મીસ સુમનબહેન દેસાઇ નામના નર્સને સસ્પેન્ડ કરવાથી બધી નર્સો અને સ્ટાફે હડતાળ પાડી. પણ સમજુતી થતાં બધી બહેનો ફરજ ઉપર ચડી ગઇ છે.

*

દૂધ બગડયા વગર પાંચ દિવસ સુધી જેમનું તેમ રહી શકે. એવી પારિસના પ્રો. ગેબ્રીઅલ બરાટાને શોધ કરી. છે. મેગ્નેશીઆઇન નામના સત્વને દૂધમાં મેળવીને રાખવાથી દૂધ બગડતું નથી.

શાહોરમાં એક યુવતીએ ધરકંકાસથી કંટાળી કપડાં સળગાવી આપઘાત કર્યો.

*

વરંગુલમાં રમખાણ દરમ્યાન સ્ત્રીઓ ઉપર બળાત્કાર થયા હતા.

*

સુરત શહેરમાં અનાજ સમિતિમાં ગોડાઉન સમિતિમાં શ્રી. જ્યોત્સનાબેન શુક્લ, શ્રી. વસુમતી ઠાકોર, શ્રી. દીનાબેન મીનોચહેર કોન્ટ્રાક્ટર, મીસીસ અઝમરઅલી શેખ, અને મીસીસ ઉમરમીઆં કાજી નીમાયાં.

*

સ્ત્રીને શુદ્ર ગણીને અને તેને વેદનું અધ્યયન કરવાનો હક નથી એમ કહીને, બનારસ કોલેજમાં મધ્યમામાં બ્રાહ્મણેતર વર્ણનાં કુ. કલ્યાણદેવીને દાખલ કરવામાં આવ્યાં ન હતાં.

*

પૂર્ણિયા જીલ્લાના બનમનખી શહેરમાં ચાર પુત્રીઓ ને એક પુત્રના પિતા એક અબોધ કન્યા સાથે ફરી લગ્ન કરવા તૈયાર થયા છે. ચાર પુત્રીઓમાંની બે પુત્રીઓ તો સંતાનવતી છે.

*

નોઆખીઆના છેતાળીશ વર્ષના એક ગૃહસ્થ અગીઆર વર્ષની કન્યા સાથે લગ્ન કરવા તૈયાર થયા છે. કન્યાના પિતાને તેમણે હજાર રૂપીઆ આપવાની વાત ચાલે છે.

*



લખનૌમાં શ્રી. વિજયાલક્ષ્મી પંડિતના પ્રમુખપદે મળેલી જાહેર સભામાં સ્વ. કવિવર ટાગોરના સ્મારક માટે એક સમિતિ નીમવામાં આવી.

*

ભાગલપુર જીલ્લાના નાથનગરના એક ચાળીશ વર્ષના વૃદ્ધ બાર વર્ષની કન્યા સાથે લગ્ન કરવા તૈયાર થયા છે. પણ યુવકો અને સમાજના વિરોધની બીતીથી તેઓ ગામડામાં લગ્ન કરવા ચાલ્યા ગયા છે. તેમને પ્રથમ પત્નીથી બે પુત્રો અને બે પુત્રીઓ હયાત છે.

*

વર્ધામાં પંડિત જવાહરલાલ નહેરૂની નાગપુરના સ્ત્રીપ્રતિનિધિઓએ મુલાકાત લીધી હતી. પંડિત જવાહરલાલે તેમને ગામડામાં જાતે કામ કરવાની સલાહ આપી હતી. સ્ત્રીઓ અબળા છે એવી ભાવના કાઢી નાખવા જણાવ્યું હતું કેમકે 'અબળા' શબ્દ તેમને હિણું બનાવે છે.

કાયદે અઝામ મી. જિન્હાના બહેન બેગમ ફાતમા જિન્હાએ ભારતની મુસ્લીમ બહેનોને સાડી અને ઘાઘરાનો ત્યાગ કરી (પાયજામા) કુરતી અને સલવાર પહેરવા કહ્યું. કેમકે બેગમ ફાતમા માને છે કે સાડી એ હિંદુનો પહેરવેશ છે ને સાડી પહેરવાથી મુસ્લીમ સ્ત્રીઓ ઉપર 'હિંદુત્વનાં રજકણ' અસર કરે છે.

*

અમલસાડ કાંઠાતળાવનો એક ૬૦ વર્ષનો પાટીદાર કાછીઓ વીશ વર્ષની યુવતી સાથે લગ્ન કરવા તૈયાર થયાના સમાચારે ચકચાર ફેલાવી છે.

*

શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયે 'ન્યુ ટાઈમ્સ' નામના નવા અંગ્રેજી દૈનિકપત્રની ઉદ્‌ઘાટન ક્રિયા કરી.

*

રાજપીપળા સ્ટેટની હોસ્પીટાલમાં લેડી ડોક્ટર તરીકે રાજપીપળાના વતની મીસ ઇન્દુમતી મોગીલાલ કાપડીઆની નીમણુક થઈ.

*

દારેસલામ ન્યાસા સરોવરમાં તોફાનને કારણે વીટયા સ્ટીમર ડૂબી જતાં શ્રીમતી ટીમકે અને બીજાં આઠ ઉતારૂઓ ડૂબી મૂઆં.

*

ગોકળપુરીના રહીશ શ્રી. પંડ્યા વૈકુંઠનાથજીના બાળવિધવા ભત્રીજી શ્રી. કાન્તાદેવી નામે હાથરસના જમીનદાર શ્રી. રતનલાલ પંડ્યા સાથે પુનર્લગ્ન કર્યાં.

ડરબનમાં ડેપ્યુટેશનના કાઉન્સીલર મીસીસ ઝેડ-ગુલ (Z.Gool) સહીત નવ સ્ત્રી સત્યાગ્રહીઓને ૩ પૌંડનો દંડ અથવા એક માસની સજા થઇ દંડ ભરવામાં આવ્યો નથી.

બે વીશ વર્ષની યુવતીઓને સગીર ગણીને છોડી મૂકવામાં આવી હતી.

*

મુંબઇમાં મેમણ લત્તામાં એક પાંચ માળનું મકાન તૂટી પડતાં તેમાં એક સ્ત્રી ને ત્રણ બાળકો દટાઇ મૂઆ.

*

ભરૂચ અને પંચમહાલ જીલ્લાના સેશન્સ જજે થોડા વખત પર મહાલક્ષ્મી નામની એક બાઇને તથા તેના ભાઇ કાંતીલાલ હરિલાલને ૭ દિવસના એક બાળકનું મરણ નીપજાવવા માટે જન્મટીપની સજા ફરમાવી હતી. તેની અપીલ મુંબઇ હાઇકોર્ટમાં નીકળતાં નીચેલી કોર્ટે કરેલી સજા હાઇકોર્ટે રદ કરી છે.

કેસની ટુંકમાં વિગત એવી રજુ કરવામાં આવી હતી કે, મહાલક્ષ્મીએ એક બાળકને જન્મ આપ્યો. ૭ દિવસ પછી તે અને તેનો ભાઇ મુંબઇ જવા ગાડીએ જતાં હતાં તે વખતે તેઓએ બાળકને ડુપો દઇ મારી નાખ્યું હતું. બચાવ પક્ષનું કહેવું એવું હતું કે, જ્યારે તેઓ પુલ પર થઇને જતાં હતાં ત્યારે મહાલક્ષ્મીને ચક્કર આવ્યાં અને બાળક તેના હાથમાંથી સરી ગયું અને પુલના કઠેરા સાથે અથડાઇને નદીમાં પડી ગયું. મુંબઇ હાઇકોર્ટે નીચલી કોર્ટનો હુકમ ફેરવીને બન્ને તહોમતદારોને નિર્દોષ ઠરાવ્યા છે.

*

કેપ્ટન રોય જણાવે છે કે, કલકત્તાના એક લત્તામાંથી ગુંડાઓ ૧૦ થી ૧૫ સ્ત્રીઓને બળજબરીથી ઉઠાવી ગયા હતા અને તેમાંની કેટલીક ઉપર હુમલા કરવામાં આવ્યા હતા. અને તેમનાં કપડાં ઉતરાવી નાખવામાં આવ્યા હતાં.

*

તબીબી રાહતવાળા એક શખ્સના જણાવ્યા મુજબ ગુંડાઓએ કલકત્તાના હુલ્લડમાં કેટલીક સ્ત્રીઓના આંતરડા કાઢી નાખતા પહેલાં તેમનાં સ્તનો કાપી નાખીને રીબાવવામાં આવી હતી અને મૃત સ્ત્રીઓનાં માથાં ચોટલે બાંધી લટકાવવામાં આવ્યાં હતાં.

*

સુરતમાં સલામત પુરામાં ઠાકોરદાસ છગનલાલના ઘરમાં મધરાતે તેના સુંવાના ઓરડામાં પેસી, પ્રથમ તેમની જુવાન પત્ની રમણબેનને મારવામાં આવ્યાં. બાઇની હાલત ગંભીર છે. તે પછી ઠાકોરલાલ ઉપર હુમલો થતાં તેમનું અવસાન થયું.

અમદાવાદ સલાપસરોડ ઉપર હુલ્લડ દરમ્યાન બાઇ ઝવેર ધાંચણનું ખૂન કરનાર એક રીક્ષાવાળા હારૂન શકુરને તેના વતન આકોલામાંથી પોલીસ પકડી લાવી છે.

*

વઢવાણ રાજ્યના ખોલડીઆદના પગીએ પોતાનું પત્નીનું ખૂન કરી સવારે બાળી નાખવાની તૈયારી કરતા હતા તેવામાં ખૂન થયાની ખબર પડતાં પગીને પકડવામાં આવ્યો છે.

*

મુંબઇમાં ચોપાટી ઉપરના દરીઆમાં તરતના જન્મેલા બાળકને છવતું ફેંકી દેવા માટે પોલીસે એક ખોજા બાઇ ને તેની બે દીકરીઓને પકડી હતી. તે સંબંધમાં તપાસ કરતાં, તેને મકાને જતાં તે સ્ત્રીએ પોતાની મા તથા બહેનને બતાવ્યાં હતાં.. બહેન ખાટલા ઉપર સુતી હતી તેથી તેને હોસ્પીટાલમાં મોકલવામાં આવી. તેણે કહ્યું કે મને તો પાડોશીએ આ પોટલું આપી દરીઆમાં નાખવા કહેલું. તે સિવાય હું કાંઇ જાણતી નથી ને માએ પોતે આ વખતે ઘરમાં નહિ હોવાનું જણાવ્યાથી માજીસ્ટ્રેટે બધાને છોડી મૂક્યા હતાં.

*

સુરતના વેણીલાલ દારૂવાળાની પત્ની બાઇ તારાને ભગાડી જવાના આરોપ માટે પકડાયેલા બધા નિર્દોષ ઠર્યા.

પાટીદાર માસિક જણાવે છે કે :– મલાતજના પટેલ દેસાઇભાઇ ઇશ્વરભાઇ આફ્રીકા હતા ત્યારે તેમના પત્ની ગંગાબહેને પોતાના દીકરા મૂળજીભાઇનાં લગ્ન પણસોરાના પટેલ નાથાભાઇ કુંલાભાઇની દીકરી મણીબહેન સાથે કરી નાખ્યાં. પરઠણની વાત થયેલી, પણ લગ્ન પછી પરઠણ નહિ મળવાથી સાસુનો કોપ પુત્રવધુ ઉપર ઉતર્યો. પાંચ વર્ષ સુધી રીબાઇને મણીબહેન પોતાને મોસાળ ચાલ્યા ગયાં. તે પછી મૂળજીભાઇ સીકન્દ્રાબાદ રહેતા ત્યાં તેમના પત્નીને બોલાવી એક મહિનો રાખી તેને પીયર મોકલી દીધી. બાપે દીકરીને ઘેર ન રાખતાં કહ્યું કે 'જોઇએતો મલાતજના કુવામાં પડ, પણ મારે ઘેર નહિ.' એથી મણીબહેન અમદાવાદના હરિજન આશ્રમમાં ચાલતા કસ્તુરબા રાષ્ટ્રીય શિક્ષણમાં જોડાયાં. ત્રણ મહિના ત્યાં રહી તેઓ ઉનાળાની રજામાં મલાતજ ગયાં. પણ સાસુના ત્રાસે તેમણે ત્યાં અગ્નિ સ્નાન કર્યું. મરતાં અગાઉ તેમની પાસે પરાણે સ્ટેટમેન્ટ લખાવી લીધું કે 'સ્ટવના અકસ્માતથી હું દાઝી ગઇ છું.'

*

માંગરોળના એક બ્રાહ્મણ યુવાને દેવાણુના એક બ્રાહ્મણને ત્રણ હજાર રૂપીઆ આપી તેની પુત્રી સાથે લગ્ન કરેલું ને પત્નીને તેડી મુંબઇ ગયેલો. એ મહિના પછી તેણે પત્નીને તેને પીયર તેના મા બાપને મળવા મોકલી હતી. તે પછી તે યુવાન તેની પત્નીને તેડવા વહનાણુ આવ્યો ત્યારે ન પત્ની મળે કે ન સાસરીઆં.

*

હિંદથી વિક્ટરી પેરેડ માટે ઇંગ્લાંડ ગયેલા શ્રી. જોશી પોતાની સાથે તેમનાં નવવધુ લ્યુસીઆને સાથે લેતા આવ્યા છે. આ બાઇ પાંચ ફૂટ ઉંચી, પાતળી, સુંદર સ્ત્રી છે. હિંદુ પોષાક પહેરે છે ને સૌભાગ્ય ચિહ્ન-ચાંદલો કરે છે. ઘણી ભાષાઓ જાણે છે.

*

સ્ત્રીઓને વેદનો અભ્યાસ કરવાની છૂટ આપતો ઠરાવ પંડિત માલવીયાજીના પ્રમુખપદે મળેલી બનારસ હિંદુ યુનિવર્સિટી સેનેટ પસાર કર્યો.

*

કલકત્તાના ભવાનીપુર વિભાગમાં ૧૫૦ ચીસો પાડતી સ્ત્રીઓ અને બાળકોને જીવતાં બાળી મૂકયા હતાં અને એક છોકરીઓની હોસ્ટેલને સળગાવી મૂકવાથી કેટલીક છોકરીઓ જીવતાં બફાઇ મરી હતી.

*

સુરત જીલ્લા સ્કુલ બોર્ડે તેમના તાબાની કન્યાશાળાઓ માટે બસોથી અઢીસો શિક્ષિકાઓને નોકરી ઉપર લેવાનું ઠરાવી અરજીઓ માગી છે.

*

છરાં અને વહેમથી ૨૬ વર્ષના એક આરબે પોતાની પત્નીને ગોળીએ દીધી. તેને બચાવવાનો પ્રયાસ કરનાર ઉપર ગોળી ચલાવી જેને પરિણામે ત્રણ સ્ત્રીઓનાં હોસ્પીટાલમાં મરણ થયાં ને બે રીબાય છે.

*

રાંદેરની લાડવા શ્રીમાળી જ્ઞાતિની કુ. રતિકાન્તા કપુરચંદે સુરતના શ્રીમાળી જ્ઞાતિના શ્રી. ચંપકલાલ મૂળચંદ સાથે આંતર જ્ઞાતિય લગ્ન વૈદિક વિધિ મુજબ કર્યાં.

*

હોસ્પીટાલમાં દર્દીઓને વધુ કેફી દવાઓ આપી પાંચ સોથી વધુ વૃદ્ધ કેદીઓએ મારી નાખવાના ગુન્હા માટે હેમ્બર્ગની અદાલતે એક નર્સ અને તેને મદદ કરનાર બીજી ત્રણ સ્ત્રીઓને મોતની સજા કરી.

*

સુરત મ્યુનિ. સ્કુલોની તેડાગર બાઇઓએ આ મોંઘવારીને કારણે ઓછાંમાં ઓછા માસિક વીસ રૂપીઆનો પગાર અને મોંઘવારી ભથ્થાની માગણી કરી છે.

*

પારીસમાં મળેલી શાન્તી પરિષદમાં નાનામાં નાની મીસ ટીન ચીંગ લુ નામની ચાર ફીટની ચીનાઇ સ્ત્રીએ હાજરી આપી હતી. તે જાણીતી લેખીકા અને પત્રકાર છે.

# ચર્ચાપત્ર

આપના લોકપ્રિય માસિકમાં રસોઈઘરના વિભાગમાં જે વાનીઓ બનાવવાની રીત આપવામાં આવે છે તે સંબંધમાં હું થોડુંક લખવા માગું છું.

કેટલીક વાનીઓ બનાવવાની રીત જાણે ઉતાવળમાં લખી નાખી હોય એમ લાગે છે. દાખલ તરીકે, એપ્રિલ—ચૈત્રના અંકમાં પાકા કેળાંનો હલવો કરવાની રીત લખી છે તેમાં સાધનમાં આ શેર માવો લખ્યો છે, પણ કરવાની રીતમાં તે ક્યારે નાખવો તે લખ્યું જ નથી. વળી કેળાંના છુંદાના બે ભાગ કરકરવાની સૂચના છે અને તેમાંથી એક ભાગ ના છુંદાનું શું કરવું તે લખ્યું છે પણ બાકીનો ભાગ ક્યારે ઉપયોગમાં લેવો તે બીલકુલ લખેલું જ નથી આવી અધૂરી સૂચનાઓ હોય તે ચીજ કોઈ પણ કેવી રીતે બનાવી શકે ?

વૈશાખ—મેના અંકમાં ચણાની વાટી દાળની પુરણપોળી કરવાની રીત આપી છે તે ખરેખર બહુ વિચિત્ર છે. પ્રથમ તો દાળને પાણીને બદલે દૂધમાં બાફવાની સૂચના શા માટે છે તે સમજાતું નથી. વળી આપણાં મિષ્ટાનોમાં સાધારણ રીતે શેરે સવાશેર ખાંડ નંખાય છે. ત્યારે આમાં અડધો શેર દાળમાં દોઢ શેર ખાંડ-એટલે શેરે ત્રણ શેર જેટલી ખાંડ નાખવા લખ્યું છે. દાળ અને ચાસણી ક્યારે એકઠાં કરવા તે તો લખ્યું જ નથી. પણ આશરે માની લઈએ કે ચાસની તૈયાર થાય ત્યારે બેઉ મેળવવાં, પણ તે પહેલાં દાળને શેરે શેર ઘીમાં શેકવાનું લખ્યું છે. આવી રીતે દૂધમાં બાફેલી બારોબાર ઘીમાં શેકેલી અને ત્રણ ગણી ખાંડની ચાસણી નાખેલી દાળની પુરણ પોળી વણી શકાય એ અસંભવિત જેવું જ લાગે છે. પહેલું વેલણ ફેરવતાં જ બધું કણેકમાંથી પચ પચ થઈ બહાર નીકળી આવે એવો પૂરો સંભવ છે. સામાન્ય રીતે ચણાની દાળની પુરણપોળી કરવી હોય તો દાળને પાણીમાં બાફી નીસાર પર વાટવામાં આવે છે અથવા તપેલા ઉપર ચારણી મુકી ઘસી કાઢવામાં આવે છે અને તેમાં આખી ખાંડ જ નાખી ચુલા ઉપર ચઢાવી હલાવ હલાવ કરી ખાંડનું પાણી સુકવી નાખવામાં આવે છે. આ સાદી રીતે તૈયાર થયેલા પુરણની પોળી વણવી સુગમ છે અને સ્વાદિષ્ટ તો હોય છે જ, ત્યારે આવી અટપટી અને અસંભવિત રીત આપવાની શી જરૂર ?

જોન—જુનના અંકમાં પાતરાં કરવાની રીતને કર્ણાટકી પાતરાંની રીત શા માટે કહેવામાં આવી છે તે સમજાતું નથી. ગુજરાતમાં આ જ રીતે પાતરાં બનાવવામાં આવે છે. માત્ર છેવટે લવિંગનો ભુકો છાંટવાનું લખ્યું છે એટલી જ વિશેષતા છે. કર્ણાટકમાં પાતરાં કરવામાં આવતાં હોય તે વિષે પણ શંકા છે. મારી જાણમાં તો ગુજરાત અને મહારાષ્ટ્ર બે જ પ્રાંતમાં આ વાની બનાવાય છે.

આ જ અંકમાં કેશરી ભાત બનાવવાની રીત લખી છે તે વાંચી તો અતિશય નવાઇ લાગી. ચોખાને ધોઇને કપડા ઉપર સુકવવાનું આમાં લખ્યું છે. રોજ રસોઇ કરનાર બહેનોને અનુભવ હશે જ કે ધોયેલા ચોખાને પાણીમાંથી કાઢી લેવામાં આવે તો તે તરત તુટીને ભુકો થવા માંડે છે. આટલા માટે તો ચોખાનો લોટ દળાવવો હોય ત્યારે સ્ત્રીઓ ચોખા ધોઇને કપડા ઉપર સુકવી દે છે, જેથી તેના કકડા કકડા થઇ જાય અને સારી રીતે દળી શકાય. કેસરી ભાતમાં તો ચોખા આખા રાખવાના હોય; તેને કપડા ઉપર સુકવી કકડા કરવાની શી જરૂર ? ચોખા કલાક બે કલાક પાણીમાં ડુબેલા રહે ત્યારે જ ઉત્તમ પ્રકારનો ભાત તૈયાર થાય છે. એટલા માટે જ આપણે રસોઇ શરૂ કરતા પહેલાં ચોખા ધોઇને પલાળી મૂકીએ છીએ અને બધી રસોઈ થયા પછી ઉકેલા ચોખા ઓસાવીએ છીએ.

કેસરી ભાત જે બહેનોએ જાતે બનાવ્યો હશે તેમને અનુભવ હશે કે, ચોખાનો દાણો સહેજ પણ કડક હોય અને જો ખાંડ નાખવામાં આવે તો ભાત તદ્દન બમદી જાય છે. ખાંડનો રસ પી, ચોખા હોય તે કરતાં વધારે કડક જાય છે. અને પછી કદિ પણ ચઢતા જ નથી એટલે દાણો પૂરેપૂરો બફાયા વગર ખાંડ નંખાય જ નહિ. કંસાર, સેવનો બીરંજ એ સર્વને આ રીત લાગુ પડે છે. ત્યારે આ રીતમાં ચોખા અધકચરા ચઢી જાય ત્યારે ખાંડ નાખવાની લખ્યું છે. વળી શેર ચોખામાં દોઢ તોલો કેસર નાખવાનું બતાવ્યું છે! આજની કીંમતે સારૂં શુદ્ધ કેસર લાવીએ તો દોઢ તોલાનાં નવ દસ રૂપિયા થાય અને એ રીતે સારી સ્થિતિમાં કુટુંબને પણ એક શેરનો કેસરી ભાત કરવાનું પણ પરવડે નહિ. એ વાત જવા દઈએ. તો પણ શેર ચોખામાં તોલો કેસર નાખવાથી કેસરી ભાતને બદલે કાળો ભાતજ બની જાય. ગુજરાતી ચાળીસ તોલાનો શેર ગણીએ તો તેમાં બેઆની ભાર ઘણું થઇ ગયું.

અત્યારે ખોરાકી સામાનની પુષ્કળ મોંઘવારી અને અછત છે તેવે વખતે આવી ખરચાલ ચીજો બનાવવાની સૂચનાઓ ખૂબ સંભાળ પૂર્વક આપવી જોઇએ. બીન અનુભવી બહેનો માસિક પુસ્તકોમાં વાંચેલી રીત પ્રમાણે હોંસથી નવી ચીજ બનાવવા જાય અને તે ચીજ બગડે તે ઇષ્ટ નથી જ.

આશા રાખું છું કે રસોડા ઘર વિભાગનાં સંપાદિકા બહેન દરેક વાનગીની રીત બારીકાઇથી તપાસી તેની શકયતા વિષે વિચાર કરીને છપાવશે. તેઓ પોતે રસોઈમાં નિષ્ણાત હશે ત્યારે જ સંપાદનનું કામ હાથમાં લીધું હશે. એટલે બનાવવાની રીતોના ગુણ દોષ સહેલાઈથી પકડી શકશે.

મુંબઈ સરોજિની મહેતા.
તા. [illegible]–૪૬

# પુસ્તક પરિચય

## સ્વીકાર

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ** તરફથી; **પ્રતિમાઓ** (લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી. પાકું પુંઠું, પૃ. ૨૦૦ કિંમત રૂ. અઢી.) ટુંકી વાર્તાઓનો આ સંગ્રહ લોકપ્રિય બન્યો છે ને તેની ત્રીજી આવૃત્તિ પ્રગટ થઇ છે.

**સોરઠી સંતો** (લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી. કાર્ડ બોર્ડ પુંઠું, પૃ. ૧૨૮ કિંમત રૂ. દોઢ) સોરઠના સંતોનો જીવન પરિચય લોકો સામે આદર્શ બની રહેલ હોવાથી આ પુસ્તકની પાંચમી આવૃત્તિ પ્રગટ થઇ છે.

**સુભાષચંદ્ર બોઝ** (લે.: શ્રી. ગુણવંતરાય આચાર્ય. પાકું પુંઠું, પૃ. ૨૦૮, કિં. રૂ. અઢી) જન્મથી માંડી આજસુધીના હિંદની પ્રજાના પ્રિય નેતા સુભાષચંદ્ર બોઝનો જીવન પરિચય સુંદર રીતે રજુ થયો છે. આ બીજી આવૃત્તિ ઘણા સુધારાવધારા સાથે પ્રગટ થઇ છે.

**ઝાંસી રાણી ઝીંદાબાદ** (લેખકઃ શ્રી. જયભિખ્ખુ. પાકું પુંઠું, પૃ. ૧૮૦ કિંમત રૂ. અઢી) ખાદી કાગળ ઉપર ઝાંસીની રાણી લક્ષ્મીબાઇથી માંડી નેતાજીપ્રણિત આઝાદ હિંદ ફોજના સ્ત્રી-સૈનિકોના સેનાપતિ કર્નલ લક્ષ્મી સુધીનો આઝાદીનો ઇતિહાસઃ કર્નલ લક્ષ્મીનો સુંદર પરિચય આપતું આ પુસ્તક દરેકને નવી પ્રેરણા આપશે એમ લાગે છે.

**જય સોવિયેટ** (લેખકઃ શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ. પાકું પુંઠું, પૃ. ૨૯૨ કિં. રૂ. સાડાત્રણ) સમાજવાદી જીવન ઘટના સાથે, રૂસી જનતાએ જગતજનના જોગ પેશ કરેલો જન-જંગનો આરંભ આ પુસ્તકમાં દેખાય છે. સોવિયેટની વિજયકથા આ પુસ્તકમાં આલેખાઈ છે.

શ્રી. ઉપેન્દ્રરાય વોરા; કચ્છ માંડવી તરફથી **વીર પૂજન** (કિં. ૦–૮–૦), **ભગવત્પ્રસાદ** (કિં. ૭ આના) અને **વાનરમાંથી પરમાત્મા** (વ્યાખ્યાન સાર) મળ્યાં છે.

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક




वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

વર્ષ સાતમું : આસો ૨૦૦૨ : ઑકટોબર ૧૯૪૬ : અંક ૧૨મો

# 'અમને રાસ રમાડ....'

નરસિંહ મહેતા

અમને રાસ રમાડ,  
વહાલા ગોકુલથી વૃંદાવન રુડું તે મુજને દેખાડ વહાલા.  
જલ જમુનાને કાંઠડે રે, વાયો વેણુ રસાલ; વહાલા.  
નાદે મોહી ગોપીકા રે, ઘેર રોતાં મેલ્યાં બાલ, વહાલા.  
એક એક લોચન આંજીયાં રે, કૃષ્ણ કરે સનમાન; વહાલા.  
અવલાં આભ્રણ પહેરીઆં રે, તેણે નેપુર ઘાલ્યા કાન, વહાલા.  
સનમુખ ઉભી રહી રે, નયને નીરખ્યા નાથ; વહાલા.  
તનમન ધન સહુ સોંપીયું રે, ગોપી ઉભી જોડી હાથ, વહાલા.  
વૃંદાવન રળીઆમણું રે, સરદ પુનેમની રાત; વહાલા.  
લાલ ત્રીભંગ શોભા બની રે, ત્યાં દીસે નવલી ભાત, વહાલા.  
ગાય શીખે ને સાંભળે હરી, રાધાજીનો રાસ; વહાલા.  
તે નર વૈકુંઠ પામશે રે, એમ ભણે નરસૈયો દાસ, વહાલા.*

*નરસિંહ મહેતાની જે કેટલીક સુંદર ગરબીઓ કહી શકાય, તેમાંની એક ઉપર આપી છે.

—કમળા સુતરિયા

# આ અંક વિષે—

'સ્ત્રી-જીવન' માસિકનો દર વર્ષે 'આસો માસનો અંક 'ગરબા-અંક' તરીકે પ્રકટ થાય છે. ગયે વર્ષે 'સ્ત્રી-જીવન'ના તંત્રી શ્રી. મનુભાઈ જોધાણીએ 'ગરબા-અંક'નું સંપાદનકાર્ય મને સોંપી, ગુજરાતના ગરબા-ગરબી સાહિત્યનો અભ્યાસ કરવાની મને તક આપી હતી; આ વર્ષે પણ સંપાદનની જવાબદારી સોંપી, ગુજરાતના વિશિષ્ટ અંશસમા ગણાતા રાસસાહિત્યનો વધુ અભ્યાસ કરવાની મને તક આપી છે, એમ કહું તો તેમાં જરાય અતિશયોક્તિ નથી. આ અભ્યાસ પછી મને લાગ્યું છે કે, બારમી સદીથી શરૂ કરી દયારામ કે સ્વ. મહાકવિશ્રી ન્હાનાલાલ સુધીના જુદા જુદા કવિઓની આ વિષયની સુંદર કૃતિઓનો એક સંગ્રહ કરવામાં આવે તો તે ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થઈ પડશે. તેમાં રાસ, ગરબી, ગરબા, હીંચ, હમચી, ફાગ, માતૃકા, કક્કો, બારમાસી, તિથિ, પોળ, મરશિયાં વગેરેની સુંદરમાં સુંદર કૃતિઓ રજૂ થવી જોઈએ.

ગયે વર્ષે ગરબા અંક તૈયાર કરવા પાછળ એક વિશિષ્ટ દૃષ્ટિ રખાઈ હતી. ત્યારે યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં 'ગરબી-રાસસાહિત્યને' સ્થાન મળ્યું હતું. આથી એ સાહિત્યના અભ્યાસી બંધુઓને ઉપયોગી થઈ રહે તેવી કેટલીક માહિતી બનતી ઢબે તૈયાર કરી આપી હતી; આ વર્ષે તેમાં રહી ગયેલી કેટલીક કડીઓ સાંકળવા યત્ન કર્યો છે. દીવાન બહાદુર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પંડિત શ્રી. બેચરદાસ, શ્રી. ઝવેરચંદ મેઘાણી વગેરેનાં આ જ વિષય પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી લખાયેલા લેખો; તેમાંય પંડિતજીનો ગુજરાતી સાહિત્યના ગેય સ્વરૂપ ઉપરનો મનનીય અને અભ્યસનીય લેખ, આ રીતે લખાયેલો પ્રથમ જ લેખ કહી શકાય. ગયે વર્ષે 'રાસ-ગરબી'નો વિકાસ દર્શાવતો એક અભ્યાસપૂર્ણ લેખ આપવામાં આવ્યો હતો; આ વર્ષે 'રાસ અને ગરબીકારો' વિષે ટૂંક માહિતી આપવા યત્ન કર્યો છે. જાણીતાં કવિઓ અને લેખકોની આ વિવિધ સામગ્રીનું સંપાદનકાર્ય, સૌના સહકારથી મારા માટે અત્યંત સરળ અને રોચક બન્યું છે. આ સ્થળે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

દર વર્ષે 'ગરબા-અંક' પ્રકટ કરવાની રીત એક દૃષ્ટિએ આવકારદાયક છે; પરંતુ કોઈ વર્ષે એ પ્રથા બદલાય એ ઇષ્ટ પણ છે. જાણીતા ગરબીકાર વલ્લભ ધોળા, દયારામ, શ્રી. રણછોડજી દીવાન વગેરે વિષે જ ખાસ અંક પ્રકટ કરવામાં આવે એ આવકારદાયક ગણાશે.

અમદાવાદ.
તા. ૨૧-૯-૪૧

(હસ્તાક્ષર)

# રાજિમતી

**મલધારી રાજશેખરસૂરિ**

[ સંવત ૧૪૦૦ આસપાસ ]



[ સંવત ૧૪૦૦ની આસપાસ હયાત મલધારી રાજશેખરસૂરિની 'નેમિનાથફાગુ' નામની એક સુંદર કૃતિ છે. પરણવા નીકળેલા નેમનાથ—જૈનોના બાવીસમા તીર્થંકર—અતિથિ-સત્કાર માટે મારવા એકત્ર કરેલા પશુઓનું આક્રંદ સુણી, પરણ્યા વગર પાછા ફરે છે, એ આ 'ફાગુ'નો વિષય છે. પ્રાચીન આલંકારિક શૈલીની દૃષ્ટિએ પણ આ એક રસમય કૃતિ છે. આ 'ફાગુ'માંથી માત્ર રાજિમતી—નેમનાથનાં પત્ની—નું વર્ણન નીચે આપ્યું છે. થોડી લીટીઓમાં વિવિધ ઉપમાઓથી રાજિમતીનું કેટલું ભવ્ય ચિત્ર કવિ ઉપજાવી શક્યા છે, એ આ સોળ લીટીઓ પરથી જોઈ શકાય છે. ભાષા જૂની હોઈ નીચે ટિપ્પણમાં જોઈ લેવાથી અર્થ સ્પષ્ટ થશે.
—સંપાદિકા ]

રાઇમઇ સમ તિહુ ભુવણિ અવર ન અત્થઈ નારે,
મોહણવિલ્લિ નવલ્લડીય ઉપ્પનીય સંસારે.
અહ સામલ કોમલ કેશપાસ, કિરિ મોરકલાઉ,
અદ્ધ ચંદ સમુ ભાલુ મયણુ પોસઇ ભડવાઉ.
વંકુડિયાળીક ભુંહડિયહં ભરિ ભુવણુ ભમાડઈ,
લાડી લોયણુ લહકુડલઈ સુર સગ્ગહ પાડઈ.
કિરિ સિસિબિંબ કપોલ કન્નહિંડોલ ફુરંતા,
નાસાવંસા, ગરુડચંચુ દાડમફલ દંતા,
અહરપવાલ તિરેહ કંઠુ રાજલસર રૂડઉ,
જાણુ વીણુ રણુરણઇં જાણુ કોઇલિ-ટહુકડલઉ.
સરલ તરલ ભુયવલ્લરિય સિહણ પીણ ઘણતુંગ,
ઉદરદેસિ લંકાઉલિ ય સોહઇ તિવલ-તુરંગુ.
અહ કોમલ વિમલ નિયંબબિંબ કિરિ ગંગા પુલિણા,
કરિ કર ઊરિ હરિણ જંઘ પલ્લવ કરચરણા.
મલપતિ ચાલતિ વેલડીય હંસલા હરાવઇ,
સંઝારાગુ અકાલિ બાલુ નહકિરણિ કરાવઇ.*

* ટિપ્પણ માટે જુઓ પાન ૭૬૨.

# મોરલી વાય છે–

ભાલણ

[ સંવત ૧૫૪૦ ]

[ સંવત ૧૫૪૦ની આસપાસ હયાતી ધરાવતા કવિ ભાલણની આ એક કૃતિ છે. સૌથી પ્રથમ સ્વકીય ભાષામાં થોકબંધ પ્રૌઢ આખ્યાન લખનાર કવિ તરીકે ભાલણનું ગુજરાતી સાહિત્યમાં અગત્યનું સ્થાન છે. કેટલાક તેને આખ્યાનોના પિતા તરીકે પણ ઓળખાવે છે. અત્યારે તેની સોળેક કૃતિઓ ઉપલબ્ધ છે. કૃષ્ણના જીવનપ્રસંગોને આલેખતી કેટલીક સુંદર કૃતિઓ તેણે રચી છે. તેમાંથી એક સુંદર કૃતિ નીચે આપી છે. મોરલીના નાદથી થતી અસર, રોચક રીતે કવિએ વર્ણવી છે. —સં૦ ]

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રી ગોપાળ, મોરલી સાંભળવા જઈએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી૦

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વરે મૂકયાં ધ્યાન. મોરલી૦

ગુણી જન લઈ શકે નહિ, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન. મોરલી૦

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન. મોરલી૦

અંબર તે સુર નારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણા માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી૦

મેં તો રહ્યું જાય નહિ, કામણાના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીએ, વિસરિયાં ધન વ્યાપાર. મોરલી૦

નયણે જઈ ને નિરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલ મરજાદ. મોરલી૦

લોકલાજ મેં પરહરી, સોંપ્યું રે એને શરીર;
મોરલી પરવશ થયો આત્મા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી૦

એ મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીઓ સાથ. મોરલી૦

સિદ્ધહસ્ત ગરબીકાર ભાણદાસકૃત

# 'ગરબી રમુ રે'

[ સંવત ૧૭૧૫ લગભગ ]

: સંપાદક :

શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી



[ 'હસ્તામલક' વગેરે કાવ્યોનો કર્તા કવિ ભાણદાસ એક ગરબીકાર પણ હતો, એ હકીકત એનાં કે એના ભાઈના હાથની મળતી સંવત ૧૭૧૫ની હાથપ્રતમાંથી જાણવા મળે છે. ૭૧ જેટલી સુંદર ગરબીઓ તેણે આપી છે; તેમાં 'હમચી'—ગરબીનો એક પ્રકાર પણ છે. એ ગરબીઓમાંથી એક સુંદર કૃતિ નીચે આપવામાં આવી છે. 'ગરબી' કઈ રીતે ગાવી; 'ગરબી' ગાતી વખતે કેવાં આભૂષણો પહેરવાં, ને એવી રીતે ગવાતી 'ગરબી'ની શી અસર થાય તે અચ્છી રીતે તેમાં વર્ણવ્યું છે. આ ગરબી અને તે પછીની 'પંચ તત્ત્વની ગાગરડી'એ બન્ને કૃતિઓ, શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી સંપાદિત અપ્રકટ 'ભાણદાસ' માંથી લેવામાં આવી છે. —સં૦ ]

ગરબી રમુ રે રૂડી રાત્ય વેસાલી
ગાંન ગાજ્યો રે હરિની ગાથા રસાલી
રમુ રાસડે હાથે દેજ્યો રે તાલી
મલી આવુ રે નવ યૌવન બાલી ૧

પહિરુ ચુંનડી ચરણા ચોલી નિ ફાલી
ગોકલ ગામ મહા નીતિં દીસે દીવાલી
પાએ નેપૂર કાંનિ ઝાલિ ઝબૂકિ
રાસ રાષડી સારી વેણી ફરૂકિ ૨

નીલવટિ ચાંદલુ રૂડૂ ચૂડલુ સોહિ
વાજિ વિછીઆ જોતાં યદૃપત્ય મોહિ
ઘમકિ ઘૂઘરી ઝમકિ ઝાંઝરી સારી
ઠમકિ પાઆુલા પાંતિ ધુંદિ છિ નારી ૩

નયણે કાજલ સોહિ નાસકા મોતી
સોભા સાગર સાંમ સુંદર જોતી
ગોકલ નારી જો જોનિં પૂરી પનુતી
નવસત ભૂષણે જોનિં રાધીકા સોહોતી ૪

કટિ મેખલા કોટિ મોતીની માલા
ઘુંમિ ઘુંમિ સોભિ સુંદર બાલા
જૂઅિ યસોદા પાયલિ ફરતા ગોવાલા
નંદનંદન અત્ય દીસિ વેસાલા ૫

બિસી વયમાંને દેવ જોવાનિં આવ્યા
અંદ્ર અંદ્રાણી બ્રહ્મા સાવ્યંત્રી લાવ્યા
રુદ્ર રુદ્રાંણી સહૂકો દેવ સોભાવ્યા
અંતરિ આનંધા માધવ મનમાંહિં ભાવ્યા ૬

હરખ્યા હઈઅિડિ ન્યાહાલિ અમીની દષ્ટય
રહ્યા અંતરિ કરિ પૂઃફની વૃષ્ટય
રંગમાહા ભિનાં જે રવમાહાં રચતાં ન જાંણ્યું
ઉગ્યુ આદીત્ય જેનિં વાંહાણું વીહાંણું ૭

દેવતા વલીઆ જે ગોપી મંદીર જાય
જે જન સાંભલિ તે તુ ગોમતી નાહિ
વાસિં વસવા જે તે તુ વઇકુંઠય જાય
ભોલિં ભાવિં જે ભાંણદાસ ત્યાંહાં ગાય ૮

## ટિપ્પણ

રમુ=રમો. મધ્યકાલીન ગુજરાતીમાં આજ્ઞાર્થ બીજા પુરુષ બહુવચનમાં 'ઉ' પ્રત્યય. વેસાલી=વિશાળ, નિ=ને, પનુતી=પનોતી, અત્ય=અતિ, બિસી=બેસી, હઈઅિડિ=હૈડે–હૃદયમાં, ન્યાહાલિ=નિહાળે, પૂઃફ=પુષ્પ.

---

[ અનુસંધાન પાને ૭૫૮ થી ]

## ટિપ્પણ

૧. રાઈમઅ=રાજિમતી, અત્થઈ=છે, નારૈ=નારી. ૨. મોહણવિલ્લિ=મોહનવેલ, ઉપ્પનીય=ઊપજી. ૩. સામલ=સ્યામલ. ૪. મયણ=મદન, ભડવાઉ=મદનનો 'ભટ'પણાનો વાદ. ૫. વંકુડિયાલીય=વાંકડી, ભુંહડિયહં=ભવાં. ૬. લહકુડલઈ=લટકડએ, સગ્ગહ=સ્વર્ગ. ૭. સિસિબિંબ=શશિબિંબ, કન્નહિંડોલ=કર્ણહિંડોળ, ફુરંતા=સ્ફુરતા. ૮. નાસા=નાક. ૯. અહરપવાલ=અધરપ્રવાલ, તિરેહ=ત્રિરેખ, રાજલસર=રાજલનો સ્વર (અવાજ). ૧૦. રણરણઈ=રણકે છે. ૧૧. ભુયવલ્લરિય=ભુંજવલ્લરી, સિહણ=સ્તન, પીણ=પુષ્ટ, ઘણ=ઘટ્ટ, તુંગ=ઊંચા. ૧૨. સંકડિલિ=સાંકડાવાળી–પાતળી, તુરંગુ=તરંગ, તિવલ=ત્રિવલ્લી–ત્રણ વળ. ૧૩. નિયંબ=નિતંબ, પુલિણા=પુલિન–કાંઠો. ૧૪. સંઝારાગુ=સંધ્યાનો રાગ, નહકિરણિ=નખકિરણે.

# પાંચ તત્વની

# ગાગરડી

ભાણદાસ

[ સંવત ૧૭૧૫ લગભગ ]



[ ગયે વર્ષે, ભાણુદાસની 'ગગનમંડળની ગાગરડી'—રૂપક અલંકારનો એક અચ્છો નમૂનો આપ્યો હતો; જેમાં સમગ્ર બ્રહ્માંડને ગરબીનું રૂપક આપી તેમાં બ્રહ્માંડનાં સ્થળ, કાળ વગેરે સર્વનો સમાવેશ કરી આપ્યો હતો. 'પાંચ તત્ત્વની ગાગરડી' એવું જ બીજું એક અચ્છું, એ જ કવિનું રૂપક છે. આ દેહ પંચતત્ત્વોમાંથી પેદા થયો છે; ચોરાશી લાખ ફેરા ફરતો ફરતો મનુષ્યદેહ ધારણ કર્યો છે; અને દેહમાં કયા કયા તત્ત્વો ભર્યાં છે; વગેરે ઉપરાંત તેને 'કાગળકેરી પૂતલી' તરીકે વર્ણવી, શી રીતે વૈકુંઠ મળે, તે આ જ્ઞાની કવિએ ટૂંકમાં સચોટ રીતે દર્શાવ્યું છે. —સં૦ ]

પાંચ તત્વની ગાગરડી ગુણ ગરબી રે
પ્રથવી પાંણી તેજ ગાઉ* ગુણ ગરબી રે
વાય સદા વરતી રહયું ગુણ ગરબી રે
વ્યોમ તણું ત્યાંહાં હેજ ગાઉ ગુણ ગરબી રે ૧

પાંચ તણા પચવીસ થયાં ગુણ ગરબી રે
ત્રિગુણ માયાનુ ભેદ ગાઉ ગુણ ગરબી રે
પરમાતમા પૂરી રહયુ ગુણ ગરબી રે
તેહેનુ પાર ન પાંમિ વેદ ગાઉ ગુણ ગરબી રે ૨

ગરબિ જાલી ગુષ લાગુ ગુણ ગરબી રે
નાંના ભાતિ વીસાલ ગાઉ ગુણ ગરબી રે
નવ દ્વાર નઉતન કરયાં ગુણ ગરબી રે
તે · ગુ : રુડુ નિ રસાલ ગુણ ગરબી રે ૩

ઠબકિ ફૂટિ ગાગરડી ગુણ ગરબી રે
વલી ફરી ઘડિ કુંભાર ગાઉ ગુણ ગરબી રે

* 'ગાઉ શબ્દમાં 'ઉ' માટે મૂળ હસ્તપ્રતમાં 'અુ' વપરાયેલ છે. તે પ્રમાણે દરેક સ્થળે વાંચવું. —સં૦

લક્ષ ચુરાસી ફેરડા ગુણ ગરબી રે
નાના વીધી અવતાર ગાઉ ગુણ ગરબી રે ૪

સાત્વીક રાજસ તામસી ગુણ ગરબી રે
ભાતિ ભાતિનાં રૂપ ગાઉ ગુણ ગરબી રે
દેવ દાંનવ નિ માંનુષી ગુણ ગરબી રે
ભીખારી નિ ભૂપ ગાઉ ગુણ ગરબી રે ૫

ભસ્મ ભરયું મધ્ય ગરબાનિ ગુણ ગરબી રે
અંન પાંનાદીક ભાવ ગાઉ ગુણ ગરબી રે
કર્મ-રૂપીઉં કોડીઉં ગુણ ગરબી રે
વાતી એક સભાવ ગાઉ ગુણ ગરબી રે ૬

નાના કલપના તેલ કરયું ગુણ ગરબી રે
આતમયોતિ પ્રકાસ ગાઉ ગુણ ગરબી રે
ઘટમધિ અજૂઆલડું ગુણ ગરબી રે
રમિ રમાડિ રાસ ગાઉ ગુણ ગરબી રે ૭

મોહ મછર મમતા ઘણી ગુણ ગરબી રે
ગૂતુ માયા જાલ ગાઉ ગુણ ગરબી રે
નાચ્યું ખુંદયું ઉદકયું ગુણ ગરબી રે
દીઠું નહિં સરિકાલ ગાઉ ગુણ ગરબી રે ૮

ગહિલુ ગરવ કરિ ઘણુ ગુણ ગરબી રે
તે માહિ ગરલુ નાંમ ગાઉ ગુણ ગરબી રે
ગરવ ન છૂટિ જાંહાં લગિ ગુણ ગરબી રે
ત્યાંહાં લગિ ન મલિ ઠાંમ ગાઉ ગુણ ગરબી રે ૯

જેહવું સપન છિ રાત્યનું ગુણ ગરબી રે
આ તેહવું સંસાર ગાઉ ગુણ ગરબી રે
કાગલ કેરી પૂતલી ગુણ ગરબી રે
તેહનિં ગલતાં કેહી વાર ગાઉ ગુણ ગરબી રે ૧૦

બાલપણિ સેવુ હરી ગુણ ગરબી રે
ચેતુ ચતૂર[સુ]જાંણ ગાઉ ગુણ ગરબી રે
અુચ્યંતાં ઝડ લાગસિ ગુણ ગરબી રે
સદા ભમિ સિચાંણ ગાઉ ગુણ ગરબી રે ૬૧

સંતની સંગત્ય જઈ કરુ ગુણ ગરબી રે
રપે કરુ પરમાદ ગાઉ ગુણ ગરબી રે

સંત કહનિ સદા હરી ગુણ ગરબી રે
તે આપિ મહાપરસાદ ગાઉ ગુણ ગરબી રે　૧૨
માંન ગાલી મન સુંપજયો ગુણ ગરબી રે
જિમ નીર્મલ થાઅિ દેહ ગાઉ ગુણ ગરબી રે
વાસુદેવ વ્યાપી રહ્યા ગુણ ગરબી રે
હરિદાસ દેખાડિ તેહ ગાઉ ગુણ ગરબી રે　૧૩
સકલ તીરથ એકઠાં મલિ ગુણ ગરબી રે
યાંહાં વસિ હરિદાસ ગાઉ ગુણ ગરબી રે
ત્યાંહાં ગંગા યમુના ગોમતી ગુણ ગરબી રે
ત્યાંહાં પૂ:કર ની પરભાસ ગુણ ગરબી રે　૧૪
જ્ઞાન તણુ ગરણુ કહ્યુ ગુણ ગરબી રે
ભગત્ય સહીત અપાર ગાઉ ગુણ ગરબી રે
જે જન જોસિ અનુભવી ગુણ ગરબી રે
તેહનિં પૂનરપિ નહિં અવતાર ગુણ ગરબી રે　૧૫
તે સીખિ અથવા સાંભળિ ગુણ ગરબી રે
તેહની પુગિ આસ ગાઉ ગુણ ગરબી રે
વઈકુંઠિ જઈનિ તે વસિ ગુણ ગરબી રે
ગુણ ગાયિ ભાણુદાસ ગાઉ ગુણ ગરબી રે　૧૬

## ટિપ્પણ

ગાઉ=ગાઓ. મધ્ય. ગુજરાતીમાં આજ્ઞાર્થ બીજા પુરુષ બહુવચનમાં 'ઉ' પ્રત્યય. વાયન્વાયુ, હેજ=પ્રેમ, માયાતુ=માયાનો, ગુખ=ગોખ, મછર=મત્સર, ગૂતુ=ગૂંથ્યો, સેવુ=સેવો; સેવા કરો, ઉચ્યંતાં=ઓચિંતાં, કહનિ=કને; પાસે, હરિદાસ=વૈષ્ણવજન, પૂ:કર=પુષ્કર, ભગત્ય=ભક્તિ, પુગિ=પહોંચે.

---

" ગુજરાતના ગરબા અને કાઠિયાવાડના રાસ, એમાં ગાવાની તથા ઝીલવાની રીતિઓમાં નાનકડા પણ અગત્યના ભેદ છે. ગુજરાતણના ગરબામાં જેમ માર્દવ ઊભરાય છે તેમ કાઠિયાવાડણના રાસમાં જોસ ખીલે છે. એ બહેનના ગાવામાં મૃદુતા નથી એમ નહિ; કંઇ કંઇ અત્યંત કોમળ અને કરુણભાવ રેલાવતાં એમનાં મીઠાં રાસગીતો સાંભળ્યાં છે. પણ સ્થાનિક આબોહવાને લીધે અથવા આગલા કાળમાં કદાચ સ્ત્રીપુરુષના મિશ્રખેલનના અધિક પ્રચારને લઈને, ત્યાંના રાસઝીલનમાં જોસ વધારે ખીલ્યો સંભવે છે; ગુજરાતણમાં એ જોસ ઓછો છે; તથાપિ એના ગરબામાં સવિશેષ માર્દવ અને માધુરી છે; રસકલા અને સંસ્કાર અધિક તરે છે. બંનેની નિજનિજની ખૂબી અનેરી છે,—તે કરતાલી પદપાત શિરઃધૂનન અંગડોલન અને રાસગરબાના સુરતાલમાં બંનેને નિરનિરાળું અને સમોવડું ઉચ્ચપદ અર્પે છે."

—રામમોહનરાય જશવંતરાય દેસાઈ



# મારો કુંવર કાંઈ ન જાણે

દ્વારકો

[ સંવત ૧૮૮૦ ]

[ આ પદનો કર્તા કવિ દ્વારકો સંવત ૧૮૮૦ની આસપાસ હયાત હતો. ચરોતરમાં ભાલેજ તેનું વતન હતું; પણ ઘણુંખરું ડાકોરમાં જ રહેતો. એણે કૃષ્ણલીલાને લગતાં પદો લખ્યાં છે, એમાં એનું ભક્તહૃદય તરવરી આવે છે. પ્રેમાનંદના શિષ્યમંડળમાં એક દ્વારકાદાસ નામનો કવિ હોવાનું કહેવામાં આવે છે. એની રચના તરીકે થોડાં કૃષ્ણવિષયક પદો પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક વગેરેમાં છપાયાં છે. ઐતિહાસિક કસોટીએ તપાસતાં પ્રેમાનંદનું શિષ્યમંડળ જ પુરવાર કરી શકાતું નથી; ત્યાં પછી એના શિષ્યપરિવારને 'દ્વારકાદાસ'નું અસ્તિત્વ પણ ક્યાં સિદ્ધ થઈ શકે! આપણો આ દ્વારકો તો થયેલી વ્યક્તિ છે. એના અનેક પદોમાંનું નીચેનું પદ સાવ સાદું સરળ હોવાં છતાં ચમત્કૃતિથી ભરેલું છે.—સં૦ ]

આજ મારે આંગણિયે પેઠો, નંદનો કુંવર બેઠો જો;
હું ગઈ'તી જમુનાજળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો.

ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહિ કાઢી મ્હોં આગળ મેલ્યાં, ખાવા સારુ આવ્યાં જો.

ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલી જો;
મોઢા ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઈ ચાલી જો.

સાંભળજે તું, જસોદા રાણી! તારો કુંવર લાવી જો;
બાળક તારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો?

કહે જશોદા, જૂઠા બોલી! ભૂભ કરો કાંઈ થોડી જો;
મારો કુંવર કાંઈ ન જાણે, બેઠા બેઉ કર જોડી જો.

બાળ જુવે તો પોતા કેરું, જોઈને લજ્જા પામી જો;
સહુ ગોપીનાં માન ઉતાર્યાં, એવો અંતર્યામી જો.
એની અકલને કોઈ ન પહોંચે; ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે, અબળા રહી છે હારી જો.

મુનિશ્રી લાભઉદય વિરચિત

# નેમરાજુલ ચારમાસા

: સંપાદક :

શ્રી. સારાભાઈ મણિલાલ નવાબ

[જૈનોએ રાસ-સાહિત્યના વિકાસમાં ખૂબ મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ જ અંકમાં 'આપણા રાસકારો'માં એ વિશે માહિતી આપી છે. નીચે આપેલ 'ચારમાસા' રાસ-સાહિત્યનો એક પ્રકાર છે. શ્રી રાજશેખરસૂરિએ 'નેમ-રાજુલ'નો જીવનપ્રસંગ લઈ 'નેમિનાથ ફાગુ' રચ્યો છે, તેમાં 'રાજિમતી'નું તેમણે કરેલું વર્ણન શરૂઆતમાં જ આપ્યું છે. એ જ પ્રસંગને આધારે આ 'ચારમાસા' રચાયેલ છે. નેમિનાથ-રાજુલનો પ્રસંગ, જૈનસાહિત્યમાં અને સમાજમાં અત્યંત જાણીતો છે. નેમિનાથ પરણવા નીકળે છે; અતિથિઓના સત્કાર માટે એકત્ર કરાયેલા નિર્દોષ પશુઓના વાડા પાસે થઈ તેમનો રસ્તો પસાર થાય છે. પશુઓનું કરુણ આક્રંદ સાંભળી તેમનું દિલ દ્રવે છે; અને 'સંસાર માંડવા માટે' નીકળેલા નેમિનાથ, 'રાજુલ'ને મળ્યા વગર, કોઈનુંય કશું સાંભળ્યા વગર 'સંસારનો ત્યાગ' કરી, ગિરનાર જઈ, ધ્યાનમગ્ન બને છે. ત્યજાયેલ રાજુલનું ત્યારપછીનું મંથન આ 'ચારમાસા'માં રોમાંચક રીતે વર્ણવાયું છે. શ્રાવણ ભાદ્રપદ અને આસો માસનાં વર્ણનો કવિએ કુશળતાથી આલેખ્યા છે. 'ચારમાસા'ને અંતે રાજુલ અને નેમિનાથનો મેળાપ થાય છે—નહિ કે સંસારબંધન વધારવા, પણ સંસારનો ઉદ્ધાર કરવા. અને એ રીતનું મિલન જ, જૈન મુનિઓદ્વારા સાહિત્યમાં શક્ય છે. જુદા જુદા મહિનાઓનું વર્ણન, રાજિમતીની મનોવેદના વગેરે કુશળતાથી કાવ્યપટ પાર આલેખાયાં છે. કૃતિ સરળ હોઈ, પારિભાષિક શબ્દોની જરૂર જણાઈ નથી. 'પ્રણમું પાસ સંખેસરો' તે લીટીમાં કવિએ શંખેશ્વર પાર્શ્વનાથને વંદન કરેલ છે. વીરમગામથી ત્રીસેક માઈલ દૂર આવેલ 'શંખેશ્વર પાર્શ્વનાથ' એક ઐતિહાસિક સ્થળ છે. —સં૦]

દૂહા

પ્રણમું પાસ સંખેસરો, સમરું સરસતિ માઈ;<br>
ચ્યારે માસ સોહામણા, કહિસું સદગુરુ પસાઈ. ૧

વેધક મન રીઝૂ જિણઈ, સહુ કો ઘઈ સાબાસિ;<br>
વાણી ઘો વાઘે(ગે)સરી, વચન અમીરસ જાસ. ૨

સુજનઈ સુખસાતા સદા, દેજ્યો લીલવિલાસ;<br>
રાજુલ નેમ મલ્હાવતા, સહુની પૂજ(ગ)ઈ આસ. ૩

હંસગમણિ મૃગલોયણી, શશીવયણી સુક(કુ)માલ;<br>
કેલિગર્ભ કટિ કેસરી, અનુપમ અધરપ્રવાલ. ૪

રૂપકલા ગુણુ આગલી, ચંપક વર્ણુંઈ વાંનિ;
ચતુર તણી ચિત ચોરણી, અપછર રંભસમાન. ૫
વચન અમીરસ વરસતી, પ્રેમ તણુ(ણા) નહી પાર;
ઝીગુ(ફુ)ટી ભાલતિલક ભલક, સોભંતિ સોલ શ્રૃંગાર. ૬
પહિરયો કંચુક પદમણી, ઉરિ મોતિનકો હાર;
બાહે સોવન બહેરખા, પંગિ નેઉર ઝણુકાર. ૭
વેણીદંડ વિરાજતી, સાચી મોહણુવેલિ;
નકવેસર નીકઉ બણ્યઉ, દીઠાં હુવઈ રંગરેલિ. ૮
નેમિસરઈ રાજુલ તજી, સિવરમણી સું પ્રેમ,
વલિ વરસાલઉ આવીયો, રાજુલ સાલ્યઉ નેમિ. ૯

રાગ મલ્હાર

વિરહવિથા ન ખમાઈ કહેઉ કિમ કીજીયઈ રે (૨)
નિસિદિન દુખમઇ જાઇ વરસ કિમ લીજીયઇ રે (૨)
આવ્યઉ શ્રાવણુ માસ કિ સાજણુ સાંભરઈ રે (૨)
વાલ્હા વિણુ ન સુહાઈ કિ જીવનરઇ કરઇ રે (૨) ૧
ઘોર ઘટા અતિ સ્યાંમ જાણે કરિ સાપણી રે (૨)
બીજી ચમકઈ વીજ ડરાવઈ પાપણી રે (૨)
ગાજઈ ગુહિર ગંભીર કિ વરસઈ મેહલા રે (૨)
મયણુતણા નીસાણુ જગાવઇ નેહલા રે (૨) ૨
દાદુર બોલઈ બોલ કિ ચિહું દિસિ નીગમા રે (૨)
ડરયું હું ઇણિ સાદ કિ ધૂજઈ આતમા રે (૨)
વાજઈ મધુરી વાંણિ કિ વીણા વાંસુલી રે (૨)
વિરહણિ સુણિસુણિ નેહ કિ થાયઈ આકુલિ રે (૨) ૩
ચટપટિ લાગઇ ચિત્ત કિ બઇઠા નાવડઇ રે (૨)
ખિણુ ઊભી ખિણુ ગઉખિ કિ છાયા વાવડઇ રે (૨)
વીતક દુખની વાત કહણુ કિહાં જાઈ જઈ રે (૨)
આપણી જાંઘ ઉઘાડતાં આપે લાજીયઈ રે (૨) ૪
પહિલી કીધ પ્રીતિ હીયઉ હરખ્યઉ ઘણું રે (૨)
છેહડઇ કીધઉ એમ કિ છારઇ લીપણુઉ રે (૨)
હિવ કોઈ લ્યાવઈ નેમ મનાવી શ્રાવણુઈ રે (૨)
લાભઉદય કહઈ રાજુલ તેહનઈ ભાંમણુઈ રે (૨) ૫

॥ ઈતિ શ્રી રાજિમતી પ્રથમ માસ શ્રાવણુ ગીત ॥

દૂહા

ભાદ્રવડઈ ભરિ પાવસઈ, નદીયાં ઉલટ નીર;
વાલ્હાનઈ ઊડી મિલ્યું(લું), જઉ પંખ હોઈ સરીર. ૧
ભલા તે પંખી બાપડા, નહી જ વિરહ લગાર;
ચૂણિ ચૂગઈ રહઈ એકઠા, સુખદુખ સું પરિવાર. ૨
રે કરતાર તઇંસ્યું કીયઉ, કિસુ નીપાઇ પ્રીતિ;
લાગંતા સુખ લખ ગુણઉ, વિછુરા હુવઈ કુરીતિ. ૩

ગાહા

જો જાણુંતી પુવ્વં, સજ્જણ વિહેસં દુક્ખં;
તા દુગ્ઘણ કુઠારે, છિંદંતિ પ્રેમ તરુમૂલં ॥૧॥
વીજલી હ્યાં વરષા વણી, ભીજણ લાગી દેહ;
નાચણ લાગ્યા મોરડા, સાલણ લાગા નેહ. ૪
વલિ વલિ વરસઈ વીજલી, વાદલ વરસઈ મેહ;
કહે મેલેસી **નેમજી**, હું કરિસું અધિક સનેહ. ૫
સાજણ મેહે સાંભરયા, હીયડો ગહબહ થાઈ;
જિણિ દિસિ જઈ વાલ્હા રહ્યા, તિણિ દિસિ દોડી જાઈ. ૬
વાલ્હાનઈ વિરહઈ કરી, જેવી થઈ ઘટિ સાંઇ;
તે જાણઇ જીઉ આપણઉ, સુખસ્યું કહ્યો ન જાઈ. ૭

રાગ મલ્હાર

[ બીજી ઢાલ બોલમડી રી ]

ભાદ્રવઈ ભાદ્રવઈ હુઈ ભુંઈ હરિયાલીયારે, ઝરમરિ વરસઈ મેહ;
વિરહિણી વિરહિણી રહઈ કહઉ કિમ એકલી રે, સાલઈ સજ્જન સનેહ ૧
વીસારી વીસારી વાલ્હેસર મોનઈ **નેમજી**રે, હિવ કહઉ કીજઇ કેમ;
નિસિદિન નિસિદિન નાહજી નવિ વીસરઇ રે, જલ બાપીહા જેમિ-આંકણી
ચિહું દિસિ ચિહું દિસિ ચાતક બોલઈ ડેડરા રે, ગિરિ ગિરિ ગહકઈ મોર;
અંબર અંબર ગાજ્યઇ ઝબકઈ વીજલીરે, સબલ ઘટા ઘનઘોર-વીસારી. ૨
વાહલા વાહલા વહઈ નદીયાં ચલઈ રે, ખલકઇ ખાલ પ્રનાલ;
ગોરસ ગોરસં વિલોવઈ ઘરિ ઘરિ ગોરડી રે, વિરહી ઉઠઈ ઝાલ-વીસારી. ૩
ઉમહઈ ઉમહઈ વિદેસી વાલ્હા ઘરભણી રે, ન રહઈ ઝાલ્યઉ મન્ન;
જેહનઉ જેહનઉ લાગઉ જેહસું જીવડઉરે; તેહ વિણુ વસવી રન્ન-વીસારી. ૪
ઓલખી ઓલખી હો વાલિમ તોરી વાતડીરે, તૂં સિવનારિ સું લીણુ(ન);
જેહસી તે સહી ધૂતારી ધૂત્યા જન ઘણા રે, ન ગિણઇ અકુલકુલીણુ(ન)-વી૦ ૫
તેહસ્યું તેહસ્યું મોહ્યો તૂં મોહન માહરા રે, સ્યું જાણ્યઉ થે લોભ;

રાજુલ રાજુલ લાભઉદય કહઈ સુણી નેમજી રે, ત્યું કરઉ જ્યું
હુવઈ શોભ-વીસારી૦ ૬

॥ ઇતિ રાજુલ વીનતી ભાદ્રવા માસ દ્વિતીય ગીતં ॥ ગાથા ૨૮ ॥

દૂહા

આસુ માસઈ એકલી સૂતી સેજ મઝારિ;
પોઢી દીઠઉ પ્રીઉડઉ, સૂપનઇ મઈં તિન વારિ. ૧
ઝબકી જાગી ઝલફલી, પ્રીઉ પ્રીઉ કરતી નેમ;
જોયઉ ચિહું દિસિ જાદવઉ, નયણે નાવ્યો નેમ. ૨
આકાસઈ ચંદ્રામુખી, દીઠઉ પૂનિમચંદ;
નિરમલ ચિહું દિસિ ચાંદ્રણુઉ, વિરહણિ નઉ દુખકંદ. ૩
રે તું રાહુ કિહાં ગયઉ, મુઝ પીહર તૂં આઈ;
ચસિ ઈણિ પાપી ચંદનઈ, જ્યું મુઝનઈ નિસતાઈ. ૪
રે વાદ વાહર કરઉ, લ્યો ઢાંકી અઉ ચંદ;
વિરહણિ નઈ જ્યું આજથી, વલિ ન કરઈ જ્યું દંદ. ૫
રાજુલ બોલ સુણી સખી, આવી તે તતકાલ;
રે બાઇજી ઈસ્યું અછઈ, કહઉ નઇ મનની હાલ. ૬

રાગ શુદ્ધ મલ્હાર

[ લાખ ગાને લાખેસરી, એ ઢાલ ]

આવીયઉ માસ આસૂ સખી, વિરહીનઈ મન સાલ રે
ધીરપ જીઉ ધરઇ નહી, કયું કરિ નીગમું કાલ રે. ૧
વાલિંભ વેગા દેખીયઈ, તે કરઉ તુરત ઉપાય રે
પાણિ પહિલી પાલિ બાંધીયઇ, જોવન લહરીયઇ જાયઇ રે-વાલિંભ૦ ૨
મોર જ્યું પીંછનઈ પરિહરઈ, પરિહરી નવિ કરઈ સાર રે;
સાપ વલિ કાંચલી જ્યું તજઈ, ત્યું તજી હું નિરધાર રે.-વાલિંભ૦ ૩
સોહિલી ચોટ બરછી તણી, સોહિલા ખડગ નઈ તીર રે;
તે સહતા સહુ સોહિલા, પણિ દોહિલી વિરહ નઈ પીર રે-વાલિંભ૦ ૪
દીનમુખ દેખીયઈ ચાંદલઉ, જાંણિ કરિ વાદલ માહિ રે;
આંખડલે આંસૂ ઝરઈ, હીયડલું હેજ ભરાઈ રે-વાલિંભ૦ ૫
વેદના વૈદ્યથી નવિ ટલઈ, મંત્ર તંત્રે ન મિટાઈ રે;
જેહથી વેદના ઊપની, જ્યો મિલઈ તેહ તઉ જાઈ રે-વાલિંભ૦ ૬
વિરહઈ નિવારિ અમૃત ઝરઈ, ઓષધ સહસવર આપ રે;
ચંદ્રમા ચાંદણી સું રમઈ; દેખતાં હોય સંતાપ રે-વાલિંભ૦ ૭
રાજુલ રાણી ઈમ કહઈ, હે સખી નેમ બતાઈ રે;
લાભઉદય કહઈ હું કહું, ગઢ ગિરનારિ નઈ ઠાઈ રે-વાલિંભ૦ ૮

॥ ઈતિ આસૂ માસ તૃતીય ગીતં ॥ ગાથા ૪૨ ॥

દૂહા

વિલલાતી કાતિ દિને, છાતી ધરય ન ધીર;
બુદ્ધિ સુધિ મતિ સબ વીસરી, વાલિંભ વિણુ દિલગીર. ૧
વાલ્હા વિણુ સહુ કારિમઉ, તન ધન યૌવન સુખ;
તે દિન ધન સફલા ગિણું, જબ દેખું પ્રીઉ મુખ. ૨
વિલખી પ્રીતમ બાહિરી, મુખકઉ ઝાંખઉ વાન;
મિલવાનઈ તન મન તપઈ, ખિણુ તે વરસ સમાન. ૩
વાલિંભ અબલા હું તજી, વિરહ વિથા ન ખમાઇ;
જલ વિણુ મછલી જ્યું રહઈ, જલ પાખઈ જીઉ જાઈ. ૪
પ્રીતમ વિણુ ઘટિ વેદના, મઈ તઉ સહી ન જાઈ;
જ્યું ત્યું જઉ દિન નીગમ્યું, તો તે વિખમી રાતિ. ૫
રાતિ દિવસ રૂડા હુવઈ, જઉ પ્રીઉ આવઈ આપ,
અંગિ અમીરસ ઉપજઈ, ટલિ જાવઈ દુખ તાપ. ૬

રાગ મલ્હાર

"ઢાલ ચઉથી"

[ 'ચતુર નર પોષઉ પાત્ર વિશેષ,' એ રાગ ]

જી હો કયું કરિ કાતી વોલીયઈ લાલ, છોરિ ચલ્યો પ્રીઉ આપ;
જી હો વાલ્હા વિણુ સહુ વીસરયા લાલ, દોહિલઉ વિરહનઉ ચાપ. ૧
જાદવરાય અબલા છોરિ મ જાઈ.
જી હો પ્રાણજીવનજી તો વિણુ લાલ, ઘડીય છ માસી થાઈ. આંકણી.
જી હો ઉનમીયો વરસઇ નહી લાલ, કાતીડંબર તેહ;
જી હો તે તઉ અણદીઠા ભલા લાલ, આસ ન પૂરઇ જેહ. જાદવ૦ ૨
જી હો જંપ નહી નિસિદિન સહી લાલ, સરસ ન ભાવઈ અન્ન;
જી હો નીંદ ગઈ સુપનો લહું લાલ, તો પાઇસ મુઝ મન્ન. જાદવ૦ ૩
જી હો હું તુઝ પાખઈ આવટૂં લાલ, તૂં નાણુઈ મન કેમ;
જી હો દીપ પતંગ તણી પરઈ લાલ, એમ કિમ કીજઈ પ્રેમ. જાદવ૦ ૪
જી હો લોક કહઈ ભોલઇ સહી લાલ, દીવાલી વણુરાઈ;
જી હો થે તિણુ દિન આએ થકઈ લાલ, કઠિન કરઉ ચિત્ત કાંઇ. જાદવ૦ ૫
જી હો રાજુલ ગિરનારઈ ચઢી લાલ, દીઠાં નેમિ જિણંદ,
જી હો વિરહ વિથા દૂરઇ ગઈ લાલ, પ્રગટયઉ અંગિ આણંદ. જાદવ૦ ૬
જી હો વરખા રિતિ કાતી ગઈ લાલ, ચતુર થઇ ચઉમાસ;
જી હો લાભઉદય કહઇ નેમજી લાલ, અબ તઉ પૂરઉ આસ. યાદવ૦ ૭

(ઇતિ કાતી માસાદિ ચતુર્થ ગીતં સંપૂર્ણ ॥ સર્વ ગાથા ૫૬ ॥

# મતા ધરતી

[ આ પદમાં 'માતા ધરતીના ગુણ ગાયા છે. એ મા, તમે તો સારા ખરાબ સૌને સાચવો છો, સંસારનું ઢાંકણ છો, સર્વ સમૃદ્ધિથી ભરપુર છો. તું જ દેવી ને મૂર્તિ છે. તું જતિ ને સતી છે. તારા વડે જ આ જન્મમરણમાંથી મુક્તિ પમાય છે. ]

એડા નર ભોગવો માતા !
મોટી ગજું, તારી મોટી મતિ.
સારા નરસા સૌને સંઘરો,
જગતું ઢાંકણુ છો ધરતી.
રાજા તો બુડયા મેઘરાજા,
તેને માતા ! તું વરતી.
હીરા માણેક મોતી તુજ પર નીપજે,
સાગર સાત ચોકી ફરતી.
રમઝમે આગળ જ્યોત જગાવે,
હાજમી ઉપર ડુંગર વનસપતી.
નવસેં નવાણું નદીયું તુજ પર રમે,
ગંગા જમના સરસતી.
જેવા જીવ તેને તેવું ખાવું,
જમીન ઉપર જગન રચતી.
જે જોઈએ તે માતા ! તુજ પર નિપજે,
જડીબુટીએ ત્યાં જડતી.
જીવતાં ભોગવતી સંઘરતી,
કેટલાક રાખા ગૂવતી.
ચાર શપરદાન બાવન દુવારા,
અડસઠ તીરથ તુજ ઉપર થતી.
સોનું રૂપું ત્રાંબાં પીતળ,
કથીર લોહા તું જ કરતી.
તું જ દેવી ને તું જ મુરતિ,
મેડી મોલાત તું જ કરતી.
તું જ મારગ ને તું જ મા રૂપ,
તું જ જતિ ને તું જ સતી.
ગુરુ પરતાપે ગાય પીઠો,
તુ જ થકી થાય ગતમુગતિ.

ઝવેરચંદ મેઘાણી

[ પ્રકટ થનાર 'ભજન-સંગ્રહ'માંથી ]

કવીવર રવીન્દ્રનાથ ટાગોર પણ જેનાથી મુગ્ધ થયા હતા તે.



# રાસ-ગરબા

દીવાન બહાદુર
શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

'રાસ' શબ્દનો ઉચ્ચાર થતાં શ્રીકૃષ્ણની 'રાસલીલા' તરત આંખ આગળ તરી આવે છે. એ 'રાસલીલા' સમાજની દૃષ્ટિએ દોષિત ગણાય, પણ શ્રીકૃષ્ણના સમયમાં તો લોકો એ 'ક્રીડા' યા 'રમત'ને દોષ સરખો પણ ગણતા ન હતા. 'વિષ્ણુપુરાણ'માં કૃષ્ણને ગોપીઓથી ઘેરાયલા રાસઆરંભ કરવાને ઉત્સુક रासाम्भरसोत्सुकः એવા વર્ણવ્યા છે. અહીં 'રાસ'નો અર્થ નાચ, નાચવું તે, એવો થાય છે. રાસ એ એક જાતની રમત અથવા ક્રીડા છે. શ્રીધરસ્વામીએ रास શબ્દની વ્યાખ્યા આમ આપી છેઃ अन्यान्य व्यतिषक्त हस्तानां स्त्रीपुंसां गायतां मण्डलीरूपेण भ्रमतां नृत्यविनोदः रासो नाम। એટલે કે, સ્ત્રીપુરુષ એકબીજાના હાથ પકડી ગાતાં ગાતાં કુંડાળામાં ફરતાં જે નાચ કરે તેનું નામ 'રાસ.' રાસ એટલે રમત, તેમ रम् ધાતુ પરથી આવેલો શબ્દ 'રતિ' એટલે પણ 'રમત.' આમ હોવાથી એ બે શબ્દોનો અર્થ 'ક્રીડા' એમ કરવો ખોટો નથી. 'હરિવંશ'માં 'રાસ' શબ્દ ન વાપરતાં આની આજ ક્રીડા દર્શાવવા માટે हल्लीष શબ્દ વાપર્યો છે. હેમચંદ્રના કોશમાં પણ શ્રીધરના જેવો જ એ શબ્દનો અર્થ આપ્યો છે. मण्डलेन तु यन्नृत्यं स्त्रीणां हल्लीषकं तु तत्।

રાસલીલાનું ગૂઢ તાત્પર્ય અને ગોપીઓના ભક્તિયોગ દ્વારા કૃષ્ણની જોડે તેમની થયેલી એકાત્મતાનો વિષય અત્રે ચર્ચવો અસ્થાને છે, એટલે રાસક્રીડા જૂના કાળથી આપણામાં ઊતરી આવેલી છે, એ બતાવવાની જ આ લેખની મતલબ છે. આર્ય તેમ જ અનાર્ય બન્ને પ્રજામાં એ રિવાજ ચાલુ હતો. હજુ પણ સુરત જિલ્લામાં ચોધરા, નયડા, દુબળા વગેરે જાતિમાં એ રિવાજ ચાલુ છે.

વખત જતાં એ ક્રીડા-રમતની વિધિમાં ફેરફાર થતો ગયો. સ્ત્રીપુરુષ બન્ને સાથે મળીને નાચતાં ને ગાતાં હતાં તેને બદલે પુરુષોએ અને સ્ત્રીઓએ એકલાં એકલાં જ-છૂટાં છૂટાં જ-એ ક્રીડા માણવા માંડી. પુરુષોનો નાચ, અથવા નાચ ને ગાયન તે 'ગરબી' કહેવાય. સ્ત્રીઓનું મંડળાકારે ફરતાં ફરતાં ગાવાનું કૃત્ય તે 'ગરબા' કહેવાયું. બન્ને પ્રકારની ક્રીડાનો પ્રસંગ તે માતાજીનાં નોરતાં— આસો માસના દશેરા સુધીના નવ દિવસ.

કાઠિયાવાડમાં માતાનો ગરબો માંડી પુરુષો ઠેકડા મારતા જાય ને ગાતા જાય છે,

"આજ નવદુર્ગા રંગે રમે,
રંગે રમે, આનંદે રમે,
આજ નવદુર્ગા રંગે રમે."

એ ગરબી કહેવાય.

મેં ભાવનગરમાં એ 'ગરબીઓ' જોઈ છે. એ જ નવરાત્રિમાં ગુજરાતમાં માતાજીને અંગે ગવાતાં સ્ત્રીઓનાં સુકંઠિત ગાયનો તે 'ગરબા.' ગરબાનો રિવાજ ગુજરાતમાં ખાસ જોવામાં આવે છે, નથી બંગાળામાં કે નથી મહારાષ્ટ્રમાં કે નથી મારવાડમાં. મહારાષ્ટ્રમાં સ્ત્રીઓને ભજન કરવું હોય છે



## શુક્રતારા

શ્રી. ઉમાશંકર જોષી

કુંજ મોટી ને કોકિલા એકલી રે લોલ,
મારો ક્યાં સુધી પ્હોંચે સૂર,
વ્યોમપંખિણી રે લોલ, કુંજ મોટી ને૦
સુરજદાદાની એડી ડેલીએ રે લોલ,
ગીત ઝીલનાર બેઠાં દૂર,
વ્યોમપંખિણી રે લોલ, કુંજ મોટી ને૦
અની ઉષાનું શીષફૂલ ઝૂલતી રે લોલ,
હસું ટિલડી હું સન્ધિકાને ભાલ,
વ્યોમપંખિણી રે લોલ, કુંજ મોટી ને૦
મીઠી મીટે હેત રેલતી રે લોલ,
મેં તો જીત્યાં વસુંધરાનાં વ્હાલ,
વ્યોમપંખિણી રે લોલ, કુંજ મોટી ને૦

[ તુરતમાં પ્રકટ થનાર સંગ્રહ ' આતિથ્ય' માંથી ]

ત્યારે હાથની તાળી પાડી, સાથે તાલ લઈ, ભજન ગાય છે. બંગાળામાં સંગીત ઊંચે દરજ્જે પહોંચ્યું છે, એટલે ત્યાંના ભજન, બેઠાં બેઠાં વાદન સાથે ગાવામાં આવે છે. મારવાડમાં સ્ત્રીઓ ભેગી થઈ બેઠાં બેઠાં ગાય છે. ગુજરાતના ગરબા જોઈ સ્વ. રવીન્દ્રનાથ ટાગોરને તે એટલા બધા ગમી ગયા કે અત્રેથી થોડી ગરબા ગાનારીઓને શાન્તિનિકેતન લઈ જવા પોતે ઇચ્છા દર્શાવેલી. નવરાત્રિમાં માથે માતાની ગરબી લઈ કેટલાંએક બૈરાંઓ પૈસા ઉઘરાવવા નીકળે છે; તે માતાનાં જે ગીત ગાય છે તેને પણ ' ગરબા ' કહેવામાં આવે છે. ભાવનગર અને કાઠિયાવાડમાં ખવાસણો જે રાસડા લે છે તેને પણ 'ગરબા' કહેવામાં આવે છે. પરંતુ એ બધી ક્રીડા ને ક્રિયાએ હાલ થોડાં વરસ થયાં નવું જ રૂપ પકડયું છે અને પોતાનું ધાર્મિક સ્વરૂપ બદલીને આ સ્વરૂપ પકડયું છે. સ્વ. ન્હાનાલાલ અને અન્ય કવિઓએ ગમે તે વિષય પર લખેલાં કાવ્યો મ્હોડે કરી, માથે દીપકિયા તામડી લઈ અથવા હાથમાં દાંડિયા લઈ, દાંડિયા સામસામા ભટકાવી, ફરતાં ફરતાં જે કાવ્યો ગવાય છે તેને પણ ' ગરબા ' કહેવામાં આવે છે. કેળવણી લેતી અને સુશિક્ષિત બાળાઓની સંગીતશક્તિનું એ પ્રદર્શન બહુ જ આકર્ષક થઈ પડયું છે. મુખ્ય ઉંમરની સ્ત્રીઓ પણ એવા પ્રકારના ગરબા ગાય છે અને તે પણ ઘણા જ સુશ્રાવ્ય, મધુર અને આકર્ષક હોય છે. કલાની દૃષ્ટિએ ગુજરાતની જે કોઈ મોટામાં મોટી વિશિષ્ટતા હોય તો તે ગુજરાતણના ગરબા. વખતના વહેવા સાથે આપણા પ્રદેશનું એ ખાસ કળામય અને વિશિષ્ટ લક્ષણ વધારે વિકસતું જશે, એટલું જ નહિ, પણ પરપ્રાંતમાં પણ એનું અનુકરણ થતું આવશે.

આ લેખના શરૂઆતના ભાગ માટે ' કૃષ્ણચરિત્ર ' નામના મારા પુસ્તકનો આધાર લીધો છે.



# ગુજરાતી ગેય

: લેખક :
પંડિતશ્રી બેચરદાસ જીવરાજ દોશી

આજ અનાદિકાળથી માણુસજાત રસને શોધ્યા કરે છે, જીવનને રસમય બનાવવા પ્રયાસો કર્યા કરે છે અને પોતે પામેલો રસ બીજા પણુ બંધુઓ પીએ તે સારુ પણુ પ્રયત્ન ચાલ્યા કરે છે. જીવનનો વિકાસ એ માણુસજાતનું છેલ્લુ ધ્યેય છે. જીવન રસમય થયા વિના વિકાસનાં દર્શન થવા શકય નથી. જગતમાં જ્યાં જુઓ ત્યાં રસની રેલમછેલ ઊછળી રહી છે; કેવળ જોનાં સમજતાં નિરખતાં આવડવું જોઇએ. રાગ દ્વેષ કામ ક્રોધ લોભ મદ માયા ઇર્ષ્યા મત્સર વગેરે પ્રલોભનોમાં પડેલો પ્રાણી જીવનના સ્વાભાવિક રસને કદી પણુ મેળવી શકતો નથી. દારુડિયાને દારુમાં રસ દેખાય છે તેમ પોતાના ભાન વિનાના માનવને તે પ્રલોભનોમાં રસ ભળાય છે અને એથી તે, એ પ્રલોભનો દ્વારા રસ મેળવી છાકટો બની પોતે ખુવાર થાય છે અને સમાજને પણુ ખુવાર કરે છે; ત્યારે સમ્યગ્દર્શન પામેલો માનવ એ પ્રલોભનોમાં લલચાતો નથી, એમાં રસ જોતો નથી, એ બધાંને ઝેર જેવાં ઘાતક સમજે છે એટલે તે, એ પ્રલોભનો ઊપર સવિશેષ અંકુશ રાખી સંયમ કેળવે છે, સ્થિરતાનો અનુભવ કરે છે અને સમભાવ, અનાસક્તિ, ક્ષમા, વિશાળતા, નમ્રતા, સરળતા, ગુણુપ્રમોદ વગેરે પોતામાં પડેલી વૃત્તિઓને કેળવે છે અને તે દ્વારા પોતામાં જ રહેલું સહજસુખ સ્વાભાવિક રસ સહજ આનંદ માણી શકે છે અને પોતાની આસપાસનાંને પણુ તે સહજ આનંદના રસનું પાન કરાવે છે

જગતમાં જે કાંઇ આનંદજનક સાધનો છે, રસમય સામગ્રી છે અને સર્વકલ્યાણુકર મસાલો આપણુને સાંપડે છે, બધાંનાં સંશોધક પેલાં સહજ આનંદનાં રસિયાં માનવો છે એટલે અહીં પ્રારંભમાં તેમનું સ્મરણુ કરી ગુજરાતી ગેય વિશે વિચાર કરવાનું ધાર્યું છે.

*

## રસપ્રાપ્તિનું સાધન

આપણી આસપાસ રસમય જે અનેક સાધનો છે તેમાં એક સંગીત પણુ રસપ્રાપ્તિનું અસાધારણુ સાધન છે. ઊપર જણુાવ્યા તેવા છાકટા આસકત અને બેભાન માનવો પણુ સંગીતદ્વારા સ્થિરતા મેળવી શકે છે. કહે છે કે હરણાં જેવાં ચોપગાં પશુઓને અને ક્રોધમૂર્તિ મહાભયંકર સાપને પણુ સંગીત સ્થિર કરી શકે છે. સંગીતની શોધ સૌથી પ્રથમ કોણે કરી, એ કહેવું કઠણુ છે; પરંતુ કોઇ રસિયા હૃદયે એની શોધ કરી છે એમાં શક નથી. ભારતવર્ષનું પ્રાચીનમાં પ્રાચીન શાસ્ત્ર વેદ સંગીતમય છે. વેદના અર્થને નહીં સમજનારા પણુ તેનું સંગીતમય શુદ્ધ સ્પષ્ટ ઉચ્ચારણુ સાંભળીને બે ઘડી થંભી જાય છે. પુરુષોત્તમ પુરુષ શ્રી કૃષ્ણુની સંગીતમય ગીતાએ આજસુધીમાં અનેકનાં ચિત્તને હાર્યાં છે, પ્રસન્નતા પમાડી છે અને આ સળગતા વાતાવરણુમાં અસાધારણુ શાંતિ વહેવરાવી છે. ભગવાન મહાવીરની અને ભગવાન બુદ્ધની સંગીતમય ગાથાઓએ ગીતો જેવું જ અસાધારણુ વાતાવરણુ પેદા કરવામાં ઓછો ફાળો

# દીપોત્સવી આવી



આવી દીપોત્સવી દાદાની ડેલીએ,
ટોડલે ટોડલે દિવડીઆ મેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

દીપે દીપોત્સવી આર્યોને ઉત્સવે,
દિલદિલમાં ઉત્સવના આનંદ રેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

ભારતની ભવ્યતા દીપે દીપોત્સવી,
અંતરની ઊર્મિઓ નાચે રસહેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

બહેનો બંધુઓના દિલમાં દીપોત્સવી,
જાગી હુલ્લાસે નિરાશાને ઠેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

ગૃહગૃહમાં ગૃહદેવી મીઠી મલકાતીઃ
હસતી હસાવે સહુને રસકેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

આવો આવો આજ આર્યોને ઉત્સવે,
એકતા અખંડ સાથ સાથ સહુ ખેલીએઃ
આવી દીપોત્સવી દાદાની ડેલીએ.

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

આપ્યો નથી. અંગુલમાલી અને રોહણીઆ જેવા પ્રચંડ ઘાતકી ચોરલુટારાઓ પણ એ ગાથાઓ સાંભળી શાંત બની ગયાં છે. આપણા ગુજરાત દેશના સંતોએ તે તે મહાપુરુષને પગલે ચાલીને ગુજરાતી ગેયનું ઘડતર કરેલું છે એટલે બીજી રીતે કહીએ તો સુપુત્ર જેમ પિતાનો વારસો સંભાળે સાચવે અને વધારે તેમ ભારતના સંતોએ પોતાના પૂર્વ પુરુષોના ગેયપ્રવાહને દેશકાળ પ્રમાણે પરિવર્તિત કરી આજ સુધી જાળવી રાખેલ છે, એટલું જ નહીં તેમાં અસાધારણ વધારો પણ કરેલ છે. બારમાં સૈકાથી માંડીને આજ સુધીના ગુજરાતી સંતોએ પણ ભારતના સંતોને પગલે પગલે જ પ્રયાણ કરેલ છે.

**ગેય એટલે**

ગેય એટલે ગાઇ શકાય તેવું-ગાવા યોગ્ય. આ પ્રકારનું રસમય સાહિત્ય ગુજરાતી સંત ભક્ત કવિઓએ વિવિધ રીતે નિપજાવેલ છે-ખિલવેલ છે. એ સમભાવી સંત ભક્તોએ એવું અદ્ભુત અને વિવિધ ગેયસાહિત્ય નિર્મેલ છે કે જેને અભણ કોરિયો, અજ્ઞાન લારીવાળો કે નિરક્ષર બહેનો પણ ગાઇ તેમાંથી રસ લઇ જીવનને પ્રશમમય નિર્મળ બનાવી રહેલ છે. આવું વિવિધ સાહિત્ય બ્રાહ્મણપરંપરાના, જૈનપરંપરાના અને બૌદ્ધપરંપરાના સંતોએ પૂર જોસમાં વહાવ્યું છે.

હવે તો એ સિદ્ધ થયેલી હકીકત છે કે ગુજરાતમાં જે કાંઇ ગેયસાહિત્ય ઉપલબ્ધ છે તેમાં સારો ફાળો જૈનપરંપરાનો છે એટલે આ નીચે ગેયસાહિત્યનું જે વર્ણન આપવાનું છે તે વિશેષતઃ જૈનપરંપરાએ આપેલ ફાળાને લગતું છે; અને યથાસ્થાન બીજી બે પરંપરાએ આપેલ ફાળાને પણ વીસરવાનો નથી.

**વિવિધ સ્વરૂપો**

આરંભમાં ગેયસાહિત્યનાં વિવિધ રૂપોનાં નામો સૂચવી પછી ક્રમશઃ તેના જેટલા મળે.

## વણઝારીનો નિદ્રાભંગ



સામા ડુંગરિયાની ધારમાં રે
ગરજે ટેમરવો લેંકારમાં રે
એના નાદનો ઘેરો પડછંદ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે
કાજળ કાળી તે રાતના તારોડા રે
ટમકે ટમટમ આભના દીવડા રે
આજે આકાશે નથી ક્યાંય ચંદ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે.
તુટી રાવટીનો છે આશરો રે
માનો હજી તો પરભુ છે પાંશરો રે
ચોગમ ખખડે છે ઝાડના ઝુંડ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે
ડુંગર પછવાડે ગામડું પોઢયું રે
પેલું મીઠું છે દુર પરોઢિયું રે
પોઢયા પંખી, પાણી ને પતંગ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે.
સીમે રાની પશુઓ ચળકે રે
એની વીજઆંખલડી ચળકે રે
મારી નિંદરમાં પડે ભંગ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે.
ભલે ડુંગર આખો ડણકે રે
તમ હૂંફે હૈયું મારું રણકે રે
મને લાગ્યો તમારો છંદ
રે ! વણઝારા
વા'લા થશો નહિ વેગળા રે.

રામપ્રસાદ શુકલ

છે તેટલા તમામ નમૂના આપવાના છે. જે નામો અહીં આપવાનાં છે તેમાંના કેટલાંક છંદનાં નામો છે, કેટલાંક પદ્યસંખ્યાનાં સૂચક નામો છે, કેટલાંક નામો વર્ણવેલ વિષયની પદ્ધતિને કે વિષયને અનુસરનારાં છે; કેટલાંક નામો તે તે લટકાળા કવિઓએ રસ સૂચવવા પણ યોજેલાં છે.

૧. છંદનાં નામો—ચોપાઈ, ચતુષ્પદિકા, ચતુષ્પદી, છપ્પય, દુહા, દોધક.

૨. પદ્યસંખ્યાસૂચક નામો—બત્રીશી, (બત્તીશી દ્વાત્રિંશિકા), બાવની, અષ્ટપદી, ચોવીશી, છત્રીશી, વીશી, શતક, સત્તરી, ચતુઃસપ્તતિકા, પંચાશિકા, ચોસઠી, બહોતરી, અને એકવીસો.

૩. વર્ણવેલ વિષયને અનુસરનારાં વા પદ્યની પદ્ધતિનાં સૂચક નામોઃ—

(૧) રાસ, માળા, રસ, પ્રબંધ, ચૈત્યપાટી, (ચૈત્યપરિપાટી, ચૈત્યપ્રવાડી,) પૂજા, સ્વાધ્યાય (સજ્ઝાય) અને બારમાસ.

(૨) ચરિત્ર, લેખ, ભાસ (ભાવ), છંદ, ગીતા, સ્તવન, વેલી (વેલ), ચોઢાલિક અને હિતશિક્ષા.

(૩) વિજ્ઞપ્તિ (વિનંતિ), સલોકો (શલોકો), ગીત, હુંડી, બોલ, ભાવના, વિલાસ અને નિર્વાણ.

૪. સંવાદ, આખ્યાન, અભિષેક, ધવલ કુલ, કથા, ચર્ચરિકા, અને રસાઉલો,

# પ્રેરણા ભૂલી પડી !



કયાં છે બતાવો છો કોઈ?
પ્રેરણા ભૂલી પડી!
રાસમહીં રમતી મેં જોઈ
પ્રેરણા ભૂલી પડી!
દુર્બળ છે દેહે રસની મોંઘાઈમાં
અર્થ તણી ચિંતા શિર ઢોઈ!
પ્રેરણા ભૂલી પડી!
કયાં છે બતાવો કોઈ?
પ્રેરણા ભૂલી પડી!
લખલખની આંધીમાં કાં તો અટવાઈ ગઈ,
કાં તો કો' ગ્રંથીમાં ખોઈ!
પ્રેરણા ભૂલી પડી!
કયાં છે બતાવો છો કોઈ?
પ્રેરણા ભૂલી પડી!
રસળવા જાતી'તી ગદ્યપદ્ય રાનમાં
કોઈએ શું એને ત્યાં ઢોઈ?
પ્રેરણા ભૂલી પડી!
કયાં છે બતાવો છો કોઈ?
પ્રેરણા ભૂલી પડી!
ઓળવી જો હોય તો આપો ભલા થઈ,
પાલવશે નહિ એને ખોઈ!
પ્રેરણા ભૂલી પડી!
કયાં છે બતાવો છો કોઈ?
પ્રેરણા ભૂલી પડી!

ત્રિભુવન વ્યાસ

૫. વિવાહલો (વિવાહલઉ), મંજરી, સ્તોત્ર, માતૃકા, જોડિ, પ્રદીપિકા, ચંદ્રાવલા (ચંદ્રાઉલા), સૂડ (!), કક્ક (કક્કાવળી), હરિયાળી, પત્રાંઓ, અને મુદ્રડી.

૬ વસંતફૂલડાં, ફાગ, હમચડી, અધિકાર અને હીંચ.

ઊપર જણાવેલાં નામોમાં વસંતફૂલડાં મંજરી જેવાં નામો લટકાળા કવિઓએ આપેલાં હોય એમ જણાય છે, જોકે એ નામો વર્ણવેલ વિષયને અનુરૂપ તો છે જ.

**રાગોનું સૂચન–નામથી**

જે વિવિધ નામો ઊપર જણાવેલાં છે તે બધાં એક પ્રકારનાં ગેયકવિતો છે. તેનાં છંદો રાગો વિવિધ હોય છે. એ છંદો અને રાગોનું સૂચન તે તે ગેયને મથાળે જ કવિઓએ કરેલું છે. ચોપાઈ વગેરે છંદસૂચક નામોનો પરિચય આપવાની જરૂર નથી. સંખ્યાસૂચક નામો પણ પોતાનો પરિચય આપોઆપ આપે એવાં છે. **બાવની** એટલે જે ગેયમાં બાવન કડીઓ હોય.**બત્તીસી** કે **દ્વાત્રિંશિકા** એ બન્ને'બત્રીશી' ના જ પર્યાય છે. બત્રીશ કડીવાળું ગેય બત્રીશી. આઠ પદવાળું ગેય **અષ્ટપદી. છત્રીશી**–છત્રીશ કડી. **શતક**–સો કડી. સિત્તેર કડીનું ગેય **સત્તરિ** અથવા જેમાં સિત્તેર ભેદવાળો વિષય ચર્ચ્યો હોય તે પણ ' **સત્તરિ** ' કહેવાય. એ જ પ્રમાણે **ચતુઃસપ્તતિકા** એટલે ચુમોતેરી. **પંચાશિકા** એટલે પચાસી ( ૫૦ ). **ચોસઠી** એટલે ચોસઠ સંખ્યા સાથે સંબંધ ધરાવનારું ગેય. બહોંતેર અને એકવીશ સંખ્યા સાથે સંબંધ રાખતાં ગેય અનુક્રમે **બહોંતરી** અને **એકવીસો** છે.

જે નામો ત્રીજી કોટિનાં છે તેમનો પરિચય આપવો જરૂરી છેઃ **રાસ**–વિવિધ છંદોમાં કે ઢાળોમાં રચાયેલી રસમય અથવા જે કવિતામાં રાજાનું કે રાજા જેવા મોટા પ્રભાવશાળી પુરુષ કે સ્ત્રીના જીવનનું રસભર્યું વર્ણન હોય તેનું નામ રાસ (રાજજસ– રાયજસ-રાજસ—રાઅસ

-રાસ=રાજયરાસ). માળા-વિવિધ રંગવાળાં ફૂલોની માળાની પેઠે ગુંથાયેલી હોય તેનું નામ માળા—જેમકે, સૂકિતમાળા (સુ+ઉકિત+માળા) સારાં સારાં સુભાષિતોની માળા. તીર્થમાળા—તીર્થોને લગતી કવિતા. એ જ રીતે નામમાળા, ધ્યાનમાળા, અધ્યાત્મસારમાળા વગેરે. રાગમાળા એટલે વિવિધ રાગોમાં રચાયેલી એક જ વિષયને લગતી માળામય કવિતા.

રસ

આ કાવ્ય, 'રાસ'ને મળતું છે. આ નામાંતવાળું એક જ કાવ્ય સ્વર્ગસ્થ શ્રી. મોહનલાલભાઇએ નોંધેલું છે: 'ગુણજિનરસ.' નામ દ્વારા જણાય છે કે એમાં શ્રી. જિન ભગવાનના વા આદિમાં જિનનામવાળા (જિનદત્ત જિનલબ્ધ) ગુરુઓના ગુણ વર્ણવેલા હોય. એ કાવ્યનો આદિભાગ અને અંતભાગ જોતાં તેમાં વર્ણવેલા વિષયનો સ્પષ્ટ ભાસ થતો નથી પરંતુ અહીં નામ ઉપરથી વિષયનું નિરૂપણ કરેલ છે. આ કવિતાનો આદિભાગ—

॥ દુહા ॥

ગણિપતિ સારદ પાય નમી આખું[1]
જિનરસ એહ;
વિઘનવિડારણ સુખકરણ અવિરલ વાણી દેહ.[2]
નમણ કરીને હું નમું પ્રથમ જ સદગુરુ પાય;
સાસ્ત્ર કેરા સુભ અરથ દીનાં[3] મોહી[4] બતાય.
પૂરવ પુન્ય જ પાઇઇ[5] વિચારી[6] વરદાન;
પુન્યાં કીયાં પાતિક પુલૈ[7] સુખ વિલસંત
સુજાંન.

અંતભાગ—

સંવત નિધખંડ સમુદ્રચંદ (૧૭૬૯)
જિનરસ કીય રચના
માઘ સુકલ સુતમહી તિથ જુ એકાદસી નિરણા.

# નર-નારીની આરાધના



કોને, નવ વધાવું, ધરી વ્હાલ?
મારે મન, નરનારી ઊજળાં!
નર છે નારાયણ! નારી છે નારાયણી!
ઉભય, એકમેક, જ, રખવાળ!
મારે મન, નરનારી ઊજળાં!
નર કે નારી ન્હોત, તો, શું, થાત, જગતનું?
બાળક, કયાં, હોત, ઉર-ઉજાળ?
મારે મન, નરનારી ઊજળાં,
નર ને નારી તણાં, નરવાં, હો, હેતપ્રીત!
એથી સુહાતો સંસાર!
મારે મન, નરનારી ઊજળાં!
નરના નયણામાં ને નારીના હૃદયમ્હાંય,
અન્યોન્ય, સ્હોય, એકાકાર!
મારે મન, નરનારી ઊજળાં!
નર દેવ, નારી દેવી, ઉભયને આરાધું:
જુગલ રૂમઝુમે, એકતાર!
મારે મન, નરનારી ઊજળાં!
આવો, નરરાજઃ નારીરાણીઃ ગૃહતીર્થનાં!
બાળને બહલાવિયે, અપાર,
મારે મન, નરનારી ઊજળાં!

લલિત

---

૧. આખું-કહું (આ+ખ્યા-ખ્યા). ૨ દેહ-દ્યો-આપો. ૩ દીના- આપ્યા- (દિન્નદત્ત) ૪. મોહી-મને-મુજને ૫. પાઇઇ-પમાય

# પ્રકાશ–કમલ



ઇન્દ્રધનુ અંગ બન્યું પૂનમનું હો,
ખીલ્યું પ્રકાશ–કમલ કાનનનું હો.

રહ્યું શોધી મૃગશીર એનો ચારો,
ત્યાં તો લઈને તારલીઓનો ભારો.
વાદળના ઢગલામાં કેડી કંડારતાં
ઠમક્યું ત્યાં ઝાંઝર કઠિયારણનું હો–
ઇન્દ્રધનુ૦

લઈને આકાશી ફૂલડાંની ડાળી,
એણે શણગારી આભની અટારી:
મુખડું આવીને ત્યાં તો અધવચ્ચે એકલું
દેખાણું મલકાતી માલણનું હો–
ઇન્દ્રધનુ૦

લાવી ગોરસીમાં ગોરસડાં મીઠાં,
એને અહીંના મારગડા અદીઠા:
વાગી ત્યાં ઠેશ જરા છલકાણું ગોરસું
શરમાતી ગોરી ગોવાલણનું હો–
ઇન્દ્રધનુ૦

ઇન્દુલાલ ગાંધી

* * *

શિષ એમ [૮]પયંપે ગુરૂ ભગતિ કરજો
વેણીરામ[૯] રહી
નયરી પીંપાડ[૧૦]જ નવલ કમધજ માધોસિંઘ

### પ્રબંધ

રાસની રચના અને પ્રબંધની રચનામાં ખાસ કોઇ વિશેષતા જણાતી નથી. સંભવ છે કે મૂળે પ્રબંધ અને રાસમાં ખાસ વિશેષતા હશે પરંતુ ભાષાના સાહિત્યમાં તે વિશેષતા લગભગ જતી રહી જણાય છે. પ્રબંધ મહાવાક્યાત્મક અને વિશેષતઃ ગદ્ય હોય છે, તેમાં ભલે ક્વચિત ક્વચિત પદ્ય આવે, ત્યારે 'રાસ'તો ગેય કાવ્ય છે એમ સંસ્કૃત કવિઓ કહે છે. ભાષામાં તો રાસ અને પ્રબંધ બન્ને ગેયકાવ્ય બની ગયાં છે.

### ચૈત્યપાટી

ચૈત્યપરિપાટી–ચૈત્યપ્રવાડી. આ શબ્દો એક સરખા જ ભાવના સૂચક છે. જૈન-પરંપરામાં પર્વના દિવસોમાં નગરનાં બધાં ચૈત્યો–દેવમંદિરોને જુહારવાની પ્રથા છે. આ

(પાવિજ્જઇ–પ્રાપ્યતે) ૬ વિદ્યા+રો–વિદ્યારો–વિદ્યાનું. ૭ પુલૈ–પલાય–નાશી જાય (પલાયઇ–પલાયતે) ૮ પયંપે–બોલે (પયંપઇ–પ્રજલ્પતિ) ૯ વેણીરામ કવિનું નામ છે. ૧૦ પીંપાડ ગામનું નામ છે. આ પીંપાડ મારવાડમાં જોધપુર સ્ટેટમાં આવેલું છે. કવિની ભાષા મારવાડી છે છતાં તેની કવિતા વાંચતાં જણાય છે કે એ ભાષા, ગુજરાતી ભાષાની તદ્દન પાસેની ભાષા છે. આ ભાષાને વર્તમાનમાં કોઇ પણ ગુજરાતી સરળતાથી સમજી શકે એમ છે. આ ઉપરથી એમ પણ સમજવાનું છે કે અઢારમા સૈકાની મારવાડી ભાષા અને તે સમયની આપણી ભાષા લગભગ એકસરખી હતી અને આખા દેશમાં એક એવી વ્યાપક ભાષા ચાલુ હતી જે સૌને સુગમ હતી.

# પાંચ જનની



સાહેલી મોરી રે, એક જનની ને નામ જુજવા રે,
એનાં જુદાં જુદાં પંચ રૂપ
પાંચેને પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦
સાહેલી મોરી રે પહેલી જનની તે મારી માવડી રે,
એણે નિચોવ્યાં દલડાનાં દૂધ
એને તે પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦
સાહેલી મોરી રે, બીજી જનની તે ભૂમિ ભારતી રે,
એણે ઢાળ્યો હૈયાનો હિંચોળ,
એને તે પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦
સાહેલી મોરી રે, ત્રીજી જનની તે મા સરસ્વતી રે,
એણે સીંચ્યો અંતરમાં ઉલ્લાસ
એને તે પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦
સાહેલી મોરી રે ચોથી જનની તે ગોરી ગાવડી રે,
એણે દીધાં આયુ ને દીધાં તેજ
એને તે પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦
સાહેલી મારી રે પાંચમી જનની તે પરમેશ્વરી રે,
એનો જગમાં અણુ અણુ નિવાસ
એને તે પ્રાણભરી પૂજવાં રે—સાહેલી૦

રમણલાલ સોની

પાટી કે પરિપાટીમાં જુહારેલાં તમામ ચૈત્યોનું વર્ણન આપેલું હોય છે એટલે જ જેસલમેર ચૈત્યપાટી, સૂર્યપુર ચૈત્યપાટી એવાં તેનાં આખાં નામો છે. કેટલેક સ્થળે, ચૈત્ય-પ્રવાડી એવું પણ નામ આવે છે, પણ તેનો અર્થ આ જ છે. તીર્થમાળામાં જુદાં જુદાં તીર્થોનું વર્ણન આવે છે તેમ ચૈત્યપરિપાટીમાં જુદાં જુદાં નગરનાં ચૈત્યોનું વર્ણન આપેલું હોય છે. પ્રાચીન તીર્થોનાં અસલ સ્થાનોના સંશોધન માટે તીર્થમાળાઓ અત્યુપયોગી સાધન છે. એના સિવાય એ માટે બીજું કશું સાધન નથી.

પૂજા

આ ગેય કવિતા જૈન સિદ્ધાંતોનો તાણોવાણો કરીને જિનેશ્વર અષ્ટ પ્રકારી, બાર વ્રતની, આઠ કર્મની, સત્તર ભેદી વગેરે પ્રકારે જુદા જુદા રાગ અને ઢાળમાં રચાયેલી છે. જે લોકો અર્ધમાગધી કે સંસ્કૃતભાષા ન જાણતા હોય તેઓ આ સાધનદ્વારા જૈનધર્મના ઘણા ગંભીર સિદ્ધાંતોને સરળતાથી સમજી શકે છે.

## વરદાન



કુદરત થાય પ્રસન્ન કદિ મ્હારા પરે,
તો માગું વરદાનો હું આટલાં :
ભવરણમાંહિ ભીષણ તાપે હું તપું,
જ્યોત્સ્ના, દેજે કિરણો તારાં શીતલાં.
અનિલ, હલાવી પુષ્પો પરિમલ આપજે,
વનવનનાં કુસુમો વિલસે ન્હાં કોમલાં.
ઉષા, અનેરી બ્હેની તુજને વીનવું,
છાંટ કુસુંબલ સુંદરિયે મુજ છાંટણાં.
ટમટમતા તારાઓ, તમે શું આપશો ?
આંજો તેજ તમારાં મારાં નેણમાં.
વસન્તની વનરાજીમાં વિહરી રહી
દેજે કંઠ મધુરો તારો કોકિલા.
કુદરતદીધાં વરદાનો જો આ મળે,
જીવનમાં ઊગે સોનેરી સોણલાં !

જનાર્દન પ્રભાસ્કર

### સજ્ઝાય કે સ્વાધ્યાય

આ કવિતા ઘણી લાંબી ભાગે જ હોય છે. આમાં ક્રોધ વગેરે દોષોનું નિરૂપણ અને તેનાં માઠાં ફળ બતાવેલાં હોય છે તથા શિખામણરૂપે પણ ઘણી હકીકત નોંધાયેલી હોય છે. કોઇ કોઇમાં ધ્યેય કે આદર્શ પુરુષની સંક્ષિપ્ત જીવની પણ આપેલી છે. સ્વ એટલે પોતાનું–પોતાની જાતનું–પોતાના આત્માનું. આધ્યાય એટલે સર્વ પ્રકારે ચિંતન અર્થાત્ આ કવિતા આત્મચિંતનના સાધનરૂપ છે. આમાં ઘણીવાર રૂપકોને કલ્પીને પણ સમજ આપવામાં આવેલી હોય છે—જેમકે, વણજારાની સજ્ઝાય, ધોબીડાની સજ્ઝાય વગેરે.

### બારમાસ

આ પ્રકારમાં વિરહિણીને લક્ષીને બારમાસનું નિરૂપણ કરેલું હોય છે. જૈન પરંપરામાં નેમિનાથ અને તેમનાં પત્ની રાજિમતીને લક્ષીને આ બારમાસ વિશેષતઃ રચેલા જોવામાં આવે છે.

### ચરિત્ત, ભાસ—

ચરિત્ત ભાસ કે ભાષ, વેલી કે વેલ, કથા કે એ બધાં ગેયોમાં કોઇ ને કોઇ આદર્શનું ચરિત્ર કે ધર્મતત્ત્વ વર્ણવેલું હોય છે અને તે જુદા જુદા ઢાળ કે રાગમાં હોય છે. વર્ણવેલ ચરિત્ર ઐતિહાસિક જ હોય એવું હોતું નથી.

### લેખ

*લેખ* નામની ગેય કવિતામાં પત્ની ઊપર પતિનો કે પતિ ઊપર પત્નીનો પત્ર ઢાળ કે ઢાળોમાં વિવિધ દેશી રાગોમાં હોય છે. 'રામચંદ્રલેખ' નામની કવિતામાં રામે સીતા ઊપર લખેલો પત્ર પાંચ ઢાળમાં વર્ણવેલો છે.

### મુદ્રડી

મુદ્રડી નામની કવિતામાં સીતા તરફ રામે હનુમાન સાથે મોકલેલી વીંટીને લક્ષ્યમાં રાખીને રામ, સીતા અને લક્ષ્મણના ગુણો વર્ણવેલા છે.

### હુંડી

હુંડીનો અર્થ ચાલુ 'હુંડી'ની જેવો જ છે પરંતુ તેમાં જેમ વેપારી, કોઇ બીજા વેપારી ઊપર હુંડી લખે છે તેમ કવિ પોતાના આદર્શ પુરૂષ ઊપર હુંડી મોકલે છે અથવા કોઇ સિદ્ધાંતનું નિરૂપણુ કરે છે.

### સંવાદ

સંવાદની કવિતામાં સરસ સંવાદો આપેલા હોય છે. જેમકે, સમુદ્રવહાણુસંવાદ, મોતી• કપાસીઆ-સંબંધસંવાદ વગેરે.

### અભિષેક, પવાડો

અભિષેકમાં તીર્થંકર વગેરેના જન્માભિષેકોનું વર્ણન આવે છે. **પવાડો** (પ્રવાદ?) માં લગભગ રાસ જેવી હકીકત નોંધેલી હોય છે. આ હકીકત ઐતિહાસિક હોય એવું નિશ્ચિત નહીં.

### કક્ક

કક્ક કે કક્કાવળીમાં કક્કાવારી પ્રમાણે અક્ષરો ગોઠવી હિતશિક્ષાની સૂચના કરેલી હોય છે અથવા એ જ રીતે શૃંગારપ્રધાન પણ વર્ણનો કરેલાં હોય છે.

### ફાગ વગેરે

ફાગ રસાઉલો વિવાહલો વસંત-ફૂલડાં ચંદ્રાવલા-ચંદ્રાઉલા એ બધા લટકાળાં નામો જીવનના ઉલ્લાસને સૂચવે છે અને એ ગેયોમાં મહાદેવ-પાર્વતીના શૃંગાર જેવી હકીકતો આપેલી મળે છે. દેશીનામમાળામાં 'વસંતના ઉત્સવ'ના અર્થમાં 'फग्गू' શબ્દ આપેલ છે. (વર્ગ ૬- ગાથા ૮૨). ફાગ અને પ્રસ્તુત फग्गू એ બન્ને એકસરખા જ શબ્દો છે. ફાગણ (ફગ્ગુણ-ફાલ્ગુન) માસ પણુ એ શબ્દની સાથે જ સંબંધ ધરાવે છે. અર્જુનનું જે એક 'ફાલ્ગુન' નામ છે તે પણુ તેના યૌવનથી થનગનતા મોજિલા સ્વભાવને લીધે હોય એમ ભાસે છે.

## સૂરનાં સંધાન



આઘેઆઘે ને પાસપાસે
વાગે છ વેણુ આઘેઆઘે ને પાસપાસે.
પલમાં વાગે છ આસપાસ કૈંક આટલે
ને પલમાં જાગે છે આકાશે—
વાગે છ વેણુ આઘે આઘે ને પાસેપાસે
ઊઘડતા ભોરમાં ને બળતા બપોરમાં,
આથમતી સાંજને ઉજાસે
વાગે છ વેણુ આઘેઆઘે ને પાસપાસે.
કળીઓ સુકોમળીનાં ઉર ધીરે ફોળતી
ને ફોડતી કઠોર પહાડ નાસે
વાગે છ વેણુ આઘેઆઘે ને પાસપાસે.
જમનાના ઘાટમાં ને વનરાની વાટમાં,
ગોતી મેં ગેબને આવાસે
વાગે છે વેણુ આઘેઆઘે ને પાસપાસે
થાકી વિભાવરીમાં બેઠી હું બાવરી
તો જાગી રહી છ શ્વાસશ્વાસે
વાગે છ વેણુ આઘેઆઘે ને પાસપાસે.
અધરેથી વેણુ નાથ વેગળી ના મેલશો
સૂરનાં સંધાન નંદવાશે
વાગે છ વેણુ આઘેઆંઘે ને પાસપાસે.

બાલમુકુન્દ દવે

## કોના પ્રતાપ ?

દીપે રજની કેરો રાસ : શશિયર સ્નેહને પ્રતાપ;
વ્યાપે ઉર મહીં ઉલ્લાસ : પ્રણયના મોહને પ્રતાપ.
કંકણ ખખડે : ઝાંઝર ઝણકે, મલકે મુખ મધુર;
સોહે સુંદરીઓ ચતુર : મંગળ શીલને પ્રતાપ.
સમીરણ વાયે : વન સોહાયે, થાયે કુંજ કિલ્લોલ:
દિલડું ડોલતું વિલોલ : કોકિલગીતને પ્રતાપ.
પાંખડી પાંખડી પ્રેમ પ્રસારે, સહીને મધુકર ત્રાસ;
અંતર ફોરતી સુવાસ : મનોહર પુષ્પને પ્રતાપ.
ઉષા આવે : અરૂણ આવે, વસમી વીતે રાત;
દિવસ દીપતો રળિયાત : સૂરજદેવને પ્રતાપ.
તાપ ટાઢનાં દુઃખ સહંતો, મેઘની મુશળધાર;
ખેતર પાક શો અપાર : ખેડુત ખંતને પ્રતાપ.
માનવતાની મધુરપ મ્હેકે, મ્હેકે જગનો બાગ;
શમતી માનવઉરની આગ : સાચા સંતને પ્રતાપ.
રાતદિવસ જે પરિશ્રમ વેઠે, છત્રતણો ધરી બાણ;
પ્રજા જ્યાં પામતી કલ્યાણ:રઘુસમ રાજને પ્રતાપ.
અંજન આજે આંખ મહીં જે, રંજન કરતા ઉર;
ચડે શાં ભાવનાનાં પુર : કવિના કાવ્યને પ્રતાપ.
ગૃહ દીપાવે : ગામ દીપાવે, દીપાવતા કૈં દેશ;
સાચા સપૂત સૌ હંમેશ : શુચિયલ માતને પ્રતાપ.
નાચે કૂદે હાસ હસે છે, ખેલે ખેલ રસાળ;
રાચે રંગમાં જગબાળ : પ્રભુના પુણ્યને પ્રતાપ.

મૂળજીભાઈ પી. શાહ.

**હીંચ**

હીંચ શબ્દમાં હીંચકવાનો ભાવ છે અને 'હીંચિરે હીંચીરે હીંડોલડીરે' એ રીતે મહાવીરના જીવનમાં 'હીંચ'નો પ્રયોગ છે.

**હમચડી**

હમચડી શબ્દનો ખાસ ભાવ જાણવામાં નથી, પણ મુનિ લાવણ્યસમય (સોળમો સૈકો) 'નેમનાથ-હમચડી'માં કહે છે કે "હમચી હમચડીરે હમચી છઈ ચુરાસી" એ રીતે હમચડી શબ્દનો પ્રયોગ છે. આ પદ કડીએ કડીએ આંકણીમાં પણ બોલાય છે.

**ચર્ચરિકા**

ચર્ચરિકા ફરતાં ફરતાં ગાવાની કવિતા છે અને તે પણ વિલાસમય હોય છે.

**ધવલ**

જેને આપણે ધોળ કહીએ છીએ તે

જાતની આ કવિતા છે અને આમાં મંગલ-મય હકીકતો આવેલી હોય છે.

બાકીનાં ઘણાં નામોનો ભાવ તેના નામ ઉપરથી પ્રતીત છે. જેમકે, **સ્તોત્ર, સ્તવન, ભાવના, અધિકાર, આખ્યાન, જોડિ, પ્રદીપિકા, વિલાસ, નિર્વાણ, બોલ, ગીત, ગીતા, વિનંતિ કે વિજ્ઞપ્તિ, સલોકો કે શલોકો** (શ્લોક), **ફુલ, કથા, મંજરી, હરિયાળી.**

**માતૃકામાં** ધર્મની માતારૂપ હકીકતો ગવાયેલી મળે છે એટલે હિતશિક્ષાની કવિતા અને **માતૃકાની** કવિતામાં પ્રાયઃ ભેદ જણાતો નથી. એક સૂડ નામનો ભાવ જણાતો નથી; કદાચ 'સુત્ત' સાથે એનો સંબંધ હોય.

આ બધી ગેય કવિતામાં 'રાસ'ની પ્રધાનતા છે. ગુજરાતી કવિતામાં 'રાસ' સંખ્યાબંધ છે. એમાં કવિ જેનો રાસ કવતા હોય તેને અનુલક્ષીને અનેક ઉપયોગી રસમય હકીકતો આપે છે. પ્રવાસવર્ણન, સંગ્રામ-વર્ણન, વિલાસવર્ણન, નગર પ્રાકાર બજાર વગેરેનાં વર્ણનો, સૂક્તિઓ, સમસ્યાઓ પહેલિકાઓ અને સ્થળે સ્થળે બીજાં બીજાં રસમય અન્તરણો પણ આવે છે. રાસમાં સખીસાહેલીઓના મિત્રભાઇબંધોના સ્નેહ સંબંધો વિષે સવિશેષ નોંધેલું હોય છે. સંખ્યામાં બીજી તમામ કવિતાઓ કરતાં રાસ-સાહિત્ય ચડી જાય એમ છે. કવિ ઋષભ-દાસના રાસ, કવિ દેપાલના રાસ પ્રેમાનંદની વાણીને પણ ટક્કર મારે એવી રસાળ વાણીમાં રચાયેલા મળે છે. આ સાહિત્ય પ્રકાશમાં ઘણું જ ઓછું આવેલ છે. જેટલું છે તેટલાનો અડધો ભાગ પણ બરાબર સંશોધિત થઇ ભાષાના ફેરફાર વિના પ્રકાશમાં આવે તો ગુજરાતના ઇતિહાસસંશોધનમાં તે ઘણું ઉપયોગી થાય અને ભાષાના ઇતિહાસમાં તો તે અસાધારણ ફળદાયી નિવડે. પણ એ જૂનાં

## સારસની બેલડી



ગુજરાતે દીઠી મ્હેં સારસની બેલડી
સારસની બેલડી મ્હેં દીઠી અલબેલડી
ગુજરાતે દીઠી મ્હેં સારસની બેલડી.

કાળજાંને કલ્લોલે ડુલતાં ગૃહ દીઠાં,
આંખને અમૃત બોલ ઝુલતાં ગૃહ દીઠાં,
ગુર્જરી વાટિકામાં મ્હેં દીઠી ચમેલડી,
દીઠી ચમેલડી—સારસી પિયુઘેલડી.
ગુજરાતે દીઠી મેં સારસની બેલડી.

સંસાર શાણાંનાં ઉર હોય લૂખાં,
પ્રેમ ઘેલુડાં તો હોય હસમુખાં,
ગુર્જર ગૃહે તો ઝુલે અમૃતવેલડી.

બીજાં સીતેશ ને બીજા શું સાતા,
બીજા ગીતેશ ગોપી બીજી શું ગીતા!
ગુર્જર ગૃહોએ મ્હેં દીઠી રસહેલડી.

કિન્નરકંડી પિયુ ઘેલી ગુજરાતણ,
એનો રસિયો એ રસનો મહેરામણ,
દામ્પત્ય ધર્મની મ્હેં દીઠી રસકેલડી,
ગુજરાતે દીઠી મ્હેં સારસની બેલડી

કુસુમાકર

સાધનો તરફ કોણ નજર કરે ? જેમની ઇચ્છા ગુજરાતને એક પ્રામાણિક કોશ સંપડાવવાની હોય તેમણે જરૂર, એ સાહિત્યને સાલવાર પ્રકાશિત કરી સંપાદન કરવું જરૂરી છે.

હવે થોડાક નમૂના આપી આ લેખ પૂરો કરીએઃ—

૧ છુરા તું મ કરિ કિણસું રોસ.
૨ મૂરિખ નર કાહે તું કરત ગુમાન.
૩ કિસીકું સબ દિન સરીષે ન હોઇ.
૪ રામા રામા ધનં ધનં ભમતઉ
રહઇ તું રાતિ-દિન.
૫ નિંદા ન કીજઇ જીવ પરાઇ
નિંદા પાપે પિંડ ભરાઇ.
( સત્તરમો સૈકો )

જૈનકવિઓએ ગરબા વિશે લખ્યું જણાતું નથી, પરંતુ 'ગરબા'ને મળતું એવું સાહિત્ય ઘણું લખેલું છે. વસંતફૂલડાં ચંદ્રાવળાં, વિવાહલો, રસાઉલો, ફાગ વગેરે 'ગરબા'ને આરે એવાં ગેયો છે.

## પ્રાચીન ગેયના નમૂના

तुहु सामिउ तुहु माय बप्पु तुहु मित्त पियंकरु,
तुहु गइ तुहु मइ तुहु जि ताणु तुहु गुरु खेमंकरु.
हउं दुहभरभारिउ वराउ रीउ निब्भग्गह,
लीणउ तुह कमकमलसरणु जिण पालहि चग्गह.
અભયદેવસૂરિ–બારમો સૈકો

जहिं विहरइ मुणिचंदसूरि तहिं नासइ मिच्छत्त,
करइ नउल जहिं ठवइ सप्पु किं हिडइ तेथु.
વાદીદેવસૂરિ–બારમો સૈકો

वायसु उड्डावतिअए पिउ दिट्ठउ सहस त्ति,
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तडत्ति,
माणु महारिसि एउ भणइ जइ सुरसत्थु पमाणु.
मायहं चलण नवंतहं दिवि दिवि गंगाण्हाणु.
जेवड्डु अंतरु रावण-रामहं
तेवड्डु अंतरु पट्टण-गामहं ।
હેમચંદ્રસૂરિ–બારમો સૈકો

भणता दोर दरिद तनि टलि,
भणि असाइत अफला फलि,
भणि भणावि नित गुणि
नवनिधि आवि अंगणि.
અસાઇત–પંદરમો સૈકો

धन विण मानव कहु किम करइं
धन विण उदर दोहिला भरइं,
धन विण भुवणि भला नही भोग,
धन विण नहीं सकल संयोग.
धन विण नारि नेह नवि धरइं,
धन विण दास करम न करइं,
धन विण कोइ न देवइं मान •
धन विण अंतर फोफल पान.
લાવણ્યસમય–સોળમો સૈકો

पापमती नइ मदिरा पीध वडकणी वहु नइ
. प्रीय पस पीध.
हृदय सूनुं भांगि वावरई व्याधि पीडंयु दु कृत करइ.
कमार्गी नर कसंगति जडी यम फारेली लींचडो चडी.
जइन तणी ल्यु जयणासार् वरतु वेदकर्म आचार.
असुरतणु आंणु वीसास शेतु आदि पुरुष *विनाश
ए रजमांहि तज काढि जोइ सोलवाले गधीआणु होइ
કવિ ભાંડણ–સોળમો સૈકો

मइं पाप पूर्वे शां कर्या तुस्या कणकोअर
अतिथि को आविउ आंगणइ तेहनइ नापिउ आहार
दुर्बलनी मइं भूरव न लही अमकाजि करिउ नाकार
याचकजन मइं दुहुविआ तहनइं मुखि करिउ तिरस्कार
કવિ વિષ્ણુદાસ–સત્તરમો સૈકો

सांभलजो श्रोता सर्व कहेतुं सरस ते वात
सांभलता मत उंघजो मन करजो व्याघात,
उंघे ते मुंघे मही चुंने नहि रसघूंट
साकर द्राखने परहरे कंटक खानो उंट.
યશોવિજયજી–અઢારમો સૈકો

આ લેખ લખવામાં સદ્‌ગત શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇકૃત 'ગુર્જર કવિઓ'ના બન્ને ભાગની સવિશેષ સહાયતા લીધેલ છે.

## તેરમી સદીથી ઓગણીસમી સદી સુધીના

# રાસ અને ગરબીકારો



**શ્રી. કમળાબ્હેન ર. સુતરિયા**

' રાસ-સાહિત્ય ' વિષે આપણે ત્યાં વ્યવસ્થિત રીતે ખૂબ જ ઓછું લખાયું છે. ' રાસમાલિની ' અને ' રાસકુંજ 'માં ' રાસ-સાહિત્ય ' વિષે અભ્યાસપૂર્ણ આમુખો શ્રી. રામમોહનરાય, જશવંતરાય અને શ્રી. ઝવેરચંદ મેઘાણીએ લખ્યા છે; ' આપણા કવિઓ ' માં શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ ' રાસયુગ ' નામનો વિભાગ અલગ કરી સારી એવી વિવેચનાપૂર્ણ માહિતી આપી છે; તો ' સ્ત્રી-જીવન ' ના ગયા વર્ષના ગરબા અંકમાં ' રાસ-ગરબી 'ના વિકાસ ઉપર અભ્યાસપૂર્ણ લાંબો લેખ મળે છે; આ તેમ જ શ્રી મુનશી કૃત " Gujarata and Its Literature, " શ્રી શાસ્ત્રીજીના ' કવિચરિત-ભાગ ત્રીજો;" અને શ્રી ઇન્દુમતીબહેન મહેતાનું અપ્રકટ ' રાસ-સાહિત્ય' ઉપરનું પુસ્તક ,વગેરે ઉપરથી આપણા રાસ અને ગરબા-ગરબીકારો પર અહીં ઊડતું અવલોકન કર્યું છે.

ઇ. સ. બારમી સદીના અંત પછી ગુજરાતી સાહિત્યમાં કવિતાની એક નવી પદ્ધતિ શરૂ થાય છે; અને તે વિકાસ પામતી આખ્યાનપદ્ધતિ સુધી પહોંચે છે. આ પદ્ધતિમાં જ 'રાસ-સાહિત્ય 'ને વિકસવાનો અવકાશ મળ્યો છે. શ્રી. શાસ્ત્રીજી કહે છે તેમ, " ' રાસ ' નો વિકાસ કેવળ જૈન કવિઓને આભારી છે." તેરમી સદીમાં, ' ઉપદેશ-રસાયન રાસના ટીકાકાર જિનપાલ ઉપાધ્યાયે એક સ્થળે ઉલ્લેખ કર્યો છે—

चर्चरी-रासकप्रख्ये प्रबन्धे प्राकृते किल।
बुद्धिप्रवृत्तिमान्नत्ते प्रायः कोऽपि विचक्षणः॥

' રાસ 'નો ઉલ્લેખ અહીં સ્પષ્ટ છે. જૂના કાળથી ' રાસ ' આપણે ત્યાં પ્રચલિત હતા; પરંતુ તેના વિશે વધુ માહિતી તેમ જ તેને ગાવા વગેરેની પદ્ધતિનો ઉલ્લેખ આચાર્ય હેમચંદ્રના સમય પછી મળે છે. કાવ્યનો વિકાસ જેમ જેમ થતો ગયો, તેમ તેમ તેના ભેદપ્રભેદો વિશે પણ ઉલ્લેખ થવા લાગ્યો. આ પ્રકારોમાં જુદા જુદા રાગમાં ગવાતાં અને નર્તકી-પ્રાધાન્ય કાવ્યો રાસ તરીકે ઉલ્લેખાયાં. ' રેવંતગિરિરાસુ ' માં ઉલ્લેખ છે તે મુજબ ' રંગિહિ એ રમઇ જો રાસુ '—' રમી ' શકાય એવો ' રાસ 'નો પ્રકાર સૂચવે છે. ' ઉપદેશરસાયનરાસ 'માં એ વિવિધ રાગે ગાઇ શકાય એમ પણ જણાવ્યું છે.

### જૈન કવિઓનો ફાળો

શરૂઆતમાં ' રાસ 'ને વિકસાવવામાં જૈન કવિઓએ સારો એવો ફાળો આપ્યો છે. આ કવિઓએ રચેલા રાસોમાં રંગભર્યાં વર્ણનો ઠીક ઠીક આવે છે, પરંતુ તેમનું છેવટનું ધ્યેય ' મોક્ષ 'નું હોઇ, તેમની કૃતિઓ ઘણીવાર ઉત્કૃષ્ટ કોટિએ નથી પહોંચી શકતી. ' સપ્તક્ષેત્રિરાસ 'માં ' તાલારસ ' અને ' લકુટારસ ' એમ રાસનૃત્યના બે ભેદ આપ્યા છે. ફરતે કુંડાળે માત્ર તાળીઓથી તાલ આપી સંગીતપૂર્વક પગના ઠેકા સાથે ફરવામાં આવે તે ' તાલારસ ' અને દાંડિયાથી તે જ પ્રમાણે ફરવામાં આવે તે ' લકુટારસ. '

આ બન્ને પ્રકારના રાસમાં જુદા જુદા રાગનાં પદો ગાવામાં આવે છે, એટલે ' રાસ-

## અધીરું દિલ



વ્હાલમનાં વેણુ ના સુણાયે સાહેલડી !
શ્રવણોમાં ઘોષ એના ગૂંજ્યાં કરે:
દર્શ ના દિદાર તણાં થાયે, સાહેલડી !
નયનોમાં નાથ છતાં છુપાં રહે.
પલકે તારા આભમાં, ચમકે વાદળવીજ;
મારે ઉર આકાશમાં,
આથમી ઊગી એવી બીજ, રે સાહેલડી !
વિરહે ઘેલું દિલ ડોલ્યાં કરે.
હૈયાની વાડિયો અટુલી, સાહેલડી !
વ્હાલમ વિહોણી વિલાયાં કરે:
આશાની એક વેલ લીલી, સાહેલડી !
હૈયાને હામ દૈ હસાવ્યાં કરે.
સુની વનની વાડિયો, સૂની પુરની વાટ:
વહાલા વિણ સુના દિસે,
સ્નેહ સરોવર ઘાટ હે સાહેલડી !
એકલડું ચિત આ મુંઝાયાં કરે.
સ્નેહીજીવન તણાં સોણલાં, સાહેલડી !
અનિમેષ નયણાં બિછાવ્યાં કરે:
કયારે થશે રે મુખજોણાં સાહેલડી !
હૈડું અધીર પ્રશ્ન પૂછયાં કરે.
ઘૂઘવે વનના વાયરા, ઘૂઘવે સાગરે નીર
ઘૂઘવે ભર બ્રહ્માંડ આ,
હૈયા બનીને અધીર હે સાહેલડી !
વ્હાલમની વાટે ટવળ્યાં કરે.
દર્શન દિદાર કેરાં કરવા સાહેલડી !
ગાંડું ઘેલું દિલ ડોલ્યાં કરે.

સીતારામ જે શર્મા

સાહિત્ય' પર સમગ્રપણે નજર ફેરવીએ તો વિવિધ પ્રકારના રાસો અનેક પ્રકારના રાગમાં આપણને મળે છે. આ વિવિધ પ્રકારોમાં રાસ, ઢીંચ, હમચી, ફાગ, ગરબા, ગરબી, માતૃકા, કક્કા, તિથિઓ, બારમાસા, ભરણિયા વગેરે ગણાવી શકાય.

**શાલિભદ્રસૂરિ**

સૌથી પહેલી કૃતિ 'રાસ'ની કોઇ ઉપલબ્ધ થતી હોય તો તે 'ભરતેશ્વર બાહુબલિરાસ' છે. સંવત ૧૨૪૧માં શાલિભદ્રસૂરિ નામના જૈન સાધુએ આ રાસ રચ્યો છે. ભાષા તેમ જ કાવ્યબંધની દૃષ્ટિએ આ કૃતિ ખૂબ ઉપયોગી છે. ત્યારબાદ લગભગ ચાલીસેક વર્ષ પછી, ગુજરાતના જાણીતા મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલના ગુરુ શ્રી. વિજયસેનસૂરિએ લખેલો એક રાસ 'રેવંતગિરિરાસુ' મળે છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ રાસનું મહત્ત્વ છે જ, પણ શબ્દ અને અર્થચમત્કૃતિવાળી કવિતા આ રાસમાં મળે છે, એ તેની વિશિષ્ટતા છે. 'રાસ ગેય અને નૃત્યોપયોગી છે,' એવો ઉલ્લેખ આ રાસમાં સૌ પ્રથમ મળે છે. કાવ્યને અંતે કવિએ જણાવ્યું છે: 'રંગિહિ, રમઇ જો રાસુ...'

**વિનયચંદ્રસૂરિ**

વિક્રમના ચૌદમાં સૈકામાં હયાત વિનયચંદ્રસૂરિએ 'બારમાસી' કાવ્ય આપેલ છે. 'બારમાસી' કાવ્ય તરીકે 'નેમિનાથચતુષ્પદિકા'ને, તેમનું કાવ્ય સૌ પ્રથમ અત્યારે ગણી શકાય; કારણકે એ પહેલાનું આ પ્રકારનું કાવ્ય હજુ ઉપલબ્ધ થયું નથી. આ પ્રકારના કાવ્યોમાં નાયિકાને થયેલો નાયકનો વિરહ રજૂ કરવામાં આવે છે: 'નેમિનાથ ચતુષ્પદિકા'માં નેમિનાથનાં પત્ની રાજિમતીને નેમિનાથના વિરહને લીધે જે સંવેદન થાય છે, તે રસિક રીતે રજૂ કરાયું છે:—

"શ્રાવણિ સરવણિ કડુયં મેહું
ગજ્જઈ વિરહિરિ ઝિજ્જઇ દેહુ

વિજ્જુ ઝબક્કઇ રક્ખસિ જેવ
નેમિહિ વિણુ સહિ સહિયહિ કેમ."

વળી બીજી કેટલીક લીટીઓ જોઇએ—

"ભાદ્રવિ ભરિયા સર પિક્ખેવિ
સકરુણ રોઅઇ રાજલદેવિ
હા એકલડી મઇ નિરધાર
કિમ ઊવેષસિ કરુણાસાર."

છેવટે નાયક-નાયિકા ગિરનાર પર મળે છે; અને તેનો અંત જૈન કથાઓ મુજબ, નેમિનાથ રાજિમતીને દીક્ષા આપે છે, તેમાં આવે છે.

ઉપરના રાસમાં ગેયત્વનું પ્રમાણ વિકસેલું જોઇ શકાય છે; અને એ પ્રમાણ ધીમે ધીમે વધતું જાય છે 'સપ્તક્ષેત્રિરાસુ' એ માટે એક ગણનાપાત્ર કૃતિ કહી શકાય. કાવ્યની દૃષ્ટિએ તેમાં કંઇ નથી. તેના રચનાર વિષે કાંઇ માહિતી મળતી નથી. સાંપ્રદાયિક હકીકતો અને વિધિઓથી ભરપૂર આ રાસ હોવા છતાં તેના જુદા જુદા ઢાળોને લીધે તે મહત્ત્વનો ગણાય છે.

**પેથડરાસ**

કાવ્યબંધની દૃષ્ટિએ ત્યારપછી એટલો જ મહત્ત્વનો કોઇ રાસ મળતો હોય તો તે 'પેથડરાસ' છે, એ અપૂર્ણ મળી આવ્યો છે; તેની રચના સં. ૧૩૬૦ની આસપાસ થયેલી ગણાય છે. તેમાં દોહરા, ચાલુ રોળા, ચોપાઇ વગેરે તો છે જ, પણ નવા છંદના સવૈયા સૌ પ્રથમ આંહીં મળે છે.

"તહિ નાચિન એ એ સહિલડી
એ લ લાગીય ગિરિનારે
રાજલિવર રુલિઆમણઉ સામલડઉ સંસારે.
અંગ પખાલિ સુગયંદમઇ એ જલ
પહરીય ધોતી પ્રવીત
ઇંદ્રમહોત્સવ આયરંભી તહિં
બયદલિ ખદુ ધણુવંત."

## ઢેલડ-રાણી



મેહુલા-મારગ મારો, વીજળી વાસ રે,
મોરેલો મહેરામણલોકનો જી રે!
ગળકું ગહનતાના ગુંબજનો જોગ ભરી,
પડઘા સંકોરી ભમું ભુવનો જી રે
મેહુલા મારગ....

ઢેલડચરાણીનો મને જોગ ને વિજોગ વચ્ચે
આષાઢ અનરાધાર ચુવતો જી રે!
ખમકે ખોયાણુ અમ્બોવાડી—હીંડોલ ને
એકલ ઊડયાનો ઘાવ દુઝતો જી રે!
મેહુલા મારગ...

કેકા-ચણય વ્યોમ વેરી પંખી પુકારતો
રંભા-મરૂઠી મારી મેળવો જી રે!
રૂંઝુણઝંકાર માથે રોમની રુશનાઇ વેરી
એમાં આતશસાદ જોડવો જી રે!
મેહુલા મારગ...

વ્યોમલ વેણુમાં એક વીરડો વ્હેતો પડયો,
સૂની સરવાણી કૈંક શોધતી જી રે
જ્યાં જ્યાં ઘનઘોરતા ચપલાઝોકાર જડયા
ત્યાં ત્યાં ઢેલડચરાણી લોલીતી જી રે
મેહુલા મારગ...

સુધાંશુ

# મોર



સોનાનો મોર મેં જોયો
આભમાં, મોર મેં જોયો
બપોરના, મોર મેં જોયો:
મારે આંગણે નાચે કળા કરી.

સોનાનો મોર મેં જોયો.
રૂપાનો મોર મેં જોયો,
આકાશમાં, મોર મેં જોયો:
રાતના, મોર મેં જોયો.
મારે આંગણે નાચે કળા કરી,
રૂપાનો મોર મેં જોયો.

નાનો શો મોર મેં જોયો,
જીવનમાં મોર મેં જોયો,
સાંજનાં, મોર મેં જોયો
મારે અંતરે નાચે કળા કરી.
નાનો શો મોર મેં જોયો.

નાનો શો મોર મેં જોયો,
સુધબુધ મેં સખી ખોયો!
જગતમાં એ પર હું મોહી!
જીવનમાં મોર એક જોયો.

મોહિનીચંદ્ર

ભાષાની દષ્ટિએ પણ આ રાસને યાદ રાખવો ઘટે.

કછૂલીરાસ

ઉપરના જેવી જ, કાવ્યની દષ્ટિએ ઉત્તમ નહિ, પણ કાંઇક ઇતિહાસની દષ્ટિએ અને વિશેષે કરીને બંધની દષ્ટિએ ઉપયોગી થાય તેવી એક કૃતિ 'કછૂલીરાસ' સં. ૧૩૬૩માં રચાયેલી મળી આવે છે. તેના કર્તા વિષે હજુ નિર્ણય થઇ શક્યો નથી. ચોપાઇ, દોહા અને વસ્તુ ઉપરાંત ઝૂલણાનાં ચરણો આમાં મળે છે.

સમરારાસુ

શ્રી. મુનશીએ જેને અંધાધૂંધીનો સમય કહ્યો છે તે સમયમાં—સંવત ૧૩૫૩ થી ૧૪૫૬—અનેક પ્રકારની વિશિષ્ટતા ધરાવતો 'સમરારાસુ' મળે છે. તેની રચના સંવત ૧૩૭૧ આસપાસ થઇ જણાય છે. આ રાસમાં આપણને ઠીક ઠીક કવિતા, ઉપયોગી ઐતિહાસિક માહિતી, ભિન્નભિન્ન પ્રકારના દેશી ઢાળ અને ગુજરાત વિષે થોડીક માહિતી મળે છે. તેની થોડી લીટીઓ જોઈએ—

ચલઉ ચલઉ સહિયડે સેત્રુંજિ ચડિય એ
આદિજિણપત્રીહ અમ્હિ જોઇસિઉં એ!
મહાસુદિ ચઉદસિ દૂરદેસંતર સંઘ
મિલિયા તહિં અતિઅ બાહુ
માણિકે મોતિએ ચઉ સુરઇ પૂરઇ
રતનમઇ વેદિ સોવન જવારા
અશોકવૃક્ષ અનુ આમ્રપલ્લવદલિહિ
રિતુપતે રચિયલે તોરણમાલા
દેવકન્યા મિલિય ધવલમંગલ દિયઇ કિંનર
ગાયહિ જગતગુરો
લગન મહુરતુ સુરગુરો સાધએ પતી;
કરઇ સિધસૂરિગુરો.

વળી આ રાસમાં લકુટારસમાં રાસ ગવાવો તેવો પણ ઉલ્લેખ મળે છે.

# શરદનો સંદેશ

[ મા ! પાવા તે ગઢથી ઉતર્યા—એ રાગ ]

આ ઉગ્યો શરદનો ચાંદ સૌ રમવા આવો,
આ અમૃત નીતર્યાં બ્હેન ! સૌ ઝીલવા આવો.
આ અંધારાં સૌ આથમ્યાં રમવા આવો,
ઉતર્યા મનહર અંબાર સૌ ઝીલવા આવો.
આ પૃથિવી અનુપમ શોભતી રમવા આવો,
આ હસી રહ્યું અવકાશ સૌ ઝીલવા આવો.
આ રજની રસે ઉલ્લાસતી રમવા આવો,
આ કુદરતનાં ઉપહાર સૌ ઝીલવા આવો.
આ દુધની ધારે નાહીએ રમવા આવો,
કર ઉરનાં તિમિર વિદારીએ રમવા આવો.
આ શરદનાં વિમલાં તેજમાં રમવા આવો,
સહુ વેરઝેરને ભુલવા રમવા આવો.
આ પ્રકાશ અણુ અણુમાં ભર્યો રમવા આવો,
એવા સમભાવે ખેલીએ રમવા આવો.
આ શરદની રાતે બ્હેન ! સૌ રમવા આવો,
માનવતાનો સંદેશો સૌ ઝીલવા આવો.

જ્યોત્સના શુકલ

**ધર્મકલશમુનિ**

આ સમયના બીજા પણ કેટલાક રાસ મળે છે; પરંતુ 'ધર્મકલશ' નામના કોઇ સાધુએ રચેલો, કવિતાની દૃષ્ટિએ નહિ પણ ઇતિહાસ અને ભાષાની દૃષ્ટિએ ઉપયોગી 'જિન-કુશલસૂરિ પટ્ટાભિષેકરાસ' મળે છે. 'ગુજરાત' શબ્દ આ 'રાસ'માં વપરાયેલો મળી આવે છે.

**જિનપદ્મસૂરિ**

આ સમય દરમિયાન રચાયેલાં કેટલાંક ધવલગીતો અને ફાગ-કાવ્યો મળી આવે છે. ફાગુ-(દેશ્ય) ફાગુ-વસંતનો ઉત્સવ-શૃંગારખેલ. આ નિમિત્તે નાયકનાયિકાનાં વનવર્ણનો આ મથાળે થતાં હતાં. આનો જ ઉપયોગ તીર્થંકરો, ગણધરો અને આચાર્યોના વિષયમાં થતાં એમાં નાયિકાનું તત્ત્વ લુપ્ત થયું; પરંતુ વનની શોભા વગેરેનાં વર્ણનો ચાલુ રહ્યાં. આ ફાગુ–પદ્ધતિનાં અત્યાર સુધીમાં મળેલાં કાવ્યોમાં જૂનામાં જૂનું કાવ્ય 'સિરિથૂલિભદ્દફાગુ' છે. તેના રચનાર શ્રી જિનપદ્મસૂરિ છે. તેની રચના લગભગ સંવત ૧૩૯૦ની આસપાસ થઇ હોય એમ જણાય છે. આ ફાગુમાં વિષય તરીકે કવિએ જૈનોના જાણીતા સાધુ સ્થૂલિભદ્રના પાટલિપુત્રમાંના એક ચાતુર્માસમાં એક વેશ્યાએ આવી, તેમને પ્રલોભનથી લલચાવવા પ્રયત્ન કરેલો, પણ તેને તેઓ તાબે ન થયા, તે છે. કવિએ એ પ્રસંગ ચાતુર્માસમાં ગોઠવી વર્ષાનું વર્ણન આપ્યું છે. વિષય શૃંગારિક છે. છેવટે કવિ જણાવે છે કે, ફાગુકાવ્ય હોવાને કારણે

## લોચનિયાંને મંદિરે

મેં તો ભ્રમરોના કોટ રચાવ્યા—લોચનિયાંને મંદિરે
એનાં દ્વાર સુગમ પોપચે બનાવ્યાં ,, ,,
રૂડાં પાંપણનાં તોરણો બંધાવ્યા ,, ,,
પુનિત હૃદયતીર્થ તણાં જળ રખાવ્યાં ,, ,,
એના કોણ લાલ રંગે રંગાવ્યા ,, ,,
એમાં નીલ ધવલ કમળદળ બિછાવ્યાં ,, ,,
રૂડા કીકીના હિંડોળા બંધાવ્યા ,, ,,
તેજ ચાંદા સુરજનાં પધરાવ્યાં ,, ,,
દ્રશ્ય અખીલ વિશ્વવતણાં ચીતરાવ્યાં ,, ,,
એવા સૂક્ષ્મમાં વિરાટને સમાવ્યા ,, ,,
હું તો નંદના કુમારને પધરાવું ,, ,,
એનાં ચરણકમળ અશ્રુથી પખાળું ,, ,,
આવો આવો શ્યામ કીકીએ ઝુલાવું ,, ,,
પાઢો પાઢો નેત્રપોયાણાં બીડાવું ,, ,,
મોંઘા મોહનજી હિંડોળે બિરાજ્યા ,, ,,
હવે નહીં ખોલું પોપચાં બિડાયાં ,, ,,

**દેવકૃષ્ણ પીતાંબર જોશી**

ખેલાઓ ચૈત્ર માસમાં-વસંતઋતુમાં આ કાવ્યને ગાતા રમે ને નાચે; જોકે કવિએ વસંતઋતુને બદલે ચાતુર્માસનો સમય આ ફાગુમાં પસંદ કરેલ છે.

વેશ્યાને ત્યાં સ્થૂલિભદ્ર ભિક્ષાએ આવે છે, ત્યારનો પ્રસંગ કવિની વાણીમાં જોઈએ—

[ દોહરો ]

ધર્મલાભુ મુણિવઇ ભણિસુ ચિત્રસાલી મંગેવી।
રહિયઉ સીહકિસોર જિમ ધીરિમ હિયઇ ધરેવી॥

[ રોળા ]

ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરસંતિ
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહંતિ ।
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબકઇ।
થરહર થરહર એ વિરહિણિમણુ કંપઇ ॥
મહુરગંભીરસરેણ મેહ જિમ જિમ ગાજંતે।
પંચબાણ નિય કુસુમબાણ જિમ જિમ સાજંતે।
જિમ જિમ કેતકિ મહમહંત પરિમલ વિહસાવઇ।
તિમ તિમ કામિય ચરણ લગિ નિયરમણિ મનાવઇ
શીયલ કોમલ સુરહિ વાય જિમ જિમ વાયંતે।
માણમડપ્ફર માણિણિ ય તિમ તિમ નાચંતે।
જિમ જિમ જલભરભરિય મેહ ગયણંગણિ
મિલિયા।
તિમ તિમ કામી તણા નયણ નીરિહિ ઝલહલિયા॥

[ દોહરા ]

મેહારવભરઊલટિ ય જિમ જિમ નાચઇ મોર।
તિમ તિમ માણિણિ ખલભલઇ સાહીતા
જિમ ચોર॥

માતૃકા અને કક્કો

આ સાથે જ કાવ્યપદ્ધતિનો બીજો પ્રકાર માતૃકા અને કક્કો મળે છે. 'સાલિભદ્રકક્ક'

એ તેમાં મુખ્ય ગણાવી શકાય. આ સિવાય 'ચર્ચરી'નો પણ પ્રકાર નોંધાયેલ છે.

**નેમિનાથ ફાગુ**

સંવત ૧૪૦૦ની આસપાસ રચાયેલ 'નેમિનાથ-ફાગુ' રાસનો એક સુંદર પ્રકાર ગણી શકાય. તેના કર્તા મલધારી રાજશેખર-સૂરિ છે. પરણવા નીકળેલા નેમિનાથ, અતિથિ-સત્કાર માટે મારવા એકત્ર કરાયેલાં પશુઓનું આક્રંદ સાંભળી પરણ્યા વગર પાછા ફરે છે, એ આ કાવ્યનો વિષય છે. પ્રાચીન આલંકારિક શૈલીની દૃષ્ટિએ આ એક રસમય કૃતિ છે.

આ સિવાય કમલાવતીરાસ, કલાવતી-રાસ, મયણરેહારાસ, ત્રિવિક્રમરાસ, શાલિભદ્ર-રાસ, 'દેવરત્નસૂરિફાગુ,' 'હેમવિમલસૂરિ ફાગુ,' 'રસસાગરફાગ,' વગેરે ગણાવી શકાય. તેમાં સૌથી વિશેષે ધ્યાન ખેંચે છે એક મુસ્લિમ કવિનો રાસ. અબ્દુર રહેમાનથી ગુજરાત જોઇએ એટલું પરિચિત નથી, પણ હમણાં જ મુનિશ્રી જિનવિજયજીએ સંપાદન કરેલ તેની એક કૃતિ 'સંદેશક-રાસ' પ્રકટ થયેલ છે. તેનો પરથી કાવ્યના વિષયમાં તેની નિપુણતાનો ખ્યાલ આવે છે. અબ્દુર રહેમાનનો પ્રાકૃત અને અપભ્રંશ ભાષા પર ખૂબ કાબૂ જણાય છે; વળી તે છંદોવેત્તા પણ છે. તેનો નાનકડો 'સંદેશક-રાસ' તેની આ યોગ્યતાની સાક્ષી આપે છે. તેનો સમય પંદરમી સદી ગણી શકાય.

**સંદેશક-રાસ : અબ્દુર રહેમાન**

'સંદેશક-રાસ' એ એક દૂત-કાવ્ય છે. એક વિરહિણી એક પથિકને, પોતાના પ્રિય તરફ મોકલવાનો સંદેશ આપે છે. કવિએ પથિકને દૂત તરીકે કલ્પ્યો છે. પ્રાચીન ગૂજ-રાતી ભાષાના યુગમાં, શ્રી શાસ્ત્રીજીના મંતવ્ય મુજબ, આવી કવિતા તદ્દન વિરલ છે.

એક સ્થળે વનસ્પતિનું વર્ણન આપ્યું છે તે જોઇએ—

## પનઘટ



પનઘટ જાવાના કોડ, હો સખિરી!
પનઘટ જાવાના કોડ,
ઝાંઝરિયા ઝમકે પાય, ઘુઘરને ઘમકે
હીંડું હૈડા કેરી હોડ હો સખિરી!
પનઘટ—

કાલિન્દી કાંઠડે, મલકાતે મુખડે,
રસિયો ત્યાં નંદકિશોર, હો સખિરી!
પનઘટ—

ડુભાવે દિલડાં ચીરે ચિત્તડલાં
વીંધે વાંસળડીનો શોર, હો સખિરી!
પનઘટ—

ઘડુલો ભરું તો જળ ઢોળી ઢોળી નાખતો
નાખે કાંકરડી નઠોર, હો સખિરી!
પનઘટ—

એ રે ઠગારો કા'ન કપટી ધુતારો
ઝાલે પાલવ કરી જોર, હો સખિરી!
પનઘટ—

ગાગર છલકાય, કંઈક હૈયામાં થાય,
અંગ રહેતાં ભીંજાઈ તરઓળ, હો સખિરી!
પનઘટ—

નટખટ નમેરો સખિ! નટવર નઠારો;
તોયે કાળજડાની કોર, હો સખિરી!
પનઘટ—

રતનબહેન ચાવડા

કંકિલ્લિ કુંજ કુંજમકઉલ-
સુરયાર સરલ સલ્લઇ સ-લોલ ।
નાયંબ નિંબ નિંબૂઅ ચિનાર
સિમિ સાય સરલ સિય-દેવદાર ॥
હ્‌દેસડ એલ લંબિય લવંગ
કણયાર કરઇ કરવ ઇક્‌ખ તંગ ।
અંબિલી કયંબ બિભીઅ ચોઅ
રત્તંજણુ જંબુ અગુરુ અસોય ॥

આખું કાવ્ય વિપ્રલંભશૃંગારનો સુંદર નમૂનો છે.

## નરસિંહ મહેતા

અહીંથી વૈષ્ણવ કવિ નરસિંહ મહેતા સંકળાઇ જાય છે. વિ. સં. ૧૪૭૦-૧૫૩૬ તેનો સમય કહી શકાય. ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવામાં બ્રાહ્મણપરંપરામાં સૌ પ્રથમ પ્રવૃત્તિ કરનાર એને કહીએ તો કંઈ ખોટું નથી. નાનપણમાં જ માતાપિતા સ્વર્ગસ્થ થવાથી ભાઇને ત્યાં તે મોટો થયેલ. સુરત અને આળસુ હોવાથી ભણવાગણવાની વાત નહિ. ગામમાં રખડયા કરે, અને કોઇ સાધુસંત મળી આવે તો તેની સાથે દૂર દૂર નીકળી જાય. ભાભીને મન આ વેઠ ભારે થઇ પડી, એટલે એક વખત મહેણું માર્યું. એમ તો હમેશાં મહેણાં સાંભળવાની ટેવ પડેલી, પણ હવે સહન નહિ થતાં, ભાઈના ઘરને તિલાંજલિ આપી રખડપટ્ટી શરૂ કરી. ત્યાં કોઈ સાધુ પુરુષનો મેળાપ થયો, ને તેના જીવનમાં પલટો આવ્યો. પ્રભુમાં દઢ શ્રદ્ધા મેળવી, જૂનાગઢમાં આવી તેણે સ્વતંત્ર રહેવાનું શરૂ કર્યું. ભજનમાં જ મસ્ત, અને સાધુઓનો સત્સંગ એટલે ગુજરાન ચલાવવાના પણ સાંસા. છતાં પોતાની પ્રવૃત્તિ તેણે છોડી નહિ. નરસિંહ મહેતાએ અનેક ફાગો-પદો લખ્યાં છે. તેમાં મુખ્ય સુદામાચરિત્ર, દાણલીલા, ચાતુરીઓ, સુરતસંગ્રામ, શૃંગારમાળા, વસંતહિંડોળાનાં પદો, રાસસહસ્રપદી વગેરે ગણાવી શકાય. 'રાસસહસ્રપદી'માંથી તેના અનેક રાસ તેના ભક્ત હૃદયની સાક્ષી પૂરે છે. 'વાદલા મારા! વૃન્દાવન કે ચોકય કે વહિલા પધારજો રે લોલ' એ તેની સુંદર કૃતિઓમાંની એક છે. કૃષ્ણને ગોપાંગનાઓનું નિમંત્રણ તેમાં અપાયેલું છે. મીરાંનું શબ્દલાલિત્ય વખત છે આ 'રાસ'માં નહિ જડે, તોપણ ભક્તનું આર્દ્રહૃદય તેમાંથી સાંપડે છે.

## ભાલણ

એ પછી રાસકાર કહો કે ગરબીકાર, તેમાં ગણનાપાત્ર થઈ શકે તેવો નજરે ચડે છે ભાલણ. સંવત ૧૫૪૦ની આસપાસ અસ્તિત્વ ધરાવનાર ભાલણના જીવનવિષે પૂરી માહિતી હજુ સુધી મળી શકતી નથી, પણ તેની જુદી જુદી કૃતિઓ પરથી તેના જીવનના કેટલાક પ્રસંગો અને કિંવદંતીઓના અંકોડા બેસાડવાના યત્નો થયા છે. છતાં તેના વિષે એટલું ચોક્કસ કહી શકાય તેમ છે કે, 'સૌથી પ્રથમ સ્વકીય ભાષામાં ચોકબંધ પ્રૌઢ આખ્યાન લખનાર કવિ ભાલણ' ગુજરાતી સાહિત્યમાં અગત્યનું સ્થાન રોકે છે.

પાટણનો તે વતની હતો. જ્ઞાતિએ ત્રવાડી મોઢ બ્રાહ્મણ. સંસ્કૃત અને વ્રજભાષાનો અભ્યાસી. શરૂઆતમાં શૈવભક્ત, પરંતુ પાછળથી વૈષ્ણવ અને રામભક્ત થયેલ. ભાલણની પહેલાં ગુજરાતી સાહિત્યમાં આખ્યાનો ગણ્યાંગાંઠયા હતાં, પરંતુ ભાલણે સારી સંખ્યામાં આખ્યાનો આપ્યાં છે. એટલે આખ્યાનોના પિતા તરીકે તેને ઓળખવામાં વાંધો નથી. તેની નાની મોટી થઈ લગભગ સોળ કૃતિઓ અત્યારે ઉપલબ્ધ છે; તેમાંથી 'કાદંબરી' અને 'નળાખ્યાન' એ બન્ને કૃતિઓ અનુવાદ હોવા છતાં તેની ગુજરાતી સાહિત્યમાં સર્વોત્તમ કૃતિઓ તરીકે ગણના થાય છે.. આ સાથે તેણે એટલા જ સેવા 'ગરબી-સાહિત્ય'ની કરી છે. કૃષ્ણના જીવનપ્રસંગોને આલેખતી કેટલીક સુંદર કૃતિઓ

તેણે રચી છે, અને આ ગરબીઓની અસર પછીના કવિઓ ઉપર પુષ્કળ થઈ છે. તેની એક ગરબી જોઈએઃ—

મીઠડા માવજી રે, મારે મંદિર આવો
પ્રેમે પીરસું પરમાનંદ, કુર ને દૂર શીરાવો.
મથુરા રિદ્ધિ આપ્યા ધણી,
વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું,
કો નહિ આણે હેજ.
ધવરાવીને હૈડે ચાંપતી,
ત્યમ દેવકી નહિ ચાંપે રે,
રોમાંચિત મારી દેહડી થાતી,
ત્યમ તેની નવ કાંપે.
માતા નહિં થાઉં તમારી,
ધાવ કહીને જાણો રે;
મેં બાંધ્યો જે માખણ માટે,
તેણે રોષ ભરાણો.
કાલિંદી મહિ તમ ઉપર,
જે હું નવ ઝંપાતી રે;
જાણું છું તે વાત સંભારી,
રીસ મન માંહે આવી.
તેં કીધી ત્યમ કોઈ દે નહિ,
પ્રીત કરીને છેહ રે;
ભાલણ પ્રભુ રઘુનાથ સંભારો,
એક ઘડીનો નેહ.

### ગોપાળદાસ વણિક

ત્યારપછી જૈન કવિ ઋષભદાસ, ગોપાળદાસ વણિક, બૂટિયો કવિ વગેરેને ગણાવી શકાય. ગોપાળદાસનું 'વલ્લભાખ્યાન.' સૌનું ધ્યાન ખેંચે તેમ છે. આ આખ્યાન તેણે જુદા જુદા રાગોમાં સુસંબદ્ધ રીતે ગાયું છે. તેની રચના આલંકારિક છે. આખ્યાનોના જુદા જુદા રાગોમાં કેદારો, રામકલી, ધનાશ્રી, શુદ્ધ કલ્યાણ, બિભાસ વગેરે ધ્યાન ખેંચે છે, અને એ આખ્યાન દિવસના જુદા જુદા ભાગોમાં રાગ પ્રમાણે ગવાય છે.

## સુન્દરી સુહાગિની રે

શીળો શશિયર શીળી ચન્દ્રિકા
શીળાં ચમકે રમણીતેજ મન્દ રે
સુન્દરી સુહાગિની રે !
ઉગે ઉષા ઓવારણે,
કલોલતાં પંખીશાં આનંદ રે
સુન્દરી સુહાગિની રે !
ટેકમાં એકાકિ ધ્રુવતારલો
આંખડીએ સુરજ સોમ રે,
સન્ધિકા શી અધિક રંગ ઓપતી
પ્રબલ જોમભરી ગર્જાવે ભોમ રે
સુન્દરી સુહાગિની રે !
ગૌરવગુલ મ્હેંકે વિશ્વમાં,
કીર્તિતાજ મસ્તકે સુહાય રે,
ભાલે યશકુંકુમ ચાંદલો,
મુખડે મધુર મોહિની મલકાય રે.
સુન્દરી સુહાગિની રે !
પમરે પરાગ પુષ્પનાં
સ્નેહ સેવા નવલરંગ સ્હોય રે
ભાગ્યવનાં ભુર્ગ આંખા થયાં,
પેલી પ્રભા નિસ્તેજ પીળી હોય રે
સુન્દરી સુહાગિની રે !
ગૃહકુંજે વસન્ત બારે માસની,
નિત્ય કોકિલા ટહુકે રસપ્રાણ રે,
વીર, ગભીર, ધીર• સાગર સમી,
સુબોધિની ખુશાલિની ખાણ રે
સુન્દરી સુહાગિની રે !
ઉંચે સુરાંગનાંનાં નીચે છે નેણલાં,
તલસે ધરાનાં રસઘાટ રે,
સાનન્દ સુરનગ ઉતારતી,
ધન્ય ગુર્જરી ! પૃથ્વીપાટ રે;
સુન્દરી સુહાગિની રે !

પુષ્પા શુકલ

અખો

અનુભવબિંદુ, અખેગીતા, કૈવલ્યગીતા, પંચીકરણ જેવી સુંદર કૃતિઓ આપનાર 'અખા'નાં કવિત્ત, છપ્પા, ચોપદી સાખીઓ, માસ, વાર, દુહા, પંદરિયા તેમ જ કેટલાંક પદોને અહીં ન ભૂલી શકાય. જ્ઞાનમાર્ગની તેમ જ જગતની ક્ષુલ્લકતા તેમાં હોવા છતાં, તેની કેટલીક કૃતિઓ સમૂહમાં ગાઈ શકાય તેવી છે.

ભાણદાસ

અખાના સમયમાં જ થઈ ગયેલ, છતાં બહુ જાણીતા નહિ તેવા ભાણદાસ કવિ વિષે અત્યારે ઠીક ઠીક માહિતી મળે છે. તેણે ૭૧ ગરબા અને ધોળ પોતાને હાથે લખ્યાં છે. તેના અપ્રસિદ્ધ કાવ્યોમાં પ્રહ્લાદાખ્યાન, અજગર-અવધૂતસંવાદ, ગરબા, નૃસિંહજીની હમચી, બારમાસી, હનુમાનની હમચી અને પદો છે.

ભાણદાસે નાનાં અનેક પદો રચ્યો છે; ગરબી પણ એટલી જ રચી છે; જેમાંની ૭૧ પૂરી સચવાઈ રહી છે. એમાં તત્કાલીન ભાષા સ્વરૂપ સાચવતા ગરબાઓ ભાણદાસની પદ-પદ્ધતિ પર સારો પ્રકાશ પાડે છે. માત્ર જ્ઞાની કવિ નહિ, રસિક કવિ તરીકે પણ આપણે તેને તેની કૃતિ દ્વારા જોઈ શકીએ છીએ:—

ગગનમંડલની ગાગરડી ગુણ ગરબી રે,
તણિ રમિ ભવાંની રાસ ગાઉં ગુણ ગરબી રે,
દિનમણિ સૂરય દીપક કરયું ગુણ ગરબી રે,
માહિં ચંદ્રતણુ પરકાસ, ગાઉં ગુણ ગરબી રે.

આમાં 'ગરબી' શબ્દનો પ્રયોગ સૌ પ્રથમ ભાણદાસે કર્યો છે. તેની કલ્પના આગળ વધે છે:—

પૃથ્વી પાત્ર ત્યાંહાં કોડીઉં ગુણ ગરબી રે,
વાતી પરવત મેર ગાઉં ગુણ ગરબી રે,
સાતિ સાગર તેલ ભરયું ગુણ ગરબી રે,
માંહિં મૃગતાફલ ચુન્ટેર ગાઉં ગુણ ગરબીરે,

હમચી

આ કવિએ 'હમચી'નો નવો પ્રકાર પણ આપ્યો છે. હમચી—હમચડી એક નૃત્ય પ્રકાર છે. ખાસ કરીને સ્ત્રીઓ જ્યારે સમૂહ-નૃત્ય—તાલારસ લે છે ત્યારે હમચી કહેવાય છે. એનું વસ્તુ સામાન્ય રીતે સુકોમળ રહેતું. પુરુષો લે તેને હીંચ કહે છે. એમાં વસ્તુ જરા વિસ્તાર-વાળું રહે છે. વિષયનું બેઉમાં સામ્ય જ રહે છે. ગરબીઓ આ હમચીમાં ઉપયુક્ત થાય છે. ગરબાઓનો ઉપયોગ હીંચમાં થતો હોય છે. ગરબીમાં કડીઓની સંખ્યા ૮ થી ૧૦ વધુમાં વધુ; ગરબાઓમાં ૫૦-૬૦ થી એ વધની સંખ્યામાં હોય છે. ગરબીઓ આજે નવરાત્રમાં પુરુષો લે છે, પણ સમૂહનૃત્યના નામ તરીકે તો હમચી સ્ત્રીઓને માટે છે.

ભાણદાસ કવિની એક કૃતિ જોઈએ—

"હરિની માયા હમચી ખુંદિ
મોહ પામ્યા સંસાર
ત્રણ્ય પૂત્ર પોતાના પોઢા
આ તેહનું પરવાર રે
હમચી ખુંદિ રે માયા મોહનિ રે."

તેમાં તેની વર્ણનશક્તિ—

"કાલા કેસ મનોહર માંથિ
બારિ મેઘ રસાલા
રમઝમ કરતાં નેપૂર વાજિ
મૃગતાફલની માલા રે
હમચી ખુંદિ રે માયા મોહનિ રે
હું નિ માહારું એ બિ નેપૂર
તારામંડલ મોતી
પંચભૂત પટુલાં પહિરણિ
રૂપ અસંભિ જોતિ રે
હમચી ખુંદિ રે માયા મોહનિ રે."

વલ્લભ ભટ્ટ

ભાણદાસ પછી તરત ધ્યાન ખેંચે છે વલ્લભ ભટ્ટ. અમદાવાદનો ભટ્ટ મેવાડો; માતાનો ભક્ત, ઘણુંખરું એ ચુંવાળમાં રહેતો. 'વલ્લભ ધોળાકી જે'ના જયનાદથી આજ પણ તે લોકપ્રિય છે. સંવત ૧૭૯૦ની આસપાસ તે હયાત હતો. તેણે સારી સંખ્યામાં ગરબા લખ્યા

છે. મહાકાળીનો ગરબો, આરાસુરનો ગરબો વગેરે લોકજીભે હજુ પણ છે. અંબાજીના શણગારના ગરબામાં તેની વર્ણનશક્તિનો ખ્યાલ આવે છે:—

શિશે શોભે રે મા રાખડી રે,
માને શ્રવણે ઝબુકે ઝાલ,
માજી રૂપ સોહામણાં રે મા,
જેની જ્યોત્ય પડે બહુ ભાલ.
શ્યામ ત્રિવેણી રે મા ચોટલો,
માંહિ જડિત્ર ગોફણો સાર,
ગોફણે ફરતી રે મા ઘુઘરી,
જેનો સુંદર ઘાટ અપાર,
નીલવટ• સોહે રે મા ચાંદલો,
ને કુમકુમ કેશર આડ;
આડ અનોપમ રે મા શોભતી,
મા વિધવિધ લડાવે લાડ.

આ રીતે આરાધ્ય શરીરનું, ને અંગ-અંગના આભૂષણોનું આ ગરબામાં વર્ણન છે,ને—

ગરબે ફરતાં રે મા જાળિયાં,
તેના દીપક જ્યોત અપાર;
કમલ દીપક રે મા કોડિયાં,
તેની શોભાતણો નહીં પાર,

એ લીટીઓ દ્વારા ગર્ભદીપ—ગરબાનું પણ રોચક વર્ણન કર્યું છે.

**દયારામ**

વલ્લભ ધોળાનાં ગરબાનો નાદ હજુ ચાલુ છે, ત્યાં 'હું તો ગોપીઓના નાથને વરેલો છું'—નો સૂર કાઢનાર દયારામની ગરબીઓ કાને અથડાય છે. સંવત ૧૮૬૭માં ચાંદોદમાં જન્મ; નાનપણથી અનાથ; તોફાની તત્ત્વ પુષ્કળ; આથી ચાંદોદનો તેને ત્યાગ કરવો પડ્યો; માત્ર સાથે હતી તેની સંગાથિની વાંસળી. કેશવાનંદ સંન્યાસી પાસેથી જ્ઞાન મેળવી તે ડભોઈ ગયો. ત્યાંથી ગોકુળ, મથુરા, વૃંદાવન, કાશી, રામેશ્વર વગેરે સ્થળોએ ફર્યો. હિંદી, જૈન, સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો. કંઠ સુંદર, અને ભક્ત કવિ; તેમાંય 'કૃષ્ણ સિવાય કોઈને માથું નમે નહિ,' તેવી પ્રતિજ્ઞાવાળો. એટલે તેનાં પદો,

## વાદળી



આભલે અંધારા ઘેરાય,
કે વાદળી રમણે ચઢી રે....

ચમ ચમ ચમકારા થાય,
કે વાદળી રમણે ચઢી રે....

વ્યોમે વિહરતી પેલી શીળી ચંદ્રિકા,
મુખડું છૂપાવી કેમ દોડે ?
કે વાદળી રમણે ચઢીરે....આભલે.

વીજળીનાં તેજશાં જગને ઉજાળતાં
જગ પર જ્યોતિ છોળે
કે વાદળી રમણે ચઢી રે....આભલે.

ગાજે ગગનમાં રૂપેરી વાદળી
હૈયે અમીરસ ઢાળે,
કે વાદળી રમણે ચઢી રે....

વ્યોમે વિહરતી રૂપાળી વાદળી
ઝીલું તું આવ જગખોળે,
કે વાદળી રમણે ચઢી રે....

જગને ઉજાળતી ઓ વ્યોમ વાદળી
ધણ—ધાન્યના ભંડાર તું ખોલે,
કે વાદળી રમણે ચઢી રે....

પુરુષોત્તમ પારેખ

## દીક્ષા

મંગળ માનવતાને મારગ
માંડે પગલાં મારો વીર !
આશિષ આપો માતા શારદ
પાડે પગલાં મારો વીર !
શિખા સુત્રને પ્રતિક પુરાણી
આર્યાદર્શોની એ ધા ણી
જાણીને જોગવવા : માંડે પગલાં મારો વીર !
'યજ્ઞ'ભાવનો અર્થ પીછાણી
'પ્રીતિ' ને 'મુક્તિ' પરમાણી
ભણી–ગણી ભોગવવા : માંડે પગલાં
મારો વીર !
વ્યષ્ટિ–સમષ્ટિ ભેદ સમાણી
વિશ્વ વિશ્વ ને વેદ ગવાણી
માણીને મૂલવવા : માંડે પગલાં મારો વીર !
કિશોર કાયાનો સુકુમાર,
માંડે પગલાં મારો વીર !
ભવ્ય ભાવિનો ભારતબાળ,
માંડે પગલાં મારો વીર !
ઉમેશ કવિ

ગીતો અને ગરબીઓમાં એ જ તત્ત્વ વિશેષ આવ્યું. એના સમયમાં જ ગરબીએ સૌંદર્ય-રૂપ ધર્યું. દયારામમાં ઊર્મિનો આવેગ પુષ્કળ હતો; અને તેથી એ આવેગને 'ગરબી'રૂપી વાહન મળી ગયું. એમ કહેવાય છે કે, "જ્યારે ધીરા અને ભોજાએ મૃત્યુનાં ગાણા ગાયાં, ત્યારે દયારામે આ ગરબીઓ દ્વારા પ્રેમનું સંગીત ગાયું." તેની અનેક કૃતિઓમાં 'ગરબી સંગ્રહ' મુખ્ય ગણાવી શકાય. આ ગરબી-ઓમાં તે માનવભાવ વ્યક્ત કરે છે.

હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું ?
વારે વારે સામું ભાળે મુખ લાગે મીઠું...હું
હું જાઉં જળ ભરવા ત્યાં પુંઠે પુંઠે આવે
વગર બોલાવ્યો વાલો બ્હેડલું ચડાવે...હું
વઢું ને તરછોડું તોયે રીસ ન લાવે;
કાંઈ કાંઈ મિષે મારે ઘેર આવી બોલાવે...હું
દૂર થકી દેખી વાલો મુને દોડયો આવી દોરે,
પોતાની માળા કાઢી પહેરાવે મારી ડોરે...હું
મને એકલડી દેખી ત્યાં મારે પાલવે લાગે,
રંક થઈ કાંઈ કાંઈ મારી પાસે માગે...હું
મુને જ્યાં જાતી જાણે ત્યાં એ આવી ઢૂંકે;
બેની ! દયાનો પ્રીતમ મારી કેડ નવ મૂકે...હું

અને શ્રી મુનશી કહે છે તેમ, "Old Gujarata died with Dayaram; from its ashes, new Gujarata, phoenix-like, was born with Narmadashanker.

આને જરા ફેરવીને કહીએ તો જિનપ્રભ-સૂરિથી લઈ દયારામ સુધીના કવિઓએ આપેલાં સાહિત્યનાં નીર પી પીને નવા કવિઓએ રાસ-સાહિત્યને વિકસાવ્યું છે. નર્મદ, નવલરામ, દલપતરામ, નરસિંહરાવ, બોટાદકર, ખબરદાર, નાનાલાલ, મેઘાણી, રા. વિ. પાઠક, સુંદરમ, ઉમાશંકર જોશી, કેશવ હ. શેઠ, ઇન્દુમતી મહેતા, જ્યોત્સ્ના શુક્લ, સૌની સેવા ભૂલી શકાય તેમ નથી. એ સૌએ પ્રાચીન સાહિત્યમાંથી પ્રેરણા મેળવી છે; કેટલાકે તેના જ પાયા પર પોતાના રાસ કે ગરબીના મંડાણ માંડયા છે.

ગુજરાતના મહાકવિની જ એક કૃતિ લઈ, આ અવલોકન પૂરું કરીએ—

હળકે હાથે તે નાથ ! મહિડાં વલોવજો,
મહિડાંની રીત નોય આવી રે લોલ.
ગોળી નન્દાશે, નાથ ! ચોળી છંટાશે, નાથ !
મોતીડાંની માળા તૂટશે રે લોલ.
ગોળી નન્દાશે ને ગોરસ વહી જશે;
ગોરીનાં ચીર પણ ભીંજે રે લોલ.
હળકે હાથે તે નાથ!
નાની શી ગોરસીમાં જમનાજી ઉછળે,
એવી ન નાથ ! દોરી રાખો રે લોલ;
નાની શી ગોરસીમાં અમૃત હારિયાં;
હળવે ઉપાડી નાથ ! ચાખો રે લોલ,
હળકે હાથે તે નાથ !

## લોકસૂર

શ્રી ઝવેરચંદ મેઘાણી



### સાહિત્ય-દેશે પણ પડઘા પાડી રહેલો સહિયારાપણાનો

**મહાપર્વ**

ગુજરાતમાં આજે મહાપર્વ મંડાયું છે: એ છે Renaissence(રેનેસાં) નું નવ-જાગૃતિનું પુનરુત્થાનનું પર્વ.

નવજાગરણનો આ યુગ બંધનો ત્યજે છે, વિશાલ વિશ્વજીવનના વાયુ પીએ છે, પોતાનું હતું તે જ સાચું ઠરાવવાની જીદ વિસારી દઈ પરના તેમ જ પોતાના જીવન સ્વરો વચ્ચે મેળ ખોજે છે. જીવનને અતિ તેમ જ જેમ આપનારાં બળો, પછી છો ને એ સ્વકીય હો વા પરકીય, પ્રાચીન હો વા નુતન—આ નવજાગૃત પ્રજાને હૃદયદ્વારે વધામણાં પામે છે. અમારાપણાનો અંધ આગ્રહ જગતની જોડે અમારા સહિયારાપણાની નવભાવના પાસે પોતાની હાર કબૂલે છે: શું રાજકારણમાં, શું ધર્મ-જીવનમાં કે શું સમાજમાં, વાણિજ્યમાં, શિક્ષણમાં.

એ સહિયારાપણાનો લોકસૂર સાહિત્ય-દેશે પણ પડઘા પાડી રહેલ છે. અન્ય માનવ પ્રજાઓની અનુભવસામગ્રીની જોડાજોડ આપણે પણ આપણી સામગ્રીને મીંડવી રહ્યા છીએ. નુતન યુગના ચણતરમાં કઈ કઈ આપણી સંપત્તિ કામ લાગશે તેનો સહિયારો નિર્ણય કરીએ છીએ. આપણા સાહિત્યને જગતકસોટીને કસપથ્થરે, જગતતુલાને છાબડે આપણે મૂલવવા માંડ્યું છે. આપણી પાસે શું એવું હતું કે જે બીજાં માનવીઓની કને નહોતું? આ વસ્તુ આપણા અભિમાનની નથી રહી હવે, હવે તો આપણે પરસ્પરનું Common Factor-સમાન તત્ત્વ નિહાળવા તલસીએ છીએ. એનું નામ સંઘજીવનની ઝંખના: વિશ્વબંધુતાનો કોડ.

**સહિયારી સંપત્તિ**

ગુર્જરી કુંજોમાં ગર્જી રહેલા જે રાસ, તે શું આપણું-ગુર્જરો સૌરાષ્ટ્રીઓનું જ અસલ કલાધન? કે અન્ય પ્રજાઓ સાથેની આપણી સહિયારી સંપત્તિ?

રાસ, ગરબા, મરચી, ગોફ, ચોકારા; એટલે કે ગોળકુંડાળે ફરતાં ગવાતાં ને નચાતાં ગીતો: સૌરાષ્ટ્ર-ગુજરાતમાં છે, મારવાડ-રાજસ્થાનમાં છે, કચ્છ-સિંધમાં છે, કુંગીઓમાં અને સંથાલોમાં છે. યુરોપની ફ્રેંક જાતિઓનો એ કલાસંપત્તિ પર દાવો છે.

Ballad (બેલડ) શબ્દની તવારીખ તપાસો. એન્સાઈક્લોપીડીઆ બ્રિટાનિકામાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

"અસલ ફ્રેન્ચ ક્રિયાપદ Baller (to dance) નાચવું પરથી જ રચાયો Ballad શબ્દ. ગોળ કુંડાળે નૃત્ય કરતી મંડળીની ગતિના તાલ સાથે એકતાલ બનીને ગવાતું લોકગીત એટલે 'બેલડ': લોકોએ રચેલું, લોકોને માટે જ રચેલું, અને લોકોની કંઠ-પરંપરાએ ચાલ્યું આવતું એ ગીત એની શૈલી પરત્વે, એના રસ તેમ જ એની ઘટના પરત્વે તો આખા યુરોપના તમામ મુલકોમાં સર્વ-સામાન્ય જ હોય છે."

## હો રસીયાં !

હો રસીયાં ! આવો તો રંગભર્યાં રમીએ,
ઉત્સવીયાં ! આવો તો સ્નેહથી વીહરીએ;
હો રસીયાં ! આવો તો રંગભર્યા રમીએ.
નભને આંગણે રમે ચંદ્ર અને તારલાં !
નક્ષત્ર વાદળીના સંગમાં સોહામણા !
હો રસીયાં ! એવા સુસંગના લ્હાવ ઝીલીએ;
ઉત્સવીયાં ! આવો તો સ્નેહથી વિહરીએ.
વનની વનરાઇ ખીલી, કુંજ વૃક્ષ વેલડી ને
નાની તલાવડીમાં, નાચે હંસબેલડી !
હો રસીયાં ! મનનાં સુમેળ એવા સાધીએ;
ઉત્સવીયાં ! આવો તો સ્નેહથી વીહરીએ.
સંસારે શોભે મોંઘાં માનવ રસીકડાં !
ઉત્સવ આનંદે મ્હોરે મીઠાં મન ઘેલડાં !
નવલ ઉમંગ આજે માણો રસીકડાં :
હો રસીયાં ! આવો તો રંગભર્યાં રમીએ.
ઉત્સવીયાં ! આવો તો સ્નેહથી વિહરીએ.

જગુભાઇ રાવળ

એ જ ગ્રંથમાંથી બીજું એક અવતરણ ટાંકીને પૂરાવો દઇએ:

" ગોવાળિયાએ અને ગોવાલણોએ બીજાં ઘણાં ઘણાં મીઠાં ગીતો ગાયાં, અને એ ગીતોને સ્વર્ગીય સુમિષ્ઠ જમાવટ કર્યા પછી તેઓએ ગોળ કુંડાળે નૃત્ય આરંભ્યું."

**હીર-તાંતણો**

એ તો ઊંડા ભૂતકાળની હકીકત. પણ જાપાનમાં તો તાળીઓ લઈ રમાતો રાસ હજુ જીવે છે. તાજેતરમાં જ જાપાની પાટનગર ટોકીઓની અંદર Harbour festival ઉજવાયો. એમાં રચાયેલા 'મિનાતો-ઓદોરી' 'harbour dance' હૂબહૂ આપણા રાસડાની જ આવૃત્તિ હતો. આમ ગીતો ગાતાં ગાતાં ગોળ કુંડાળે સમૂહ-નૃત્ય તો જગતસહિયારું તત્ત્વ દેખાઈ આવે છે. પછી હરએક લોકસમુદાયે પોતે પોતાની વિશિષ્ટ ખાસિયતો વડે એ નૃત્યને નવા ઘાટમાં ઉતાર્યું તે ભલે કબૂલ રાખીએ. સૌરાષ્ટ્ર-ગુજરાતની રાસપરંપરા રાસેશ્વર શ્રી કૃષ્ણ જેટલી પુરાતન હશે. મીરાં-નરસિંહના ભક્તિનૃત્ય વડે રસાયલી હશે. એના રાસ-કુંડાળાની મધ્યમાં વિરાજતી માંડવી કે એની રાસસુંદરીઓનાં શિર ઉપર મંડાતા તેજ-વર્ષણ ગરબા ( ગર્ભદીપ ) તેમ જ ગંજીપર-જાગ-મંડપો એણે પોતે જ નીપજાવેલાં નિજ કલાઅંગો હશે; એની હથેળીઓના તાળોટા કે એના પગ ઠમકારની લાલિત્યભરી લઢણ કદાચ એના જેટલી કક્ષાએ બીજાં લોકોએ નહિ પહોંચાડી હોય; ગુજરાતણોના અંગ-મરોડ જે રેખાઓ ખેંચે છે તે કદાચ વિરે-

શીઓના ખેલક નૃત્યોમાં હજુ અણુસાધ્યાં રહી ગયાં હશે. તો બીજી બાજુ બીજાઓએ નિરાળાં જ નૃત્ય-તત્ત્વોમાં પોતાનું વિશેષ જોર મૂક્યું હશે. આપણુા દંડીઆરાસ, તો બીજા કોઈના સમશેરનૃત્ય અથવા ભાલાનૃત્ય: આપણુા ઘેરદાર કેડિયા ચણિયા તો બીજાનાં ઝોળદાર 'સ્કર્ટ': આપણાં પુરુષ-છોગલાં ને સુંદરી-સાળુના પાલવો તો બીજાના પતંગ-પાંખ શા દુપટ્ટા: આપણાં અણુવટ-વીછીઆ, તો તેઓના પણ પાય-ઘૂઘરા: આપણાં ગોફગૂંથન, તો તેઓનાં ખંજરી બાજન! આમ પ્રત્યેકની ન્યૂનાધિકતા નજર સામે રાખીએ તો રસની એક જ બીના બાકી રહેશે કે રાસગરબાની નૃત્યપરંપરા વિશ્વ-વ્યાપી છે; એટલે કે માનવજાતિઓને બાંધનાર એક હીર-તાંતણો છે: એક પરમ ધર્મતત્ત્વ છે. કારણુ કે—

"In one sence Folkore is a religious teaching. Latin root Ligare—to Bind, to unite. Folklore binds greatest distances together. Wide distances are spanned by the far reach of folklore's human touch" (એક અર્થમાં તો લોકસાહિત્યને ધાર્મિક શિક્ષણુ જ ગણાવી શકાય. કેમકે 'રિલિજ્યન'નો મૂળ અર્થ સાંકળવું છે. લોકસાહિત્યનું માનવ-તત્ત્વ પણુ દૂર દૂર પડેલી પ્રજાઓને સાંકળે છે.)

**ગ્રીસના ગોચરોમાં**

હું તો રાસગરબાના આવા વિશ્વદર્શનમાં રાચનારો છું. પણુ તો પછી અસલ કોનું સર્જન હશે એ? રાસ-નૃત્ય મૂળ સૌરાષ્ટ્ર-ગુજરાતને કિનારેથી તો પરમુલકમાં નહિ સંચર્યા હોય? આપણુા નાવિકો, વણિકો, ગોપજનો ને સાહસ-વીરો જ શું વિદેશતટો પર એને નહિ ધરી આવ્યા હોય? એ પ્રશ્ન જરૂરનો નથી. આર્ય ગોવા-

## દિવ્ય-બંસરી



કનૈયાએ દિવ્ય બંસી બજાવી,
ડોલે કેવો, ડોલરીયો દીપે કેવો;
ડોલરીયો દીપે કેવો,
થંભી રહ્યાં જમુનાં નીર ત્યાંહી;
કનૈયાએ૦

વ્રજનાર ઘેલી બની બંસરીના તાનમાં
અંબર અવળાં અંગ સજીને
વિહ્વલતા ઉર ભારી.
કનૈયાએ૦

ત્યજી ત્વરાથી પ્રિય બાળ,
કાજળ ચંદ્રક કીધું ભાલ,
વ્યાકુળ મુરલી નાદથી એ સાનભાન ભૂલતી;
કનૈયાએ૦

હર્ષ-હિન્ડોલે ઝૂલાવે,
માધવ સ્મિત કરી રીઝાવે,
દીપક જ્ઞાનનો ઉર જગાવી,
તેજે તરૂણીને તારી.
કનૈયાએ૦

સૌ. દીપકબા દેસાઈ

ળાઓ તો આજથી હજારો વર્ષો પર ગ્રીસ દેશનાં ગૌચરો પર નેસ બાંધી બેઠો હતો ને રાસડે ગરબે ઘૂમતો હતો: ("In the beginning if would appear, the Aryan shepherds who dwelt in the pastoral districts of Greece shared in some humble measure the gift of song which became such a wonderful thing amongst their more highly favoured Kinsmen of Attica"—Edmund Chambers ).

### લોકનૃત્યનો ચેપ

મહત્ત્વની વાત તો એ છે કે આપણે અર્વાચીન ગુજરાતીઓ પૈકી કોણ જાતિ કહી શકશે કે પોતે સોરઠ–ગુજરાતનાં આદિ નિવાસીઓ છે? આપણે ઘણુંખરાં Nomads: ભ્રમણપ્રેમી પશુપાલકોનાં વારસદારો; આપણે તો દૂર દૂરથી ઓતરાદા સીમાડા ઓળંગતાં, રસ્તે પેઢાનપેઢી પડાવ કરતાં, અનેક ધરતી-પટોની રજે રજોટાતાં ને અનેક વનોકુંજોના રસરંગે ભીંજાતાં ભીંજાતાં હજુ હમણાં જ ગુર્જરભોમે ઉતારા પામ્યાં. આપણે સાથે લેતાં આવ્યાં ફક્ત ત્રણ વાનાં: આપણી તેગ, આપણાં ગોધન, આપણાં નૃત્યગીતો. કોણ, ક્યાંથી, કેટલું લાવ્યું તે કહેવું વિકટ છે.

અથવા જગત બધા પર ભ્રમણ કરતાં પેલાં ધંટીઆં, લુવારીઆં, છારાં વગેરે 'જીપ્સી' વણઝારાં તો સ્થળે સ્થળે આ નૃત્ય અને સંગીત નહિ વેરી આવ્યાં હોય? એચ. જી. વેલ્સ એના 'આઉટ લાઇન્સ ઓફ વર્લ્ડ હીસ્ટરી'માં કહે છે:

"Another infection that the Gypsies have carried from land to land is the quality of the folk-music in the countries through which they passed. They have always been the enthusiastic if not very original musicians; everywhere they have carried a popular midnstrelsy giving it a gusto all their own.".

[આ ફામર લોકો દેશદેશોમાં બીજો ચેપ લોકનૃત્યનો લઇ ગયાં. જે જે પ્રદેશોમાંથી એ નીકળ્યાં ત્યાં ત્યાંના નૃત્યગીતની ખાસિયત તેઓએ પકડી લીધી. તે લોકો બહુ સ્વયં-સર્જક નહિ છતાં બહુ ઉમંગી સંગીતજ્ઞાતાઓ હોય છે. ઠેર ઠેર તેઓ લોકભોગ્ય ગીતો કથાઓને ઉપાડી ગયાં, ને એ ગીતોકથાઓને તેઓએ પોતાની ખાસ ઊર્મિનો પાશ ચડાવ્યો.]

### એક જ ખાસિયત

આજે નિહાળશો તો રાસ–ગરબાનું જીવંત નૃત્ય ત્યાં જ સંઘરાયું છે. એ જગ ભમન્તાં ઘંટીઆં જીપ્સીઓના તંબૂઓમાં, ને આપણા કોળીવાડા વાઘરીવાડા કે અંત્યજ વાસોની અંદર.

સત્ય વાત તો એક જ છે કે, રાસ–ગરબો સંઘજીવનની સંપત્તિ છે. જ્યાં જ્યાં સંઘજીવન, ત્યાં ત્યાં વિશિષ્ઠ પ્રકારનાં કલાસાહિત્ય અવશ્ય નીપજે: કથાકારનાં વાર્તા કથન, માણભટોનાં પુરાણ–કવન, ભરથરીનાથોનાં કથાગાન, ભજનમંડળીઓનાં ભજનકીર્તનો તેમ જ સ્ત્રી પુરુષોનાં નૃત્યગીતો. એ નૃત્યગાન કુંડાળે ઘૂમે છે, કેમકે કુંડાળું બની ગયું છે સમૂહજીવનનું Symbol—પ્રતિક. કુંડાળું તો છે કલાની પરિપૂર્ણ ને બલિષ્ઠ રેખા. માનવ-જાતિ જ્યાં જ્યાં નયનો માંડે છે ત્યાં ત્યાં ગોળાકાર ભાળે છે; ગગનમાં ક્ષિતિજરેખા પર, સાગરપાળે કે વૃક્ષરાજિની ઘટાએ ઘટાએ, જળે સ્થળે પુષ્પે પાંદડે, દળે દળે, સર્વત્ર ગોળાકાર curveture વર્તુલ વળાંક: બંકાપણું: મરોડ, જે કહો તે. એટલે જ માનવીઓનાં મન ગોળાકારે મોહ્યાં–કસબમાં, કલામાં, જીવનનું લાલિત્ય ઉચ્ચારનારી હરએક રચનામાં.

તમામ લોકવૃંદોની આ ખાસિયત; માત્ર એકલા ગુજરાતીઓની જ નહિ.

આત્મરક્ષાને કારણે માનવી સંઘજીવનમાં ગૂંથાઇને જીવતો હતો, દેહ શું દેહ બીડીને ખીચોખીચ જીવતો હતો. જાણે પ્રાણ-ધબકાર એના એકસમાન હતા. સુખદુઃખ એનાં સહિયારાં હતાં. જુથમાં જ શ્વાસ લઈ એને જીવવાનું યા મરવાનું હતું.

હર્ષશોકના અવસરો એક. ઉત્સવો ને પર્વો એક, નિસર્ગ પ્રત્યેની દૃષ્ટિ એક, રસ એક, રંગ એક. માટે જ ઊર્મિઓના આંચકા એક સમાન.

ફ્રેન્ચ ભાષામાં જે જીવનતત્ત્વને Elan vital=vitpl urge એવા પ્રયોગ વડે ઉચ્ચારવામાં આવેલ છે તે જીવનની એકતા; લાગણીના ઝંકારની, તલસાટની, તાલાવેલીની એકતા એ હતું સંઘજીવનનું પરમ કૌવત.

**ત્રેવડો સમુચ્ચય**

એવો લોકસમૂહ સંગ્રામ અને શિકારથી થાકતો, ઢોરહાંકણી ને લહાણી કાપણી કરી કરી લોથ થતો, ધંધાકસબના એકધારા જીવનથી કંટાળતો ત્યારે એનાં થીજેલાં અંગો સુખવિરામ Relaxation માગતાં. ઉદ્યમે સાહસે શોભતું જીવન તો સદા કલામાં જ એ સુખવિરામ Relaxation શોધતું હોય છે. સંઘજીવનને સંતોષનારી કલા એટલે એકાદ ગવૈયાની ઝીણી સિતારી ન હોય; એકાદ વારાંગનાનું માર્દવ્યભર્યું નૃત્ય ન હોય.

એને તો જોઈએ છે ગૂકાગૂક અને રેલમછેલ. એકલ વસ્તુથી એ ન સંતોષાય. એને તો જોઇએ નૃત્ય, ગાન તેમ જ વાણીનો ત્રેવડો સમુચ્ચય. એ સમુચ્ચયને એણે રાસગરબામાં નિપજાવી લીધો, ધાર્મિક પર્વમાં બહુરંગીલા લોક મેળાઓમાં, સામાજિક ઉત્સવમાં, સમસરામાં કે ઋતુ પરિવર્તનને અવસરે એ સંઘહૃદય ગડમથલની મીઠી વિસ્મૃતિમાં ડૂબી જઇ આ ત્રેવડી ગૂંથેલી રાસકલાનો કેફ કરી શકતું.*

* 'ધરતીનું ધાવણ: ભા. ૨' માંથી

## આવાહન



રાગ—"મિઠલડાં દૂધ લ્યો."

રમવા આવો રાસ,
અંબા રમવા આવો રાસ.
અંબા રમવા આવો રાસ.

ફરફર, ફરફર ચુંદડી ફરકે (૨)
ફરકે કેશકલાપ....અંબા રમવા....

ચમચમ, ચમચમ ટીલડી ચમકે (૨)
દામણીનો ચમકાર....અંબા રમવા....

ઝમઝમ, ઝમઝમ ઝુમણું ઝળકે (૨)
નથડીનો ઝમકાર....અંબા રમવા....

રૂમઝુમ, રૂમઝુમ ઝાંઝર ઝમકે (૨)
ઘુઘરીનો ઘમકાર....અંબા રમવા....

તાકધીન, તાકધીન ઢોલક વાગે (૨)
તાલમૃદંગનો નાદ....અંબા રમવા....

દ્વારે દ્વારે તોરણ ઝુલે (૨)
ઝુલે ફૂલડાં અપાર....અંબા રમવા....

મહેકે, મહેકે કસ્તુરી ચંદન (૨)
મહેકે ગુગળ....ધૂપ....અંબા રમવા....

નવલાંદિન નવરાત્રી આવ્યાં (૨)
આનંદ મંગલ થાય....અંબા રમવા....

રમવા આવો રાસ અંબા રમવા આવો રાસ

કુ. કિશોરી અંતાણી

બહેનોની જીભે રમતી બોટાદકરની



# રાસ-તરંગિણી

લેખક
શ્રી. સવાઈલાલ ઈ. પંડયા

*

રાસ એ ગુજરાતનું અમૂલું ગીત ધન છે.

" સ્થાપી સ્વરાજ્ય, વ્રજમંડળ વિસ્મરીને,
જ્યાં સ્વાન્તની કરી ચિરસ્થિતિ વાસુદેવે"

એ સૌરાષ્ટ્રમાં રાસેશ્વર શ્રી કૃષ્ણને ખેંચી લાવનારાં કારણોમાં ઊઘડતી રાત્રિમાં ચાંદની ઢળતાં ચોકોમાં ઊભરાતા રમણીઓના રાસોલ્લાસો પ્રધાનસ્થાને હશે એમ માનવાનું મન થઇ આવે છે. ઘણા જૂના સમયથી વૈવિધ્યભર્યાં ગીતોના અમીવર્ષણથી ગુજરાતી નારીની ભાવનાવાટિકા પ્રફુલ્લિત બનેલી છે એ નિર્વિવાદ બિના છે. બોટાદકર સત્પ્રણયના કવિ છે. નારીસહજ કોમળ લલિત ભાવોથી આંદોલિત થનારું એમનું ચિત્તતંત્ર હતું. આર્યજીવનના મંગળ અંશો ઊંડા અનુરાગથી આલેખાયેલા એમનાં સર્જનોમાં પડ્યા છે. એટલે રાસ રમતી સુંદરી એમની દૃષ્ટિ બહાર રહી હોય એમ કેમ બને? મનોહર રંગોમાં રંગાયેલી સૌરાષ્ટ્રસુંદરી આપણાં નેત્રો સામે પડેલી આમ લાવવામાં આવી છેઃ-

" રસપૂરિત રાસ વિષે રમતી,
દઈ તાલ પરિક્રમથી ફરતી;
રસગાન વડે જગ રેલવતી,
કલકંઠ થકી કંકુમો ભરતી."

ગ્રામયુવતીઓ મેળામાં જાય છે. ઉત્સવના પ્રસંગોએ બાળગોપાળને સાથે લઈને જ જવાનું હોય ને! એટલે શિશુઓ સાથે છે. દૈનિક વ્યવહારનો થકવનારો બોજો એક દિવસ માટે નીચે મૂકી દઈને મુક્ત વિહરતી નારીના પ્રમોદનો એક ક્રમ કવિએ આમ આલેખ્યો છેઃ-

" રચે રમણી મંડળ કૈં રાસ,
ત્યજી ગૃહકાર્યતણો સૌ ત્રાસ;
મધ્યમાં બેસાડી નિજ બાળ,
દેહનો કરતી દુર્ગ વિશાળ,
બાળમુકુન્દતણા પરિક્રમણે ગોપવધૂ શી માય!
ક્ષણ ક્ષણ વ્હાલાં વદન વિલોકી, કૈંક રસે રેલાય
હસ્ત ચરણેથી દેતી તાલ,
ગજાવે વિસ્મિત વ્યોમ વિશાળ."

સુંદર વસુધાપરે વિસ્તરેલા જીવન માટેનો કવિનો પ્રેમ, સદા મંગળમયી નારી તરફની નિર્વ્યાજ ભક્તિ અને શિશુઓ તરફ નીતરી રહેલી વત્સલતા ઉપરની પંક્તિઓમાં દેખાઈ આવે છે.

વિવિધસ્વરૂપે સંસારને અજવાળતી ઊભેલી નારીને અપૂર્વ પૂજ્ય બુદ્ધિથી સન્માનના બોટાદકરને નીરખતાં એમની કારણનિરપેક્ષ પ્રણયોપાસના માટે આપણો એમની તરફ અનાયાસે અહોભાવ પ્રકટે છે. પારણે બાળને ઝુલાવતી જનની એના બાળના વદનમાં શું જુએ છે!

" કૃષ્ણમુખ કમળશા હસિત સુતવદનમાં,
વિસ્મિતા નંદ ગૃહિણી સમાણી,
કોટિ બ્રહ્માંડને, કોટિ શશિ સૂર્યને,
કોટિ દૈવત્યને રહી નિહાળી."

પતિપ્રણયના વર્ષણ થકી કે બીજા કોઇ ઉરથકી યત્નથી ઊતરી નહિ જાય એવા ગૃહિણીના કરોડો આભારોનું ઋણ કેડવા આગ્રહ સેવતા કવિ કામના કરે છે કે,

"પુનર્જન્મે પૂર્ણ ગૃહિણી બની તારા હૃદયને
ઉમંગે આરાધું નવલ રસથી નિત્ય તુજને."

પ્રણયિની વિશે ગાતાં અતિકથનથી ન થાકવાનો કવિસંપ્રદાય છે એમ વાંચનારને લાગે તો બહેન વિષે પણ એવાં જ સ્નેહની ઉષ્મા-ભરેલાં વચનો બોટાદકરની કવિતામાં નજરે પડે છે.

"પણ એ અલૌકિક એક અંતર,
એ છવિ રસઘેલડી,
નહિ નહિ મળે નરલોકમાં
એ જગતજુદી બેનડી;
એ ઉમળકા અંતરતણા,
એ આશીષો અણુચિંતવી
નહિ ક્યાંય નિરખી નયનથી એ ભાવભર
ભાગીરથી."

દામોદરે બહેનને પાવનકારી ગંગા કહી છે તો ગૃહમાં મંગળ પ્રસંગ આવતાં સંકોચાતી વિધવાબહેનને અનેરાં આશ્વાસન વચનોથી સન્માની સમારંભમાં ભાગ લેવા આવકારી છે. કવિના વિધવાબહેન ગોદાવરી તેમની હયાતિ દરમિયાન કવિની સાથે જ રહ્યાં હતાં અને ભાઈ તરફ અસાધારણ સ્નેહભક્તિ ધરાવતાં હતાં. તેમને ઉદ્દેશીને શૈવલિનીનું શકુન નામનું કાવ્ય લખાયેલું છે. એ કાવ્યમાં કવિ કહે છેઃ—

"તારા સમાન અહિં કોણ પવિત્ર બીજું?
મારૂં અહર્નિશ સુમંગળ ઇચ્છનારૂં!
આંદોલનો અમળ આ ઉરનાં અમૂલાં,
ક્યાં જોઉં ભવ્ય તમ ભાવથકી ભરેલાં."

'દુહિતા ભલી ન એક' એવી કહેવત ધરાવનાર સમાજનો એક કવિ દીકરી માટે હૃદયનો અપૂર્વ દ્રવવાળો ખૂણો રાખનાર નીકળ્યો છે અને કહી ગયો છે કે—

"પીયૂષ પ્રાણુને પાતી, કર્કશત્વ નિવારતી,
સ્નેહસ્રોત સદા વ્હેતી, દુહિતા દિવ્ય નિર્ઝરી."

પોતાની છંદબદ્ધ કવિતાઓમાં, આમ વિવિધસ્વરૂપે સમાજનું ધારણકાર્ય કરી રહેલી નારીને કવિએ એના પ્રકૃતિસિદ્ધ ગૌરવભર્યા

## ફૂલડાં ગમે



સાંજના પહોર મને ફૂલડાં ગમે,
હો મને ફૂલડાં ગમે;
સાંધ્યના સુમાર મને ચૂંટવા ગમે,
હો મને ચૂંટવા ગમે.
અનિલ આ વહે ધીમંત,
શાંત આ છે સાન્ધ્યરંગ,
પંખીઓ ધીમે ઉડંત,
સોડવા ગમે,
હો મને સોડવા ગમે.
પુષ્પના નમણાં રંગ,
આંખને આપે આનંદ,
પ્રેમમાં ન પાડે ભંગ,
હસ્તને ગમે;
હો મારા હસ્તને ગમે.
આવને ઓ બાગબાન,
પુષ્પમાં જડે છે ગાન,
થાય મને કાવ્યભાન,
હાસ્ય ના ગમે,
હો એના હાસ્ય ના ગમે.
સાંજના પહોર મને ફૂલડાં ગમે,
હો મને ફૂલડાં ગમે.

ધીરજલાલ ગજ્જર

સ્થાને સ્થાપિત કરી છે.

રાસતરંગિણીનું પ્રકટ થવું એ કોઇકને લાગ્યો છે એવો અકસ્માત નહોતો અને હોય તો વ્યવસ્થિત અકસ્માત હતો. શાસ્ત્રાભ્યાસનો વર્ષોમાં પુષ્ટ થયેલી કવિની કાવ્યસરિતા લોકવ્યવહારના દર્શનની શરદમાં આછરતી જતી હતી તે રાસતરંગિણીની પ્રસન્નતામાં પરિણમી.

વિવિધ અનુભવોના ઊંચાનીચા પ્રદેશો વટાવી ગયેલું કવિનાં જીવનનાં વર્ષોનું વહેન શિક્ષક તરીકેના વ્યવસાયના સપાટ પ્રદેશમાં સામાન્ય ગતિથી વહી રહ્યું હતું. વૈષ્ણવ મહારાજ સાથેનો વસવાટ, વેપાર અને ખેતીદ્વારા દ્રવ્યોપાર્જનના પ્રયત્નો, ઉત્તર હિંદુસ્તાનમાં પગપાળા મુસાફરી વગેરે જીવન ઉપર ઊંડી અસર કરે એવા અનુભવો બોટાદકરને થઈ ચૂક્યા હતા. કવિની આસપાસ ભાવનાશાળી યુવાનમિત્રોનું એક મંડળ એકત્ર થયું હતું અને તેમણે પોતે પણ બીજી મહત્ત્વાકાંક્ષાઓને મર્યાદામાં લાવીને આજીવિકા માટે શિક્ષકના ધંધા તરફ અને આંતરિક સંતોષ માટે સાહિત્યસેવા તરફ પોતાનું લક્ષ્ય કેન્દ્રિત કર્યું હતું.

ગરીબાઈથી વિકંપિત થયા સિવાય એ સ્થિતિમાં મળી શકતાં સુખો તરફ કવિ દૃષ્ટિ રાખી રહ્યા હતા. સમઢિયાળાના નિવાસ દરમિયાન તેમના પાડોશીઓ તરીકે ભરવાડોનાં ખોરડાંઓ હતાં અને સામે જ આવ્યો હતો ભંગીવાસ. શાંત રાત્રિઓમાં, બોટાદકરની લોકસાહિત્ય તરફની સ્વાભાવિક અભિરુચિને અંત્યજ સ્ત્રીઓના રાસડાઓએ પુષ્ટિ આપી હતી. પરિણામે મિત્રોએ એક આશ્ચર્યકારક બનાવ સાંભળ્યો. શૈવલિનીમાં સંગ્રહાયેલાં કાવ્યોની રચનાની સાથેસાથ રાસરચનાની સરવાણી ફૂટી અને મિત્રો અને પ્રશંસકોની તાત્કાલિક સંમતિ લૂંટી ગઇ. કૌતુકવતી વાર્તા અને કસ્તૂરીની સુવાસ આપોઆપ ફેલાઈ જાય છે એમ રાસતરંગિણીના પ્રકટવાથી કવિની કીર્તિની સીમા આપોઆપ વિસ્તરી. અત્યાર સુધી તેમણે પોતાની કાવ્યરચનાથી વિદ્વાનોને પરિતોષ આપ્યો હતો, આ નવી રચનાથી તેમણે જનતાજનાર્દનની પ્રીતિ પણ સંપાદિત કરી લીધી.

સંસારના વગડાઓમાં અપૂર્વ સદાગ્રહથી દીર્ઘ પ્રવાસો ખેડીને કવિના મનોમધુકરે કાંટાઓને ઉવેખીને કેવળ પુષ્પોમાંથી મધુર રસ ખેંચીને પોતાના અંતર્ગત રસાયનની મદદ વડે મીઠું મધ રચ્યું છે, અને એ પરમ સ્વાદુ ઔષધ સમાજદેહની પુષ્ટિ માટે સમર્પી દીધું છે. સાસુવહુ, નણંદભોજાઈ, દેરાણીજેઠાણી ઇત્યાદિ યુગલો વચ્ચે સમાજમાં જોવામાં આવતી કટુતાથી કવિ અજ્ઞાત નથી. પરંતુ પોતાની કલ્યાણકારી ભાવનાશાળી કલ્પનાશક્તિના સફળ વિનિયોગથી કાવ્યસુધા નિપજાવીને એના સિંચનથી સાંસારિક કડવાશ શમાવવાનો સદાગ્રહ એમણે સેવ્યો છે. એ પરિપોષક અમૃતવર્ષણથી નવપલ્લવિત થઇ ઊઠેલું ગુર્જર રસિકોનું ઉદ્યાન આશાભરી મીટ માંડી રહ્યું હતું કે એ કવિમેઘમાંથી કેટલીયે રાસવર્ષાઓ હજી વરસે અને દેવને માટે માળા ગૂંથી શકાય એવાં સ્નેહકુસુમોથી સમાજના સુનિર્મિત મંડપોને સુપુષ્પિત કરે. દેવને જાણે કે એ ન રુચ્યું. બોટાદકરે રાસતરંગિણી રચી એ પોતાની જીવનસંધ્યાએ. એની મનોહર સુરાવલિ હજી ગુર્જર કાનોમાં ગુંજી રહી હતી. આ અજબ ગાયક કોણ અને ક્યાંથી આવ્યો એમ રસોત્સુક વૃંદ પૂછી રહ્યું હતું ત્યાં તો રંગભૂમિ ઉપર કાળનો છેવટનો પડદો પડી ગયો અને ગાયક તેની પાછળ વિલીન થયો. છતાં એનાં ગીતના પડઘાઓ ગુર્જર સુંદરીઓનાં ગરવાં ગળાંમાં હજી અમર છે.

સમાજ સેવામાં ઓતપ્રોત થયેલાં
અખંડ બાળબ્રહ્મચારિણી

# ડૉ. કાશીબાઈ નવરંગે

જે જમાનામાં સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણની આપણા પ્રાંતમાં માત્ર શરૂઆત જ થઈ હતી તે સમયમાં સદ્‌ગત કાશીબાઈ નવરંગેનો જન્મ થયેલો. તેમના પિતા શ્રી. વાસુદેવ નવરંગે મુંબઈ પ્રાર્થના સમાજના આદ્ય સ્થાપકોમાંના એક હતા. તેમના પવિત્ર, સાત્ત્વિક અને ધર્મપરાયણ જીવનની છાપ કાશીબાઈ પર નાનપણથી પડી હતી. સને ૧૮૭૮ના ઑક્ટોબરની ૨૫મી તારીખે કાશીબાઇનો જન્મ થયો. શ્રી. વાસુદેવ નવરંગે સામાજિક સુધારામાં પણ આગેવાન હતા અને પોતાના જ જીવનમાં પોતાના ઉદાર વિચાર અમલમાં મૂકી તેમણે વિધવા સાથે લગ્ન કર્યું હતું. જે જમાનામાંઆ લગ્ન થયું હતું તે જમાનામાં એવાં પગલાં પ્રત્યે સમાજના તીવ્ર વિરોધનો સાચો ખ્યાલ અત્યારના જમાનાનાં સ્ત્રીપુરુષોને આવવો મુશ્કેલ છે. વાસુદેવરાવને તેમના આ હિંમતભર્યાં પગલાં માટે સમાજ તરફથી અત્યંત કષ્ટ વેઠવું પડેલું.

કાશીબાઇનો હાઇસ્કૂલનો અભ્યાસ પૂનાની હુઝુર્સ હાઇસ્કૂલમાં થયો હતો. પોતાની કન્યાને બને તેટલું ઉચ્ચ શિક્ષણ આપવાના હેતુથી તેમને પિતાએ મુંબાઈમાં વિલ્સન કૉલેજમાં દાખલ કર્યાં. એ સમયે હિન્દુ સમાજમાંથી ભાગ્યે જ એકબે વિદ્યાર્થિનીઓ કૉલેજમાં શિક્ષણ લેતી હતી. વિલ્સન કૉલેજમાંથી કાશીબાઈ સને ૧૯૦૧માં બી. એ. થયાં. મુંબાઇ પ્રાંતમાં એમની અગાઉ માત્ર બે કે ત્રણ વિદ્યાર્થીનીઓ બી. એ. થઈ હતી. આપણે અહીં ગુજરાતમાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ થનાર શ્રી. વિદ્યાબ્હેન અને શ્રી. શારદાબ્હેનની સાથે જ કાશીબાઇ બી. એ. માં પાસ થયાં હતાં. બી. એ. થયા પછી કાશીબાઈ મેડીકલ કૉલેજમાં દાખલ થયાં અને ૧૯૦૬માં એલ. એમ. એન્ડ એસ. થયાં. એમના પિતા સને ૧૯૦૭માં સ્વર્ગવાસી થયા તે અગાઉ થોડા જ માસ પૂર્વે કાશીબાઇએ ડાક્ટરી ધંધો મુંબાઇમાં ભુલેશ્વરમાં શરૂ કર્યો. પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપવાની પોતાની ઇચ્છા સફળ થયેલી જોઈ એ પવિત્ર આત્માએ આલોકની યાત્રા સમાપ્ત કરી.

ડૉક્ટર તરીકે કાશીબાઇએ સારી ખ્યાતિ મેળવી, અને થોડાં વર્ષો સુધી હિંદુ સ્ત્રી ડૉક્ટરોની સંખ્યા બહુ જુજ હોવાને કારણે તેમની પ્રેક્ટિસ પણ ઘણી સારી ચાલી એટલે ધનપ્રાપ્તિ પણ એમને ઘણી સારી થઈ. કાશીબાઇ હિન્દુ સ્ત્રીઓમાં મુંબાઇ પ્રાંતમાં પ્રથમ જ ડબલ ગ્રેજ્યુએટ હતાં. એમનું ડાક્ટરી જ્ઞાન ઉચ્ચ કોટિનું હતું, પરંતુ એમના ધંધામાં એમને ખાસ સફળતા એમના ધીરગંભીર સ્વભાવ, કાળજીભરેલી તપાસ, દરદી માટે હૃદયની લાગણી, નિર્લોભી મનોવૃત્તિ, દુઃખીઓ માટે સમભાવ, શાન્ત સ્વભાવ, સેવાભાવ અને નિખાલસ તથા મળતાવડા સ્વભાવને લીધે મળી હતી.

પોતાના ધંધા ઉપરાંત કાશીબાઇ અનેક જાહેર સામાજિક કેળવણી અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં જોડાયલાં હતાં. મુંબાઇ મ્યુનિસિપાલિટીની સ્કૂલ કમિટીનાં અને યુનિવર્સિટીની સેનેટનાં તેઓ કેટલાક સમય સુધી સભ્ય હતાં. આર્ય મહિલા સમાજનાં પ્રમુખ અને સંચાલક હોઇ મુંબાઇમાં વિદ્યાર્થિનીઓ માટેના છાત્રાલયનાં તેઓ વર્ષો સુધી વ્યવસ્થાપક હતાં. હાલ એ છાત્રાલય મુંબાઇ લેબર્નમ રોડ ઉપર આવેલું છે. જુવેનાઇલ કોર્ટના મેજીસ્ટ્રેટ, સ્ત્રીગ્રેજ્યુએટ મંડળના સ્થાપક ને સંચાલક, ભારતીય નિરાશ્રિત સહાયકારી કમિટીનાં સભ્ય, સોસ્યલ સર્વિસ લીગ અને

## દૂધવાળી



દૂધવાળી દૂધવાળી....
રણારણુ દૂધવાળી રે.
ઓઢે છે ઓઢણુ રૂપાળી
રણારણુ દૂધવાળી રે.
રોજ સવારમાં એ વ્હેલી ઉઠીને
ગોરી તે ગાયનાં દૂધ દોહીને
માથે લે તાંબડી ઉપાડી
રણારણુ દૂધવાળી રે.
આવીને પોળમાં ટહુકે કોયલડી
'લેજો રે દૂધ'તણાં શબ્દે રસીકડી
નિંદર દે મારી ભગાડી
રણારણુ દૂધવાળી રે.
સ્વાદે તે દૂધ જાણે અમૃત શું મીઠડું
દીસે સદાય એનું મલકંતુ મુખડું
ચાલે છે ચાલ લટકાળી
રણારણુ દૂધવાળી રે.
ઓઢે છે ઓઢણી રૂપાળી
રણારણુ દૂધવાળી રે.

ગંગાશંકર લલ્લુરામ પંડયા

સેવાસદનની કમિટીનાં સભ્ય, મુંબાઇ ઇલાકાના સોસ્યલ રિફોર્મ એસોસીએશનની વ્યવસ્થાપક કમિટીનાં સભ્ય, મુંબાઇ પ્રાર્થના સમાજનાં ૧૯૩૧ થી ૧૯૪૩ સુધી પ્રમુખ, પંઢરપુર અનાથ બાલિકાશ્રમનાં વ્યવસ્થાપક, નવરંગે ઓર્ફનેજનાં સંચાલક, વિલાયતમાં ભરાયલી ફેલોશિપ ઓફ રિલિજિયનની સભામાં એ હિન્દનાં એક પ્રતિનિધિ તરીકે અને રામમોહન હાઇસ્કૂલની કાર્યવાહક કમિટીના સભ્ય તરીકે તેમણે મુંબઈ શહેરની વિવિધપ્રકારે સેવા બજાવી છે. મુંબાઇ પ્રાર્થના સમાજની વેદી ઉપરથી ઊંડા ભક્તિભાવ, ઉદાર ધર્મવૃત્તિ, ધર્મપરાયણતા અને ઉત્કટ શ્રદ્ધા પ્રત્યક્ષ કરનારાં એમનાં વ્યાખ્યાનો સાંભળવાનો આ લેખકને લાભ મળ્યો છે.

ડૉ. કાશીબાઇ આજન્મ કુમારિકા હતાં, પરન્તુ પ્રત્યેક નારીનાં હૃદયમાં ઊંડાણમાં રહેલો વાત્સલ્યભાવ બાલાશ્રમનાં નિરાશ્રિત બાળકો પ્રત્યે તેમનામાં સ્પષ્ટ પ્રકટ થયેલો જોવામાં આવતો હતો. નિરાશ્રિત બાલાશ્રમનાં બાળકો એમને 'મા' કહી સંબોધતાં, ત્યારે તેમનાં મુખ ઉપરનું વાત્સલ્ય અલૌકિક જણાતું.

૧૯૪૩થી કાશીબાઇ પોતાના ધંધામાંથી નિવૃત્ત થયાં હતાં અને દાદરમાં એક નાનું મકાન બાંધી ત્યાં પોતાનો સમય ધાર્મિક વાચનમાં ગાળતાં હતાં. દાદરમાં તેમણે નાના પાયા ઉપર પ્રાર્થના સમાજની સ્થાપના કરી હતી અને એ રીતે એક નાની મંડળીમાં ભજનો તથા વ્યાખ્યાનો દ્વારા શુદ્ધ ધર્મની ભાવના જાગ્રત રાખવામાં એ સહાયભૂત બન્યાં હતાં.

તા. ૨૧મી ઓગસ્ટ ૧૯૪૬ ને બુધવારે સાંજે પોણા આઠ વાગે ૬૮ વર્ષની ઉંમરે આ ધર્મપરાયણ સાત્ત્વિક અને સેવાભાવી તથા પરોપકારી સન્નારીનો પવિત્ર આત્મા આલોકની યાત્રા સંપૂર્ણ કરી અનંતતામાં લીન થયો.

—ગo

## ગયે મહિને કલકત્તામાં

# અશાંતિ

*

પોસ્ટ અને તાર ખાતાંની વડા નિયામક સમક્ષ રજૂ થયેલા સત્તાવાર અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે કલકત્તામાં ઓગસ્ટ તા. ૧૬ થી તા. ૨૩ સુધી ચાલેલાં રમખાણુમાં કલકત્તા વિસ્તારની ટેલીફોન સંસ્થાના એક સભ્ય કુમારી નીરા મુખીઆની આપવીતીની ખાસ નોંધ લેવામાં આવી છે. ઓગસ્ટ ૧૬ મીને શુક્રવારે તે બરા બઝાર એક્સચેન્જ પર પોતાની ફરજ પર જતી હતી ત્યારે તેની પાછળ એક ટોળું ધસી આવ્યું. એક રીક્ષાવાળાએ પોતાના અંગ ઉપર સઘળા પ્રહારો ઝીલી લઇને તેણીને મૃત્યુના મુખમાંથી ઉગારી લીધી. રીક્ષાવાળાને ટોળાંએ ત્યારબાદ મારી નાખ્યો હતો. કુમારી નીરા મુખીઆ લોકોના બંધ દરવાજા ઉપર ચઢીને મકાનની અંદરના સુરક્ષિત ભાગમાં પહોંચી ગઇ. ૧૭ મીની સવારે તેને ઘેર પહોંચાડવામાં આવી પણ બીજે દિવસે ફરીવાર ફરજ ઉપર હાજર થઇ હતી.

ટેલીફોન સર્વીસના ૧૨ સભ્યોને ઇજા પહોંચી છે જેમાં ૪ યુવાન છોકરીઓ હતી. કુ. જામન્ત વિશ્વાસ અને કુ. એચ. પારતુનને ટોળાઓએ જ્યારે તેમના ઘર ઉપર હલ્લો કર્યો હતો ત્યારે, જખમી કરવામાં આવેલ હતાં.

ટેલીફોન સંસ્થાના જે નોકરોએ હાજરી આપીને વ્યવહાર ચાલુ રાખવાના અથાગ પ્રયત્નો કર્યો હતાં તેમાં નવ જેટલી સ્ત્રીઓની (નિયામિકાઓ અને નિરીક્ષિકાઓ) તેઓએ હુલ્લડ દરમ્યિાન બજાવેલી "પ્રશંસાયુક્ત ફરજ" માટે નોંધ લેવામાં આવી છે.

સૌથી વધુ રમખાણુવાળો વિસ્તાર બરા બઝાર હતો. વચ્ચે જ બરાબઝાર એક્ષચેન્જનું મકાન આવેલું છે. તેની આસપાસ શેરીઓમાં દુર્ગંધ મારતાં મુડદાંઓના ઢગ પડેલા હતા. ટેલીફોન-તરૂણીઓના કાન ઉપર કાળજું ચીરી નાખે એવી કીકીઆરીઓ અને પોલીસ મદદના રક્ષણુની માગણીઓ આવીને અથડાતી હતી.

શનિવારે પાંચેક તરૂણીઓ જ્યારે ફરજ ઉપર હાજર થઇ ત્યારે તેમણે તેમના મહોલ્લાઓમાં ખેલાતા તાંડવનું બ્યાન રજૂ કર્યું હતું. મોટા ભાગની તરૂણીઓએ શુક્રવાર આખો દિવસ અને શનિવાર પહેલાંની આખી રાત્રી ટેલીફોન ઉપર બેસીને કામ સંભાળ્યું હતું. અને વારે વારે સ્વીચ બોર્ડ ઉપર તેઓ મુર્છા પામી ઢળી પડતી હતી. ત્યાં ફરજ પર રહેલી સ્ત્રીઓને પોલીસના રક્ષણ હેઠળ ઘેર પહોંચાડવામાં આવી હતી.

ઓગસ્ટની ૧૯ મી તારીખે બપોર પછી બરા બઝાર એક્સચેન્જ ઉપર લશ્કરી પહેરો ગોઠવી દેવામાં આવ્યો હતો. કામ પર આવતી તરૂણીઓને આખે રસ્તે વેરાયેલાં અનેક કોહી ગયેલા મુડદાંઓ વટાવીને ચાલવું પડયું હતું. તેમને સમજાવવામાં આવેલું હતું કે તેઓએ આંખો મીચી દઇને અને નાક બંધ કરીને ચાલવું તથા રસ્તે તે જે કંઇ જુએ તે વિષે કંઇ પણ બોલવું નહિ.

*

કલકત્તામાં રમખાણુ દરમ્યાન થએલા અત્યાચારોની વધુ વિગતો પ્રકાશમાં આવવા પામી છે. સેન્ટ્રલ કલકત્તામાં પોતાના મકાનમાં જે બન્યું હતું તેનો અહેવાલ આપતા એક ૧૬ વર્ષની ઊગરી ગયેલી બાળાએ જણાવ્યું હતું કે અમારા કુટુંબમાં ૩૫ માણસોમાંથી ૨૧ માણસો ઠાર થયા છે. કેટલાક ગુંડાઓએ અમારા મકાનને લુંટયા પછી મુખ્ય દરવાજાને ભાંગી નાખ્યો હતો. બે સ્ત્રીઓને ઠાર કરી હતી અને તેઓના શરીર પરથી બધા દાગીના

ઉતારી લીધા હતા, પણ પાછળથી ઘરના પુરુષોએ તેઓને હાંકી કાંઢયા હતા. બીજે દિવસે સવારે ૧૦૦ ગુંડાઓની એક ટુકડીએ ફરીને અમારા ઘર ઉપર હુમલો કર્યો. તેઓએ શરૂઆતમાં પહેલાં ભોંયતળિયા પરના ઓરડામાંથી કપડાં અને વાસણો લુંટયાં અને ત્યારબાદ લાઠીઓ અને ખંજરોનો ઉપયોગ કરતા તેઓ ઉપર ચઢયા. ઘરના કેટલાક માણસોને ઠાર કરવામાં આવ્યા અને બીજા કેટલાકને બહાર રસ્તા પર ઢસડીને ફેંકી દેવામાં કે પછી કદાચ મારી નાખવામાં આવ્યા. ઘરના એક માણસે અંધારાનો લાભ લઈને વરસાદના પાણી જવાની નળી વાટે ઊતરીને પોલીસ મથકે પહોંચી મદદની માંગણી કરી પણ કોઈ મદદ મળી નહિ. મારા સહિત બે સ્ત્રીઓને સહેજ ઈજા થવા પામી હતી. અમો શબોની વચ્ચે બેભાન બનીને પડી હતી. સવાર પડી તે પહેલાં બધાં શબોને ગુંડાઓ હાથગાડીમાં ઉઠાવી ગયા અને સરક્યુલર રોડ પર હમલો કર્યો. હું શબો વચ્ચેથી બહાર નીકળી ગઈ અને પોલીસ ટુકડી પાસે જઈ પહોંચી. શબોમાંથી બે બીજી સ્ત્રીઓને પણ ઉગારી લેવામાં આવી. તેઓને હોસ્પીટલમાં દાખલ કરવામાં આવી. ૩૫ માણસના કુટુમ્બમાંથી ૯ જણ જ ઊગરી શક્યાં છીએ; આમાં પણ કેટલાકને ઇજાઓ થએલી છે.

કોલુતોલા વિસ્તારમાં ઓગસ્ટની ૧૭ મીએ સંખ્યાબંધ ગુંડાઓ એક ઘરના છાપરા પર ચઢયા અને બીજા માળની બારી તોડીને લોઅર ચિતપુર રોડ પર પાસેના ઘરમાં દાખલ થયા. ઘરના મુખ્ય માણસોએ ગુંડાઓને હાથ જોડીને આજીજી કરી કે મારા અને મારા કુટુમ્બના માણસોનાં જાન ન લેશો. એમનું કુટુમ્બ આ સ્થાનમાં ૧૦૦ વર્ષથી રહેતું હતું અને એના બદલામાં તોફાનીઓ જે કાંઇ માગે તે આપવાની ઇચ્છા બતાવી હતી. પણ ગુંડાઓએ એનાં આંગળાં કાપી નાંખ્યા, અને માથામાં લોખંડી સળીઓ મારીને એને જમીન પર પટકાવી દીધો. તેઓએ એની આસપાસ વીંટાઇને એના આખા શરીરમાં ખંજર હુલાવી દીધાં.

દરમિયાન બીજી ટોળકી જે નીચે ગઈ હતી, તેણે એક નોકર અને રસોઈયાને ઠાર કર્યો; બીજા બે માણસો જે આગલે જ દિવસે ઘરમાં આવ્યા હતા તેમને પણ ઠાર કરવામાં આવ્યાં. દરમ્યાન વિશાળ અને બેફામ પ્રમાણમાં લુંટબાજી ચાલુ રહી. આ કરપીણતાઓ થતી હતી ત્યારે એક ગૃહપત્ની પોતાના સાત બાળકો સાથે એક ઓરડામાં હતી. તે બહાર આવી અને તેણે ગુંડાઓને આજીજી કરી કે ઘરના માણસોની જિંદગી ન લો. એના બદલામાં તેની પાસે જે કાંઇ પૈસા અને ઘરેણાં સહિત બીજી મતા હતી તે આપવા જણાવ્યું. પણ ઝાંડાતુર બનેલા ટોળાં પર એની કાંઇ અસર ન થઇ. ગુંડાઓએ એક આઠ વર્ષની બાળાને ખુંચવી લીધી અને એના ઉપર અમાનુષી ઘાતકીપણું વર્તાવ્યું. એના શરીરમાં સંખ્યાબંધ ઠેકાણે ખંજરો હુલાવી દેવામાં આવ્યા અને લોહીથી 'તરબોળ' હાલતમાં મુકીને ચાલતા થયા. તુરત બે ગુરખા સૈનિકો ત્યાંથી પસાર થતા હતા તેઓની મદદથી બાકીના ઉગરેલાઓએ લાલ બઝાર પોલીસ મથકમાં આશરો લીધો.

એક દાખલામાં એમ બન્યું કે મુસ્લીમ ગુંડાઓની એક ટુકડી ત્રણ હિંદુ છોકરીઓને સાવ નગ્ન કરી, તેમના પર અત્યાચાર અને બળાત્કાર ગુજારી લગભગ મૃતઃપ્રાય સ્થિતિમાં મેડીકલ કોલેજની હોસ્પીટલના ગર્ભદ્વાર આગળ લાવ્યા. આ શરીરોને લઇ જવાનું દાક્તરોને પડકારી તે ટુકડી ચાલી ગઇ. શરીરમાં હજી પ્રાણ હતો એટલે એક દાક્તરે આ દેહ સત્વર મેળવવા માટે પોલીસની સહાયતા સારુ લાલ બઝાર પોલીસ-સ્ટેશને ફોન કર્યો. સામો સવાલ પૂછાયો: "આ દેહ દાક્તરોના સ્હેજાણ.

આગળ પડયા છે કે બીજે કાંઇ ?" શબ ત્યાં તો નહોતાં જ. એટલે જવાબ મળ્યો કે કશું નહિ થઇ શકે. અને જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે હું કહું છું કે આ સમયે વડા પ્રધાન મી. સુહરાવર્દી આ પોલીસ સ્ટેશને હાજર હતા અને આ ઉત્તર તેમના કહેવાથી અપાયો હતો.

*

કલકત્તાના રમખાણમાં અલીપુરના સેશન્સ જજ શ્રી. મણીન્દ્રનાથ બેનરજી જ્યારે રમરમખાણને દિવસે પોતાના મકાનની બહાર નીકળ્યા ત્યારે એક છોકરો તેમને વળગી પડયો અને ગુંડાઓથી બચાવવા તેમને વિનંતી કરી. શ્રી. બેનરજીએ આ છોકરાને બચાવી લીધો પણ ગુંડાઓએ તેમના પેટમાં એક અણીદાર ભાલો ઘોંચી દીધો તેથી તેઓ મરણ પામ્યા. મરતી વખતે છેલ્લો સંદેશો આપતાં તેમણે જણાવ્યું હતું કે મારા દેશબાંધવો માટે આ કોમી રમખાણ છેલ્લું જ હજો !

*

કલકત્તાના રમખાણની બીજી બાજુના પરસ્પર કોમના ભાઇચારાના અનેક પ્રસંગોમાં નીચેનો પ્રસંગ યાદગાર છે. મુસ્લિમ લત્તામાં રહેતા એક હિંદુ કુટુંબ ઉપર જ્યારે ગુંડાઓએ ધસારો કર્યો ત્યારે કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ પડદાનો ત્યાગ કરીને ઘરની બહાર ધસી આવીને ટોળાંને કહેવા લાગી કે એમનો વાળ વાંકો કરતાં પહેલાં અમને મારી નાંખીને પછી જ આગળ જજો. ટોળાંને આખરે તેમની માંગણી આગળ નમવું પડયું. એક હિંદુ લત્તામાં રહેતા મુસલમાન કુટુંબના ૨૫ માણસોનો હિંદુઓએ જાન બચાવ્યાનો દાખલો પણ નોંધાયો છે.

કલકત્તાના રમખાણ દરમિયાન જેમ મુસ્લિમ લત્તામાં મુસલમાનોએ હિંદુઓને રક્ષણ આપ્યું હતું તેમ હિંદુઓએ પણ મોટી સંખ્યામાં મુસ્લિમોને આશ્રય આપ્યો હતો. પાછળથી પોલિસોએ હજારો મુસ્લિમોને સુરક્ષિત રીતે હિંદુઓનાં મકાનોમાંથી બહાર આણ્યા હતા. હિંદુઓએ પોતાના જાનમાલના જોખમે પણ જાણીતા અને અજાણ્યા મુસ્લિમોને મકાનોમાં રાખ્યા હતા. એક હિંદુભાઇએ તો એક મુસ્લિમને સહીસલામત પોલિસથાણા પર મૂકી આવવાનું સાહસ કર્યું હતું, પરંતુ પાછા આવતાં કરફ્યુ નિયમનો ભંગ થવાથી, તેમના પર ગોળીબાર થયેલો, છતાં ઇશ્વરે ગોળીથી તેને બચાવી લીધો.

×

વિવેકાનંદ રોડ ઉપર આવેલી મુસ્લિમ વિદ્યાર્થિનીઓની યુનિવર્સિટી હોસ્ટેલમાંથી મુસ્લિમ છોકરીઓને અત્યાચારમાંથી હિંદુઓએ જ બચાવી લીધી હતી, અને આમ કરવા જતાં એક હિંદુ સખત રીતે ઘાયલ થયો હતો.

એક નજરે જોનારે નરી અમાનુષી કથા રજૂ કરી છે. એણે જણાવ્યું છે કે ઉત્તર કલકત્તામાં એક વસવાટને આગ લગાડી. એ પછી ધુમાડાની ગુંગળામણ થતાં પ્રથમ છોકરાંઓ બહાર દોડી આવ્યા, એક પછી એક એ છોકરાંઓને ઉંચકીને એ જ્વાળામાં હોમવામાં આવ્યાં. આ બાદ મોટેરાંઓ હાથ જોડી આજીજી કરતાં બહાર આવ્યા અને એ બધાને લાઠી વડે ફટકારવામાં આવ્યા અને આગમાં ધકેલી દેવામાં આવ્યા. એક સ્ત્રી છટકી ગઇ; તેને બીજી કોમના એક સભ્ય તરફથી રક્ષણ અપાયું.

## ગાંધીજી સાથે



# પ્રશ્નોતરી

એક ભાઇ કામળમાં લખે છેઃ—"તમે હરિજન કોમના ઉદ્ધારને માટે તમારાથી થાય તેટલો બધો પ્રયત્ન કરો છો. અને તેટલા ખાતર તમારો કિંમતી વખત હરિજનવાસમાં ગાળો છો, એ બહુ જાણીતી વાત છે. પણ હું તમને ખાતરીથી જણાવું છું કે, હરિજન કોમની હજારો દેવદાસી સ્ત્રીઓ અને કન્યાઓ મુંબઇ અને પૂનામાં વેશ્યાઓ તરીકે જીવે છે. આવું શા માટે હોય? એ બધી બહેનો હલકી નાતની છે અને તેમને નૈતિક અધઃપતનને માર્ગે દોરી જવામાં આવે છે એટલા જ ખાતર સમાજ તેમનો અનાદર કરે છે અને નામોશી ભર્યું વેશ્યાજીવન ગાળવું પડે છે?

આ એક મહત્વનો અને તાકીદે ધ્યાન આપવા જેવો સવાલ છે. એમ કહેવામાં હું વાજબી નથી? મદુરામાં અને મદ્રાસમાં ઇન્ડીયન પીનલકોડ એટલે હિંદના ફોજદારી કાયદા મુજબ મદ્રાસ સરકારે કર્યું છે તેમ મુંબઇ પ્રાંતમાં આ ગેરકાયદે રૂઢીને અટકાવી ન શકાય?"

ગાંધીજી તેનો જવાબ આપે છેઃ—

"દેવમંદિરો અથવા બીજાં ધામોમાં ચાલતી દેવદાસીઓ રાખવાની રૂઢિમાં રહેલી નામોશીને વિષે આજ પહેલાં મેં અનેક પ્રસંગોએ લખેલું છે. 'વેશ્યા' શબ્દ સામાન્યપણે હલકા ચરિત્રની સ્ત્રીને માટે વપરાય છે. પણ જે પુરૂષોનું ચરિત્ર હલકું છે અને જેઓ વ્યભિચાર કરે છે, તે પણ જે સ્ત્રીઓને ઘણાખરા દાખલામાં પેટિયું મેળવવાને ખાતર પોતાનું શરીર વેચવું પડે છે, તેમનાથી વધારે નહિ, તો તેમના જેટલા જ 'વેશ્યા' નામે ઓળખાવાને પાત્ર છે. આ અનિષ્ટ રૂઢિને ગેરકાયદે જાહેર કરવી જોઇએ. પણ એને અંગે કાયદાની મદદ અમુક હદથી વધારે કામ નહિ આપે. કાયદો હોવા છતાં આ બદી બધા દેશોમાં ચોરીછૂપીથી ચાલ્યા કરે છે. જાહેર જનતાનો સબળ અભિપ્રાય જેમ કાયદાને અવરોધે છે તેમ તેને સહાય પણ કરી શકે."

*

એક બહેન લખે છે:—

"માબાપ આગ્રહ રાખે છે, એમની દીકરીએ કાં તો પરણી જવું અથવા તેમનું ઘર છોડી દેવું. એ સંજોગોમાં પરણવા ખુશી ન હોય તે કન્યાએ શું કરવું? પોતાની રોજી કમાઇ શકે, એવી કેળવણી તેને ન આપવામાં આવી હોય, તો તે કોને આશરે જાઇને પડે?"

ગાંધીજી લખે છે:—

"આ સવાલ વાંચીને દુઃખ થાય છે. પોતાની દીકરીઓને પરણવાની ફરજ પાડવામાં માબાપો તદ્દન ખોટું કરે છે. વળી પોતાની રોજી કમાવા જેટલી કેળવણી તેમને નથી આપતાં, તે પણ ખોટું છે. દીકરી પરણવાની ના પાડે તેટલા ખાતર તેને ઘર બહાર કાઢી મૂકવાનો કોઇ માબાપને અધિકાર નથી. આવાં ઘાતકી માબાપો બહુ ઓછાં હશે, એવી આશા રાખીએ. આવી મુંઝવણમાં આવી પડેલી કન્યાને મારી સલાહ છે કે, હાથે થઇ શકતી કોઇ પણ પ્રકારની મજુરીને, ઠેઠ ભંગીકામ સુધીની મજુરીને પણ તેણે પોતાની આબરૂને હાનિ કરનારૂં હલકું કામ ન માનવું. પોતાના રક્ષણને માટે સ્ત્રીઓ પુરૂષોનો આધાર શા માટે લે? પ્રાચીન કાળમાં દ્રૌપદીએ રાખ્યો હતો, તેમ તેમણે કેવળ પોતાની શક્તિ અને ચારિત્ર્યની શુદ્ધતા પર અને ઇશ્વર ઉપર જ આધાર રાખવો."

*

# ન્યાયની અદાલતમાં



દક્ષિણના એક બ્રાહ્મણને પોતાની બ્રાહ્મણ પત્નીથી ત્રણ પુત્રો થયા હતા. પણ એ બ્રાહ્મણને એક શૂદ્ર સ્ત્રી સાથે સંબંધ થયો હતો ને એની સાથે એણે લગ્ન સુદ્ધાં કરી લીધેલું એમ કહેવાય છે. એ લગ્નથી એને એક પુત્ર પણ થયેલો. તે પછી એ બ્રાહ્મણ મરી જતાં પેલી શૂદ્ર વિધવા અને તેના પુત્રે પેલી બ્રાહ્મણ વિધવા અને તેના પુત્રો સામે દાવો માંડ્યો, પોતાના પતિની મિલકતમાંથી ભરણપોષણ જેટલું મેળવવા વાસ્તે, ન્યાયમૂર્તિ સોમૈયાએ આ સંબંધમાં એવો ચુકાદો આપ્યો છે કે, એકવાર માનો કે બ્રાહ્મણે એ શૂદ્રા સાથે ખરેખર લગ્ન કરેલું; તથાપિ કાયદાની દૃષ્ટિએ એ પ્રકારનું લગ્ન ખરાબ છે અને અમાન્ય છે, કેમકે યુગો થયાં આ પ્રકારનાં લગ્નોનો ચાલ નીકળી ગયો છે. વળી એ શિષ્ટાચારની વિરુદ્ધ છે અને પુરાણોએ પણ આ પ્રકારનાં લગ્નોને કલિયુગ માટે સર્વથા નિષિદ્ધ ઠરાવીને પોતાની સ્પષ્ટ અસંમતિ દર્શાવી છે.

*

રાત્રે આઠ વાગ્યાને સુમારે એક શખ્સ ઘરમાં પ્રવેશીને પારકાની પરણેતરની કરેલી સતામણીને લગતો એક કીસ્સો થોડા વખત ઉપર મુંબઈની કોર્ટમાં રજુ થયો હતો. તે વેળા વલાયતખાન જલાલખાન નામના શખ્સને ઉપલા ગુનાસર ઊભો કરવામાં આવ્યો હતો. લેમીંગ્ટન પોલીસના જણાવ્યા મુજબ આરોપી ફરિયાદી સ્ત્રીના મકાનમાં ઘુસ્યો હતો. અને તેણીને બહાર ખેંચી લાવીને છત્રીવતી માર માર્યો હતો. તે વેળા ફરિયાદી સ્ત્રીનો ધણી ઘરમાં નહોતો. ફરિયાદી આરોપીને ઓળખતી નથી. તે કહે છે કે, આરોપીએ તેણીના ધણી સંબંધી પૂછપરછ કરી હતી. અને તેણી તે સંબંધી જવાબ આપીને બારણું બંધ કરવા જતી હતી ત્યારે બારણાંને ધકો મારીને તે અંદર ઘુસી ગયો હતો. આરોપીએ ફરિયાદીને માર મારીને તેની સતામણી કરી હતી, એટલામાં મજકુર મકાનનો એક ભાડુત ત્યાં આવી પહોંચતાં તેણે ફરિયાદીને બચાવી હતી.

કોર્ટે આરોપીને ચૌદ દિવસ પોલીસનાં તાબામાં રાખવાનો હુકમ કર્યો હતો.

*

લંડનમાં કલારકનવેલ પોલીસ કોર્ટમાં આઇરીન રોમીલ નામની અંગ્રેજ છોકરીએ તેના ધણી મહમદ ગુલામ સામે પોતાના અને એ બાળકોના ભરણપોષણ માટે એક દાવો માંડયો હતો.

મીસ રોમીલ ઈંગ્લેંડમાં પતની ખાતે આવેલી એક મસ્જિદમાં ૧૯૩૬માં પરણી હતી. અને ગયા ઓક્ટોબર લગી તે તેના ધણી સાથે રહેતી હતી. પછીથી માલમ પડયું હતું કે આ મસ્જિદ રજીસ્ટર થયેલી ન હોવાથી ત્યાં થયેલાં લગ્ન કાયદેસરના ગણાય નહિ.

મહમદ ગુલામે બાળકોનો પીતા હોવાની બીના કબુલી હતી અને તેઓને પોષણ આપવા ખુશી દેખાડી હતી, પણ તેનાં લગ્ન કાયદેસરનાં ન હોવાથી તે હવે બીજી વાર પરણ્યો હતો.

*

મુંબઈના એક મરાઠી પત્રમાં 'પ્રુફ રીડરનું' કામ કરતા પદમાકર કેશવ ચાચર નામના એક સખ્શને સોળ વર્ષની વયની તેની નવવધૂના ચારિત્ર્ય પર શંકા આવતાં, તેણે તેની પત્નીના શરીર પર છરીના બાર જખમ કર્યા હતા ને પાછળથી તે પોલીસને શરણે થયો હતો. છોકરીની હાલત હોસ્પીટલમાં ગંભીર છે.

# કેટલાક સાચા કિસ્સાઓ

*

દાસરા તાલુકાના સંઘપાત ગામે રોગચાળાથી દસેક જેટલાં ઢોર મરી જવા પામેલાં, આથી ગામના હરિજનોએ ટૂંચકો કર્યાના વહેમે સ્થાન લીધું. પરિણામે ગામના સોથી બસો માણસોનાં ટોળાંએ હરિજનવાસ ઉપર લાકડીઓ વગેરે હથિયાર લઈ હુમલો કર્યો. એક બિમાર અને વૃદ્ધ હરિજન બાઈ મોંઘી જે બીકને લીધે કોઠીમાં સંતાઈ ગઈ હતી તેને બહાર ખેંચી કાઢીને લીમડે બાંધવામાં આવી, અને પછી કેરોસીન છાંટી એના મોં અને બીજાં અંગો પર સળગતાં છાણાં ચાંપવામાં આવ્યાં. વળી લખી નામની બાઈને પણ માર મારવામાં આવ્યો. આ હુમલા અંગે જવાબદાર વ્યક્તિઓ સામે કેસ કરવામાં આવ્યો છે.

*

લાહોરના ફીરોઝપુર વિસ્તારમાં રાત્રિના સમયે એક ભૂત ફરે છે એ અફવાથી સ્ત્રી વર્ગમાં ખળભળાટ પેદા થવા પામ્યો છે. આ ભૂત રાત્રે સ્ત્રીઓને ગભરાવતાં ભારે બૂમરાણ મચતું અને લોકો ભેગા થતાં, પણ ભૂત જોવામાં આવતું નહિ. કેટલાક એમ માને છે કે તે વ્યક્તિ ભૂત છે જ્યારે કેટલાક તેને બંગાળી જાદુગર માને છે. પોલિસે આ અંગે એક લશ્કરી માણસની ધરપકડ કરી છે પણ હજી સુધી ગભરાયેલા માણસો આ માણસને ઓળખી શક્યા નથી.

*

અમદાવાદ જીલ્લાના ધૂમાઈ ગામમાં ભૂખથી પાગલ બની જઈને એક માણસે પોતાની પત્નીનું ખૂન કરી નાખ્યાનું કહેવાય છે.

એમ કહેવાય છે કે, આ માણસ કેટલાક દિવસોથી તેની પત્ની અને બે બાળકો સાથે ભુખમરાની સ્થિતિમાં દિવસ ગુજારી રહ્યો હતો. એકદા ગમે તેમ કરીને તેણે આણેલા લોટમાંથી તેની પત્નીએ બનાવેલી ત્રણ 'ચપાટીઓ'માંથી બે તેણીએ તેનાં બે ભુખ્યાં બાળકોને આપી અને ક્ષુધાનું દુઃખ સહન ન થતાં, એક તે પોતે ખાઈ ગઈ, ત્યારે સ્થિતિ છેક છેલ્લે પાટલે પહોંચી ગઈ.

મજૂરી પરથી પુરૂષ પાછો ફર્યો અને તેને પોતાની ભૂખ સંતોષવા કશું ન મળતાં મિજાજ ખોઈ બેઠો. ક્રોધથી ગાંડાતૂર થએલા પુરૂષે પત્નીને લાત મારી અને કહે છે કે, એ જોરદાર લાતથી તેની પત્નીના રામ રમી ગયા.

*

વર્ધાના રાજારામ પાટીલની છોકરી મંજુબાઈને તેની માસી અંજનીબાઈને ત્યાંથી કરીમુદ્દીન અને જેમુદ્દીન ઈંદોર ઉપાડી ગયા. તેઓ જુમામસ્જીદની ઓરડીમાં પાંચેક દિવસ રહ્યાં. કરીમુદ્દીન મંજુ સાથે નીકા પઢવા ઇચ્છતો હતો તેનો તે છોકરીએ વિરોધ કર્યો. તેથી તેના ઉપર છુરીને ઘા કરવામાં આવ્યો. લાગ જોઈ મંજુ ભાગી છૂટી અને ઈંદોર સ્ટેશને પહોંચી. ત્યાંથી એક રીટાયર્ડ રેલ્વે કલાર્કે તેને ઇંદોરના અબળાશ્રમમાં પહોંચાડી છે.

*

બર્મીંગહામમાં રહેતા એક ૩૫ વર્ષના હિંદી મુસ્લીમ મી. ગુલામુદ્દીનને ૨૫ વર્ષની પોતાની યુરોપિયન પત્નીનું ખૂન કરવાના તહોમત હેઠળ પોલિસપહેરામાં લેવામાં આવ્યો છે એમ કહેવાય છે કે, શનિવારે બપોરે જ્યારે પોલીસ તેને ઘેર આવી પહોંચી ત્યારે તેની પત્ની ડોરીસનું માથું ધડથી લગભગ જુદું પડેલી દશામાં પડેલું હતું. ઉત્તર ઇંગ્લાંડના કેટલાંક ગામોમાં વધુ તપાસ કરવાની જરૂર પડે તેમ હોવાથી છુપી પોલીસની માંગણીથી કેસની સુનાવણી મુલતવી રખાઈ છે..

# સૌરભ





સુરતના ચંદ્રમુખલાલ અતિસુખલાલ વીમાવાળા તથા તેમનાં પત્ની શ્રી પુષ્પા હરિપુરા ગુજ્જર ફળિયાની સોમનાથ મહાદેવની શેરીમાં સોમેશ્વર છગનલાલને ઘેર રહેવા માટે ગયાં હતાં, અને ત્યાં સામાન મૂકયો હતો. પરંતુ પાછળથી વિશ્વાસઘાત કરી સોમેશ્વરે તેમને અટકાયત કરતાં મેજીસ્ટ્રેટે ધણી-ધણીઆણીને ગુનેગાર ઠેરવી દરેકનો ૫૦ રૂપિયાનો દંડ કર્યો.

*

સુરતના સીટી મેજીસ્ટ્રેટની અદાલતમાં ત્રીસ વર્ષની જડી નામની એક ગોલણ યુવતીના પ્રેમનો કિસ્સો રજુ થયો હતો. આ યુવતી પરિણીત છે અને તેનો આગલો પતિ હયાત છે, છતાં તે કોઇ બીજા યુવક સાથે પ્રેમમાં પડી હતી અને તેની સાથે રહેવા ઇચ્છતી હતી. યુવતીને કોર્ટમાં રજુ કરવામાં આવતાં મેજીસ્ટ્રેટે તેનું નિવેદન લીધું હતું અને તે સગીર ન હોવાથી તેની ઇચ્છા મુજબ તેને બીજા મનપસંદ યુવક સાથે રહેવા જવાની રજા આપવામાં આવી હતી.

*

'બ્રિટનમાં વીશ વર્ષ નીચેની ઉંમરે પરણનારી દશ છોકરીઓમાંથી ચાર તેમના લગ્નના દિવસે ગર્ભવતી હોય છે'—એ પ્રમાણે 'મેરેજ ગાઇડન્સ કાઉન્સીલ'ના ડૉ. મેસ જણાવે છે અને તે કહે છે કે 'કદાચ યુદ્ધ દરમિયાન સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોના ઉપયોગને લઇને, એના ટકા ઓછા થયા હોય.' —રેયઝ વીકલી

લગ્ન વિષેની મૂળ ભાવનોમાં ફરક થતો જવાથી સાથે આપોઆપ કેવાં સ્થૂલ પરિણામો એમાંથી ફુટતાં જાય છે એનો એક દાખલો આ ગણાય. સંસ્કૃતિ અને શિક્ષણ સારાંશે જે કહે છે તે એ જ કે, મનુષ્યમાં અંતર્ગત જે પશુભાવ તેને પાળીને મનુષ્યભાવ તરફ લેવા મથે છે. સંસ્કૃતિ તેના પરંપરા જોરથી મુગ્ધ અસર કરે છે, પણ તે કરે જ છે અને અચૂક. શિક્ષણ જ્ઞાનપૂર્વક તે ઉપર કામ કરે છે. સમાજના આ બે પ્રબળ સાધનો જે વાપરે છે અને ઘડે છે તેઓને આવી હકીકતો, પવનની દિશા કઇ તરફ છે, તે બતાવી શકે.

એ લેખક કહેતો નથી કે, બ્રિટનના ગોરા સમાજને આ કેવું લાગે છે; પણ દેખીતું જ છે કે, તેને કાંઇયે માઠું તો લાગે જ છે. હિંદમાં લોકોને આ કેવું લાગે એ કહેવાની જરૂર નથી.

*

બાલી ટાપુનો ડચ રાજકારભારી **કારેલ બોટર હોવન** જાપાનીઓએ તે ટાપુ લીધો એટલે કેદ પકડાયેલો, તે હમણાં છૂટયો છે. તેણે આ વાત કહીઃ

'જાપાની લશ્કરે બાલી કબજે કર્યું કે તેનો પહેલો સરકારી હુકમ એવી માગણીનો હતો કે, સેંકડો કુંવારી યુવતીઓ લશ્કરને માટે કરી દેવામાં આવે. બાલીનો વતની રાજા **અનાક અંગુગે** લાગલો જ હુકમ બહાર પાડયો કે, ટાપુ ઉપર જેટલાં કુંવારા યુવક યુવતીઓ હોય તે બધાં એક ઝપાટે પરણી લે.'

હેવાલ કહે છે કે આ યુક્તિએ કામ કર્યું. શું કરશે એ વિષે કશું જેમને વિષે ન કહી શકાય, એવા વિચિત્ર જાપાનીઓએ બાલીની આમ પરણેલી વધુઓના ઓચિંતા કાલને પજવ્યો નહિ. —રોયઝ વીકલી

આપણે ત્યાં રજપૂતકાળમાં બાળલગ્નો ખૂબ થવા લાગ્યાં તેમાં આવું જ કંઈક કારણ ઇતિહાસકારો આપે છે. ઉપરની વાત ખરી હોય તો, જાપાનીઓ સ્ત્રીપુરુષ સંબંધમાં સાવ પશુ જેવા છે એમ ચીતરાય છે, તે સાવ સાચું નથી. રાવણની રાક્ષસી સંસ્કૃતિમાં પણ સ્ત્રીનું હરણ થઇ શકતું, છતાં તે સ્ત્રી પરણવા ન ઇચ્છતી હોય તો એક વર્ષ બાદ બળાત્કારે પરણી શકાય એવો નિયમ હતો ને? 'શિક્ષણ અને સાહિત્ય'માંથી

*

એક દિવસ એક સર્જનને ત્યાં ચિકિત્સા માટે આવેલી એક સ્ત્રીને જોતાં જણાયું કે તેના નાકની નીચેનો અને હોઠની ઉપરનો ભાગ એકદમ કાળો હતો. તેના પર હજામતના એક બે દિવસ પછી દેખાય તેવા કડક વાળ સ્પષ્ટપણે જોઇ શકાતા હતા. ખરું જોતાં મૂછવાળી સ્ત્રીઓ આશ્ચર્યની વસ્તુ નથી કારણ કે ગોરા હોઠ પર કાળી રૂંવાટીથી મૂછો જેવું લાગે છે. પણ સ્ત્રીઓને દાઢી પણ હોય છે તે વાતમાં કોઇ જલદી વિશ્વાસ નહિ મૂકે. એકાદ બે વાળ નહિ પણ આખી દાઢી પર એક એક આંગળ લાંબા વાળવાળી સ્ત્રી પણ નથી હોતી તેમ નહિ.

આવી દાઢીવાળી સ્ત્રીઓનું સૌથી પ્રસિદ્ધ અને પ્રાચીન ઉદાહરણ 'રોસિની માર્ગરેટ મુલર'નું છે. તેને ખૂબ ગીચ દાઢી અને મૂછો હતી. તેનું મરણ ૧૭૩૨માં ડ્રેસડેનની એક હોસ્પિટલમાં થયું. બર્નોમ નામના એક સુપ્રસિદ્ધ સરકસવાળાના સ્ટાફમાં પણ એક આવી સ્ત્રી હતી. તેને પણ મોટી દાઢી અને મૂછ હતાં.

'વાયસ હસેન' નામની એક ફ્રેંચ સ્ત્રીને ખૂબ ગાઢા વાળ, કાળી કાળી દાઢી અને લાંબી મૂછો હતી. તેનો જન્મ જિનેવામાં ૧૮૩૪માં થયો હતો. બારમા ચાર્લ્સની સેનામાં એક એવી સ્ત્રી હોવાનું કહેવાય છે કે જેને દોઢ ગજ લાંબી દાઢી હતી. પલ્ટોવાનો યુદ્ધમાં તે કેદ પકડાઇ હતી અને ૧૫૨૪માં ઝારને ભેટરૂપે આપવામાં આવી હતી.

સંત પોલા નામની એક સ્પેનિશ સાધ્વીના સંબંધમાં કહેવાય છે કે તેને દાઢી હતી. કહેવાય છે કે એકવાર કોઇએ તેના પર બળાત્કારનો પ્રયત્ન કરતાં તે નાસીને ક્રોસ પાસે ગઈ અને પ્રાર્થના કરી જેથી અકસ્માત તેને દાઢી-મૂછ ઊગી આવ્યાં અને તે પોતાની જાતને છૂપાવી નાસી શકી. આવી જ કથા કેટલીક અંગ્રેજ સાધ્વી સંબંધમાં કહેવાય છે.

એક અમેરિકન સ્ત્રી શ્રીમતી ટેલરને વૃદ્ધાવસ્થામાં લાંબી દાઢી ઊગી નીકળી હતી. ડોક્ટર હેરિસલિસ્ટને ૨ જી જુન ૧૮૯૪ના બ્રિટિશ મેડિકલ જર્નલમાં દાઢીવાળી સ્ત્રીઓની વાત લખી છે. આ ત્રણે સ્ત્રીઓ માંડી હતી. જર્નલ ઓફ મેંટલ સાયંસના જુલાઇ ૧૮૮૬નાં અંકમાં પણ એક દાઢીવાળી સ્ત્રીનો ઉલ્લેખ જોવા મળે છે. —'ભારતી'

*

'નેશનલ હેરલ્ડ' માં 'કંદાલેસો' એ તખલ્લુસથી નીચેનું લખાણ છેઃ—

દરેક ગુરુવાર એ લખનૌના ભરચક રાજમાર્ગના ચોકમાં સૌન્દર્યપ્રદર્શન તરીકે ઓળખાવાતા મિથ્યાભિમાન અને લંપટતાના પ્રદર્શનનો દિવસ છે. એ દિવસે લખનૌની વારાંગનાઓનું સઘળા આડંબરો સાથેનું સરઘસ નીકળે છે. મોખરે વાજિંત્રો, વચ્ચે નૃત્ય અને પાછળ પ્રશંસકોનું મોટું ટોળું હોય છે. પતિત બહેનોને ભરબજારમાં આખું સરઘસ કાઢવા દેવામાં આવે છે એ જ જાહેર પ્રજાની

શિષ્ટતા કે તેનો અભાવ તેમ જ સામાન્ય સભ્ય જીવન ટકાવી રાખવા માટે જવાબદાર સત્તાધીશોની બેપરવાઈ બતાવી આપે છે.

સરઘસ જેવા સોનાચાંદી બજારમાંથી ધસી આવતા દલાલો અને વાણીઆઓ ઘરોના ઝરૂખા અને છાપરાં પર જમા થતી નરનારીઓની હલકટ કુતૂહલવૃત્તિ, ટાંગાવાળાઓ અને દુકાનદારોની ટગર ટગર મંડાઈ રહેલી મીટ વગેરેનું દ્રશ્ય-ગુસ્સો ઉપજાવનારું હોય છે. ઇસુના ૧૯૪૬ના વર્ષમાં એવો કોઈ નથી કે જે પાટનગરના સૌથી વધુ ધ્રુમાલવાળા વિસ્તારમાં દુર્ગુણોનો ધંધાદારી પ્રચાર કરવાનાં આવા હલકટ પ્રદર્શન અટકાવી શકે?

*

પંજાબ પ્રાન્તિક મુસ્લીમ લીગના પ્રમુખ ખાન ઇફ્તીઆર હુસેને એક અપીલ બહાર પાડીને મુસ્લિમ મહિલાઓને પ્રાથમિક સારવારનું શિક્ષણ લેવાનું જણાવ્યું છે. તેઓ કહે છે કે તમારે લડતમાં ઊતરવાનું નથી પરંતુ તમારે લડાઈમાં ઘાયલ થયેલાઓની સારવાર માટે તૈયાર થવું જોઇએ.

*

સ્ત્રીસમાનતાના પ્રચાર માટેના આંતરરાષ્ટ્રિય પહેલા પક્ષના યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનિધિ શ્રીમતી આઇરીસ રોજર્સ આજે લંડનમાં આવી પહોંચ્યાં છે. પેરિસમાં મળતી શાંતિપરિષદમાં સ્ત્રીઓને સ્થાન આપવાની માંગણી કરવાનો એમનો હેતુ છે. પ્રજાએ પ્રજાની મહિલાઓનું શાંતિપરિષદમાં સ્થાન હોવું જોઇએ એવું એમનું મંતવ્ય છે. પુરૂષ જેટલો જ મતાધિકાર સ્ત્રીને ત્યાં મળે અને જગતના ભાવિમાં એટલો જ અવાજ મહિલાનો રહે જેટલો પુરૂષનો રહેવાનો છે, એવી એમની માંગણી છે. લંડનના નિવાસ દરમિયાન શ્રીમતી રોજર્સ ભારતસચિવનાં પત્ની અને પહેલાં મહાયુદ્ધ પહેલાંના સ્ત્રીસ્વાતંત્ર્ય આંદોલનનાં પ્રમુખ અગ્રણી લેડી પેથીક લોરેન્સને મળશે.

*

બિલાડીના બચ્ચાનો જેટલા કદનું અત્યાર સુધીની માહિતી પ્રમાણે નાનામાં નાનું એક માનવબાળક ન્યુયોર્ક સ્ટેટના ન્યુ રોશેલમાં ગુરૂવારે રાતના અવતર્યું છે. હજુ તે જીવે છે. તબીબી ઇતિહાસમાં જન્મ બાદ આટલા નાના કદનું બાળક જીવતું રહ્યાનો આ પહેલો કિસ્સો હોવાનું સાવચેતીપૂર્વક કહેવામાં આવે છે.

બે મહિનાના આ વહેલા અવતરેલા બાળકની માતાની સુવાવડ કરનાર સર્જનો જણાવે છે કે, તેનું વજન એક રતલનું જ છે, જો કે તેનું વજન કરી શકાયું નથી. તરત જ તેને ગરમ રાખવાના કામળામાં મૂકવામાં આવ્યું હતું.

બાળકની માતા ૨૩ વર્ષની છે, પિતા તેથી સહેજ મોટા છે. બધી રીતે તે સાધારણ બાળકના જેવું જ છે અને તે જીવશે તેવી ધારણા છે.

*

નોકરી કરી પગાર મેળવી કમાણી કરતી કુંવારી કન્યાઓ પોતાની કમાણીનો મોટો ભાગ વસ્ત્રાલંકાર, ખોટા મોજશોખ તેમ જ કપડાંની સજાવટ ઇત્યાદિ પાછળ ખર્ચે છે. પોતાની કમાણીનો સ્ત્રીઓ ખોટા ખર્ચાઓમાં દુરૂપયોગ કરે છે. તેમાંના અલ્પશેષ પોતાના ઘરમાં આપવામાં આવે છે. તેમને તેમના આગેવાનો કે વડા અધિકારી કે ઉપરી તરફથી લાડ લડાવવામાં આવે છે. તેમના તરફ મીઠી નજરે જોવાય છે. તેમનાં તરફ પુરૂષનોકરો કરતાં રહેમ દૃષ્ટિ વધારે રખાય છે. કેટલીક વખત તેમના પ્રત્યે ખોટા સન્માનનો અભિનય પણ કરવામાં આવે છે. તેમ બંગાળપક્ષે ક્વચિત તેમને દમનગીરી પણ મૂંગે મોઢે સહેવી પડે છે. તેમના પ્રત્યે દાબ પણ દાખવામાં આવે છે. તેમની એક જ માત્ર મુખ્યત્વે મુરાદ હોય છે, અને તે તેમના વડાઓ કે ઉપરી સાથે લગ્ન કરવાની; પરંતુ તે હિન્દુઓના ગુંચવાડા

ભર્યો છૂટાછેડાના કાયદાના પરિણામે અશક્ય બને છે.

પોતે સ્વતંત્રપણે કમાણી કરતી હોવાથી તે તુમાખી રાખી, મગરૂબીભરી અને સ્વેચ્છાચારી બની સ્વચ્છંદપણે પોતાના ઘરમાં વર્તે છે.

"Air–I"ના રાક્ષસી હાથે સંસારવાડીમાંની ખીલતી ગુલાબ કળીસમી કેટલીક કુંવારી કન્યાઓને ઉખેડી નાંખવામાં આવે છે!

આવી યુવતીઓને માટે સાચું સ્થાન તો પતિની સહચરી–પત્ની બનીને ગૃહિણી થવાને માટે હતું. તેઓ પોતાના યૌવનસૌંદર્યથી બીજાના મોજશોખનું સાધન બનવા કે બીજાને ખુશ કરવા જન્મી નથી. પરંતુ તેઓ પોતાના રાષ્ટ્રની ગૌરવશાળી માતાઓ બનવાને જ જન્મી છે.

કન્યાઓએ પણ યૌવન ખીલતાં લગ્ન ગ્રંથિથી જોડાવું જ ઇષ્ટ છે. અને તેમણે વિલાસ ધન પ્રાપ્ત કરવા વેદી પર પોતાના અમૂલ્ય યૌવનને હોમી દેવું જોઇએ નહિ. તેમના શિરે સદાને માટે તલવાર લટકતી જ હોય છે. જો તેઓ નોકરી કરે તો તેમણે નોકરી છોડી દેવી પડે છે. આમ છતાં એમ સાબિત થઇ ચૂક્યું છે કે જો પરણેલી નારી પોતાના ગરીબ ઘરને પોષવા ને પોતાના પતિને આર્થિક મદદ આપવા નોકરી કરે તો અવશ્ય ગૃહ ઉન્નતિ કરી શકે. 'ટાટા બુલેટીનમાં'થી

*

વીસ–પચીસ વર્ષની ઉંમર વટાવી ગયેલી અમેરિકન છોકરીઓ સમક્ષ પરણવા અંગેની મોટી સમસ્યા ખડી થઇ છે. તેમની પરણવા માટેની યોગ્ય વય યુદ્ધકાળ દરમ્યાન વીતી ગઇ છે અને જેમની સાથે લગ્નનું નક્કી કરેલું તેવા યુવાનો દેશમાં પાછા ફરીને કાંતો એ છોકરીઓની વધારે જુવાન બહેનો સાથે પરણી જાય છે, કાંતો તેઓ મુદ્દલ પરણતા જ નથી. વીસ–પચીસની વય વટાવી ગયેલી આવી લાખો છોકરીઓ કાંઈ લગ્ન કર્યા વગર રહેતી હોય તેવું નથી, પરંતુ બીજી લાખો છોકરીઓને અપરિણીત જ રહેવું પડશે. પેન્સીલ્વેનિયા સ્ટેટ કોલેજના લગ્નો અંગે સલાહ આપનારા મંડળના ડીરેક્ટર ડૉ. ક્લીફર્ડ એડમ્સ જણાવે છે કે સમાજશાસ્ત્રીઓના અંદાજ મુજબ ૨૦ થી ૩૫ વર્ષની વચ્ચેની આશરે ૪૦ લાખ અમેરિકન સ્ત્રીઓને અપરિણીત રહેવું પડશે.

તેમની આ દશા માટે ઘણે અંશે યુદ્ધની જવાબદારી છે. પહેલા વિશ્વયુદ્ધ કરતાં બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકનોની ખુવારી લગભગ છ-ગણી થઇ છે. બીજા વિશ્વયુદ્ધમાં આશરે ૩ લાખ અમેરિકન પુરૂષો માર્યા ગયાં છે અને લગભગ તેટલી જ સંખ્યાના પુરૂષોને એવી સખ્ત શારીરિક કે માનસિક ઇજા થયેલી છે કે સંભવતઃ તેઓ કદાપિ લગ્ન કરી શકશે નહિ.

ડૉ. ક્લીફર્ડ એડમ્સ એક બીજી વાસ્તવિકતા તરફ લક્ષ ખેંચે છે. તે એ કે હજારો અમેરિકનો જ્યારે સૈન્યમાં હતા તે સમયે તેઓ પરદેશી સ્ત્રીઓ સાથે લગ્ન કરી ચૂક્યા છે. અને હજીય અનેક અમેરિકન સૈનિકો પરદેશોમાં છે. પરંતુ અમેરિકન છોકરીઓ પાસેથી તેમના ભાવિ પતિઓ છીનવી લેવામાં યુદ્ધે એક બીજી રીતે પણ ભાગ ભજવ્યો છે તેનો ઉલ્લેખ કરતાં પ્રો. ક્લીફર્ડ એડમ્સ જણાવે છે કે પુરૂષ વયમાં જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ તેનો ઝોક પોતા કરતાં કેટલેક વર્ષે નાની હોય તેવી સ્ત્રીને પરણવા તરફનો રહે છે એ હકીકતનો અમેરિકન સ્ત્રીઓએ મુકાબલો કરવાનો છે. દાખલા તરીકે ૨૫ વર્ષનો માણસ ઘણુંખરું ૨૩ વર્ષની સ્ત્રીને પરણે, પરંતુ ધારો કે લશ્કરમાં તેને ચાર વર્ષ સુધી પરદેશ રહેવું પડ્યું. આમ તેની ઉંમર ૨૯ વર્ષની થાય ત્યારે તે બહુધા ૨૫ વર્ષની, કે કદાચ ૨૩ વર્ષની સ્ત્રીને પરણવાનો.

મારાં લગ્ન થયે લગભગ દોઢ વર્ષ થયેલ છે. મારી પત્નીએ ગુજરાતી ચાર ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. તેનાં માતાપિતાને ત્યાં કામકાજ વધુ હોવાથી અભ્યાસમાં પુસ્તકો સિવાય ઇતર વાંચન બિલકુલ વાંચેલું નહિ હોવાથી હાલ તેને બિલકુલ વાંચવાનો શોખ નથી. હું કહું છું, છતાં તેને વાંચવાનું બિલકુલ ગમતું નથી. તો તે માટે મારે કયા વખતે અને કયી રીતથી અને શરૂઆતમાં કેવાં પુસ્તકો વંચાવવાં કે તેને વાંચવામાં રસ પડે? શરૂઆતમાં કયાં પુસ્તકો વંચાવવાં તેના નામ જરા લખી મોકલવા કૃપા કરશો. હાલ તે વાંચે છે-તો વાંચવામાં બહુ જ વાર લાગે છે, માટે વાંચવામાં સરળ પડે તેવાં પુસ્તકોનાં નામ જરૂરથી લખશો. —જયંતિલાલ શાહ.

આપનાં પત્ની ગામડાનાં હશે એમ માનું છું. તેથી ચાર ચોપડી ભણ્યા પછી નિશાળ મૂકી દીધી હશે અને ઘરકામમાં જોડાયાં હશે. અને ત્યાં તેમને ઇતર વાચન કાંઇ જ મળે નહિ ને વાંચવાનો શોખ નહિ, એટલે ભણેલું કટાઇ ગયું હોય. જેથી તેમને હવે વાંચવાનું ફાવતું નથી અથવા બહુ ધીમેથી વાંચી શકે છે.

દરરોજ રાતના તમે એક કલાક તેમની પાસે સરળ ભાષાનાં પુસ્તકો વંચાવો. જેમાં મોટા ટાઇપ અને ચિત્રો હોય, તેવાં પુસ્તકો એમને ગમશે. પરિકથાઓ, પંચતંત્રની વાર્તા, બાળવાર્તાઓ, ખાટીમીઠી બાળવાતો,

# પુછપરછ

*

બહાર પટેલ વગેરે પુસ્તકો તેમને ગમશે. જો કે તમે ખરીદવા માંડશો તો ખર્ચને પહોંચી નહિ વળો, માટે ત્યાંની કોઇ લાયબ્રેરીના મેમ્બર બની, નાની નાની ચોપડીઓ તેમને રોજ લાવી આપો; ને એ રીતે વાંચનમાં રસ પડે તે પુસ્તક સંબંધી વાતો કરો. કદાચ તેમને વાંચતાં કંટાળો આવે તો તમે પોતે એક પુસ્તક વાંચી જાઓ. પછી તેમાંથી એક સારી વાર્તા હોય તે ઘરનાં છોકરાં અને તમારી પત્ની પાસે બેઠાં હોય ત્યારે ત્યાં રસ પડે એ રીતે કહો. એ રીતે તેમાં તેમને ઇંતેજારી ને રસ ઉત્પન્ન થયા પછી એ પુસ્તક તેમના હાથમાં આપી વાર્તા વાંચી જવાનું કહેજો એટલે પછી આખું પુસ્તક જ એ વાંચી જવાનાં. મને લાગે છે કે આ રીતે તમે એમને વાંચનમાં રસ લેતાં કરી શકશો.

*

પૂછપરછ વિભાગમાં કેટલાક પત્રો બહેનોના અંગત જીવન સંબંધી પણ હોય છે, તેમાં કેટલાક પત્રોમાં નામઠામ હોતાં નથી. એવા પત્રોના જવાબો અમે આપવા ઇચ્છતા નથી. અલબત્ત, જાહેરમાં એ નામ અને સરનામાં

---

સામાન્ય સમયમાં લગભગ દસ ટકા જેટલા અમેરિકન પુરુષો આગ્રહપૂર્વક અપરિણીત રહેવાનું પસંદ કરે છે. યુદ્ધને પરિણામે તેમની સંખ્યા ૧૫ ટકા જેટલી છે. આની વ્યવહારુ અસર એ થઇ છે કે દસ લાખ અમેરિકન છોકરીઓની લગ્ન કરવાની તક ખુંચવાઈ ગઇ છે. યુદ્ધમાં પુરુષોની ખુવારી થઇ તેથી જે દાા લાખ સ્ત્રીઓની લગ્ન કરવાની તક ચાલી ગઇ અને પુરુષો લશ્કરમાં પરદેશો ખાતે હતા તે દરમિયાન ઉંમર વધવાને લીધે પરણવાની તક ચાલી ગઇ તેવી ૧૫ લાખ છોકરીઓમાંની સંખ્યામાં ઉપર જણાવેલા અપરિણીત રહેવા માંગતા પુરુષોની સંખ્યા ઉમેરીએ તો માલુમ પડે છે કે અમેરિકાની કુલ ત્રીસેક લાખ ઉપરાંત છોકરીઓને લગ્નથી વંચિત રહેવું પડશે.

—'પ્રજાબંધુ'માંથી

કદી આપવામાં આવશે નહિ, પરંતુ એ સાચો પત્ર હોવાની સાબિતી માટે અમારી ખાતરી માટે લખનારે પોતાનું નામ અને ઠીરનામું પૂરાં લખી મોકલવા જ જોઇએ. અમે ખાતરીપૂર્વક જાહેર કરીએ છીએ કે એવાં નામ અને સરનામાં તદ્દન ખાનગી રાખવામાં આવશે.

પૂછપરછના પત્રોમાંની કેટલીક હકીકતો એવી હોય છે કે તેનો જવાબ છાપી શકાય નહિ, ત્યારે તે હકીકતનો જવાબ પૂછનારને પત્રથી જ આપી દેવા માટે પણ સરનામાની જરૂરીઆત ઊભી થાય છે, અને કેટલીક વખત જે હકીકત એમણે લખી હોય તેમાં ખુલાસા માટે પૂછપરછ કરવાની પણ જરૂર પડે ત્યારે સરનામાની જરૂર પડે છે. માટે સરનામુ પૂરૂં લખવા એમને વિનંતી કરીએ છીએ.

હમણાં જ એક પત્ર ભૂજથી લખેલો ને મોરબીથી પોસ્ટ કરેલો મળ્યો છે. પણ તેમાં નામ અને સરનામું નથી. એ પત્ર ભૂજથી બહેનનો લખેલ છે કે કોઇ બીજાએ લખીને કોઇ ઉપર આક્ષેપ કરવાના ઇરાદે લખ્યો છે તે સમજવું મુશ્કેલ છે. એટલે અમે એ પત્ર છાપતા નથી. પણ એ બહેનમાં જો એટલી હિંમત ન હોય, અને એ પત્ર સાચો જ હોય, તો અમે થોડો ખુલાસો કરવાની અમારી ફરજ સમજીએ છીએ.

એ બહેને સમજવું જોઇએ કે શાસ્ત્રોએ પણ ભૂતકાળ ઉખેળવાની ના કહી છે. પણ હર્ષના આવેશમાં કે પ્રેમના અતિરેકમાં, પોતાની ભૂતકાળમાં કોઇ ભૂલ થઇ હોય તો તે, કોઇને મોઢે પણ કહેવામાં હાનિ રહેલી છે. અલબત્ત, તેમણે જાતે જ જો પૂછ્યા સિવાય પોતાના પતિ પાસે ખુલાસો પ્રથમથી જ કર્યો હોત તો બન્યું છે તેવો પ્રસંગ આવત નહિ.

મારા એક પ્રોફેસર મિત્રે મને આવો જ કિસ્સો કહેલો યાદ આવે છે. એક સ્ત્રી–કોલેજના પ્રોફેસરે પોતાની પાસે ભણતી વિદ્યાર્થિનીઓને કોલેજના સમય સિવાય એકસ્ટ્રા પીરીયડના બહાને બોલાવી શીખવવાનું રાખેલું. તેમાં કન્યાઓ વહેલી મોડી પણ આવે. આવા ટાઇમે એક વહેલી આવેલી કન્યાનું તેમણે શિયળભંગ કરેલું, પણ વાત દબાઇ રહેલી. કન્યાએ લગ્ન પછી સાસરે જઇને પ્રથમ રાત્રીએ જ પોતાના પતિ પાસે આ હકીકત જાહેર કરી ને પોતે નિર્દોષ હોવાનું કહીને ક્ષમા માગી. પતિ ઉદાર હતા. કન્યાની નિરાધાર સ્થિતિમાં કોઈ વાંક ગણાય નહિ એમ તેમને પણ લાગ્યું ને ઉદાર દિલે પોતાની પત્નીને માફી આપી.

એટલે એ બહેનના પતિએ પણ મનમાં કોઇ જાતની શંકા રાખ્યા વગર પોતાની પત્નીના પ્રેમની કદર કરવી જોઇએ ને તેના પ્રેમનો પોતે ખુલ્લા દિલથી પડઘો પાડવો જોઇએ. એથી તેમનું દાંપત્ય જીવન સુખી થઇને તેમનાં સંતાનો પણ સુંદર, સુઘડ અને તંદુરસ્ત થશે. શંકાનાં બીજ કોઇ દિવસ એવું ભયંકર પરિણામ લાવે કે જીવન ઝેર બની જાય.

એ બહેને પણ પોતાનો પ્રેમ જેમ તેમના પતિ તરફ જ વહે છે તેમ વહાવ્યે જવો. પરિણામે આજે નહિ તો કાલે જરૂર તેમની નિર્દોષતા સાબિત કરીને તેમના જીવનમાં જે થોડી પણ ચિંતાનું કારણ બન્યું છે તે નષ્ટ થશે.

*

બીજાં બે બહેનોએ પોતાના પતિને નાનપણમાં હસ્તદોષની કુટેવને કારણે ગુમાવેલ પુરુષાર્થ સંબંધી પૂછપરછ કરી છે. તેમના પત્રો સ્ત્રીજીવનમાં છાપી શકાય તેમ નથી અને તેમણે પોતાનાં સરનામાં લખ્યા ન હોવાથી બારોબાર જવાબ મોકલવાનું શક્ય નથી, તેથી તેમના પત્રો ઉપરથી વૈદરાજે જવાબ તૈયાર કરી મોકલ્યા છે તે જવાબો તેમણે સરનામા કરેલાં કવર મોકલી મંગાવી લેવા.

## પુસ્તક પરિચય

**આનંદ ઘર** (લેખકઃ શ્રી. બેકાર. પ્રકાશકઃ શ્રી. હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સુરત. પાકુ પુંઠું પૃ. ૨૪૦ કિંમત રૂ. ત્રણ) હાસ્યરસના જાણીતા લેખક શ્રી બેકારનું આ પુસ્તક હાસ્યરસનો ખજાનો વધારે છે.

**હિંદુસ્તાની બાલપાઠાવલી** (પ્રકાશકઃ નવજીવન કાર્યાલય • અમદાવાદ કાચું પુંઠું. પૃ. ૫૨ કિંમત. ૦-૬-૦)

ઉર્દુ હીંદી શીખનાર માટે બન્ને લીપીમાં પ્રગટ થયેલ આ બાળપાઠાવલી મરાઠી અને બંગાળી જાણકારને ઉપયોગી થાય એ રીતે પાછળ એ ભાષાઓમાં અર્થ પણ આપેલ છે.

**ભગવાન મહાવીરના યુગની મહાદેવીઓ** [ લેખકઃ શ્રી. સુશીલ. પ્રકાશકઃ શ્રી. જૈન આત્માનંદ સભા, ખાર ગેટ, ભાવનગર પાકુ પુંઠું ૨૬૦ પૃ. કિંમત રૂ. ૩-૮-૦]

ભગવાન મહાવીરના સમયની સતીઓનાં જીવન ચરિત્રોનો આ સંગ્રહ જૈન અને જૈનેતર બહેનોને માર્ગદર્શક થઇ પડે એ રીતે સમાજ પાસે જાણીતા લેખક શ્રી સુશીલે રજુ કરેલ છે.

*

શ્રી. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો; અમદાવાદ તરફથી

**ભગવાન પરશુરામ** (લેખકઃ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી. પાકુ પુંઠું. પૃ. ૫૦૦ કિંમત રૂ. ૫-૮-૦ )

સોમહર્ષિણીના અનુસંધાનમાં પ્રગટ થયેલી આ સુંદર નવલકથા તેમની 'ગુજરાતનોનાથ' વગેરે નવલકથાઓ ઉપર કળશ રૂપ છે.

**જેલ ઓફિસની બારી** ( લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી. પાકુ પુંઠું પૃ. ૧૭૦ કિં. ૨-૪-૦)ત્રીજી આવૃતિમાં પ્રવેશતો આ વાર્તાસંગ્રહ જેલ-પંખીડાઓનાં ધબકતાં હૃદયની હકીક્ત વાચક ઉપર ઉંડી છાપ મૂકી જાય છે.

**નિરંજન** ( લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી પાકુ પુંઠું. પૃ. ૨૫૬ ત્રીજી આવૃતિ કિં. ૩-૦-૦ ) આ સુંદર નવલકથા આજના નવયુવકો સમક્ષ સત્ય અને ફરજનો પ્રશ્ન ખડો કરી વિચાર કરતાં કરી મૂકે છે.

**સોરઠી વિભૂતિઓ** (લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી. પાકું પુંઠું. પૃ. ૧૮૪ કિંમત ૨-૪-૦ ) બીજી આવૃતિમાં નવી વાર્તાઓ સાથે સોરઠી લોકકથાઓનો સંગ્રહ

**કચ્છની નુતન ભૂગોળ** ( લેખકઃ શ્રી. માર્કંડરામ મહેતા. બોર્ડ પુંઠું. કિંમત દશ આના ) કચ્છની શાળાઓમાં ટેક્ષ બુક તરીકે ઉપયોગી થાય તેવું આ ભૂગોળનું પુસ્તક શિક્ષક ને વિદ્યાર્થીઓને ભૂગોળ શીખવવાની નવી દ્રષ્ટિએ પ્રગટ થયું છે.

# સ્ત્રી-જગત  સમાચાર

જોગનીપુરની ફોજદારી કોર્ટે મોંજી અઢોરી ગામના રામચરણને તદ્દન નાની બાળકી સાથે વ્યભિચાર કરવાના આરોપસર સેશન કમિટ કર્યો.

*

બિહાર પ્રાંતના મોહ્ડેગાંવમાં કાશીબાઇ નામની સ્ત્રી ઉપર બળાત્કાર કરી વ્યભિચાર કરવા માટે બાલાઘાટના સબ-ઇન્સ્પેક્ટર સામે આરોપ મૂકતો પત્ર પ્રધાનમંત્રીને મોકલાયો છે.

*

ટોકીઓમાં એક અમેરિકન સૈનિકને પાંચ વર્ષની સજા થવાથી તેની પ્રેયસીએ પત્ર લખ્યો કે પાંચ વર્ષ સુધી હું તારી રાહ જોઇ શકું તેમ નથી, તેથી તારા પિતા સાથે મેં લગ્ન કરી લીધાં છે ને તને માતા તરીકે આશીર્વાદ મોકલું છું. આ પત્ર લશ્કરી પત્ર 'સ્ટાર્સ ઓફ સ્ટ્રાઇપ્સ'માં પ્રગટ થયો છે.

*

હિંદીસરકારના અનાજ પુરવઠાખાતાના પ્રધાન સર. જે. પી. શ્રીવાસ્તવની પુત્રી શ્રી. સાવિત્રી શ્રીવાસ્તવે સીનેમા ધંધામાં જોડાવાનો નિશ્ચય કર્યો છે તેઓ નેશનલ સ્ટુડીઓના સામાજિક ચિત્ર 'સરાય કે બહાર' નામના ચિત્રમાં ભિક્ષુક કન્યાની ભૂમિકા ભજવવાનાં છે.

*

અમદાવાદ થિયોસોફિકલ શાળાના ઉપપ્રમુખ શ્રી ઇન્દુમતી મહેતાએ ભરૂચમાં બે દિવસમાં આઠેક જાહેર વ્યાખ્યાનો આપ્યાં

*

ઇદના પવિત્ર દિવસે તમામ કોમોને પ્રાયશ્ચિત્ત કરવા શ્રી. સરોજીની નાયડુએ અપીલ કરી.

*

કર્નલ લક્ષ્મીને (મીસીસ લક્ષ્મી નન્જુદારાવ) તેમના પતિ શ્રી. બી. કે. નન્જુદારાવ સાથેના છૂટાછેડા મદ્રાસ હાઇકોર્ટેમાં જસ્ટીસ ક્લાર્કે મંજુર કર્યા. તેમનાં લગ્ન ઇ. સ. ૧૯૩૬ની ૧૫મી એપ્રીલે મદ્રાસમાં થયા હતા.

કર્નલ લક્ષ્મીને પોતાના આગલા પતિથી છૂટાછેડા મળી ગયા હોવાથી ૭ મહિના બાદ તેઓ કર્નલ સહગલ સાથે ફરી ત્રીજું લગ્ન કરવાનાં છે.

*

કાઠિયાવાડમાં ઢોર મરવામાં પડનાં વર્ગમાંથી હરિજનોનાં વહુદીકરીઓને માર પડયાના કિસ્સાઓ બન્યા છે.

પટણાના પરા દિનાપુર નજીક મૂલયક ગામમાં પચાસ માણસોએ કરેલા હુમલાનો સામનો કરનાર એક ઘરડી ડોશીને માર પડયો અને એક છોકરીએ ભયની ચેતવણી આપી હતી તેના ઉપર પણ હુમલો થયો.

*

અમરેલી પ્રાંતના રતનપુર મહાલના ફોજદારે પ્રજાની વહુ-દીકરીઓને પોતાના ઘરના આંગણે બળજબરીથી નાચગાન કરાવ્યાની ફરીઆદ થઇ છે.

*

મદ્રાસમાં જ્યોર્જ ટાઉન વિભાગમાં એક ઘરમાં રસોઇ કરતાં રસોડામાં આગ લાગતાં ૪૮ વર્ષની એક સ્ત્રી, ૨૫ વર્ષની દીકરી અને ૨૦ વર્ષની પુત્રવધૂ સળગી ગયેલાં મળી આવ્યાં. તે વખતે પુરૂષવર્ગ ઘરમાં નહતો.

*

મલબાર હીલ પર ડુંગરવાડા આગળ શનિવારે બે ગંધાતા કોથળા-ખોલતાં તેમાંથી એકવીસ વર્ષની યુવતીનું ખૂન કરીને તેના અંગના ટુકડાઓ ભરેલા મળી આવ્યા હતા. આ અંગે પોલિસ તપાસ ચલાવી રહી છે.

રશિયામાં ૧૫ થી ૧૮ વર્ષની છોકરીઓને લશ્કરી તાલીમ આપવાનો ઠરાવ રદ થયો.

*

બાર હિંદી-મહિલાઓ સહિત ડર્બનમાં કુ. મેરી બારની ગેરકાયદેસર પ્રવેશ અંગે ધરપકડ કરવામાં આવી

*

સુરત મહિલા પરિષદ શાખાના આશ્રયે શ્રી. કમળાબેનનાં ભજનોનો કાર્યક્રમ રખાયો હતો.

*

ચીનમાંથી મેડમ ચાંગકાઇ-શૈક અને અમેરિકાથી શ્રી. પર્લ બકે પંડિત જવાહરલાલ નહેરૂને હિંદની નવી સરકારના વડા તરીકે અભિનંદન અને આશીર્વાદ પાઠવ્યા છે.

*

દ. આફ્રીકાના ઉમ્મીશો સત્યાગ્રહને સ્થળે તેમના ૧૨ હિંદી સ્ત્રી સાથીદારો સાથે ડર્બનના કુ. મેરીની ધરપકડ કરવામાં આવી છે. સત્યાગ્રહી તરીકે પકડાનારાં તેઓ પહેલાં જ યુરોપિયન મહિલા છે. તેઓ પહેલાં હિંદમાં રહેલાં છે. ડર્બનુડ ખાતે આ ૧૩ સ્ત્રી. સત્યાગ્રહીઓને વિદાયમાન આપવા હિંદીઓની એક જંગી સભા મળી હતી. સભામાં જેલની સખ્ત ભોગવીને છુટેલા સત્યાગ્રહીઓએ પણ ભાષણ કર્યાં હતા.

મદ્રાસમાં બે હજાર સ્ત્રી કામદારોના સરઘસ ઉપર લાઠીમાર થયાનું ને એક સગર્ભા સ્ત્રી ઉપર તે બેભાન થઇ ગઈ ત્યાંસુધી માર પડયાનું કહેવાય છે.

*

કલકતામાં તોફાન વખતે અલીપોરની સ્ત્રીઓની હોસ્પીટાલ ઉપર પણ હુમલો કરવામાં આવ્યો હતો.

*

મુંબઇમાં મરીન ડ્રાઇવ ઉપર કોમી રમખાણની અંધાધૂંધીનો લાભ લઇને એક યુવતીને છરી બતાવીને લૂંટી. લેવાનો બનાવ બન્યો હતો.

*

મદ્રાસની આગામી ધારાસભામાં હિન્દુ સ્ત્રીઓના વારસાહક અંગેના કાયદામાં સુધારો કરતું બિલ ધારાસભ્ય શ્રી. રેડ્ડાલક્ષ્મી તરફથી રજૂ થશે.

*

સુરત રાષ્ટ્રભાષા પ્રચાર મંડળના મંત્રી તરીકે શ્રી. લત્તાબહેન દેસાઇ ચુંટાયાં ને વસુમતી ઠાકોર સભાસદ તરીકે ચૂંટાયાં.

*

માતર તાલુકાના લીંબાસી ગામે ત્રણ બહેનો પાણી ભરવા કૂવે ગઇ હતી તે વેળા મોટી બેનને બચાવતાં ત્રણે બેનો એક પાછી એક અકસ્માતે કૂવામાં પડી જવાથી મરણ પામી.

સીડનીમાં મહિલાઓના અધિકારો માટે એક પરિષદ ભરાઇ હતી. આ પરિષદમાં હિંદના બે પ્રતિનિધિ શ્રી મીઠાં અને કુ. કપિલા ખાંડવાળાએ હિંદની વર્તમાન પરિસ્થિતિનો સચોટ ખ્યાલ આપ્યો હતો.

*

થાણા જીલ્લામાં ગોલવડ નજીકના બોરડી ગામમાં ગામડાંનાં બાળકોને શારીરિક અને માનસિક કેળવણી આપવાના હેતુથી ગ્રામબાલશિક્ષાકેન્દ્રની સ્થાપના કરવામાં આવી છે. આ સંસ્થાના મુખ્ય અધ્યાપિકા તરીકે શ્રી તારાબેન મોડક રહેશે.

*

ધૂળીયામાં એક સ્ત્રી તેમ જ ત્રણ ચાર સામ્યવાદી કાર્યકરોની ૧૪૪મી કલમનો ભંગ કરવા માટે ધરપકડ કરવામાં આવી છે.

*

ઢાકામાં થયેલ રમખાણુ અંગે શ્રીમતી લીલા રોયે બન્ને પક્ષને શાન્તિ માટે અપીલ કરી હતી.

*

હિંદી લેખકોના હીતના રક્ષણાર્થે ગયા વર્ષે રાષ્ટ્રકવિ મૈથિલીશરણ ગુપ્તના પ્રમુખપણા નીચે અલ્હાબાદમાં સાહિત્યકાર સંસદની સ્થાપના થયેલી. તેના મંત્રી તરીકે શ્રીમતી મહાદેવી વર્મા ચુંટાયાં છે.

મદ્રાસપ્રાંતમાં હિંદુ કાયદા હેઠળ લગ્ન કરનાર વ્યક્તિઓના દ્વિદાંપત્ય (હયાત પત્નીએ બીજું લગ્ન) કરવા સામે પ્રતિબંધ મૂકતો અને છૂટાછેડાની છૂટ આપતો એક ખરડો ધારાસભાના એક કોંગ્રેસવાદી સભ્ય રજુ કરનાર છે. છૂટાછેડા લીધા પછી છ મહિને બીજું લગ્ન કરવાની છૂટ આ ખરડામાં છે.

*

ન્યુ દિલ્હીમાં એક બહેને ગાંધીજીને પોતાની સોનાની બંગડી ભેટ ધરી; તેનું લીલામ થતાં રૂ. ૧૦૦ ઊપજ્યા.

*

એલીસબ્રીજ રંગમંડળના આશ્રયે ઓક્ટોબરની શરૂઆતમાં રંગપૂર્તિ હરીફાઇ થશે.

*

બ્રહ્મદેશના સ્ત્રીઓના સ્વતંત્ર લીગના પ્રમુખ ડૉ. ખીન આઇના ઘરમાંથી એંસી હજાર રૂપીઆની ઝવેરાતની ચોરી થઇ.

*

ઉદેપુરમાં એક ગૌહત્યાના કારણે વાતાવરણ તંગ થતાં એક સાત વર્ષની છોકરીને છૂરી ધોંચી દેવામાં આવી હતી. મુલતાનમાં પણ એક સ્ત્રીને છૂરી મારવામાં આવી હતી.

*

શ્રી. કપીલાબેન ખાંડવાળા મુંબઈ વિદ્યાપીઠના સેનેટમાં ચુંટાયાં.

*

સુરત બેગમપુરાના ઘાંચી કોમનાં અગ્રણી સુધારકે પોતાની પત્ની તથા પાંચ છ સંતાનો હૈયાત છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં.

*

વડોદરામાં સુભાષચંદ્રના નામથી લશ્કરી તાલીમ કેન્દ્ર આર્યકન્યા મહાવિદ્યાલયમાં શરૂ કરવાનું નક્કી થયું છે. અહીંયા તાલિમી લેતી ટુકડીનું નામ 'ઝાંસીની રાણી' રાખવામાં આવશે.

વડોદરા ધારાસભાના સ્ત્રી સભ્ય અને આર્યકન્યા મહાવિદ્યાલયના પ્રાધ્યાપક શ્રી. સુશીલા પંડિતે આ અંગે પાંચ લાખ રૂપિયાની જાહેર માંગણી કરી છે. અને તેમાં શ્રી નારાયણલાલ બંસીલાલ અને શ્રી નાનજીભાઇ મહેતા એ દરેકે એક—એક લાખ રૂપિયા આપ્યા છે.

*

મધ્યસ્થ સરકારમાં ચૂંટાયેલા સર શફત અહમદખાન ઉપર ગુંડાઓએ કરેલ હુમલા સંબંધી તેમનાં બહેન ઉપર અનેક પૃચ્છપરછના તારો આવ્યા છે. લેડી વેવલે પણ ટેલીફોનથી તેમની તબિયતના સમાચાર પૂછ્યા હતા.

*

આગામી સાહિત્ય પરિષદ રાજકોટમાં ભરાય છે તેના પ્રમુખ તરીકે શ્રી. રામનારાયણ વિ. પાઠક ચુંટાયા છે.

રાજકોટમાં સોમેશ્વર મહાદેવ નજીક કેટલાક ગુંડાઓએ ખેડૂતની વાડીમાં પેસી ખેડૂત કુટુંબ ઉપર હુમલો કર્યો હતો. ખેડૂતની સ્ત્રીઓની છાતી કાપી નાખવાનો પ્રયત્ન કરતાં સ્ત્રીઓને ગંભીર ઇજા થઇ છે.

*

ધંધુસરની મેરાણીઓ જૂનાગઢમાં દૂધ વેચવા આવતી. તેની રાજ્યમંડેલના નોકરો મશ્કરી કરતા હોવાથી ફરીઆદ થતાં તે નોકરોને શિક્ષા થવાને બદલે મેરાણીઓને જૂનાગઢમાં દૂધ વેચવા આવવાની મનાઇ થઇ છે.

*

સંયુક્ત રાષ્ટ્રોની બેઠકમાં હિંદના પ્રતિનિધિ તરીકે શ્રી વિજ્યાલક્ષ્મી પંડિત જશે.

*

મુંબઇમાં કાલબાદેવી ઉપર ગુંડાઓએ મોટરમાંથી કરેલા ગોળીબારમાં એક બાર વર્ષની નિર્દોષ બાળા મરણ પામી.

*

ધીકાંટા અમદાવાદમાં એક ૫૦ વર્ષના કચ્છીવણિક કાનજી આસુભાઇને બેકારી અને ભૂખમરાને કારણે ધર્માંતર કરવું હતું તે સામે વિરોધ કરનાર પોતાની જુવાન પત્ની બાપ, માસીક અને તેના ભત્રીજાનું ખંજર વતી ખૂન કરી ખૂની પોલીસ સ્ટેશને હાજર થયો.

આદિચ્ય મહિલા સમાજના સભાસદ ડૉ. મીસ શારદા બહેને ડૉ. રમણલાલ ઉપાધ્યા. યને એક પત્ની હયાત છતાં તેમની સાથે લગ્ન કર્યું તે સામે મહિલા સમાજે વિરોધ જાહેર કર્યો છે.

*

પોરબંદર ધારાસભામાં રજુ થયેલ વિધવા લગ્ન અને વૃદ્ધ લગ્નના ખરડા ઊડી ગયા.

*

આઝાદ મહિલા સંઘ તરફથી દેશસેવિકાઓના જનરલ કમાન્ડીંગ ઓફીસર શ્રીમતી સોફીઆખાન મુંબઇ છોડી જતાં હોવાથી શ્રી હંસાબહેનના પ્રમુખપદે તેમને વિદાયમાન આપવામાં આવ્યું.

*

લગ્ન વખતે આપવામાં આવતા વાંકડાની પ્રથા પર અંકુશ મૂકતું બીલ શ્રી. ડાબી મુંબઇ ધારાસભામાં રજુ કરનાર છે.

*

કરાંચીમાં એકવીશ વર્ષની સમજી ઔદિચ્ય બ્રાહ્મણ યુવતીનું શકમંદ સંજોગોમાં અવસાન થયાનું કહેવાય છે. કહેવાય છે કે તે બહાર ગઇ હતી ત્યાંથી આવતાં તેના દિયરે તેને મારેલી. તે મરી ગઇ ત્યારે તેના પતિ હાજર ન હતા. સ્મશાનમાં તેના દેહ ઉપર લોહી હોવાનું કહેવાય છે

*

શાન્તિનિકેતનમાં ' મેડમ ચાંગ કાઇ શેક રીલીફ હોમ'ની સ્થાપના થઇ.

દક્ષિણ હૈદ્રાબાદના હુસન સાગર તળાવમાં ત્યાંની નવ વર્ષની સરસ્વતીબાઇ નામની છોકરીએ ૭ કલાક ને ૨૫ મીનીટમાં પાંચ માઇલ તરવાનો રેકર્ડ તોડયો છે.

*

વોઇસ ઓફ ઇન્ડીઆના મુંબઇના પ્રથમ સ્ત્રી તંત્રી મીસ લીનેટ સોલોમને શ્રી. એસ. કે. યુબેરોય સાથે લગ્ન કર્યું.

*

ડૉ. ઉષાબહેન છગનલાલ શેઠ વધુ તબીબી અભ્યાસ માટે આયર્લેન્ડ ગયાં.

*

સંતરામપુર (અસાન્સોલ) ની કન્યાશાળાના મકાનનું છાપરૂં તૂટી પડતાં ત્રણ છોકરીઓ મરી ગઇ અને સાત ઘાયલ થઇ.

*

કલકત્તામાં અશાંતી દરમ્યાન કોઈ પણ ગુજરાતી બહેનને ઇજા થઈ નથી. બધાંને સહીસલામત ખસેડી લેવામાં આવ્યાં હતાં.

*

મુંબઇ અનંતવાડી મહિલા મંડળનો વાર્ષિક ઉત્સવ તા. ૧૩ મીએ ઉજવાશે.

*

સ્કોટલાંડની ૧૬ વર્ષની કળાકાર નાન્સીરીકને સ્ત્રીઓના ૨૨૦ ગજ તરવાનો ૨ મીનીટ ને ૩૬ સેકન્ડમાં તરીને રેકર્ડ તોડયો છે.

• જર્મનીમાં અંગ્રેજી ફોજે જર્મન સ્ત્રીઓ સાથે ઘણા કિસ્સામાં બળાત્કાર કરતા હોવાથી બ્રીટીશ લશ્કરી અમલદારોએ પોતાના સૈનિકોને ઇશ્વરનો ડર રાખવા સૂચના આપી છે.

*

જોહાન્સબર્ગમાં સીટી લોહોના છ માઇલ લાંબા શાંત સરઘસ ઉપર ૪૦૦ ગોરી પોલીસે ઘેરી લઇને ગોળીબાર કર્યો. હડતાળીઆઓએ ખસવાની ના કહી, એટલે તેમના ઉપર ગોળીનો વરસાદ વરસાવ્યો ને ખૂનની નદીઓ વહાવી. આગેવાન આફ્રિકી નેતાઓને પકડી લેવામાં આવ્યા છે.

*

દક્ષિણ આફ્રીકાના સત્યાગ્રહમાં પકડાયેલ મીસ ઝૈનાપ અસ્મત છૂટે છે. અને તે સત્યાગ્રહમાં ભાગ લેવા મીસીસ પેરૂમલ પીલાઇ અને કુમારી મણીબહેન સીતા વગેરે દશ બહેનોની એક ટુકડી પ્રીટોરીઆથી ડર્બન જવા નીકળી છે.

*

કુમારી કલ્યાણીદેવી કે જેઓને સ્ત્રી હોવાથી તેમજ બ્રાહ્મણેતર વર્ણના હોવાથી બનારસ વિદ્યાપીઠમાં દાખલ કરવામાં આવ્યાં. નહોતાં તેમને બનારસ વિદ્યાપીઠના વેદમધ્યમા વર્ગમાં દાખલ કર્યાં

પોતાની યુવાન પત્ની સાથે નાણાં અંગે ઝઘડો થતાં, પોતાને સાસરે જઈને તેનું ખૂન કરનાર લાલા જેરામની બેદાલી ગામેથી ધરપકડ થઈ છે. કહેવાય છે શ્રી લાલા જેરામ લંડન પણ જઈ આવેલ છે.

*

અમેરીકામાં રોકસબરી ખાતે એક માણસે પોલીસ કચેરીમાંથી એવી પરમીટ માંગી હતી કે તેની પત્નીની ચાલચલગત ખરાબ હોવાથી તેને ફટકારવાની આજ્ઞા તેને મળવી જોઈએ, કારણ કે તેમ કરવાથી તે તેની પત્નીને મારમારીને સુધારી શકશે પરંતુ પોલીસે તેને પરમીટ આપવાનો ઇન્કાર કર્યો.

*

ઢાકામાં નિર્દોષ સ્ત્રીઓ ઉપર પણ ખંજરબાજી ચલાવવામાં આવે છે. એક આઠ વર્ષની બાળા તેનો ભોગ થઈ પડી હતી.

*

ઉમરેઠના શ્રી. ત્ર્યંબકલાલ મણીલાલ શેલતે (બી. એ.) પોતાની પત્ની હયાત છતાં શ્રી. ગણપતરામ રામકૃષ્ણની દીકરી શારદા સાથે ફરી લગ્ન કર્યું છે.

*

સૂરતના એજ્યુ. ઇન્સ્પેક્ટ્રેસ શ્રી. દેવીબ્હેનના ઘરમાં ચોરી કરવાના ઇરાદે દાખલ થવાના આરોપસર પકડાયેલા આરોપીઓ નિર્દોષ છૂટયા.

સૂરતની મોઢ ઘાંચી જ્ઞાતિ સમસ્ત પંચે એક સ્ત્રી હયાત હોય તો બીજી પત્ની નહિ કરવાનો ઠરાવ કર્યો.

*

સૂરતમાં છીપવાડના તારામતી દયાશંકર સ્ટવ ઉપર ચા કરતાં દાઝીને મરી ગયાં.

*

જલાલપોર તાલુકાના મટવાડ ગામમાં મોતલી નામની યુવતીનું તેના પતિએ ખૂન કર્યાનું કહેવાય છે. મોતલી પોતાના પીયરમાં હતી ત્યાં આરોપીએ આ કૃત્ય કર્યું છે.

*

આઝાદ ફોજવાળા કર્નલ ભોંસલેનાં પત્ની શ્રી.ચારિકાબાઈ વડોદરામાં અવસાન પામ્યાં.

*

વ્યારામાં મહિલા મંડળ સ્થાપવા માટે શ્રી. જ્યોત્સનાબ્હેન શુક્લની સલાહ માગી છે.

*

રતલામ રાજ્યે ગોળીબારમાં માર્યા ગયેલાઓની વિધવાઓને મદદ કરવા શ્રી. કનૈયાલાલ મુનશીએ મહારાજાને સલાહ આપી છે.

*

નાગપુરમાં સી. પી. ધારાસભા પાસે કાળા વાવટાનો દેખાવ કરવા માટે ૧૪૬ સ્ત્રીઓને પકડવામાં આવી, પણ સાંજે છોડી મૂકી હતી.

*

શ્રી. સરોજિની નાયડુ એશીઆઈ પરિષદના પ્રમુખ નીમાયાં.

*

ઓટાવાની કેનેડા બેંકના અર્થશાસ્ત્રી મીસ અમાશાની રશીયન જાસુસ હોવાના શકથી ધરપકડ થઈ.

*

મુંબઈમાં હુલ્લડ શરૂ થયું તે દિવસે કેટલીક જૈન બહેનો ક્ષમાપના માટે બસમાં દેરાસર જતી હતી. તે બસ ભાળપીસ પાસે આવતાં પત્થર મારો શરૂ થયો. બહેનો ને બાળકોએ રડવા માંડયું. પરાણુ ડ્રાયવરે ભયગ્રસ્ત વિસ્તારને બદલે બસને હિંદુલતા તરફ પૂરઝડપે હાંકી મૂકી ને ઠાકુરદ્વાર પાસે એ બહેનોને સહીસલામત ઉતારી મૂકી હતી.

*

જોડાન-સન્સની આફ્રીકન પ્રકાશન પેઢીએ પોતાની હરિફાઈમાં બે સ્ત્રી લેખિકાઓની નવલકથાઓ ઇનામ છતી ગઈ.

*

બ્રિટીશ ટ્રેડ યુનીયન કોંગ્રેસના પ્રમુખ તરીકે મીસ ફ્લોરેન્સ હેન્કોક આવવા સંભવ છે. આ પહેલાં એક વખત કેમ આન લોફ્ટીઝન નામનાં બહેન પ્રમુખ થઈ ગયાં છે

*

પોતાની યુવાન પત્ની સાથે નાણાં અંગે ઝઘડો થતાં, પોતાને સાસરે જઇને તેનું ખૂન કરનાર લાલા જેરામની ઓદાલી ગામેથી ધરપકડ થઇ છે. કહેવાય છે શ્રી લાલા જેરામ લંડન પણ જઇ આવેલ છે.

*

અમેરીકામાં રોકસબરી ખાતે એક માણસે પોલીસ કચેરીમાંથી એવી પરમીટ માગી હતી કે તેની પત્નીની ચાલચલગત ખરાબ હોવાથી તેને ફટકારવાની આજ્ઞા તેને મળવી જોઇએ, કારણ કે તેમ કરવાથી તે તેની પત્નીને મારમારીને સુધારી શકશે પરંતુ પોલીસે તેને પરમીટ આપવાનો ઇન્કાર કર્યો.

*

ઢાકામાં નિર્દોષ સ્ત્રીઓ ઉપર પણ ખંજરબાજી ચલાવવામાં આવે છે. એક આઠ વર્ષની બાળા તેનો ભોગ થઇ પડી હતી.

*

ઉમરેઠના શ્રી. ત્ર્યંબકલાલ મણીલાલ શેલતે ( બી. એ. ) પોતાની પત્ની હયાત છતાં શ્રી. ગણપતરામ રામકૃષ્ણની દીકરી શારદા સાથે ફરી લગ્ન કર્યું છે.

*

સુરતના એજ્યુ. ઇન્સ્પેકટ્રેસ શ્રી. દેવીબહેનના ઘરમાં ચોરી કરવાના ઇરાદે દાખલ થવાના આરોપસર પકડાયેલા આરોપીઓ નિર્દોષ છૂટયા.

સુરતની મોઢ ઘાંચી જ્ઞાતિ સમસ્ત પંચે એક સ્ત્રી હયાત હોય તો બીજી પત્ની નહિ કરવાનો ઠરાવ કર્યો.

*

સુરતમાં છીપવાડના તારામતી દયાશંકર સ્ટવ ઉપર ચા કરતાં દાઝીને મરી ગયાં.

*

જલાલપોર તાલુકાના મટવાડ ગામમાં મોતલી નામની યુવતીનું તેના પતિએ ખૂન કર્યાનું કહેવાય છે. મોતલી પોતાના પીયરમાં હતી ત્યાં આરોપીએ આ કૃત્ય કર્યું છે.

*

આઝાદ ફોજવાળા કર્નલ ભોંસલેના પત્ની શ્રી.ચારિકાબાઈ વડોદરામાં અવસાન પામ્યાં.

*

વ્યારામાં મહિલા મંડળ સ્થાપવા માટે શ્રી. જ્યોત્સનાબહેન શુકલની સલાહ માગી છે.

*

રતલામ રાજ્યે ગોળીબારમાં માર્યા ગયેલાઓની વિધવાઓને મદદ કરવા શ્રી. કનૈયાલાલ મુનશીએ મહારાજાને સલાહ આપી છે.

*

નાગપુરમાં સી. પી. ધારાસભા પાસે કાળા વાવટાનો દેખાવ કરવા માટે ૧૪૬ સ્ત્રીઓને પકડવામાં આવી,પણ સાંજે છોડી મૂકી હતી.

*

શ્રી. સરોજિની નાયડુ એશીઆઇ પરિષદના પ્રમુખ નીમાયાં.

*

ઓટાવાની કેનેડા એંકના અર્થશાસ્ત્રી મીસ બમાશાની રશીયન જાસુસ હોવાના શકથી ધરપકડ થઇ.

*

મુંબઇમાં હુલ્લડ શરૂ થયું તે દિવસે કેટલીક જૈન બહેનો ક્ષમાપના માટે બસમાં દેરાસર જતી હતી. તે બસ ગાળપીઠા પાસે આવતાં પથ્થર મારો શરૂ થયો. બહેનો ને બાળકોએ રડવા માંડયું. પરાણ ડ્રાઇવરે ભયંકર વિસ્તારને બદલે બસને હિંદુલતા તરફ પૂરઝડપે હાંકી મૂકી ને ઠાકુરદ્વાર પાસે એ બહેનોને સહીસલામત ઉતારી મૂકી હતી.

*

જેહાન્સબર્ગની આફ્રીકન પ્રકાશન પેઢીએ યોજેલી હરિફાઇમાં બે સ્ત્રી લેખિકાઓની નવલકથાઓ ઇનામ જીતી ગઇ.

*

બ્રિટીશ ટ્રેડ યુનીયન કોંગ્રેસના પ્રમુખ તરીકે મીસ ફ્લોરેન્સ હેન્કોક આવવા સંભવ છે. આ પહેલાં એક વખત ડેમ આન લોધીઅન નામનાં બહેન પ્રમુખ થઇ ગયાં છે

*

## ચશ્મા માટે

અસલ બનાવટના કાચ અને આકર્ષક ફ્રેમ તમારા ચહેરાની સુંદરતા અને દ્રષ્ટિ બંને વધારે છે.

મળો

**અનુભાઈ એન્ડ કં.**

(ચશ્માવાળા)

ગાંધીરોડ, અમદાવાદ

## 'રીટા' આકર્ષક વાળ ઉગાડે છે.



કેશ સમૃદ્ધિ માટે 'રીટા' એ એક નવો નુસખો છે. ખાસ કરીને કેશના મુળમાં ખુટતાં કુદરતી અવયવો તે પૂરાં પાડે છે. તે ખોડો થતો અટકાવે છે, ટાલ પડતી અટકાવે છે અને અનુપમ સૌંદર્ય-વાળા લાંબા સુંદર વાળ ઉગાડે છે. બરછટ વાળને તે ખૂબસુરત ચળકાટ આપે છે અને વાંકડીયા વાળ માટે ઉત્તમ છે. 'રીટા'ની એક શીશી ખરીદી તમારા વાળને અનુપમ સૌંદર્ય અર્પો. બાટલી દીઠ ૧૫ આનાની કિંમતથી દરેક સ્થળે વેચાય છે.

**RITA**

**HAIR TONIC**



વીટો કંપની : જોન્સ સ્ટ્રીટ, મદ્રાસ—૧






પ્રકાશક : મનુભાઈ લલ્લુભાઈ જોધાણી : સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ : પાંચકુવા અમદાવાદ.
મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ

છૂટક નકલ બાર આના